# ધર્મ-વિચાર

## બીજો ભાગ.

) કર્મ (૯) કર્મ પ્રવાહ (૧૦) કર્મયોગ (૧૧) કર્મ-યોગ અને સંન્યાસ (૧૨) જ્ઞાનયોગ (૧૩) જ્ઞાનયોગ (૨) પ્રકૃતિ પુરુષ (૧૪) જ્ઞાનયોગ (૩) ઈશ્વર જગત (૧૫) જ્ઞાનયોગ (૪) પરમાત્મા-તેનો આકાર-જુદા જુદા વાદ.

લેખક:

રતનસિંહ માધવજી ધ્રુવ.

# પ્રસ્તાવના

## ધર્મ વિચાર—ભાગ બીજો

પહેલો ભાગ છપાવવામાં અગાઉથી નાણાં આપી ગ્રાહકો બનાવવા ભારે શ્રમ ઉઠાવવો પડયો હતો. અને તેથી લાંબો સમય લાગવાથી કેટલાક શીરૂઆતથીજ પ્રથમ નાણાં ભરનારને ઉતાવળની લાગણી થઈ હતી. પહેલો ભાગ ૭ પ્રકરણમાં ૪૩૨ પાનાનો બહાર પડેલ છે. આ બીજો ભાગ છપાવવામાં ભાવનગરના સખી ગૃહસ્થ અને મુંબઇના વ્યાપારી શ્રીયુત્ શેઠ મૂળજીભાઇ વલ્લભજીએ ટેકો આપવાથી છપાવવામાં સગવડ થઇ તેને માટે તેમનો અંતઃકરણથી આભાર માનું છું. છાપખાનાવાળાઓએ પણ બનતી ઝડપે છાપવાથી આ બીજો ભાગ ટુંક સમયમાં બીજા ૮ પ્રકરણમાં ૫૩૯ પાનાનો બહાર પાડવા તૈયાર થયેલ છે. બાકીના ૧૨ પ્રકરણ કે જેમા ભક્તિ-યોગ-શક્તિ અને મુક્તિના અતિમ મહત્વના વિષયો છે તે ઇશ્વર કૃપાથી જેમ બનશે તેમ તુરત બહાર પાડવાની આશા રાખવામાં આવે છે.

પહેલા ભાગમાં ધર્મ-વિચાર શ્રદ્ધા કે જે ત્રણે ધાર્મિક જીવન બનાવવાના મુખ્ય સાધન રૂપે પાયા સમાન છે તેનું વિવેચન થએલ છે. આ બીજા ભાગમાં કર્મ અને જ્ઞાનયોગને લગતું વિવેચન કરવામાં આવેલ છે તેનો મુખ્ય આધાર તો હિંદુસ્થાનના ધાર્મિક ઉદ્ધારના કારણસરજ અવતરેલા મહાન પુરૂષોના અતિ ગંભીર અર્થસૂચક અને જ્ઞાનદાયક બહાર પાડેલા વિચારોને આભારી છે. બન્ને યોગ પરત્વે અત્યાર સુધીના કલ્યાણમાં પ્રકટ થતા લેખો પરત્વે પણ ધ્યાન આપવામાં આવેલ છે. વેદના કાળમાં કર્મ અને જ્ઞાનના વિષયજ મુખ્ય હતા. તેમાં ઉણપ જણાયાથી પાછળથી અષ્ટાંગ યોગનો પ્રાદુર્ભાવ થયો અને તે અતિશય વિકટ માર્ગ જણાયાથી જો કે ભકિતનાં તત્વો વેદમાં પણ મોજુદ છે પણ તે પર વધારે લક્ષ નહોતું અપાયું અને સમયના યુગધર્મ પ્રમાણે કર્મકાંડ અને જ્ઞાનકાંડના સાથે યોગને પ્રાધાન્યતા મળતી

હતી. કલિયુગના સમયમાં જ્ઞાનાવતાર શ્રી શંકરાચાર્યનું અવતરણ થયું અને તેના મહાન્ પ્રયાસથી બૌદ્ધ અને જૈન ધર્મના સિદ્ધાંતોથી કર્મ કાંડનો લોપ થતો અટકયો છે. પાંચ હજાર વર્ષ પહેલાં પૂર્ણાવતાર પુરૂષોત્તમ પરમાત્મા શ્રી કૃષ્ણે ગીતાનો મહાન ગંભીર આદેશ દુનિયાને આપેલ હતો કે જેમાં કર્મ–જ્ઞાન–ભકિત ત્રણેના સમન્વય સાથે યોગ શાસ્ત્રની મહત્તા પ્રતિપાદન થયેલ છે. એમના વચનોનું સમર્થન તમામ આચાર્યોએ ભાષ્ય દ્વારા જણાવેલ છે અને પ્રખર વિદ્વાનોએ તેના પર અર્થસૂચક વિવેચન પણ કરેલાં છે. કેટલાક શ્રીમદ્ ભગવદ્ ગીતાને કર્મયોગ, કેટલાક જ્ઞાન યોગ અને કેટલાક ભકિત યોગ પ્રતિપાદન કરનાર માને છે પરંતુ વસ્તુતાએ તે ત્રણેનો સમન્વયજ છે છતાં તે યોગથી રંગાએલ હોઇ વિદ્વાનો જુદા જુદા અભિપ્રાયો ઉપર આવેલા છે. અમોને તો ત્રણેનુ સમન્વય સ્વીકારવું ઉચિત જણાય છે છતાંએ ભકિત અને યોગને તાદાત્મ્ય સબંધ જણાયાથી તે બન્ને વિષયો એકી હારે જનતા પાસે રજુ કરવા સગવડવાળું જણાયું છે. કર્મ અને જ્ઞાન એ બન્ને વિષયો ઉપર ઇશ્વર પ્રેરણા અને કૃપાથી બની શકયું તે વિવેચન પુસ્તકમાજ રહેલ છે એટલે તે પરત્વે વિશેષ જણાવવું પિષ્ટ પીશણ થઇ પડે તેમ લાગે છે.

ટુંકામાં હું વિદ્વાન નથી, જ્ઞાની નથી, સાક્ષર નથી એટલે કરેલા વિવેચનમા જે કાંઈ ન્યૂનતા અને વિપરીત ભાવના જણાય તેને માટે ક્ષમા ચાહું છું. અને આ નિરંતરના ઉપયોગી યોગોનું જનતાને દિગ્દર્શન હાલના સમયની પરિસ્થિતિમાં મદદ રૂપ થશે તો હું કૃતકૃત્ય થઇશ.

સંવત ૧૯૯૬ ચૈત્ર શુદ ૯
રામનવમી
તારીખ ૧૬-૪-૪૦

વિ. દાસાનુદાસ
રતનસિંહ માધવજી ધ્રુવ.

# અર્પણ પત્રિકા.

નેક નામદાર ખુદાવંદ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ મહારાજા
ઠાકોરસાહેબ શ્રી ૭ પ્રદ્યુમ્નસિંહજી બહાદુરની સેવામાં
સંસ્થાન રાજકોટ.

યદુકુલ શિરોમણિ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના આપ વંશજ છો, એટલુંજ નહિ પણ એ પ્રતાપી અને પુનિત વંશમાં સ્વ. પુણ્યશ્લોક મહારાજા સર લાખાજીરાજના સુપુત્ર તરીકે આપ નામદાર નરપતિ પદે બિરાજો છો અને પૂજ્ય પિતાશ્રીના સદ્‌ગુણોનું અને **રંજે ધર્મી પ્રજા રાજા** એ પૂજ્ય લાખાજીરાજના મુદ્રાલેખનું સ્મરણ આપના હૃદયમાં નિરંતર રમી રહ્યું છે. એઓ નામદારશ્રીના યોગાભ્યાસી ધાર્મિક માનસનો સદ્‌ભાગ્યે મને પણ કેટલોક પરિચય હતો.

આપ નામદારની ધાર્મિક વૃત્તિ, સહૃદયતા અને સાદા જીવનની અસર મારા હૃદયને પહોંચતાં એ જુનાં સંસ્મરણોના આંદોલન પુનઃ ગતિમાન થયાં છે, તેને પરિણામે આ કર્મયોગ અને જ્ઞાનયોગને પ્રતિપાદન કરતું ધાર્મિક પુસ્તક (ધર્મવિચાર પુસ્તક બીજું) આપ નામદારને અર્પણ કરવા પ્રેરાઉં છું.

આશા છે કે શ્રી કૃષ્ણચંદ્રની ગાયેલી ગીતાનો પ્રતિપાદિત વિષય જે આ પુસ્તકમાં ઉતાર્યો છે તે ભગવાન શ્રીકૃષ્ણના વંશજ આપ ધર્મભાવી ભૂપતિને અર્પણ કરવાનું ઉચિતજ મનાશે.

વિશેષ સદ્‌ભાગ્ય તરીકે આપ નામદારે આ પુસ્તકનું અર્પણ સ્વીકારવા કૃપા કરી છે તેથી હું કૃતાર્થ થાઉં છું

તારીખ.

રાજકોટ.

લી૦ નમ્ર સેવક
રત્નસિંહ માધવજી ધ્રુવ.
રાજકોટ.



સંસ્થાન રાજકોટના નેક નામદાર ઠાકોર સાહેબ

શ્રી પ્રદ્યુમ્નસીંહજી બહાદુર.



સંસ્થાન રાજકોટના નેક નામદાર ઠાકોર સાહેબ

શ્રી પ્રદ્યુમ્નસીંહજી બહાદુર.

# ધર્મ—વિચાર

## બીજો ભાગ

## અનુક્રમણિકા

---

પ્રકરણ ૧૦ મું—કર્મ યોગ 

## પ્રકરણ ૧૧ મું–કર્મત્યાગ અને સંન્યાસ (પાનું ૨૦૧ થી ૨૬૧)



## પ્રકરણ ૧૨ મું—જ્ઞાન યોગ (પાનું ૨૬૨ થી ૩૨૯)

પ્રકરણ ૧૦ મું—કર્મ યોગ (પાનું ૧૩૯ થી ૨૦૦)

कर्मण्ये वाधिकारस्तु श्रीकृष्णार्जुन मा फलेषु कदाचन



ज्ञानाग्निः सर्व कर्माणि 'सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत' भस्मसात कुरुते तथ

कर्मण्ये वाधिकारस्तु श्रीकृष्णार्जुन मा फलेषु कदाचन



ज्ञानाग्निः सर्व कर्माणि 'सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत' भस्मषात् कुरुत्ते तथ

# ધર્મ વિચાર

## ભાગ ૨ જો

## પ્રકરણ ૮ મું કર્મયોગ

### (૧) કર્મનો અર્થ

योगः कर्मसु कौशलम् । कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन

કર્મ શબ્દ મૂળ સંસ્કૃત कृ ધાતુ ઉપરથી થએલ છે. પ્રત્યેક જે વસ્તુ કરેલી છે તે કર્મ. પરિભાષામા આ શબ્દનો પણ અર્થ કર્મનાં કાર્યો એવો થાય છે. અધ્યાત્મ જ્ઞાનના સંબંધમાં પૂર્વકૃત કર્મનાં કાર્યો એવો અર્થ કોઇ સમયે ફલિત થાય છે પરન્તુ કર્મ યોગના વિષયમાં તો માત્ર કર્મ શબ્દ કે જેનો અર્થ કામ થાય છે તેનીજ અગત્ય છે. कृ ધાતુ ઉપરથી તેનો અર્થ કરવું, વ્યાપાર હીલચાલ એવો થાય છે અને તેજ માત્ર સામાન્ય અર્થ ભગવદ્ ગીતામાં પણ વિવક્ષિત છે. આ કહેવાનુ કારણ એ છે કે આ શબ્દનો મીમાંસાશાસ્ત્રમાં અથવા બીજે ઠેકાણે જે સંકુચિત અર્થ આપવામાં આવ્યો છે તે મનમા આવવાથી વાંચનારના મનમાં ભ્રમ ઉત્પન્ન ન થાય. ગીતાના પ્રતિપાદનમાં કર્મ શબ્દનો અર્થ કેવળ શ્રૌત અથવા સ્માર્ત કર્મ એવડોજ સંકુચિત અર્થ ન સમજતાં તેનાથી વધારે વ્યાપક લેવો પડશે. સારાંશ મનુષ્ય જે જે કાંઈ કરે છે તે સર્વનો કર્મ એ શબ્દમાં સમાવેશ કરવામાં આવેલ છે, પછી તે કર્મ કાયિક હો કે વાચિક હો કે માનસિક હો. (ગીતા ૫/૮-૯) દેહનું જીવવું કે મરવું તે સુદ્ધા કર્મજ છે, અને પ્રસંગા-

નુસાર જીવવું કે મરવું આ બે કર્મ પૈકી કયું સ્વીકારવું એનો પણ વિચાર કરવાની જરૂર પડે છે આ વિચાર ઉપસ્થિત થાય એટલે કર્મ શબ્દનોજ કર્તવ્ય-કર્મ કિંવા વિહિત કર્મ એવો પણ અર્થ થાય છે. (ગી. ૪-૧૬) મનુષ્યના કર્મ બદ્દલ આ વિચાર થયો. એની પણ પેલી તરફ જઈને સર્વ ચરાચર સૃષ્ટિના-અચેતન વસ્તુના-પણ વ્યાપારને કર્મ એજ શબ્દ લાગુ પાડવામાં આવેલ છે. કર્મ એટલે દૃશ્ય સૃષ્ટિ નિર્માણ થતી વખતે મૂળ નિર્ગુણ બ્રહ્મમાં જોવામાં આવતો વ્યાપાર છે. આ વ્યાપારનુંજ નામ-રૂપાત્મક માયા એ નામ છે. અને આ મૂળ કર્મમાંથીજ સૂર્ય-ચંદ્રાદિ સૃષ્ટિના સર્વ વ્યાપારોની પરંપરા આગળ ચાલેલી છે. જગતના સર્વ વ્યાપારનું મૂળભૂત જે આ સૃષ્ટિના ઉત્પત્તિ કાળ વખતનું કર્મ કિંવા માયા તે બ્રહ્મની કોઈ અતર્ક્ય લીલા છે, કોઈ સ્વતંત્ર વસ્તુ નથી એમ જ્ઞાની પુરૂષોએ પોતાની બુદ્ધિથી નક્કી કરેલું છે. કર્મ જડ છે; અને કર્ત્તા પણ દેશ, કાળ, નિમિત્ત ઈત્યાદિ વિશેષણોનો જ્ઞાતા નથી. કદી તે દેશ કાળ, વિશેષોનો જ્ઞાતા થઈ ને સ્વતંત્ર રૂપથી કર્મનાં ફળ દેવાની પ્રેરણા કરે તો તે અનિષ્ટ ફળની પ્રેરણા કદી કરતો નથી તેથી તો જીવને દુઃખ ભોગવવાનો પ્રસંગજ ન આવે પરન્તુ અનુભવમાં તો એમ આવે છે કે જીવ અનિષ્ટ ફળરૂપ દુઃખને સદા અનિચ્છાથી પણ ભોગવે છે. તેથી એમ કહી શકાતું નથી કે કર્ત્તાજ કર્મનું ફળ દેવાની પ્રેરણા કરવાવાળો છે. કર્મ ચાર પ્રકારનાં છેઃ-(૧) નિત્ય, (૨) નૈમિત્તિક, (૩) કામ્ય. અને (૪) નિષિદ્ધ શાસ્ત્ર વિહિત ઉત્તમ ક્રિયાનું નામ કર્મ છે. મૂર્ત્તોક્ત રૂગ્વેદનું રૂપ છે રૂક્-છન્દ અનુસાર કર્મ છે. ગતિ, દેશ, કાળ એ ત્રણ સામગ્રિયોથી કર્મ કરવાનું થાય છે સાધના માત્રનોજ મૂળ મંત્ર કર્મ છે. કર્મ યા પુરુષાર્થનો આશ્રય લેવાથી દૈવબળ આપોઆપ આવી જાય છે.

"યજ્ઞાદિ નિત્ય અને નૈમિત્તિક વિધિયો તેજ કર્મ છે એવો શાસ્ત્રાદિમાં ઘણુંખરું વ્યવહાર છે," (સરસ્વતીચંદ્ર ભા. ૩)

## (૨) કર્મનું રહસ્ય

ફક્ત તત્ત્વજ્ઞાનજ આપણી આપત્તિઓ સર્વદાને માટે દૂર કરી શકે છે બીજું કોઈપણ જ્ઞાન અલ્પ સમય સુધી કેવળ આકાંક્ષાઓનેજ સંતોષ પમાડે છે. જો માણસની સ્વભાવ પ્રકૃતિ બદલાય તો તેની એકલી સર્વ અપેક્ષાઓ હંમેશને માટે વિનાશ પામે છે આત્મ-તત્ત્વ જ્ઞાનથીજ માત્ર આકાંક્ષાઓની શક્તિનો સદાને માટે વિનાશ થાય છે જેઓએ મનુષ્યની આધ્યાત્મિક અગત્યમાં સહાય આપી છે તેઓ વિશેષ સત્તાવાન છે; કારણકે જીવનનાં સઘળાં અન્ય કર્મનાં મૂળતત્ત્વ તેજ છે. આધ્યાત્મિકના પછી તુરતજ બુદ્ધિ વિષયક સહાય આવે છે, ભોજન અને વસ્ત્રાદાન કરતાં પણ જ્ઞાનનું દાન એ વિશેષ ઉત્તમ છે. પછી તરતજ મનુષ્યને શારીરિક મદદ કરવાનું કામ આવે છે. તે છેલ્લી અને નજીવી સહાય છે, કારણ તેનાથી સ્થાયી સંતોષની પ્રાપ્તિ થતી નથી. પરિશ્રમ, જે જે સંકટ અને પાપ આપણે ભોગવીએ છીએ તેનું ઉત્પત્તિ સ્થાન અજ્ઞાન છે. કર્મનો અનુરાગ એટલે શું ? તે ગીતાનો મુખ્ય સિદ્ધાન્ત છે. અવિચ્છિન્ન કર્મ કરો પણ તેના પ્રતિફળની ઇચ્છા રાખો નહિ.

સ્થૂળ સૃષ્ટિ નિઃસંદેહ સૂક્ષ્મ-સૃષ્ટિની ધાત્રી-ધારણ કરવાવાળી છે. જીવ જે પ્રકારનાં સ્થૂળ શરીરને પ્રાપ્ત થાય છે, પિતૃગણ નિશ્ચય તેજ શ્રેણીની કર્મ-ક્રિયા કરે છે. કર્મનો સિદ્ધાન્ત એવો છે કે તેમાં વ્યક્તિ વિશેષને માટે કોઈ અનુચિત રિયાયત થઈ શકતી નથી. નિષ્કામ કર્મ ઉદ્દેશ્ય રહિત નથી, પણ ફળેચ્છા રહિત અવશ્ય હોય છે. પ્રાપ્ત કર્તવ્ય પાલન કરવાથી તે કર્મ બન્ધન રહિત થાય છે; પરન્તુ તેના દ્વારા પરમાત્મપૂજન પણ સિદ્ધ થાય છે. ગીતા

અનુસાર આસક્તિ અને ફળાશા છોડી દઈ મન, વાણી અને શરીરથી ભગવાનને અનુકૂળ કર્મ કરવાં, અને પ્રતિકૂળ કર્મનો ત્યાગ કરવો એજ વિરોધી કર્મમાં ઉદાસીનતા છે. કોઇ પ્રાણી કામ કર્યા વગર એક ક્ષણ પણ રહી શકતો નથી. આગામી, સંચિત અને પ્રારબ્ધ ત્રણ પ્રકારનાં કર્મ છે, આગામી કર્મોનું નામ ઉપનિષદ્‌માં બ્રહ્મ-ગ્રન્થિ, ચણ્ડીમાં મધુ-કૈટભ અને તંત્રમાં કુલ-કુણ્ડલિની છે. કર્મનો અભિપ્રાય છે કેઃ-"હું બ્રહ્મશક્તિ સંપન્ન છું એવો જપ કરવો." "કોઇનું લાંછન કે દૂષણ જોવું નહીં અને ઉઘાડું પાડવું નહીં એવી એક જૂની શિખામણ છે આ શિખામણમાં બે સત્ય સમાયલાં છે. દૂષણની જાહેરાત કરવાથી દુષ્કર્મ અટકતું નથી અને માનવ હૃદયની નિર્બળતાનો વિચાર કરતાં એજ પ્રકારનાં દૂષણમાં જાહેરાત કરનાર નહિ સપડાયો હોય અગર નહિ સપડાય એની ખાત્રી શી?"

"અંગત સંબંધમાં દોષની માફી સહેજ મળી શકે છે"
(ગ્રામ-લક્ષ્મી ભા. ૩)

## (૩) કર્મની ઉત્પત્તિ

આ સૃષ્ટિ ઉત્પત્તિ સમયથીજ કર્મની સાથે ઐકયપણામાં રહેલ છે વા એની ઉત્પત્તિ મનુષ્યનો આત્મા + તેની શક્તિ-એ બેઉનો સંયોગ થવાથી દર્શન માત્રમાં જગત સ્વરૂપ પ્રગટ થઈ આવ્યું છે, ત્યારથી કર્મ સર્વત્ર વહેંચાયલું છે-કર્મની પ્રવૃત્તિથી અંતઃકરણ શુદ્ધિ દ્વારાએ જ્ઞાન થાય છે ને તેનાથી મોક્ષ મળે છે નિર્ગુણ પરબ્રહ્મની સાથેજ નામ-રૂપાત્મક વિનાશી કર્મ અથવા સગુણમાયા દ્રષ્ટિએ આવે છે એમ સ્વીકારીનેજ આગળ ચાલવું પડશે. આ માટે માયાત્મક કર્મ અનાદિ છે એવું વેદાન્ત સૂત્રમાં કહેલું છે. कर्म ब्रह्मोद्भवं विद्धि (ગીતા ૩-૧૫) કર્મને બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલું માન. यज्ञकर्म समुद्भव (ગી. ૩-૧૪) યજ્ઞ પણ કર્મ માંથી ઉત્પન્ન થયેલ છે; કિંવા सह यज्ञाः प्रजाः सृष्ट्वा (ગી. ૩-૧૦)

બ્રહ્મદેવે યજ્ઞ અને પ્રજાઓ (સૃષ્ટિ) સાથેજ નિર્માણ કરી; એવાં જે વર્ણનો છે તેનું તાત્પર્ય પણ 'કર્મ' એટલે સુખ–દુઃખના સાધન રૂપ ધર્મ અને અધર્મ.

મૂળ(આદિ)માં કર્તાનું પણ ઠેકાણું નથી અને અંતમાં કારણનું પણ ઠેકાણું નથી; વચ્ચે કાર્યની આપો આપજ વૃદ્ધિ થાય છે. અવ્યકતમાં કર્તા શિવાય પ્રત્યક્ષ દેખાતો આકાર ઉત્પન્ન કરવાનો આવો જે વ્યાપાર ચાલી રહ્યો છે તેને કર્મ કહેવામાં આવે છે. ઇશ્વર ક્રિયા હીન નથી. જ્ઞાન, ઇચ્છા અને પ્રયત્ન પણ ક્રિયાજ છે. કેવળ સ્પન્દન એ ક્રિયા નથી. પ્રત્યેક ક્રિયા સંકલ્પ દ્વારા જ થાય છે; અને સંકલ્પના મૂળમાં ઇચ્છા હોય છે; જે સ્વયં જ્ઞાનથી ઉત્પન્ન થાય છે, એમાં કાંઇ સંદેહ નથી કે ઉપર્યુકત જ્ઞાનમાં ક્રિયાનો હેતુ, તેનાં સાધન, તેમાં વચ્ચે નડનારાં અંતરાય અને કોઇ, એ ચારે વાત સામિલ રહેલી છે. દ્વૈત ભાવજ સર્વ ક્રિયાનું મૂળ છે. ક્રિયા શબ્દનો અર્થ શાસ્ત્ર–વિહિત દૈવ–પૈત્ર્ય કર્મ અથવા કાયમના વ્યાપાર રૂપ વ્યાવહારિક કર્મ છે, ઇશ્વરની સંપૂર્ણ ઇચ્છાઓ ગૌરી અથવા લક્ષ્મી રૂપ થઇને પૂર્ણ કરે છે. અંગ્રેજી વિદ્વાન કેવળ Power માને છે. સૃજનની ઇચ્છા થાય છે ત્યારે તે ક્રિયા શીલ થઇ જાય છે; અને તેની શકિત સ્ત્રીના આકારમાં વ્યકત થાય છે, તેને ઇચ્છા–શકિત કહે છે.

શુદ્ધ બ્રહ્મમાં જે સંવિતનો ઉલ્લેખ થાય છે તે કર્મનું બીજ છે તેનો આગળ વિસ્તાર થાય છે. ચેતન જીવના પ્રયત્નથી કર્મ થાય છે અને તેનો પ્રયત્ન ઉપરત થતાંજ કર્મ પણ ઉપરત થાય છે. ક્રિયા બે પ્રકારની હોય છે.

દૃષ્ટફળા અને અદૃષ્ટફળા.

| | |
|---|---|
| અનન્તરફળા=ગતિ, ભોજન, પ્રભૃતિફળા. | આગામીફળા=દૃષ્ટિ, સેવા આદિ. |

જે કર્ત્તા છે તેજ ભોકતા છે. ફળ બહુધા આગામી હોય છે. ઇશ્વર ફળદાતા દેનાર છતા એ સમસ્ત ક્રિયાઓ, ફળો તથા પ્રત્યયોનો સાક્ષી છે. શરીરાદિની ચેષ્ટાઓ રોકાવાથી કર્મ પણ રોકાઈ જાય છે એ પ્રત્યક્ષ સિદ્ધ છે. ક્રિયાઓનો પરિવર્તક યા નિર્માણ જડ પરમાણુઓથી ભિન્ન એક ચેતન નિયન્તા અવશ્ય સ્વીકારવો જોઇએ; અને તે કેવળ એક ઇશ્વરજ હોઇ શકે છે, અન્ય નહીં. જેથી પાપજ ઉત્પન્ન થાય છે, એવા નિષેધ કર્મો ઇચ્છા નહીં છતાં એ કેમ કરવામાં આવે છે એ પ્રકારનો પ્રશ્ન અર્જુને સ્પષ્ટ પૂછેલો હતો. ( ગી. ૩-૩૬ ) પુરુષના જે કર્મ છે તે પણ ઇશ્વર પ્રવર્તિત છે. અદૃષ્ટ ચક્રનો પ્રવર્તક ન્યાયકારી પ્રભુ છે, કોઇપણ કાર્યની સફળતાનાં પાંચ કારણો છેઃ-(૧) અધિષ્ઠાન અર્થાત સ્થાન, (૨) કર્ત્તા=કરવાવાળો, (૩) કરણ=ઉપકરણ, (૪) ચેષ્ટા = પ્રયત્ન, (૫) દૈવ=પરમેશ્વર. સમયનો દોષ નથી, ઈશ્વરનો દોષ નથી, પ્રારબ્ધનો દોષ નથી; જો કોઇપણ દોષ હોય તો તે કર્મદોષ છે, એ એકજ તત્ત્વ સમજવાનું છે. स्वकर्म सूत्र ग्रथितो हि लोकः કર્મોની શક્તિ ઇશ્વરની ઇચ્છાથી પ્રતિબદ્ધ છે; એ ઇચ્છાથી પ્રેરિત થઈનેજ કર્મ-ફળ પ્રદાન કરે છે. શાસ્ત્રમાં ૪ પ્રકારનાં કર્મ બતાવેલાં છેઃ-(૧) પુણ્યબીજ પાપકર્મ, (૨) પાપબીજ પુણ્યકર્મ, (૩) પુણ્યબીજ પુણ્યકર્મ, (૪) પાપબીજ પાપકર્મ. જે પુત્ર, કલત્ર, ધન, ધામ અને જીવનેચ્છા આદિ અન્તઃકરણની સકામવૃત્તિથી વિશિષ્ટ છે તે કર્મનો અધિકારી છે. કર્મજ અન્તઃકરણની શુદ્ધિદ્વારા મોક્ષનું પરંપરા સાધન છે. કર્મને મોક્ષનું પરંપરા કારણ અને જ્ઞાનને મુખ્ય અર્થાત સાક્ષાત કારણ સમજવું જોઇએ.

"કર્મનો ઉદ્ભવ બ્રહ્મમાંથી જાણ અને બ્રહ્મનો સમુદ્ભવ અક્ષરમાંથી છે. અલક્ષ્ય જે અક્ષર છે તેમાંથી લક્ષ્યબ્રહ્મનો ઉદ્ભવ છે, અને લક્ષ્યબ્રહ્મ કર્મયોનિ છે." ( સરસ્વતીચંદ્ર ભા. ૩ )

"મોહમાં મગ્ન થએલો કોઈક પ્રાણી ભ્રષ્ટ વ્રતનો ઉદ્ધાર કરે છે." (કુમારપાળ)

## (૪) કર્મક્ષેત્ર

કર્મમાંથી જ્ઞાન અને જ્ઞાનમાંથી ભક્તિ જન્મશે. જગત્ કર્મક્ષેત્ર છે. જીવોને કર્મનાં સ્થૂળ સૂક્ષ્મ ફળ છે. આપણે જોઇએ છીએ કે મુક્તને ભક્તિ અને જ્ઞાનનુ દ્વૈત નથી; અને એવાં અદ્વૈતાનુભવમાં પ્રેમભક્તિ, પ્રેમયોગ એ સાધકની સ્થિતિ પરત્વે ક્રમિક મુકામો છે. સત્ય સાથે પૂર્ણ લીનતાથી યોગ થયા પછી જ્ઞાનનો આશક પોતે તેમાં ખોવાય છે જાય છે, અને પ્રેમ વિના એવું પોતાપણું ગુમાવવાનું કદી બની શકે નહીં એ સ્પષ્ટ છે. મસ્તી એ પ્રેમ અને જ્ઞાનના અદ્વૈતનું પૂર્વ સ્વરૂપ છે, અને એ ભક્તિનો પ્રકારાન્તર છે એ સંશય રહિત છે. અસંખ્ય અને વિવિધ પ્રકૃતિઓના ચાર ભાગ કરેલા છે. પ્રથમ ભાગ પ્રવૃત્યાત્મક અથવા કર્મપ્રિય વ્યકિતઓનો છે; અને એ વર્ગની વ્યકિતઓના મનમાં સદા સર્વદા કાંઇ ને કાંઈ કાર્ય કરવાની ઇચ્છા થયાજ કરે છે. બીજો ભાગ (વર્ગ) ઉન્નત ભાવનાસકત અથવા પ્રેમાળ લોકોનો છે. ઉદાત્ત કલ્પનામાં અને રમ્ય મનોમય સૃષ્ટિમા સદા–સર્વદા લીન થઈ ને સાત્વિક આનંદનો અનુભવ લેતા રહેવામાંજ એ વર્ગના લોકોની પ્રવૃત્તિ રહે છે. ત્રીજા વર્ગના લોકો ગૂઢ પ્રવૃત્તિ અથવા સૂક્ષ્મ–વિવેચક એવી સંજ્ઞાના છે. એ વર્ગના જનોને બીજા કોઇ પણ વિષયમાં લક્ષ લગાડવાની ઇચ્છા થતી નથી, તેઓ માત્ર પોતામાંજ સર્વથા નિમગ્ન થઇ રહે છે. અંતિમ મુખ્ય વિભાગ એકંદર તત્વજ્ઞોનો છે. પ્રત્યેક વાતને તતોતંત તોળી જોઇને તેની યુકતા યુકતતાનો નિશ્ચય કરવો ને બની શકે તો તત્વજ્ઞાનના વિષયથી પણ પર પ્રદેશમાં પોતાની કુશાગ્ર બુદ્ધિની ગતિ કરાવવી; એ કૃતિમાંજ તેમના સ્વભાવનું સાહજિક વલણ હોય છે, અર્થાત્

એ તત્ત્વજ્ઞોની પ્રવૃત્તિ છે. ઉપર કહેલી મહત્વની ચાર દિશાઓમાં માનવી પ્રગતિનાં જુદાં જુદાં અંગોમાં સમતોલતા રાખવા માટેનો પ્રયત્ન કરવો એજ ખરા સર્વ સામાન્ય ધર્મની કલ્પના છે; એનેજ આર્ય ધર્મમાં યોગ એવી વ્યાપક સંજ્ઞા આપેલી છે.

શ્રી કૃષ્ણ કર્મ શીખવવા આવ્યા હતા; અને તેથીજ ગીતાના પહેલા અધ્યાયમાં પ્રથમારભેજ ધર્મ ક્ષેત્રે કુરુક્ષેત્રે એ સંબોધનથીજ કર્મના જ્ઞાનનો પ્રારંભ થાય છે. કુરૂક્ષેત્રને તપઃક્ષેત્ર પણ કહે છે. કુરુ ક્ષેત્ર ક્ષેત્રનો અર્થ મેદાન યા ભૂખંડ છે; તથા કુરૂ કૃ ધાતુથી બનેલ છે, જેનો અર્થ કરવું એ છે; અર્થાત્ કુરૂ ક્ષેત્રનો અર્થ કર્મ ભૂમિ, યા કાર્યનું મેદાન છે. ગીતા કર્મનો મહાન સંદેશ સંભળાવે છે તે ક્રિયાનો ઉપદેશ આપે છે. કર્મનો અર્થ દમન નથી; કર્મનો આવિર્ભાવ તપસ્યાથી થાય છે. સાચો તપસ્વી એક સીપાઈ થાય છે; તે જીવનની હલચલથી દૂર ભાગતો નથી; તે જંગલમાં છીપાઇ રહેતો નથી; તે ભગવાનના ઝંડા નીચે એક સીપાઇની માફક ઉભો રહે છે અને સદા તેની ઈચ્છા પૂર્તિને માટે ઉત્સુક રહે છે. કુરૂ ક્ષેત્રનો સંદેશ સીપાઇ બનવાનો છે. સમસ્ત સંસારના ઇતિહાસમાં કોઈ પણ એવી વ્યક્તિ થઇ નથી કે જેનું કાર્યક્ષેત્ર, જેવું શ્રી કૃષ્ણનું અધિક વ્યાપક હતું તેવું હોય. શ્રી કૃષ્ણે એવી વસ્તુ મેળવી લીધી હતી કે જેમાં તમામ સ્વાર્થો અને કામનાઓનો પર્યવસાન થઇ જાય છે. તેને મેળવવાથી પછી કાંઈ પણ પ્રાપ્તવ્ય રહેતું નથી. કર્મ-સૂક્ષ્મ નામથી પ્રસિદ્ધ છે. મારૂં કર્મ શું છે? એનો નિશ્ચય કરવો કઠિન થઇ ગએલ છે (ગીતા ૪/૨૮) કર્મની ગતિ તથા સ્થિતિ ગહન છે. જીવનની સ્વરૂપ ભૂત વ્યવસ્થાનું નામ કર્મ છે; જે કારણ અને કાર્યના રૂપમાં વ્યક્ત થાય છે. (ગી. ૮/૩) સમાધિ પણ કર્મ છે; મૌન્ય રહેવું પણ કર્મ છે; સોચવું પણ કર્મ છે. નિત્યકર્મ હો યા નિમિત્ત કર્મ: કર્મના ફંદા-માંથી નીકળી શકાતું નથી. કર્મભૂમિમાં કર્મના નિયમ ઘણા કઠોર

હોય છે. કર્મક્ષેત્ર (શરીર)માં રહેવાથી બાધિત થવાથી કર્મ તો કરવાંજ પડે પરન્તુ અનાસક્ત થઇ કર્મ કરવાં જોઇએ. સાચું પોતાપણું, સાચો મનુષ્ય કદી ભૂખે મરતો નથી, તેનો કદી નાશ થઇ શકતો નથી. આ દુનિઆમાં કોઇપણ વસ્તુનો નાશ થઇ શકતો નથી.

"જુઓ, જાણો અને પ્રત્યક્ષ કરો કે જીંદગીની નેમ અને સાર્થકતા શક્તિનો વ્યય કરવામાં, નાણાં ભેગાં કરવામાં નથી પણ પોતાને કેળવવામાં, પોતાને સ્વતંત્ર બનાવવામાં-ઇશ્વિર થવાને માટે છે; અને જો તે દિશામાં શક્તિઓને વધારવામાં અને પ્રત્યક્ષ કરવામાં આવે તો કુટુંબના બંધનો હરકત કર્ત્તા થશે નહિ. મહત્વતાના મધ્યબિંદુ જાતે થવું, જાતે નિર્વાહક થવું, કાંઇક આત્મબળ હિંમત રાખવી. માણસને પૈસા આપવાથી ગુન્હાહિતનો પાઠ ભજવાય છે અને તેને રસ્તાથી દૂર રાખવાનું થાય છે. તેને પ્રેમ અને જ્ઞાન આપવું, ઉત્તેજીત કરવા, ઉન્નત કરવા એજ મોટી પરોણાગત છે. આ પ્રેમ સ્ત્રી અને બચ્ચાં પરત્વે રાખવો જોઈએ."

( સ્વામી રામતીર્થ )

"કુરબાની માનપાત્ર અને ગરીબી દયાપાત્ર છે."

( ગ્રામ-લક્ષ્મી )

"As a matter of fact Karm plays a very small part in the Philosophy of સ્વામીનારાયણ. It is true, he like his philoshophice master શ્રી રામાનુજ, blieves that all soul are bound by their own કર્મ from eternity and that they are lying in mobile and inactive, before creation in the womb of માયા which, according to this sechool of philosophy is another name for a kind of materialised power of God. From this sleep of ages all these spirits are awakend by the will

of God, who alone is the efficient cause of creation and without whom nothing cen be living or active. There is no room in this philosophy for the creation of the world or of spirits out of nothing as in christianity, nor for any such sharp dualism as is taught by મધ્વાચાર્ય." (સ્વામીનારાયણ).

" I have vainly served the miserly and the wicked for momentary and unsteady pleasures."

( Pagal Harnath )

"None can bring anything with him when he comes to this world, nor can he take anything with him when he leaves it. He brings and takes away with him only his good or bad deeds" (P. H);

"હે જીવ ! તું જે કર તે વિચારીને કરજે. તારાં કાર્યથી તને નવાં નવાં કર્મ બંધાશે અને તેને વેદતાં વેદતાં પાછાં બીજાં બંધાશે એટલે કાશીના કરવતની જેમ તે તો જતાંને આવતાં બન્ને વખત વેરશે–વિડંબના પમાડશે. અજ્ઞાની જીવો કર્મની પ્રૌઢ ગતિને જાણતા નથી.

"કર્યાં કર્મ સર્વને ઉદય આવે ત્યારે ભોગવવાં પડે છે; તેમાં કોઇનો પ્રયત્ન ચાલી શકતો નથી તેમાં તો વારા પછી વારો આવે છે." (ચંદરાજા)

## (૫) કર્મગતિ

गहना कर्मनो गतिः( ગીતા ૪/૧૭ )કર્મની ગતિ અતિ કઠણ છે; એટલુંજ નહીં પણ કર્મની ચીકાશ પણ તેટલીજ છે. કર્મ કોઇને છૂટતું નથી. પવન કર્મથી વાય છે; સૂર્ય ચંદ્રાદિ કર્મથી ફરે છે; અને બ્રહ્મદેવ, વિષ્ણુ અથવા શંકર–તે સગુણ દેવો પણ કર્માંજ

ગુંથાયલા છે; તો પછે ઈન્દ્રાદિકની તો શી વાત કરવી ? સગુણ એટલે નામ–રૂપાત્મક; અને નામ–રૂપાત્મક એટલે જ કર્મ અથવા કર્મનું પરિણામ છે માયાત્મક કર્મજ મૂળ આરંભે કયાંથી આવ્યું એ કહી શકાતું નથી; તેથી તેનું અંગભૂત જે મનુષ્ય તે પણ કર્મના ફેરામાં પ્રથમ શી રીતે સપડાઇ ગયું તે પણ કહેવું શકય નથી. ગમે તે રીતે હોય પણ કર્મના ફેરામાં એકવાર આવ્યા પછી તેને એક નામ રૂપાત્મક દેહનો નાશ થયા પછી કર્મના પરિણામ રૂપ બીજો પ્રાપ્ત થયા વગર રહેતો નથી. કર્મના ફેરામાં સપડાયાથી એક નામ–રૂપનો નાશ થતાં તેનું બીજું નામ રૂપ પ્રાપ્ત થયા વિના રહેતું નથી. આજ કરવું તે કાલ ભોગવવું, કાલે કરવું તે પરમદિવસ ભોગવવું એટલુંજ નહિ પણ આ જન્મમાં કરવું તે પર જન્મમાં ભોગવવું. આ પ્રમાણે આ ભવ–ચક્ર ચાલતુંજ રહે છે; અને કેવળ આપણને નહિ પણ કદી કદી આપણા દેહમાંથી ઉત્પન્ન થયેલાં અપણાં બાળ બચ્ચાંઓને પૌત્ર અને પ્રપૌત્ર સુદ્ધાંતને પણ આપણાં કર્મનાં ફળ ભોગવવાં પડે છે એમ મનુસ્મૃતિ અને મહાભારતમાં પણ કહેલું છે. (મનુ ૪/૧૭૩) મહા ભારત આ. ૮૦/૩ કર્મ શક્તિનો કદી પણ નાશ થતો નથી; અને જે શકિત આજે એક નામ–રૂપથી દેખાય છે, તેજ નામ–રૂપનો નાશ થાય ત્યારે બીજા નામ–રૂપે પ્રગટ થાય છે. જેટલો આઘાત એટલો જ પ્રત્યાઘાત એવો જડ સૃષ્ટિમાંજ કર્મનો જે અવિચળ નિયમ છે તેનુંજ સચેતન–સૃષ્ટિમાં આ 'થાય તેવાં થવું' એ રૂપાન્તર છે.

कर्मणाह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः
अकर्मण च बोद्धव्यं गहना कर्मणो गतिः ॥

કર્મની ગતિ ગહન છે. એટલે કર્મ એટલે શું તે પણ જાણવું જોઇએ; અને વિકર્મ (વિપરીત–કર્મ) કોને કહે છે તે પણ સમજવું જોઇએ; અને અકર્મ (કર્મ ન કરવું) એટલે શું તે પણ ગ્રહણ કરવું જોઇએ. કર્મ તે તેના કર્ત્તા માટેનું શિક્ષણ છે; તે

બીજાઓનું કલ્યાણ કરી શકતું નથી. આપણા કર્તવ્યને આપણે પોતે જ કરવું જોઈએ. સત્કર્મ કેવળ બંધન-મુક્તિ સાધન તરીકેજ ઉપયોગી છે; તે સત્કર્મો કેવળ તેના કર્તાનુંજ કલ્યાણ કરે છે; બીજાઓને કદાપિ કશો લાભ પહોંચાડતાં નથી. કર્મ અન્તઃકરણને શુદ્ધ કરે છે; અને તેથી તે વિદ્યા (જ્ઞાન)ના પ્રદેશમાં લઈ જાય છે. કર્તવ્યની ભાવના તે આત્માને દઝાડનાર દુઃખનો મધ્યાહ્ન સૂર્ય છે. ક્રિયાને પ્રતિ ક્રિયા વિનાજ રહેવા દો. ક્રિયા કિંવા કર્મ સુખદ-સુંદર છે; પરંતુ પ્રતિક્રિયા સર્વ દુઃખ રૂપ છે.

જ્ઞાનરૂપ નિશ્ચયથી પુરૂષની કાર્યમાં પ્રવૃત્તિ થાય છે. જડ પદાર્થ પણ સર્વથા ગતિ-વિહીન નથી. પ્રત્યેક પરમાણું અનેક વિદ્યુત-કણોનું બનેલ છે. ગતિના અનેક રૂપ છે. વિદ્યુત-કણ બે પ્રકારનું ઋણાણુ અને ધનાણુ. ગતિનું ત્રીજું રૂપ તરંગાકાર છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાચે વિષય ઇન્દ્રિયો ઉપર તરંગિતજ થાય છે ગતિ-શક્તિ વસ્તુ-સત્તાનું મૂળ છે; દિક્ સૂચના દેશનું મૂળ છે; સ્થિતિરક્ષા પ્રેરણા શક્તિનું મૂળ છે; ગતિ દેશ, અને કાળ એ ત્રણ સામગ્રિઓથી કર્મ ઘટિત થાય છે. શક્તિ તત્વને શિવની અવ્યક્ત અને સન્તત સમવાયિની ઇચ્છા પણ કહે છે.

કરમ કમંડળ કર અહિ, તુલસી જહં લગ જાય;
સરિતા સાગર કૂપ જળ, અધિક ન બૂંદ સમાય.

"When this creation takes place at the beginning of every કલ્પ i. c. the period through which this created universe lives before it is swallowed up again in the womb of માયા from which it springs for that the will of God, all the spirits take their proper place in the hiearchy of the world according to their કર્મ which was stored up with them in their sleep. These spirits when born as human beings

have a free-will of their own which they can use well or abuse as they please. All that the believer has to do is to take care of his own will and control. If he takes care of the present, the future will take care of itself and he need not fear anything. Thus this faith and ભક્તિ make him free from the bondage of all past કર્મ. He then advances step by step until he reaches the final leatitude which is to be with God. Himself in heaven for eternity eth doctrine of કર્મ is not at all fatalistic as is alleged by some Western scholars and Christian missionaries. These start with a prejudice and hence they misunderstand and some-times misrepresent it."

( સ્વામીનારાયણ )

"ઉત્તમ ઉત્સાહ અને અસ્ખલિત વેગનો સદા વિજય થાય છે." ( સમ્રાટ અકબર. )

"બધું વિષય વિકાર અને કષાયોને વશ થવાથી થાય છે. વિષય કષાય વડે ઉન્મત્ત થવાથી તેને કૃત્યાકૃત્યની પીછાન રહેતી નથી-અને તેથી તેની બાજી હાથમાં ન રહેતાં છૂટી જાય છે તે વખતે મમતા રૂપી ગણિકા તેને પોતાને વશ કરી લે છે અને તેની પાસે અનેક પ્રકારના નાચ નચાવે છે. પરવશ પ્રાણી તેના સ્વરૂપને ન જાણવાથી આ મમતાજ મારો સર્વ વિનાશ કરાવનારી અને ભવમાં ભ્રમણ કરાવનારી છે એમ સમજી શકતો નથી પોતાના સ્વરૂપને ભૂલી જવાથી પર પરિણતિના પ્રવાહમાં વહન કરે છે."

( ચંદરાજા )

## (૬) કર્માશય-કર્મવિપાક

ક્લેશજ કર્મ પ્રવૃત્તિનું મૂળ છે ક્લેશ નામનું અજ્ઞાન

અહંતા, મમતા, રાગ, દ્વેષ, અભિનિવેશ, કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરે વૃત્તિઓ ઉત્પન્ન કરી દે છે. તે બધાથી નિષ્કર્મ થઇ શકે, સંમાહિત થઈ શકે એવી શકિત કોઇનામાં નથી. 'પ્રવૃત્તિને આધીન થઇને કાર્ય કરવામાં આવે તોજ તેનું ફળ ભોગવવું પડે માટેજ પતંજલિ વિગેરે દર્શનકારો કહે છે કે જીવ કલેશને લીધેજ સારાં માઠાં કામો કરે છે અને તે કામો પાછાં નવા કલેશની અથવા નવાં કર્મ મૂળની ઉત્પત્તિ કરે છે. કરેલાં કર્મોના અનુભવથી ચિત્તમાં જે સુખ દુખ, રાગ દ્વેષ, કામ–ક્રોધ, લોભ–મોહ, ઇચ્છા વિગેરે થાય અથવા નવા નવા રાગ દ્વેષાદિ રૂપ કર્મ બીજ ઉત્પન્ન થાય તે બધાને યોગીઓ **કર્માશય** કહે છે. કર્મ તેને અપૂર્વ, અદ્રષ્ટ, પાપ–પુણ્ય અથવા ધર્માધર્મ નામ આપે છે, કેટલાક તેને સંસ્કાર કહે છે. જીવ આ સંચિત કર્માશયની પ્રેરણાથીજ ફરીને તે તે કામ કરવાની ઈચ્છા કરે છે. ટુંકામાં તાત્પર્ય કે કર્મ કરતાં વેંતજ સૂક્ષ્મ-શરીરમાં અથવા ચિત્તમાં એક પ્રકારની શક્તિ અથવા ગુણ (ભવિષ્યત્ પરિણામનું બીજ) ઉત્પન્ન થાય છે; તે ગુણ અથવા કર્મ બીજનો ફણગો ફુટીને જીવને ફરી ફરી અવસ્થાન્તર પ્રાપ્ત કરાવે છે; અને નવા નવા રાગ–દ્વેષ વિગેરેનાં સૂક્ષ્મ-સૂક્ષ્મ બીજ ઉત્પન્ન કરે છે. તે બધાં કર્મ બીજનું નામ કર્માશય. જો કર્મ બીજ અથવા ગુણો સંચિત હોય તો અભેદના રાજ્યમાં પેસવાનો સંભવ નથી; કર્મનો આશય એનો અર્થ સંસ્કારોનો સમુચ્ચય એટલોજ થાય છે આપણે જે વેળાએ જે જે કર્મ કરીએ છીએ તે વેળાએ આપણે આપણા મનને એક પ્રકારની લહરીમાં નાંખી દઇએ છીએ; અને તે કર્મ પૂરું થયા પછી આપણને એવો ભાસ થાય છે કે આપણી તે ભાવના–લહરી જતી રહેલી છે; પરન્તુ વાસ્તવિક સ્થિતિ એવી નથી કારણ કે આપણી તે ભાવના માત્ર સૂક્ષ્મ બની જાય છે; અને ત્યાંજ નિવાસ કરી રહે છે. ભાવનાએ સૂક્ષ્મ સ્વરૂપો કલેશોનાં મૂળ અથવા દુઃખ

વાહક ક્લેશોના નામથીજ ઓળખાય છે કર્માશય અવિદ્યા આદિ ક્લેશોનું મૂળ છે. જેમાં આ જન્મમાં ભોગવવા યોગ્ય બે પ્રકારનાં કર્મ હોય છે. યોગના પ્રભાવથી દ્રષ્ટ પણ અદૃષ્ટ અને અદૃષ્ટ પણ દૃષ્ટ બની જાય છે.

विपाक—આ કર્મ વિપાકનો પહેલો નિયમ એવો છે કે; કર્મની એકવાર શરૂઆત થઇ એટલે તેનો વ્યાપાર અથવા ઝટા ટોપ આગળ એક સરખો અખંડ ચાલ્યો રહે છે. અને બ્રહ્મદેવનો દિવસ પુરો થઈ સૃષ્ટિનો સંહાર થતાં તે કર્મ બીજ રૂપ બાકી રહે છે; અને તે બીજમાંથી જ અંકુર રૂપે પૂર્વવત્ નવેસરથી સૃષ્ટિનો આરંભ થવા માંડે છેઃ—

येषां ये यानि कर्माणि प्राक्सृष्ट्यां प्रतिपेदिरे
तान्येव प्रतिपद्यंते सृज्यमानाः पुनः पुनः ॥

પ્રત્યેક પ્રાણીએ પૂર્વની સૃષ્ટિમાં જે કર્મો કર્યાં હોય તે તેમની મેળેજ પુનઃ પુનઃ (પ્રાણીની ઇચ્છા હો યા ન હો) યથા પૂર્વક અચૂક પ્રાપ્ત થાય છે. (મ. ભા. શાં. ૨૩૧/૪૮-૪૯ ; ગીતા ૮/૧૮-૧૯ ). જેની બુદ્ધિ સામ્યાવસ્થાએ પહોંચી નથી એવા સામાન્ય લોકો આ કર્મ વિપાકના કાયદામાં પોતાની મમત્વ બુદ્ધિ ઉમેરી ક્રોધથી અથવા દ્વેષથી આઘાત કરતાં વધારે પ્રત્યાઘાત કરી ને આઘાતનું વેર લે છે. ત્રિવિધ કર્મમાંથી તે પ્રત્યેકના વિપાક કાળમાં તે વિપાકને અનુગુણ (યોગ્ય) હોય તેવીજ વાસનાઓ ઉત્પન્ન થાય છે.

બીજાં કર્મો પોતાના કાળની વાટ જોતાં મૌન્યજ રહે છે. કર્મોની ત્રણ સંજ્ઞા છેઃ—

(૧) ક્રિયામાણ=પુણ્યપાપાદિક નવીન કર્મો.
(૨) પ્રારબ્ધ= સુખ, દુઃખાદિ ભોગો
(૩) સંચિત=પૂર્વકૃત અભુક્ત કર્મો.

મનુષ્યજ કર્મયોનિ છે.

"તેજસ કાર્મણ શરીરરૂપ નાવાએ આ પ્રાણી ચડયો છે. તે નાવને રાગ–દ્વેષ સંસાર સમુદ્રમાં ભમાડે છે તેથી આ ભવોદધિમાંથી કિનારે તે નાવા આવી શકતી નથી. એમ કરતાં કરતાં જ્યારે શુભ નિમિત પામે છે ત્યારે તેના યોગે જીવ સમકિત પામે છે; પછી દેશ વિરતિપણું પામે છે અને વ્રત પચ્ચખાણ કરવા ઉપર પ્રીતિ થાય છે એટલે કેટલાંક કર્મો ખસવા માંડે છે એ પ્રમાણે બાર વ્રતરૂપ ક્રીડા કરતાં કરતાં કેટલાકને સર્વ વિરતિપણું ઉદયમાં આવે છે. પછી પાંચ પ્રકારના ( પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન અને સમાન ) વાયુને સાધ્ય કરી પૂરક ને કુંભકનો અભ્યાસ કરે એટલે અનુક્રમે અષ્ટાંગ યોગ સાધે છે. તારા દૃષ્ટિથી માંડીને જો ખરેખરી તાળી લાગી જાય છે તો અમૃત અનુષ્ઠાન કરવા વડે પ્રાંતે જીવ ચિદાનંદ સ્વરૂપને પામે છે. પોતાના ઘરમાં આવે છે અને અનન્ત કાળથી આવરિત થયેલ કેવળ જ્ઞાનને પ્રકટ કરે છે. (ચંદરાજા).

## ( ૭ ) સંસ્કાર— કર્મ સંગ્રહ

સંસ્કાર શબ્દને મળતો બીજો શબ્દ લક્ષ્ય કહી શકાય. મનને સારૂ જળાશયનું દ્રષ્ટાંત લઈએ. પ્રત્યેક ઝીણી–ઝીણી છોલ કિંવા ઉર્મિ કે જે મનમાં ઉદ્ભવે છે ને જ્યારે તે સ્થિર બેસે છે ત્યારે કેવળ તે જતી રહેતી નથી, પણ પ્રતિમા મૂકી જાય છે; અને ભવિષ્યમાં તે ઉર્મિનો સંભવ પુનરપિ આવે છે. આ પ્રતિમા ઉર્મિની સંભાવનાને લીધે બીજી વખત દર્શન દે છે કે જે સંસ્કાર કહેવાય છે. પ્રત્યેક કર્મ કે જે આપણે કરીએ છીએ, પ્રત્યેક શારીરિક ચલન–વલન, મનમાંનો પ્રત્યેક વિચાર, મનના કોઈપણ ભાગ ઉપર આવી છાપ બેસાડીને જાય છે; અને માત્ર જ્યારે તેઓ પૃષ્ટ ભાગ પર પ્રત્યક્ષ નથી હોતા ત્યારે આ પ્રતિમાઓ પૃષ્ટ ભાગ ને તળીએ શુદ્ધિ વિના કર્મ કરવાને સંપૂર્ણ સત્તાવાન હોય છે. આ પ્રમાણે પ્રતિક્ષણે જે નિશ્ચય દૃઢ કરીએ છીએ તે મનની આ

પ્રાતેમાઓથીજ કરીએ છીએ. કર્મ કરો પણ વર્તણુક અથવા કર્તાની સજજડ છાપ મનપર પડવા ન દો. તરંગ આવવા દો પણ તેની આત્માપર મજબૂત છાપ ન પડવા દો તેટલા માટે રાગરહિત. થાઓ. વસ્તુઓને કર્મ કરવા દો; મગજના કેન્દ્રોને કર્મ કરવા દો; અવિચ્છિન્ન કાર્ય કર્યાજ જાઓ પરન્તુ એકે ઉર્મિને મનપર જય મેળવવા ન દો. આ પૃથ્વી ઉપર એક અપરિચિત પુરૂષની પેઠે કિંવા એક પ્રવાસીની પેઠે કામ કરો. અવિચ્છિન્ન રીતે કામ કર્યાજ જાઓ પણ જાતે બંધનમાં આવશો નહિ વિરાગાવસ્થાએ પહોંચવું તે ઘણુંકરીને આખા જીવનનો પરિશ્રમ છે; પણ જેવા આપણે આ અવધિએ પહોંચ્યા કે તરતજ આપણને મોક્ષ અને સ્વાતંત્ર્યની પ્રાપ્તિ થાય છે. પ્રતિકૂળના કિંચિત વિચાર સિવાયની ક્રિયા તે કદીપણ રાગ ઉત્પન્ન કરશે નહિ. અવધિ અને સાધનોનો સંયોગ એકમાં થવાદો; અને તેજ કર્મનું ગુપ્ત રહસ્ય છે. યજ્ઞ, યાગ વિગેરે કર્મો કામમાંથીજ થયેલાં છે. વળી કામજીવનો સહજ સંસ્કાર છે, એ સંસ્કારનો નાશ કરવો અશક્ય છે. લોઢાને સોનું કરી લેવાનું છે, કામને પ્રેમમાં ફેરવી નાખવો જોઈએ. કરણ શરીર એ મનુષ્યની ગુપ્ત શક્તિઓ અને સર્વ સંસ્કારોનો એક ભંડાર છે આ ભંડારમાં અવ્યક્ત રૂપેજ સંસ્કાર રહેલાં છે. તેના ઉપર માણસના કાર્ય, વ્યાપાર, વર્તણુક અને પરિસ્થિતિ સર્વ અવલંબી રહેલાં છે અને એ સંસ્કારો કોઈ પણ રીતે પ્રત્યક્ષ કર્મોમાં ઉતરવાં જોઇએ એ નિશ્ચય છે કારણ શરીર એ મનુષ્યનું હાર્દ છે–હૃદયગત છે; એજ સાચું કેન્દ્ર છે. માણસના હૃદયપર વિરાજમાન થયેલ રાજા પણ તેજ છે; અને તેને એનો દ્રષ્ટા અથવા અહંકારયુક્ત મન પણ નામ આપવામાં આવે છે. સ્થૂળ શરીર કોઇપણ કાર્ય કરે તે રૂપાન્તર પામીને વિચારમાં થઈ મનો ભૂમિકામાં સંસ્કારરૂપે થોડો સમય રહે છે. શક્તિઓ કારણ દેહમા સચિત થયેલી છે તેથી આપણને તેનું જ્ઞાન થતું નથી. એ બધા સંસ્કારો આપણી સંવેદન શક્તિની

પાર પહોંચી ગયા હોય છે, અને સ્વપ્રરૂપે મનોભૂમિકાના નીચેના તળ કે પટપર ગોઠવાઈ જાય છે; અને અંતઃકરણના પ્રકૃતિ, ભાવ અને શ્રદ્ધા ઉત્પન્ન કરવાના કાર્યમાં એ સર્વ સંસ્કારોનો સમુહ કારણભૂત થાય છે. આપણા અંતઃકરણની પ્રવૃત્તિ આપણી મનોભાવના કેવી રીતે ઘડાય છે એનું વેદાન્ત આમ સયુક્તિક સમાધાન કરે છે. જે કર્મના સંસ્કારના ઉદ્બોધ વડે જે કર્મ માણસ દ્વારા થવું જોઈએ તે માણસ દ્વારા તે કર્મ કર્મફળ પ્રદાતા ઈશ્વર કરાવે છે, જીવો જે કર્મમાં પ્રવૃત્ત થાય છે તે પોતાના સંસ્કારોને લીધે પ્રવૃત્ત થાય છે. ઈશ્વર તો માત્ર તેવી પ્રવૃત્તિ કરવાની જોગવાઈ કરી આપે છે. સંસ્કારજ જીવને પાપ અને પુણ્યમાં ખેંચી જાય છે, કાળ જીવને વાસનાના રાજ્યમાં તાણી લે છે સંસ્કાર જ પહેલાં, અદૃષ્ટ પછી જેના સંસ્કાર ગયા તેનાં કર્મ ફળ ગયાં, અદૃષ્ટ ગયાં. માણસમાં જે ભેદ-મૂલક સંસ્કાર છે તે સમાજને લીધે છે. પ્રત્યેક કર્મ સરોવરમાં પાષાણનો આઘાત થવા પ્રમાણે લહરી ઉત્પન્ન કરે છે લહરીઓ તો નષ્ટ થાય છે, ત્યારે અવશેષ શું રહે છે ? સંસ્કાર. છાપ એવા પ્રકારના અનેક સંસ્કારો મનમાં એકત્ર થઈ રહ્યા એટલે પછે તે એક ટેવ થઈ જાય છે. એ લહરીઓ આપણામાંથી જવા માંડી એટલે પ્રત્યેક લહરી પોત પોતાના ધર્મને પાછળ મૂકી જાય છે અને તેજ સંસ્કારના નામથી ઓળખાય છે. સર્વ સંસ્કારો મનમાં રહે છે અને તે અધિકાધિક ગુપ્ત સ્થિતિમાં—સૂક્ષ્મ સ્વરૂપમાં રહે છે, અને તેમને યથાયોગ્ય ઉત્તેજન મળતાંજ તે બહાર નીકળે છે. ભૂત કાલીન સંસ્કારો કેટલા અસંખ્ય હોય છે કે તેઓ ચિત્તમાં કોઈ સ્થળે ગુપ્ત રહી વ્યાઘ્ર સમાન કૂદકો મારવાને સદા તૈયારજ રહે છે બીજા ભાવોને દૂર રાખી આપણને ગમતા એક ભાવનો ઉદય થાય તેમ એ ભૂત સંસ્કારોને દાબવા જોઈએ. સંસ્કારોની શક્તિને દબાવી દેવાની શક્તિ ધરાવતી **સમાધિ** અભ્યાસ માટે

બહુજ ઉત્કૃષ્ટ છે. જે અનુભવો સૂક્ષ્મ થાય છે તે સંસ્કારોનું સ્વરૂપ ધારણ કરે છે કર્મ સંસ્કાર બીજ શકિત છે. જ્યારે અધિષ્ઠાનમાં બીજ-શક્તિનું સૃષ્ટિ-સંકલ્પથી સ્ફુરણ થાય છે ત્યારે તે સંકલ્પમાં જ્ઞાનસ્વરૂપ ચેતન તે જડ સંકલ્પ રૂપ ક્રિયાની પ્રેરક યોજી થાય છે. માયિક બીજીથી પ્રેરિત થયેલ ક્રિયારૂપ માયા અવ્યાકૃતના રૂપમાં પ્રકટ થાય છે.

"સૌન્દર્યની શોધમાંજ સંસ્કારની ઉત્પત્તિ છે."

(ગ્રામ-લક્ષ્મી ભા. ૧)

"માનવ હૃદય પથ્થરથી પણ કઠણ બની જતું હશે એ ખરૂં. જુના દઢ સંસ્કારો સ્વભાવરૂપ બની જઈ માનવીના હૃદયને પથ્થર બનાવી કલ્પનાને મહાદોષનુ સ્વરૂપ આપે છે. ઘણી વખત સંસ્કાર બેડી રૂપ બની જાય છે (ગ્રામ-લક્ષ્મી ભા. ૨)

"સંસ્કાર અને ભણતર પણ જાતીય આકર્ષણને રોકી શકતાં નથી." (ગ્રા. લ. ભા. ૩)

"સંસ્કાર આપવા એ મનુષ્યના અંતઃકરણ રૂપ જમીન પર કૃષિકાર્ય-ખેતી કરવાનુ કામ છે. ઉંચા સંસ્કાર ગયા તો સમજવું કે ઇચ્છા અને બુદ્ધિ વચ્ચે કલહજ થવાના અને ઘણી વખત બુદ્ધિ હારવાની" (આર્યધર્મ).

"જ્યાં સંસ્કાર બળવાન છે ત્યાં શિખામણ બધી મિથ્યા વધારો થઇ પડે છે. (ગાંધીજી-આત્મકથા)

કર્મ સંગ્રહ—

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना।
करणं कर्म कर्तेति त्रिविधः कर्म संग्रहः॥

(ગીતા ૧૮/૧૮)

જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રણ પ્રકારની કર્મચોદના છે. કરણ, કર્મ અને કર્ત્તા એ ત્રણ પ્રકારનો કર્મ સંગ્રહ છે. કર્મ ચોદના અને કર્મ સંગ્રહ એ શબ્દો પરિભાષિક છે. કોઇ પણ ઇન્દ્રિયો હાથમાં લે તે પહેલાં મનથી નિશ્ચય કરવો પડે છે, એટલે આ માનસિક વિચારને કર્મચોદના એટલે કર્મ કરવાની પ્રથમ પ્રેરણા એમ કહે છે; અને તે સ્વભાવિક રીતેજ જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ પ્રમાણે ત્રણ પ્રકારની હોય છે. કર્મ ચોદના થઇ મનનો આ પ્રમાણે નિશ્ચય થયા પછી કર્મ કરવાનું થાય છે. આને કર્મ સંગ્રહ કહેવાય છે. કર્મ-ચોદના એ શબ્દ માનસિક કે અન્તઃકરણની ક્રિયાનો બોધક છે; અને કર્મ સંગ્રહ એ શબ્દ એજ માનસિક ક્રિયાની ખરેખરીની બાહ્ય ક્રિયા બતાવે છે, એ ઉપરથી સ્પષ્ટ થાય છે. કોઈ પણ કર્મનો પૂર્ણ વિચાર કરવો એટલે ચોદના અને સંગ્રહ એ બે પહેલાં જોઇએજ.

## (૮) સંચિત-કર્મની ખાતાવહી.

પ્રત્યેક મનુષ્ય આકાશમાં પોતાની આસપાસ જે પ્રવાહ નિરન્તર ચાલ્યા કરે છે તેમાં વસનારાને પણ પોતે અહર્નિશ પેદા કર્યે જાય છે. એ પ્રજા પોતાની કલ્પના, કામના, ઉર્મિઓ અને વૃત્તિઓમાંથી ઉત્પન્ન થાય છે. તેમાં ભલાં-ભૂંડા હોય તો પણ તે આપણાં પેદા કરેલ છે એટલે તે આપણી આસપાસ રહ્યાં કરે છે. આપણને તે સુખ—દુઃખ પ્રાપ્ત કરાવે છે; એટલુંજ નહી પણ અન્યને પણ સુખકર કે દુઃખકર થઇ પડે છે, આ ખરે ખર સંચિત-કર્મનો ભંડાર છે. પવિત્ર માણુસ હોય તે પોતાની આસપાસના તેજથી કોઈ પણ મલિન અથવા ક્રૂર સત્ત્વને પોતાની પાસે આવતાં અટકાવી શકે છે. એ તેજ તેની આસપાસ કોટ થઇ રહે છે, અને દુષ્ટ સત્ત્વોથી તેનું સંરક્ષણ કરે છે. પ્રત્યેક

વિચાર-રૂપ ચોકસ નિયમાનુસાર વૃદ્ધિ પામે છે અને એવા ઘણા રૂપોના સમુહ બંધાય છે તે પ્રમાણે મનુષ્યનું વર્તન હોય છે. અન્તરનું પ્રતિબિંબ બહાર ભાસે છે. કોઇ પણ મનુષ્યે આજની ક્ષણ સુધી કરેલાં જે કર્મ—પછી તે આ જન્મનાં હો કે પૂર્વ-જન્મનાં હો—તેને તેનાં સચિત કર્મનું અદશ્ય અથવા મિમાંસકોની પરિભાષા પ્રમાણે અપૂર્વ એવું બીજું નામ છે. આ નામ પડવાનું કારણ એ છે જે કોઇ કર્મ અથવા ક્રિયા જે ક્ષણે કરવામાં આવે છે તે ક્ષણ પૂરતુંજ તે દ્રશ્ય હોય છે; અને તે ક્ષણ ગયા પછી તે કર્મ સ્વરૂપથી હયાત ન રહેતાં તેનું સૂક્ષ્મ એટલે અદશ્ય એવું અપૂર્વ કિંવા વિલક્ષણ પરિણામ માત્ર સીલકમાં ખેંચાતું આવે છે. ગમે તેમ કહીએ પણ સંચિત, અદષ્ટ, કિંવા અપૂર્ર્વ એનો અર્થ ચાલતી ક્ષણ પર્યંત જે જે કર્મો કર્યા હોય તે સર્વના પરિણામનો સમુદાય એવો થાય છે એ નિર્વિવાદ છે. આ સંચિત કર્મ એકદમ ભોગવવા શકય નથી. ભવિષ્ય તો વર્તમાન કાળનું ફળ છે અને વર્તમાન જીવન અનન્ય ભાવથી શ્રી હરિ ચરણાશ્રિત થઇ જવાથી ભૂતકાળનાં બધાં પાપ-કર્મ બળી જાય છે. મનુષ્ય જે કાંઇ કર્મ કરે છે તે તેનું સંચિત બને છે. જે નવાં કર્મ થાય છે તેની સ્ફુરણા તેથી વધારે પુરાણાની કળ થાય છે. નવાં કર્મોનો સંકલ્પ વધારે આવે છે. સંચિત અને પ્રારબ્ધ ભેદથી કર્મ બે પ્રકારનું છે. પ્રારબ્ધ કર્મ પણ આરબ્ધ-કાર્ય અને અનારબ્ધ-કાર્ય ભેદથી બે પ્રકારનાં છે. સંચિત અને અનારબ્ધ કાર્યનો તો બ્રહ્મવિદ્યાના પ્રભાવથી નાશ થઇ જાય છે. આરબ્ધ કાર્ય—પ્રારબ્ધનો નાશ થતો નથી તેનું ફળ ભોગવવુંજ પડે છે. સચિત કર્મ—જેને બહુત્વ ચાહેલ હોય તે તો જમા થાય છે. ચિત્ત ક્ષેત્રમાં તેનો ઢોપ ભરાય છે તેનો નાશ થયા વગર—મહિષાસુર વધ થયા વગર ભ્રમા સુખની પ્રાપ્તિની આશા નહીં રજોગુણ મહિષાસુર છે ક્રોધ રૂપી મહિષનુ દેવીને પ્રતિ-બલિ દેવાનું કહેલ છે.

"કર્મની સ્ફુર્ણાઓનો પ્રધાન પૂર્વનું સંચિત છે."
(સંદિગ્ધ સંસાર અને મણિમય મુક્તિ)

કર્મની ખાતાવહી—

મનુષ્યના મનમાં વિચાર રૂપ ઉત્પન્ન થયેલ શબ્દ જ્યારે બહાર નીકળે છે ત્યારે તે મનુષ્યની ઉત્પન્ન કરેલી સૃષ્ટિઓ થાય છે. આકાશમાં પોતે ચાલતા કરેલા પ્રવાહમાં પોતાની ઉત્પન્ન કરેલી પ્રજાને નિવાસ સ્થાન કરાવે છે. પ્રત્યેક શબ્દનો ઉચ્ચાર થાય છે તેનાં નવાં નવાં રૂપ થાય છે. સૂક્ષ્મ તમ રૂપોનો ભંડાર આકાશ છે. તેમાંથી બ્રહ્માના મનમાં ઉત્પન્ન થયેલાં અસંખ્ય વિચારોથી જેમ જગતમાં રૂપ ધારણ કરવા યોગ્ય અમુક વિચારોના સમુહ વહ્યા કરે છે એવીજ રીતે જગતમાં એવાં રૂપોથી ઉત્પન્ન થયેલાં કમ્પન બ્રહ્માના મન પર્યન્ત પહોંચે છે, તે આકાશ મૂર્તિઓ કાળાન્તર પર્યન્ત રહે છે અને તે કર્મની ખાતાવહી ખરેખરી છે. ગમે તેવો ઉતાવળે વિચાર એક વખત આવ્યો હોય તો પણ તેની મૂર્તિ થયા વિના રહેતી નથી જ્યારે જીવ સ્થૂળ દેહનો ત્યાગ કરી મરણોત્તર કામ લોકમાં ગમન કરે છે ત્યારે એ માનસિક મૂર્તિઓ તેની સાથે જાય છે. દેહ-સંવલિત ચિદાભાસમાં હું બુદ્ધિદ્વારા જે કર્મ થાય છે તે સંચિત, આરબ્ધ અને ક્રિયમાણ રૂપથી બન્ધનનું કારણ બને છે; તે તમામ કર્મ નિષ્ક્રિય બ્રહ્મ રૂપતાની પ્રાપ્તિ થવા પર શરીરાન્તર (પૂનર્જન્મ) ના ઉત્પાદનમાં અસમર્થ થઇ જાય છે અને તેટલા માટે ભસ્મની સદૃશ અકિંચિતકર થઇ જાય છે એ વાત ગીતા આદિ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

## (૯) કર્મફળ

જગદીશ્વરની લીલા અટપટી છે. કર્મની ગતિ ગહન છે. લોકો કહે છે કે :— "ધર્મીને ત્યાં ધાડ અને અધર્મીને ત્યાં

લાડ " પણ ઉંડી સમજણ ને અભાવેજ એમ કહેવામાં આવે છે. જુદી જુદી જાતનાં ઝાડ જુદે જુદે કાળે ફળ આપે છે. એક ઝાડ વાવ્યા પછી એક વરસમાં જ ફળે છે; તો બીજી જાતનું ઝાડ દશ વર્ષે ફળે છે. કર્મફળનું પણ એમ જ છે. કેટલાંક કર્મનું ફળ તરતજ મળી જાય છે. તો કેટલાંક કર્મોનો પરિપાક થઇ તેનું ફળ વરસો પછી થાય છે; અને કેટલાંક કર્મ એવાં હોય છે કે તે બીજા જન્મ સોરાં જ પાકીને ફળ આપે છે, માણસ ગમે તેટલો સમજુ ને સદ્‌ગુણવાળો હોય પણ પૂર્વે અણસમજુપણામાં કાંઇ પણ બીજાને દુઃખ થાય તેવું અથવા અયોગ્ય કાર્ય થયું હોય છે તેનું ફળ તેને જ્યારે તે કર્મ પાકે ત્યારે જ ભોગવવું જ પડે છે. ફેર એટલો જ છે કે સમજદાર માણસો પોતાની સમજણના બળને લીધે કર્મના તે ફળને પણ નાશવંત સમજે છે અને તે ભોગવ્યે જ છુટકો માનીને ધીરજથી ભોગવે છે; તથા તેવા વખતમાં ગમે તેવી આપત્તિ આવે તો પણ પોતાના સદ્‌ગુણને અને ધર્મને ચૂકતા નથી. દુઃખનો સમય વહી જતાં આવાં મનુષ્યો પછી જગતમાં સુખી અને માનપાત્ર બને છે. કર્મ એટલે સુખ–દુઃખના સાધન રૂપ ધર્મ અને અધર્મ. કેટલાંક કર્મો એવાં હોય છે કે તે કર્મોનાં શુભ યા અશુભ ફળો તત્કાળ નિષ્પન્ન થાય છે. અને કેટલાંક કર્મોનાં ફળો કાળાંતરે નિષ્પન્ન થતાં હોવાથી કાળની અપેક્ષાવાળાં હોય છે. કેટલાંક વૃક્ષો એવાં હોય છે કે તેમના બીજનું ભૂમિમાં આપણાથી આરોપણ કરી શકાય છે, પરન્તુ તે બીજમાંથી ઉદ્‌ભવેલાં વિશાળ વૃક્ષોને જોવાનો અને તેનાં મધુર કિંવા કટુ ફળોને ચાખવાનો પ્રસંગ આપણા જીવન કાળમાં આપણને પ્રાપ્ત થઇ શકતો નથી. કર્મની ગતિ ગહન છે એટલે સામાન્ય માણસને કર્મ તથા તેના ફળનો સ્પષ્ટ સંબંધ સમજાવો કઠિન છે; પણ કારણ—કાર્યના અનિવાર્ય સંબંધ તથા સ્વરૂપનો વિચાર કરતાં અનીતિ અને અનીતિના પ્રવર્તકનો અંતે જય થતો નથી. પરિણામે જ્યારે

અનીતિના પ્રવર્તકનું પૂર્વ-પુણ્ય પૂરૂં થાય છે ત્યારે જ તે દુઃખી થાય છે. વર્તમાનમાં કદાચ તેની ચડતી થતી હોય તો તે જોઇ ક્લેશ ન પામતાં શાન્ત રહેવું ઉચિત છે. પૂર્વનાં શુભ કર્મોનો પરિપાક થવાથી વર્તમાનમાં નઠારાં કર્મો કરનારો પણ ઉપરથી સુખી પ્રતીત થાય; ને પૂર્વનાં અશુભ કર્મોનો ઉદય થવાથી વર્તમાનમાં શુભ કર્મ કરનારો પણ દુઃખી પ્રતીત થાય તેથી કર્મનો તથા ફળનો કાર્ય-કારણ ભાવ જાણનારે ભ્રાંતિને વશ થવું ઉચિત નથી કર્મની ગતિ ગહન હોવાથી સામાન્ય મનુષ્યને તેનું સ્વરૂપ ન સમજાય એ સ્વભાવિક છે પણ તેથી તેણે અવળા નિશ્ચય ઉપર આવવું યોગ્ય નથી. સર્વ શરીરોની ઉત્પત્તિ પુણ્ય-પાપથી થાય છે. મનુષ્ય શરીર તો મિશ્રિત કર્મનું ફળ પ્રસિદ્ધ છે; અને દેવ-શરીર પણ મિશ્રિત કર્મનું જ ફળ છે. તેમ જ તિર્યક તથા પશુ-પક્ષીનાં શરીરો પણ મિશ્રિત કર્મનાં ફળ છે. તેમને જે પ્રસિદ્ધ દુઃખ છે તે તો પાપનું ફળ છે. ને મૈથુનાદિકનું સુખ છે તે પુણ્યનું ફળ છે. કામ્ય બુદ્ધિથી પણ શાસ્ત્ર પ્રમાણે કર્મ કરતાં સ્વર્ગ પ્રાપ્તિ થાય અને નિષ્કામ બુદ્ધિથી કરતાં તેનું બન્ધન ન લાગતાં મોક્ષ પ્રાપ્તિ થાય એવાં કર્મના બે ફળ છે વર્તમાન કાળનાં આપણાં બધાં કર્મો ભૂતકાલીન સંસ્કારનાં જ પરિણામ છે. વળી એ જ સંસ્કારો આપણાં ભાવી કર્મોના કારણ થઇ પડે છે; અને એવી જ રીતે આપણે આગળ ને આગળ વિચરતા રહીએ છીએ. એટલા માટે જ કારણનો મનમાંથી સમૂળ ઉચ્છેદ થયેલો ન હોવાથી જાતિના રૂપમાં એનું ફળ-પરિણામ અવશ્ય આવી મળવાનું જ. પરન્તુ જે કર્મનો આપણે અત્યારે જ અનુભવ લેતા થયા છીએ, તે કર્મો આપણે પૂર્ણ કરવાં પડશે, અને જે ફળ ધારણ કરવાની માર્ગ પ્રતિક્ષા કરતાં બેસી રહેલાં છે, તેમનેજ જો આપણે ધારીએ તો પરાજય કરીને સંયમમા લાવી શકીએ એમ છે. અર્થાત અદ્યાપિ ફળીભૂત ન થયેલાં સર્વ કર્મોને પરાજીત કરવાના કાર્યમાં આપણી સકળ શકિતઓને

વાળવી જોઇએ. કર્મવાદનું આપણે આપણાં દુષ્કર્મોનું અનિષ્ટ ફળ ભોગવીએ છીએ અને સત્કર્મોનું આપણને ઇષ્ટ ફળ મળે છે એટલું જ તાત્પર્ય છે.

कर्माऽशुक्ला शुक्लाऽकृष्णं योगिन त्रिविधमितरेषाम्

એક યોગી માટે કર્મો કૃષ્ણ પણ નથી. બીજાઓ માટે તે કૃષ્ણ તેમજ શુકલ અને મિશ્રિત એવી રીતે ત્રિવિધ (ત્રણ પ્રકારનાં) છે.

એમ કહી શકાતું નથી કે કર્મ કોઇની પ્રેરણા વગર કર્ત્તાને ફળ દીએ છે; કેમકે કર્મ કાંઈપણ નિમિત્ત વગર ફળરૂપ પરિણત થવાને સમર્થ નથી. તેથી અતિરિક્ત જીવને એક જન્મમાં કરેલાં શુભાશુભ કર્મોનું સ્મરણ જન્મ જન્માન્તરમાં થતું નથી ત્યારે તે સ્વતઃ પૂર્વજન્મના કર્મોનો પ્રેરિત કેવી રીતે થઈ શકે છે? બૌદ્ધ ક્ષણિક વિચારકો પણ તત્ત્વ માને છે, અને તેને આત્માનું સ્વરૂપ માને છે. ત્યારે તેમના પક્ષમાં પણ ક્ષણિક વિજ્ઞાનરૂપ આત્માએ કરેલાં કર્મો કાળાન્તરમાં વિદ્યમાન ન રહેવાવાળાં કર્ત્તાને તેનું ફળ કેવી રીતે દઇ શકે છે? તેથી અતિરિક્ત सर्वं क्षणिकम् એવો તેમનો સિદ્ધાન્ત હોવાના કારણે કર્મ પણ દીર્ઘ કાળ સુધી કેવી રીતે રહી શકે? કદી એમ માને કે તે ફળ દેતાં સુધી સૂક્ષ્મ ભૂતોના આશ્રયથી રહે છે તો એ પણ સંભવ નથી કેમકે ભૂતજ કર્મનું સાધન છે. કર્મ જડ છે-ઇશ્વરજ ફળદાતા છે. ઈશ્વર કર્મ-ફળનો દાતા છે તે કર્મના વૈચિત્ર્યાનુસારજ જીવને ફળ આપે છે. જડ-કર્મ ચૈતન્યાશ્રય વગર સ્વેચ્છાથી ફળ દઇ શકતું નથી. જીવાત્મા કર્મ કરવામાં સ્વતંત્ર અને ફળ ભોગવવામાં પરતંત્ર છે. કોઇ એવી અદૃશ્ય શક્તિ પાછળ છે કે જે કર્મસૂત્રોને હાથમાં લઇ પ્રાણીઓને કઠ-પૂતળીની માફક સ્વેચ્છાપૂર્વક નચાવી રહે છે. મનુષ્ય જે કર્મ કરે છે; ધર્મ અધર્મ કરે છે તેના ફળોનું નામ અદૃષ્ટ શાસ્ત્રકારોએ રાખેલું છે; અર્થાત્ તે દેખાતું નથી પરંતુ તેને ભોગવવું પડે છે.

કર્મ બે પ્રકારનાં હોય છે; એક તો દષ્ટફળ-દેવાવાળાં અને બીજાં અદષ્ટફળ દેવાવાળાં. દષ્ટફળ દેવાવાળાનાં બે પ્રકાર છેઃ—(૧) તત્કાળ ફળ દેવાવાળાં (૨) ભવિષ્યમાં ફળ દેવાવાળાં. ફળપ્રદાતાના રૂપમાં સર્વજ્ઞ, નિત્યચેતન ઇશ્વરને માન્યા વગર કામ ચાલી શકતું નથી. કૃપાળુ પરમપિતા પરમેશ્વર પણ નિગ્રહાનુગ્રહ દ્વારા ભૂતોનું કલ્યાણજ કરે છે. મનુષ્યને તેના કર્મ અનુસારજ શુભાશુભ ફળ મળે છે. શ્રી વિષ્ણુ કર્મભોગ કરાવવામાં પણ કૃપા કરે છે. જેના ઉપર તેની કૃપા થાય છે તેના કર્મ-ભોગમાં કષ્ટ થતું નથી; એમ કરવાનું કારણ તેને સૃષ્ટિ સાથે સંબંધ રાખવો છે. જીવ પોતાના પ્રાકતન કર્મ સંસ્કારને તદ્રુપ દેહ ગ્રહણ કરી કર્મફળનો ભોગ કરે છે; અને નવીન કર્મો સંપાદન કરે છે. ભગવાનમાં કર્મ-સંસ્કાર ન રહેવાને કારણ તે ભોગ-દેહ ગ્રહણ કરતા નથી; અને તેનામાં કર્તૃત્વાભિમાન નથી માટે તે કોઈ નવીન કર્મના સંપાદક બનતા નથી. જેના મૂળમાં અદષ્ટની પ્રેરણા નથી અને ફળનો ભોગ નથી તે કર્મ પ્રચલિત-કર્મ જાતિય કર્મ નથી. કર્મનો એ અટલ સિદ્ધાંત છે કે પુણ્યનું ફળ સુખ અને પાપનું ફળ દુઃખ છે. આત્માજ કર્મોનો કર્ત્તા અને તેના સારા નરસા ફળોનો ભોક્તા છે એમ માન્યા વગર કર્મ થઇજ શકતું નથી; પરંતુ વાસ્તવમાં આત્મા કર્ત્તા નથી કે ભોક્તા નથી. મનુષ્યને માટે એ અસંભવ છે કે તે એકજ સમયમાં બે પરસ્પર વિરોધિ ભાવનાઓ કરી શકે. માટે કર્મ સમુચ્ચયનો સિદ્ધાંતજ યુક્તિ યુક્ત છે. કર્મ અનુસારજ શારીરિક આકૃતિ; જીવનની સ્થિતિ તથા વાતાવરણ મળે છે.

"વાવે જરૂર તેવું લણે, નૌકા વિના શાના તરે ?"

(અશો. ગીતાંજલી)

"It is well known that where there are danger and temptation, there are also gain and glory."

(Pagal Harnath)

"ધર્મજ્ઞ પુરૂષ પણ પોતાના કર્મોને લીધે બહુ ખરાબ કર્મ ઉપાર્જન કરે છે. કોઇ વખત જીવ બળવાન થાય છે અને કોઈ વખત કર્મ બળવાન થાય છે." (કુમારપાળ)

"જે ઇશ્વર અને કયામતમાં વિશ્વાસ રાખે છે અને જે સત્કર્મપૂર્વક જીવન ગુજારે છે તેમને તેમના કર્માનુસાર ફળ મળશે. તેઓ ભય અને શોકથી પર છે. ઇસ્લામ ધર્મ કર્મ પ્રધાન પંથ છે એમ પણ નથી." (હજરત મુહમ્મદ આદર્શ ગ્ર સં.)

## (૧૦) કર્મક્ષય

કર્મક્ષય એટલે સર્વ કર્મના બંધનમાંથી પૂર્ણ એટલે નિઃશેષ છુટકારો એવો અર્થ છે. પણ પુરૂષ જ્ઞાની હોય તો પણ જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી ભૂખ, તરસ, ઉંઘવું, બેસવું ઈત્યાદિ કર્મો છુટતાં નથી; અને પ્રારબ્ધ કર્મનો ક્ષય પણ ભોગ વિના થતો નથી. એટલે જ્ઞાન થયા પહેલાં જ્ઞાને કરીને નાશ થાય તો પણ જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ જ્ઞાની પુરૂષને જીવતાં સુધી થોડાં અથવા વધારે કાર્ય કરવાનાં તો રહે છે. નામ-રૂપાત્મક કર્મ જ્ઞાની પુરૂષના નામ-રૂપાત્મક દેહથી કદી છુટતાં નથી; પણ આત્માએ તે કર્મો પોતાના અંગ ઉપર લેવાં કે નહિ તે તો તેની સ્વતંત્રતાની વાત છે. એટલે ઇન્દ્રિયોનો જય કરી કર્મમાં પ્રાણી માત્રની જે આસકિત હોય છે તે આસકિતનો ક્ષય થવાથી કર્મ કરતાં છતાં પણ તેનો આંકડો તોડયા જેવું જ થાય છે. કર્મ સ્વભાવથી આંધળાં, અચેતન, મુએલાંજ છે. તે પોતાની મેળે નથી કોઇને પકડતા કે નથી કોઇને છોડતાં; તે પોતે જાતે તો સારાંએ નથી અને ખોટાં પણ નથી. મનુષ્ય આ કર્મમા પોતાના જીવને ભેળવીને પોતાની આસક્તિને લીધે તે સારાં છે કે ખોટાં; શુભ છે કે અશુભ તે વિષે ઠરાવ કરે છે. એટલે આ મહત્વ-યુકત આસક્તિ છુટી તેની સાથે કર્મનો બંધ પણ છુટયો એમ કહેવું

જોઇએ, પછી તે કર્મ રહે કે જાય ખરૂં નૈષ્કર્મ્ય આમાંજ સમાયેલું છે; કર્મ છોડવામાં સમાયેલું નથી (ગીતા ૩/૪) બ્રહ્માત્મૈક્ય જ્ઞાન પ્રાપ્ત કરી લઇ બુદ્ધિની સામ્યાવસ્થા પ્રાપ્ત થઇ એટલે કર્મ કરતાં છતાં પણ પૂર્ણ પ્રકારે કર્મનો ક્ષય થાય છે. સર્વ ભૂતમાત્રમાં સમત્વ બુદ્ધિ રાખી પોતાના સર્વ વ્યાપારમાં જેણે આ મમત્વ બીજ બાળી નાખ્યું છે તેજ ધન્ય છે; કૃતકૃત્ય છે; મુકત છે. અને સર્વ વ્યાપાર કરતાં છતાં પણ તેનાંજ કર્મ જ્ઞાનાગ્નિથી દગ્ધ થયાં છે એમ કહેવાય છે. (ગી. ૪/૧૯; ૧૮/૫૬).

સઘળાં પ્રાયશ્ચિતોમાં પશ્ચાતાપ જેવું ઉત્તમ પ્રાયશ્ચિત બીજું કોઇ નથી. માત્ર તે ઉત્તમ રીતીથી થવો જોઇએ. તે પશ્ચાતાપ જો ગમે તેવા નીચ કોટિના માણસને થાય તો તે પણ નીચતા તજી ઉત્તમ ભગવદ્-ભકત બની ભગવદ્-ભજનમાં નિમગ્ન થાય છે; તો અન્ય સાધારણ જનો માટે તો કહેવુંજ શું? કોળીની જાતમાં અવતરેલા મનુષ્યને પ્રશ્ચાત્તાપ થતાં તેમાંથી વાલ્મિક જેવા જગન્માન્ય રૂષિ બની ગયા એ સર્વ પશ્ચાત્તાપનુંજ ફળ છે. કર્મ બંધનના નાશનો ઉપાય કર્મ ત્યાગ નથી પણ તેનો ઉપાય છે કે કર્મ–ફળમાં કાંઇ આસકિત ન રાખતાં તમામ કર્મો પરમેશ્વરને અર્પણ કરી સમતા બુદ્ધિથી કર્તવ્ય સમજીને કરે; કેમકે કર્મ સ્વયં બંધનકારક નથી. ફળાસકિતજ બંધનનું કારણ છે. નવીન કર્મ કરવામાં રાગ દ્વેષાદિજ હેતુ છે; અને તેની ચેષ્ટા કરવાથી નાશ થઈ શકે છે. કર્મ બુદ્ધિનો વિષય છે; કર્મ કરતાં તેના સાક્ષી બની રહેવું સંચિત અને પ્રારબ્ધ કર્મમાં તો કોઇ પ્રકારે ન્યુનાધિક કરી શકતાજ નથી; તે તો જેવાં થવાનાં હતાં તે થઈ ચુકયાં તેમાં ફેરફાર કરવો શકિતની બહાર છે; પરન્તુ આગામી (ક્રિયમાણ) કર્મોને માટે તો મનુષ્યને ઘટે છે કે જ્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત ન થાય અને શરીર સ્થિત રહે ત્યાં સુધી યથાશકિત શાસ્ત્ર–વિહિત પુરૂષોત્કર્ષ કર્મ કરવાનોજ પ્રયત્ન કરે અને પાપ કર્મથી

સર્વથા ખંચતો રહે. જ્ઞાનથી વાસનાઓનો વિચાર કરી ક્ષય થાય છે. તે પ્રમાણે કર્મથી વાસનાઓનો ભોગ કરી ક્ષય થાય છે.

"જેઓ દુઃખવડે દગ્ધ થનાર આત્માઓ હોય છે તેમનાં તે દુઃખો પતિત પાવન, અધમોદ્ધારક અને દયામય પરવર દિગારની કૃપાથી ચિરસ્થાયી નથી થતાં એટલે કે મનુષ્ય જ્યારે દુઃખ રૂપ અગ્નિમાં તપીને શુદ્ધ થઇ જાય છે એટલે પછી ધીમે ધીમે નવજીવનને પ્રાપ્ત કરીને ઉચ્ચતર ધામમાં સ્થાન મેળવી શકે છે."

(બાબર)

## (૧૧) વાસના–વાસનાબીજ-વાસનાનો પ્રવાહ

એક વાર અનુભવેલી (જોયેલી, સાંભળેલી, વિગેરે) વસ્તુ પુનઃ પ્રાપ્ત થાય એવી ઇચ્છા થવી તેને કામ અથવા વાસના કહે છે. શાસ્ત્રિય દ્રષ્ટિથી ઇચ્છા અથવા વાસના તે મનનો ધર્મ હોવાથી તેને બુદ્ધિ એવું નામ આપવું એ વ્યાજબી નથી; પણ આ બુદ્ધિ શબ્દના અર્થનો વિચાર થયો તે પહેલાં બુદ્ધિ આ એકજ શબ્દનો (૧) પરિક્ષા કરનાર ઇન્દ્રિય, અને (૨) ઇન્દ્રિયના વ્યાપારથી મનુષ્યના મનમાં ઉત્પન્ન થતી વાસના અથવા ઇચ્છા એ બન્ને અર્થમાં વ્યવહારમાં ઉપયોગ થતો આવ્યો છે. સ્ત્રી-સંગની ઇચ્છા એ શારીરિક વાસના છે; એનું મુખ્ય જન્મ સ્થાન મનુષ્યની કલ્પના શકિતમાં છે. એનો જન્મ કલ્પનામાં થાય છે; અને વૃદ્ધિ શરીરમાં થાય છે. જેમ જેમ તેનું દમન કરવામાં આવે તેમ તેમ તે વધતી જાય છે, તેથી જીતાવી મુશ્કેલ છે. તેને અટકાવવાનો રસ્તો કરીએ તો શારીરિક કષ્ટ કરવું અને મનને બીજા વિષયમાં ગુંથી રાખવું એજ છે. વાસનાની શુદ્ધિ બ્રહ્માત્મૈકય રૂપ પરમેશ્વરનું શુદ્ધ સ્વરૂપ ઓળખ્યા સિવાય થવી શકય નથી. વિષય વાસના નષ્ટ થવા માટે પરમેશ્વરનું પૂર્ણ જ્ઞાન થવાની જરૂર છે. વાસનાનો પૂર્ણ ક્ષય થયો

છે કે નહિ તે પરોપકાર માટે કરેલા નિષ્કામ કર્મથી જેવું જાહેર થાય છે તેવું બીજા કશાથી જાહેર થતું નથી; અને તેથી નિષ્કામ કર્મ એ વાસના ક્ષયનુંજ લક્ષણ અને ફળ છે. વાસના એક પ્રબળ નિર્બળતા છે. સ્થુળ વાસનાને પ્રીતિ વૃદ્ધાવસ્થામાં ક્ષીણ થાય છે. શારીરિક દુઃખથી અસ્ત થાય છે; જીર્ણ થાય છે તેમ તેમ જીર્ણ ઇષ્ટજનનો મોહ છોડી અન્ય જનને ઇષ્ટ ગણવા લલચાય છે; ભોગાન્તે શ્રાન્ત કરે છે; અને શ્રાન્તિને અન્તે પુનરૂદ્દીપન કરી શ્રાન્તિ અને દીપનની ઘટમાળ ચલવ્યા કરે છે. એમાં સ્થુળ શરીરનું સત્વ નષ્ટ થાય છે અને સૂક્ષ્મ શરીર મૂઢ થાય છે. અને જેમ જેમ કાળ જાય છે તેમ તેમ માત્ર વ્યસનીના વ્યસન જેવું શુષ્ક, નીરસ અને પ્રસંગે દુઃખદ થઇ પડે છે સૂક્ષ્મ શરીરની વાસનાઓનાં લક્ષણ આ સર્વ વિષયમાં આથી વિપરીતજ ગણી લેવાં. આમરણાન્ત સૂક્ષ્મ પ્રીતિની જવાળા જળી શકે છે. સુખ–દુઃખમાં અદ્વૈત રહે છે; સર્વાવસ્થામાં અનુગુણ રહે છે; કાળ એને અસ્ત નથી કરતો પણ એનાં આવરણનો નાશ કરે છે. જેમ વધારે કાળ જાય તેમ એ પ્રીતિ પ્રીતિના સાર રૂપે પરિણામ પામે છે અને જરાવસ્થાથી, વૃદ્ધવયની વિકળતાથી તેનો રસ નષ્ટ થતો નથી એવું સત્યાનુભવી ભવભૂતિનું વચન છે. વાસના દ્વારા અન્તઃકરણમાં વિષય અધિકાધિક પુષ્ટ થાય છે, અન્ય વિષયો ન્યૂન થઈ શકે છે, પરન્તુ વાસનાનો વિષય આગ્રહ સેવતાં પણ કમી કરી શકાતો નથી કારણ કે તે જીવન છે; તેના સિવાય આ શરીર ચાલી શકતું નથી. પરન્તુ યોગ–સાધક જ્યારે પરબ્રહ્મનો અનુભવ લે છે ત્યારે વાસનાનું સહજ નિયમન થઈ શકે છે. જે વખતે માણસને એવો અનુભવ થાય છે કે હું સ્વયં બ્રહ્મ છું ત્યારે શરીરનું મિથ્યાત્વ દૃઢ થાય છે અને ઇન્દ્રિયોનાં વિષયોની વિસ્મૃતિ થાય છે. વાસનાની વ્યાપ્તિ એટલી બધી છે કે તે દેહને ખબર ન પડવા દેતાં તેની પાસે સુખ–દુઃખ ભોગવાવે છે. જ્યારે ચિદાકાશમાં પ્રાણના નિરો-

પથી મનનો લય થાય છે ત્યારે વાસનાનો વિચાર આપો આપ વિલયને પ્રાપ્ત થાય છે.

### વાસના બીજ

*વ્યષ્ટિ અથવા વ્યક્તિનું વાસના બીજ* અને કારણ શરીર તેના સર્વ જન્મ જન્માન્તરમાં એકજ રહે છે મૃત્યુથી સ્થૂળ શરીર બદલાય છે; સૂક્ષ્મ શરીર વિકાસ પામે છે અને કારણ શરીર પ્રથમ વિકાસ પામે છે અને સદ્વાસનાઓના ઉદય પછી હ્રાસ પામતું જાય છે. જડ પદાર્થને જ્ઞાન કે વાસના કાંઇ નથી, તો પણ જડ ધર્મના નિયમ વાળી તેમની સૃષ્ટિ ટકી રહી છે ને ચાલી રહી છે. પશુ–પક્ષીઓમાં ને કૃમિ આદિમાં પ્રત્યક્ષ દ્રષ્ટિનાં જ્ઞાન અને વાસના છે તેથી તેમનાં સ્થુળ-શરીરનાં રક્ષણ થાય છે તેમ તેમની ભિન્ન ભિન્ન જાતિઓ ભોજન પામે છે. મનુષ્ય જાતિ પણ જંગલી અવસ્થામાં એવી સ્થિતિમાં હોય છે ને પરિપાક ક્રમે કાળે કરીને તેની બુદ્ધિ અને વાસનાઓ પરોક્ષ વસ્તુનું ગ્રહણ કરે છે. આટલા ભેદના પ્રમાણમાં મનુષ્યની સ્થુળ બુદ્ધિ અને વાસનાઓ સૂક્ષ્મ થતી જાય છે, અને શુદ્ધ જ્ઞાનનો ઉદય આવી પરોક્ષ ગ્રાહિણી બુદ્ધિમાંથી થાય છે તેમ શુદ્ધ ધર્મનો ઉદય મનુષ્યોમાં આવી સૂક્ષ્મ થતી વાસનાઓમાંથી પ્રકટ થાય છે. અન્ય પ્રાણીઓને વાસનાઓ છે અને સુખ–દુઃખના ઉદ્દેશવાળી અપેક્ષાઓ છે; તે અપેક્ષાવાળી સૃષ્ટિના પોષણ માટે મનુષ્યોમાંથી કેટલાકમાં ધર્મ બુદ્ધિ ઉદય પામે છે. વાસનાઓની ઉપમા ક્ષુધા અને તૃષ્ણા સાથે નથી; પણ જ્ઞાનેન્દ્રિયોની વૃત્તિઓ સાથે છે. શબ્દ-જ્ઞાનાદિ વિષયના ગ્રહણ સાથે અન્તઃકરણની વૃત્તિના સંયોગથી લાલસાઓ મનુષ્યને કોઇ નવી સૃષ્ટિમાં પ્રેરે છે. આમ આ ઇન્દ્રિયો દ્વારા આવેલાં કંઇ કંઇ જ્ઞાન વિશેષનું અન્તઃકરણમાં ગર્ભ પેઠે સ્પન્દમાન થાય છે ત્યાં એ ગર્ભની માતા જેવી અન્તઃકરણની પોતાનીજ કોઇક વૃત્તિ

તેને પ્રીતિથી પોષે છે ને અપૂર્વ સ્તન્યપાન આપે છે. આ પ્રીતિ, આ સ્તન્ય-તે અન્તઃકરણમાંથી વાસના રૂપે આ ગર્ભ વિષયના ઉપર દ્રવે છે-વર્ષે છે. આવૃત્તિ તો આ વાસનાઓનું રસનેન્દ્રિય છે. આ વૃત્તિમાં વિષય ચિન્તનથી આ વાસના-આ રસ લાલસા વિકાસ પામે છે. આ વાસનાઓનાં કારણુ નિવાર્ય છે; તેમની ગતિ રોકી શકય છે; ને તેમના માર્ગમાં મર્યાદા મૂકી શકાય છે. જે મનમાં વાસના ઉપજે છે તે મનનું મૂળ આત્મદેવ છે. એ આત્મ દેવ સત્ય સંકલ્પ અને સત્ય કામ હોવાથી એનો કોઇ પણુ સંકલ્પ .પૂરો થયા વિના રહેતોજ નથી. એનેજ આપણે ઇશ્વર અથવા એવું કોઈ અન્ય શકિત સૂચક નામ આપીએ છીએ.

વાસનાનો પ્રવાહ

કર્મ વાસનાનો પ્રવાહ અનાદિ છેઃ સાધનથી તેનો અટકાવ થાય છે. અને નાશ પણુ થાય છે. જ્યાં સુધી તેનો નાશ ન થાય ત્યાં સુધી ફરી ફરીને જીવ કર્મો કરે છે; અને તેમાંથી સંસ્કારો ઉત્પન્ન થાય છેજ અને તેથી સંસાર એટલે જન્મ મરણુના ફેરા થયાજ કરે છે જીવ સાધનોથી અનાદિ કર્મ વાસનાનો પ્રવાહ અટકાવી શકે નહિ ત્યાં સુધી તે પ્રવાહ અવશ્ય ચાલ્યાજ કરે છે; ત્યાં સુધી વાસનાનો હેતુ ફળ, આશ્રય અને અવલંબન એ બધુ રહે છે વાસનાનો હેતુ કલેશ અને કર્મ છે શરીર ધારણુ કરવું અને આયુષ્ય ભોગવવું એ તેનું ફળ છે; ચિત્ત તેનો આશ્રય છે; રૂપ વિગેરે વિષયો તેનું અવલંબન છે. આ બધાને અવલંબીને જીવ ફરી ફરીને વાસનાનો સંગ્રહ કરે છે અને તેનાથી બંધાય છે. અને ફરી ફરીને ઉપરના ચાર ભોગમાં પ્રવૃત્ત થાય છે. આ ભોગ રૂપી ઝાડમાંથી ફરીને ભવિષ્યના ભોગનાં બીજરૂપ વાસના અથવા સંસ્કાર સમુહ ઉત્પન્ન થાય છે. સંસાર ચક્ર નિરન્તર આ પ્રમાણે ચાલે છે. અનન્ત જન્મની અનન્ત વાસનાઓથી જીવનું અન્તઃકરણુ ભરાએલ

દબાએલ રહે છે કર્માનુસાર વાસના અને વાસનાનુસાર કર્મ યા ' અંતે મતિ સા ગતિ ' અનુસાર આગળ જન્મ થાય છે; અને ફરી ફરી પૂર્વ વાસનાઓ અનુસારજ તેના દ્વારા સ્વાભાવિક કર્મ થાય છે.

"ઘણી વખત માનવી પોતાની વૃત્તિઓને પોતાનાથીજ છુપાવે છે, દબાવે છે, ભૂલવા મથે છે. ઘણી વખત વાસના વરાળથી પણ પાતળું સ્વરૂપ ધરી હૃદય ઉપરથી પસાર થાય છે ત્યારે હૃદ-યને ભાન પણ રહેતું નથી એ વાસના જન્મી પણ આત્માની નજીક આવેલું કોઈ આંતર-ભાન (Sub conscious mind) એ વાસનાના જન્મને નોંધી રાખે છે અને માનવી જાગૃતાવસ્થા છોડી નિદ્રામાં પ્રવેશ કરે છે ત્યારે પેલું છુપું ભાન ઉપર તરી આવી એ વાસનાના અણુ ઉપરથી એક નવી સૃષ્ટિ રચે છે એ સૃષ્ટિ તે સ્વપ્ન. આમ સ્વપ્ન એ આત્માનો ચાડિયો છે." (ગ્રામ લક્ષ્મી)

## (૧૨) જીવનાસકિત

જીવનાસક્તિ સાહજિક છે જો યોગીની આત્મિક ભાષામાં કહીએ તો એ સંસ્કારો થાય-કહેવાય છે સંસ્કારો-પછી તે સૂક્ષ્મ હોય કે ગુપ્ત-ચિત્તમાં સૂતેલા હોય છે. મરણ વિષેના સર્વ ભૂત-કાળના અનુભવો; અને અત્યારે આપણે જેને સ્વાભાવિક બુદ્ધિના નામથી ઓળખીએ છીએ તે બીજું કાંઈ નહિ પણ કિંતુ અનુભવનું કિંચિત ચેતનયુક્ત થયેલું સ્વરૂપજ છે એનો નિવાસ ચિત્તમાં છે; અને તે કર્મહીન અથવા કર્મશૂન્ય નથી પણ ગૌણ રીતે કર્મ કર્યા કરે છે એ સ્થૂળ રૂપવાળી ચિત્તવૃત્તિઓ-મનની લહરીઓની આપણને લાગણી થઈ શકે છે અને આપણે તેમને ઓળખી પણ શકીએ છીએ. એટલે કે તેમના ગુણોને સારી રીતે જાણી શકીએ છીએ. તેથી એમનો સત્વરજ સંયમ કરી શકાય છે આપણા વિકારો સંસ્કારોનું જો આપણે દમન કરવું હોય તો મૂળમાંથીજ

આપણે તેનો ઉચ્છેદ કરવો જોઈએ. એમ કરીશું તોજ માત્ર આપણે તેમના મૂળ બીજને બાળીને ભસ્મીભૂત કરી શકીશું; અન્યથા એમ થવું અશક્ય છે. જેવી રીતે દગ્ધ બીજની પૃથ્વીમાં વાવણી કરવાથી તે વૃક્ષરૂપે ઉદ્‌ભૂત થઇ શકતું નથી તેવીજ રીતે મૂળમાંથીજ તેમના પ્રાથમિક રૂપમાંજ સંસ્કારો–વિકારોનો નાશ કરી નાખ્યો હોય તો તેઓ પાછા કોઇવાર પણ માથું ઉંચું કરી નથી શકતા. જેઓ વિચારવંત છે તેઓ જન્મ અને મૃત્યુ એ ભ્રાંતિ છે એમ સમજી બન્નેનો શોક કરતા નથી જ્યાં વાસનાઓનું સામ્રાજ્ય છે ત્યાં સ્વતંત્રતા કેવી ? અનુભવ દર્શનનું મૂળ છે અને સ્વતંત્રતા તેનું લક્ષ્ય છે.

" જેનું જીવતર પ્રકાશ આપે એનેજ જીવવાનો અધિકાર. કોણે કહ્યું કે જીવન રૂપાળું નથી ? (ગ્રામ–લક્ષ્મી ભા. ૧.)

" જીવનને સુખમય બનાવવું હોય તો તેને સુંદર પણ બનાવવું જોઇએ. "

" જે વિદ્યાર્થી દોરડાનો ઘસારો ન વેઠે એ જીવનનો ઘસારો શું વેઠી શકે ? " (ગ્રામ–લક્ષ્મી ભા. ૧.)

" કેળવણીનો અર્થ જ્ઞાનવૃદ્ધિનો કરવામાં આવે છે તે બદલી રસવૃદ્ધિને કેળવણીના મુખ્ય ઉદ્દેશ તરીકે સ્વીકારવામાં આવશે ત્યારેજ જગતના મોટા ભાગના જીવનમાં વ્યાપેલી નિરસતા અદ્રશ્ય થશે. " (ગ્રામ–લક્ષ્મી ભા. ૧.)

" જીવન એટલે શોખ કે ધર્મ, લગ્ન એટલે વિલાસ કે વિકાર, આકર્ષણ એટલે માત્ર લોલુપ કે નવજીવન ઉપજાવતી મહા ગંભીર પ્રેરણા ! " (ગ્રામ–લક્ષ્મી ભા. ૧.)

"જે જીવનમાં રસ ન હોય તે જીવનમાં ગીત જન્મેજ નહિ."

" જીવનપલટાને ઉપસાવી સ્પષ્ટ કરતા સંસ્કારો વગર માનવ જાતને ચાલવાનું નથી."

"સુખ સંયમથી શોભે છે. સુખ સંયમથી જીવતું રહે છે."

(ગ્રામ-લક્ષ્મી ભા. ૨.)

" જૂના નવા જીવનની અથડામણ ભયંકર હોય છે."

(ગ્રામ-લક્ષ્મી ભા. ૩.)

" આપણે વ્યક્તિગત-એકલા અંગત જીવતા નથી; આપણે ઇતિહાસિક રીતે-સમાજના એક અણુ તરીકે જીવીએ છીએ. અણુ ગમે તેટલું સારૂં હોય છતાં આખા દેહને હરકત કરે તો તેને કાપી કાઢવું જોઈએ." (ગ્રામ-લક્ષ્મી ભા. ૩.)

" ચીડીયા માણસનું જીવન રદ્દ બની જાય છે. આનંદી માનવી ગમે તે સંજોગોમાં મોજ કરી શકે છે.

" ડગલે ને પગલે મૃત્યુના ઓળા ઉભું કરતું જીવન એ શું ક્રૂર મશ્કરી નથી?" (ગ્રામ લ. ભા. ૩)

" માનવ જીવનની ઉન્નતિ-જે એક ડગલાં જેટલું ભાવિ દેખાય તેટલા પૂરતી ઉન્નતિ વિષે આસ્તિકતા કે નાસ્તિકતા મતભેદ ઉપજાવતાં નથી. ઇશ્વર હો કે ન હો. માનવતા ઉન્નત પથગામી તો દેખાય છે." (ગ્રા. લ. ૩)

" જીવનમાં જેમ અનુકુળ પતિની જરૂર છે તેમ એકાદ ઉદાર વીર મિત્રની પણ જરૂર છે."

" જીવન કરતાં મરણ વધારે ઉંચું છે. જીવી તો બધા જાણે-મરી જાણે તે ખરો." (ગ્રા. લ. ૩)

" હેતુ વિહોણા પ્રેમને, સાધુ જીવન સમજો સદા.
હેતુ વિહોણા પ્રેમથી, દાદારની ચાવી રહમ.
હરદમ સ્મરણ દાદારનાં, થાતાં જીવનનૌકા તરે."

(અશો. જ. ગી.)

"નાવિક જીવન નૌકા તણા, દાદારને સ્મરવા સદા;
દીનતા દયા સ્વીકારતા, ભિતી જરા ભાસે નહિ."
(અશો. જ. ગી.)

"જીંદગી એ અખંડ વહેતો ઝરો છે. જીવન પણું ક્ષેત્ર અને કાળમાં વહેતો ઝરો છે."

વ્યકિત જો પોતાને વિકસાવી સમષ્ઠિ ભાવનામાં લીન થઇ શકે તો આ ઝરાના ભયંકર નાચમાં મજા જ માત્ર અનુભવે.

દરેક મહાન હિલચાલ એ જીંદગીની મોજ છે. જીવનના પ્રવાહમાં તરો-ખેલો-હસો અને નાચો, મડદા માફક તળીએ બેસો નહિ તેમજ ખેંચાઈ જાઓ નહિ.

મસ્ત જીંદગી એજ જીવન, એજ Life, એજ રાજમાર્ગીનું જીવન, એજ ખાનદાન જીવન, અને એજ આપણી જીંદગી. સ્વતંત્ર અંતઃકરણ હોય ત્યાં આનંદજ હોય-મસ્તી હોય.

નિરંતર સંકટ વચ્ચે જીવવું એજ જીવનને વિસ્તારવાનું અને મહાન પ્રજા બનાવવાનું એકનું એક સાધન છે.

મોટામાં મોટી મસ્તી spiritમાં છે અને છતાં તે શાન્ત અક્રિય દેખાય.

દુનિયા કોઈ કાળે સ્થિર, અને સમાજ કોઇ કાળે અક્રિય હતાં નહિ અને થશે નહિ. વધારેમાં વધારે વેગથી દુનિયા અને તેમાંના સમાજને ચાલતી રાખવામાંજ Life-force (જીવન-તત્ત્વ) ની અમરતાનો વાસો છે અને તેથીજ positive અને negative એવાં બે બળો એકબીજા ઉપર નિરંતર પ્રતિક્રિયા કર્યા કરે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. (મૃત્યુના મ્હોંમાં)

"બાલકૃષ્ણની રણગીત લલકારતી બંસીના સૂરપર દીવાના બની પગથી તેમજ મસ્તકથી નાચવાની તથા તલવારના-વ્યાપારના-

તત્ત્વજ્ઞાનના તેમજ સેવાના શસ્ત્રવડે જીવનયુદ્ધ ખેલવામાં રસ લેવાની જરૂર છે." (મૃત્યુના મ્હોંમા)

"The secret of a joyful life is to live dangerously (આનંદમય જીવનનું છૂપું રહસ્ય સંકટમાંજ જીવન જીવવું એ છે.) Two things are wanted by the true man; danger and play. (ખરો અર્થ પુરૂષ એ છે કે જે ભય અને રમતની માગણી કરે છે)." (મૃત્યુના મ્હોમા)

"નિરંતર સંકટ વચ્ચે જીવવું એજ જીવનને વિસ્તારવાનું અને મહાન પ્રજા બનાવવાનું એકનું એક સાધન છે. ગો એટલે ઇન્દ્રિયોનું સ્વામિત્વ જેણે મેળવ્યું છે એવા મસ્તને આખી દુનિયા પોતાની બનાવવાનો હક છે એમ તેઓ મૌન રહીને પણ બોલશે. પોતાના બહિરાત્માપર જય મેળવનારને આખી દુનિયા પર રાજ કરવાનો હક છે–માણસે પોતાપર–પોતાના શરીર, મન તેમજ બુદ્ધિ પર જય મેળવવો જોઇએ." (મૃ. મ્હોમા)

"સરજનહારે ખલક સર્જીને તેમાં ત્રણ તત્ત્વો ભીંડાવી દીધાં છે. કુદરત, માનવતા અને પ્રભુતા. એ ત્રણના સંયોગ એટલેજ સાચું જીવન." (મહાત્માઓની મસ્તી)

"જીંદગી આ કંજુસાઇના ઇરાદાસરની નકામી નથી. તે ન્હાની અને નજીવી સંભાળ અને ચિંતામાં ગુમાવવાની નથી."

"અસાર એવા જીવનમાંથી ઉત્તમ આચરણરૂપ સારનો સંગ્રહ કરવો." (હેમચંદ્રાચાર્ય)

"મનુષ્ય જીવનથી ઉંચા પ્રકારનું સ્વતંત્ર પ્રભુમય જીવન પણ જગતમાં રહીને ભોગવી શકાય છે, એટલુંજ નહિ વણુ તે જીવન પ્રાપ્ત કરવું તેજ બધા મનુષ્ય જીવનનો મુખ્ય હેતુ છે, સર્વ પ્રકારે આનન્દ લેવો તેજ જીવનનુ રહસ્ય છે."

(અરવિન્દઘોષનું તત્ત્વજ્ઞાન)

"માનવ હૃદય દુર્બળતાઓથી સદા ઘેરાયેલું છે."
(સમ્રાટ્ અકબર)

"અકબર ઘણીવાર એમ પણ કહેતો કે:–ઇશ્વર પ્રત્યે મારી તો નિરંતર એક એજ પ્રાર્થના છે કે જ્યારે પણ મારી કાયાથી કે વાણીથી એકાદ અપકાર્ય થઇ જાય ત્યારે હે પ્રભુ ! આ જીવનનો અંત આણજે, કારણ કે તું અપ્રસન્ન પ્રસન્ન થાય એવું કાર્ય કરીને હું મારા પાપનો ભાર વધારવા ઇચ્છતો નથી. પાપમય જીવન સ્વીકારી જીવતા રહેવું તેના કરતાં મરી જવું એજ વિશેષ ઇચ્છવા યોગ્ય છે"
(સમ્રાટ અકબર)

"જીવનને જીત્યાં નહીં તો જીંદગી ધરી ન ધરી,
જીવન ધર્મને જાણ્યો નહીં તો જીંદગી ધરી ન ધરી.
નિર્બળ હૃદય રચે શું આશા તણા મિનારા,
આત્મબળ અંગે નથી તો જીંદગી ધરી ન ધરી.
દાસત્વમાં મળે નહિ, મુક્તિ તણા કિનારા,
જો ગુલામી ના ટળી તો, જીંદગી ધરી ન ધરી."
(વિધિના ખેલ)

## ( ૧૩ ) સંકલ્પ

કલ્પનાતીત શુદ્ધ બ્રહ્મની ખેડ કરવા માટે અપાત્ર એવી ભૂમિમાં હું અનેક પ્રકારનો થઇશ એવા સંકલ્પનો અંકુર ફુટે છે અને તરતજ બ્રહ્માંડના પુષ્કળ આકારોના આવિર્ભાવ થાય છે. પ્રત્યેક આકાર જે આપણે તપાસીને જોઈએ તો તે તેજ બીજથી અર્થાત્ બ્રહ્મથીજ પરિપૂર્ણ ભરેલો છે એમ દેખાય છે, અને તે પ્રત્યેક આકારમાં કેટલા જીવોની ઉત્પત્તિ થાય છે અને નાશ થાય છે તેની ગણના પણ કરી શકાતી નથી. પછે તે બ્રહ્માંડના ગોળાના પ્રત્યેક અંગમાંથી અસંખ્ય આદિ સંકલ્પ ઉત્પન્ન થાય છે. સંકલ્પ

રૂપી સંધ્યાકાળમાં જ્ઞાનરૂપી ચક્ષુઓ અજ્ઞાનરૂપી અંધકારથી કેટલીક વખત ગ્રસિત થાય છે, માટે તે ઝઝકળામાં હું અખંડ હોવા છતાં ભૂતો મારાથી પૃથક્ દગ્ગોચર થાય છે. જે પ્રમાણે માળા વિષેની સર્પની ભ્રાન્તિ દૂર થવાથી, માળા જ અવશિષ્ટ રહે છે તેજ પ્રમાણે તે સંકલ્પની સધ્યાની વેળા વ્યતીત થઈ જાય છે એટલે મારૂં અખંડિત સ્વરૂપ જ અવશેષ રહે છે. ભૂત–ભેદની જે પ્રતીતિ થાય છે તેનું કારણ દ્રષ્ટાનો સંકલ્પજ છે. આ મારા નિરૂપાધિક સ્વરૂપ પર જે ભૂતોની કલ્પનાનો આરોપ કરે છે તેને તેની કલ્પનાને લીધે મારામાં ભૂતનો આભાસ થાય છે. તે કલ્પના કરનારી માયાની સમાપ્તિ થઈ એટલે મારૂં નિરૂપાધિક શુદ્ધ સ્વરૂપ સ્પષ્ટ દેખાય છે. આપણા મનમાં કલ્પના ઉત્પન્ન થવાથી અખંડ બ્રહ્મ સ્વરૂપમાં ભૂતોનો ભાસ થાય છે. આ કલ્પનાનો ત્યાગ કરીને જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે એવી કલ્પના સ્વપ્નમા સુદ્ધાં આવતી નથી. તે કલ્પનાના અભાવમાં જોઈએ ત્યારે સર્વત્ર હું જ છુ એમ જણાય છે માટે ભૂતોનું અસ્તિત્વ કિંવા નાસ્તિત્વ એ કલ્પનાની ઉત્પત્તિ કિંવા લય પરજ આધાર રાખે છે. અર્થાત્ ભૂતોનું અસ્તિત્વ કલ્પનાની ઉત્પત્તિ થતાં ભાસે છે અને કલ્પનાનો લય થતા તેનો પણ લય થાય છે કલ્પનાને ઉત્પન્ન કરનાર અજ્ઞાન સમૂળ નાશ પામ્યા પછી ભૂતોનું અસ્તિત્વ કિંવા નાસ્તિત્વ ક્યાંથી ભાસશે ? બીજમાંથી વૃક્ષ અને શાખા ઉત્પન્ન થાય છે. અને પાછળથી તે સમસ્ત વૃક્ષનો બીજમાં સમાવેશ થાય છે તે પ્રમાણે આદિ સંકલ્પ–માંથી સર્વ જગતની ઉત્પત્તિ થાય છે અને પુનઃ તે જગત આદિ સંકલ્પમાં લય પામે છે. આવું અવ્યકત વાસના રૂપી જગત્ બીજ જે સંકલ્પ તેતો કલ્પને અન્તે જ્યાં લય થાય છે તે સ્થાન હું જ છું. સર્પ પોતાના વાસ્તવ્યનું સ્થાન જે ચન્દન તેને બળનુ હોય તો તેનો ત્યાગ કરે છે તે પ્રમાણે મને જે ઓળખે છે તે સર્વ સંકલ્પનો ત્યાગ કરે છે. લય રૂપી પલંગ પરની શૂન્ય રૂપી શય્યા

પર બળવાન સંકલ્પ ઉઘનો હતો તે અકસ્માત જાગૃત થયો અને પોતાના વ્યાપારમાં સર્વદા તત્પર હતો. તે તેને પોતાની ઇચ્છા રૂપ ઉપહાર મળ્યો; અને તે સંકલ્પના નિર્ગુણ સ્વરૂપનો ત્રિભુવન જેવડો ભાગ તેના ખટપટથી રંગ રૂપને પ્રાપ્ત થયો. પછી ભિન્ન ભિન્ન પચ મહાભૂતો એકત્ર કરી ભૂતગ્રામના જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજ એવા ચાર ઘાટ રચવામા આવ્યા; પછી પંચ-મહાભૂતના જુદા જુદા પેટા ભેદ કરી ઘાટો તૈયાર કરવામાં આવ્યા; અને તેની ઉભય બાજુએ કર્મ-અકર્મના ઢગલા ખડકીને તેની વચ્ચે પડતર જમીનના અર્થાત્ પશુ, પક્ષી આદિનાં રાનો બનાવ્યા; પછી એ સકલ્પના યોગથી જન્મ-મૃત્યુને આવવા જવા માટે સુલભ અને કદી બંધ ન પડે એવી વાટ તૈયાર કરવામાં આવી; પછી સંકલ્પે અહંકારની સાથે ઐક્ય કરી બુદ્ધિદ્વારા ચરાચરનો વ્યવહાર ચાલુ કર્યો. આ પ્રમાણે ચિદાકાશમાં સંકલ્પ રૂપી શાખાની વૃદ્ધિ થતા પ્રપંચનું મૂળ કારણ તે (સંકલ્પ) થયો.

"સંકલ્પ સ્થૂળ અવતાર ધારણ કરે એજ માનવીનો મહા પ્રયત્ન—અને એમાંજ એની મહત્તા." (ગ્રામ લક્ષ્મી ભા. ૩).

## (૧૪) સ્વભાવ—ધર્મમાર્ગ

તૃષ્ણા અભિલાષામાંથી કાર્ય કરવાનું સામર્થ્ય ઉત્પન્ન થાય છે. એકના એક વિચારના પુનરાવર્તન થતાં શીલ અથવા સ્વભાવ બંધાય છે. કાર્ય કરવાની ઇચ્છામાથી કૃત્ય થાય છે, અનુભવમાંથી જ્ઞાન થાય છે; અને દુઃખજન્ય અનુભવમાંથી સારાસાર વિવેકજ્ઞાન થાય છે. માનવ સ્વભાવમા પશુત્વનો જે ભાગ છે તે અતિ તિરસ્કરણીય છે; પરન્તુ જ્યા સુધી તેનુ રૂપ તદ્દન નગ્ન અને સ્પષ્ટ દેખાતું નથી ત્યાસુધી તેને અગત્યતા અપાતી નથી. તે બિભત્સતા ખુલ્લી થવાથીજ આપણે તેનો તિરસ્કાર કરીએ છીએ. સ્વભાવ આ 'શબ્દનો અર્થ-કોઇપણ પદાર્થનું સૂક્ષ્મ સ્વરૂપ એવો થાય છે. દરેક

મનુષ્ય પોતાનું ભાવિ પોતેજ બાંધે છે; પોતેજ પોતાનો વિધાતા છે. મન, વાચા અને કર્મવડે જે જે શુભ-સંસ્કારો મનુષ્ય આંહી કરે છે તેના પ્રમાણમાં તેની ઉન્નતિ થતી જાય છે.

" નિશ્ચયી પુરૂષજ પોતાના કાર્યમાં કાવ્ય નિહાળી શકે."
(ગ્રામ-લક્ષ્મી).

" અવગણના સો વર્ષ સુધી ભૂલી ન જવી એ સ્ત્રી સ્વભાવનો અંશ છે." (સરસ્વતીચંદ્ર ભા. ૩)

" જીવને ગતિ આપે તે ધર્મ તેથી ઉલટું ગતિને રૂંધે તે અધર્મ." (મૃત્યુના મ્હોંમાં)

" કોમળતા, આર્દ્રતા, લાગણી કે જે ધર્મનું-જૈનત્વનું મૂળતત્ત્વ છે." (મૃ. મ્હોં.)

" All the evil of our life seems to exist only because it always has existed from all ages, and the men whose actions are evil have had neither the time nor the experience to overcome their evil habits although all are willing to abondon them. Evil seems to exist by reason of some cause apparently independent of the couseiousness of men."
(Kingdom of God is within you)

" Passion, anger and other similar enemies once creeping into the system do not want to leave it, if, however they are somehow driven out, they fail not to destroy it *totally when leaving.*"
(Pagal Harnath)

" પરોપકાર કરવામાં મહાત્માઓ વ્યસની હોય છે."
(કુમારપાળ)

"પોતાનો પુત્ર જો દુષ્ટ વ્યવહાર કરે તો તેને યોગ્ય શિક્ષા કરી-સન્માર્ગે વાળી શકાય, પણ ભ્રાતાની સાથે જો એક વાર કલેશ કે કુસંપ થાય તો તે કોઈ કાળે દૂર થાય નહિ કારણકે પુત્રનો અપરાધ તો સર્વ કોઇ ઉદારતા પૂર્વક સહન કરી લે, પણ ભ્રાતાનો અપરાધ સહૃદયતાપૂર્વક સહન કરે એવા ઉદાર પુરૂષો તો વિરલજ હોય છે પુત્ર પ્રત્યેનો અધિક સ્નેહ પુત્રના અનેક દોષને ક્ષમા આપી શકે છે, પરંતુ ભ્રાતાનો રાઈ જેટલો દોષ પણ અન્ય ભ્રાતાની નજરમાં એક પર્વત જેટલો પ્રતીત થાય છે."

(સમ્રાટ અકબર)

"અકબર-ભાઇ એ પિતાનુંજ એક સ્મારક ચિહ્ન છે. કારણ કે ભાઈને જોવાથી સ્હેજે પિતાનું સ્મરણ થઈ આવે છે." (સ. અ.)

"ચાંદબીબી-એક પ્રબળ મનુષ્ય દુર્બળ મનુષ્યના ઘરમાં એકવાર માત્ર પ્રવેશ પણ કરે તો પછી તે ગૃહની બહાર નીકળવાનું તે કદિ પણ પસંદ કરે નહિ કદાચ એક પ્રબળ મનુષ્ય બંધુભાવે પણ જો નિર્બળ મનુષ્યની કોટડીમાં દાખલ થાય તો પછી વખત વીતતાં તે પ્રબળ નર ગરીબની ઝુંપડીનો સ્વામી બન્યા વગર રહેજ નહિ." (સ. અ.)

## ધર્મમાર્ગ—

સાગરના સંગમ સ્થળે પહોંચવાના ત્રણ માર્ગ છે; એક જ્ઞાનવડે, બીજો કર્મવડે અને ત્રીજો ભક્તિવડે. મુક્તિની ઇચ્છા વાળાએ સાધના કરવી જોઈએ; ના કરે તો આત્મ દર્શન થાય શી રીતે ? મન એ સદા ચંચળ છે તેને દ્રઢભાવે ભગવાનમાં અર્પણ કરી શકાતું નથી તેથીજ યોગ-સાધન દ્વારા પ્રાણની વૃત્તિઓને પોતાના વશમાં લેવી જોઇએ. વૃત્તિઓને પ્રાણમાં વાળવાથી આત્મ દર્શન થાય છે; અને આત્માનુ દર્શન કરીએ ત્યારેજ પરા ભક્તિનો

ઉદય થાય છે. (૧) કેવળ યજ્ઞ યાગાદિ કર્મ કરવાનો માર્ગ; (૨) જ્ઞાન અને વૈરાગ્યથી કર્મનો ત્યાગ કરવો એટલે જ્ઞાન નિષ્ઠા અથવા સાંખ્ય માર્ગ; અને (૩) જ્ઞાનથી અને વૈરાગ્ય બુદ્ધિથી સદૈવ કર્મ કરવાનો એટલે જ્ઞાન-કર્મ સમુચ્ચય માર્ગ. એવા ત્રણ પક્ષ વૈદિક ધર્મમાં પ્રાચિન કાળથી જ ઉભા થએલા હતા એમ દેખાય છે; પરન્તુ સર્વથી પહેલો યોગ માર્ગ જ હતો અને યોગમાં ભકિતનો સમાવેશ થએલો હતો. કેટલાકના મત પ્રમાણે જ્ઞાન માર્ગમાંથીજ યોગ અને ભકિત એ બે શાખાઓ નિર્માણ થએલી હતી પરન્તુ સિદ્ધાંતમાં તો કર્મથી જ્ઞાન, અને જ્ઞાનથી ભકિત અને એ ત્રણેના સમુચ્ચય રૂપ યોગ જ પ્રાધાન્ય છે. ગીતામાં દરેક વિષયને યોગમાં સમાવી યોગ-વિદ્યાનું વિવરણ કરેલ છે; તેજ એમ સૂચવે છે કે યોગમાં કર્મ, જ્ઞાન અને ભક્તિ મુખ્ય અંગો છે.

પરબ્રહ્મનું જ્ઞાન થવા માટે બ્રહ્મ ચિન્તન કરવું અવશ્ય છે; અને ચિન્તન, મનન કિંવા ધ્યાન કરવા ચિત્તને એકાગ્ર કરવું પડે છે તેથી તે માટે પરબ્રહ્મનું કોઇ પણ સગુણ પ્રતીક પ્રથમ નજર આગળ રાખવું જોઇએ એવું છાંદોગ્ય વિગેરે જૂના ઉપનિષદોમાં કહેલું છે. આ પ્રકારે બ્રહ્મની ઉપાસના કરતાં કરતા જે ચિત્તની એકાગ્રતા થાય છે તેનેજ વિશેષ મહત્વ મળે છે અને ચિત્ત નિરોધ રૂપી યોગ માર્ગનું પ્રતિપાદન થાય છે. સગુણ પ્રતીકને ઠેકાણે પરમેશ્વરનું વ્યકત માનવરૂપ ધારી પ્રતીક ઉપાસના હોવાની શીરૂઆત થતાં ભકિત માર્ગ ચાલ્યો મનાય છે. સંસાર સમુદ્રથી તરવાનો ઉપાય ધર્મ માર્ગ જ છે શાસ્ત્ર વિહિત કર્મોનું અનુષ્ઠાન અને નિષેધ કર્મોનો ત્યાગ ધર્મ છે. ભગવાનને અર્પણ બુદ્ધિથી ભગવદાનુકૂળ નિત્ય-નૈમિત્તિક કર્મ અને શ્રવણ-કીર્તનાદિ રૂપ ભજન કરતાં કરતાં જ ભગવાનનો પરમોચ્ચ-પ્રેમ પ્રાપ્ત થાય છે. (ગી ૧૬/૨૪) એ ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે.

"ધર્મશાસ્રો એક એવો ભંડાર છે કે જેમાંથી ગમે તે સિદ્ધાંત ખેંચી કહાડવાનું અને હરકોઈ પ્રશ્નના તરફેણ કે વિરૂદ્ધના પુરાવા શોધી કાઢવાનું અગર તેવો પુરાવો ન મળે તો મૂળ પાઠને મરડી મચરડી પોતાને અનુકુળ સ્વરૂપ અને અર્થ આપવાનું બની શકે તેમ છે. (૧) એકતાનો ધર્મ, (૨) સ્યાદ્વાદનો ધર્મ, (૩) સ્વાર્થ ત્યાગનો ધર્મ, (૪) હુંપદના ત્યાગનો ધર્મ, (૫) વીરતા–નિડરતાનો ધર્મ, (૬) ક્રિયાશીલતા (કર્મયોગ) નો ધર્મ તેજ ધર્મ છે." (મૃત્યુના મ્હોંમાં)

"જડ જીવનમાંથી છુટી આત્મ જીવનમાં જાગવું એજ પીડા માત્રમાંથી છુટવાનો રાજમાર્ગ છે." (મહાત્માઓની મસ્તી)

"ધાર્મિક વિચારોને કેવળ બુદ્ધિમાં ઉતારવાથીજ શાન્તિ પ્રાપ્ત થતી નથી; ધાર્મિક બુદ્ધિને આચાર અને અનુભવનો સહવાસ અવશ્ય થવો જોઇએ." (કાઉન્ટ–ટોલસ્ટોય)

"ચિત્તમાં ધાર્મિક તત્ત્વો સ્થિર કરવા માટે વિધિ અને આચારની આવશ્યકતા હોય છે." (કાઉન્ટ–ટોલસ્ટોય)

"મૃત્યુથી નષ્ટ થાય નહિ તેવા પ્રકારનું જીવનતત્ત્વ મનુષ્યને આપવું એજ જગતના સર્વ ધર્મોનો સાર છે." (કા. ટો.)

"પ્રત્યેક ધર્મના પાયામાં પ્રાણી માત્ર પરત્વે સમભાવ અને પ્રેમ રાખવો એ તત્ત્વ રહેલાં છે." (કા. ટો.)

"સંપત્તિનો ત્યાગ કરી ગરીબીમાં દિવસ કાઢવા, માનપાનનું પોટલું બાજુએ રાખી સર્વ સાથે નમ્રતાથી વર્તવું અને સ્વાર્થનું વિસ્મરણ કરી દઇ કેવળ પરમાર્થ અર્થેજ ઉદ્યોગ કરવો એજ સન્માર્ગ છે." (કા. ટો.)

"સહનશીલતા અને ક્ષમા બુદ્ધિની વૃદ્ધિ કરવી એજ ખ્રિસ્તી ધર્મનું મુખ્ય તત્ત્વ છે.

ઇશ્વરના અસ્તિત્વનું પ્રતિબિંબ સામાન્ય મનુષ્યના ધર્મમાં દેખાય છે." (કા. ટો.)

"જીવરૂપી પંખીઓ જ્યારે જીવાકાશમાં પોતાના અસલ બ્રહ્મસ્વરૂપમાંથી જુદા પડેલ છે તે રૂપમાં ઉડીને જવાની ઇચ્છા પ્રેરે છે ત્યારે તેને ત્રણ સાધનની જરૂર પડે છે કર્મ અને જ્ઞાન-રૂપી બે પાંખો અને ભકિતરૂપ પુચ્છ. વેદમાં ત્રણ કાંડ કર્મ, ભક્તિ, જ્ઞાન; ગીતામાં પહેલા છ અધ્યાય કર્મ, બીજા છમાં ભકિત અને ત્રીજા છમાં જ્ઞાન; ભકિત વચમાં રહી એકબીજાને પુષ્ટિ આપે છે."
(સંદિગ્ધ સંસાર અને મણિમય મુકિત)

"अद्रोह सर्वभूतेषु कर्मणा मनसा गिरा
अनुग्रहश्च दाने च सतां धर्मः सनातनः"
(સં. મ.)

"The first and principal step to keep the physique perfect is to live like a religious student. Force or sperm is life. It is the chief factor in the preservation of the body conservation of this life-force is the first duty of a religeous student or ascetics. Bear this in mind. Endeavour to do good to others by words and deeds. Be very particular about your diet. Never take any unclean food"
(Pagal Harnath)

"Great pleasure is derived from meditation when the body is healthy but this is impossible with an unhealthy body They (sages) also studied હઠ અને રાજયોગ to this end." (P. H)

"Do not disclose the manner of your religious service in uncongenial atmosphere Whatever you do, do it in privacy. (P. H)

"સર્વ ધર્મનું મૂળ દયા છે. સર્વ પ્રાણીઓને હિતકર તેમજ દુષ્કર્મોને પ્રતિકુળ એવો મુખ્ય ધર્મ દયારૂપ ગણવામાં આવ્યો છે. દયા વિના ધર્મનો અસંભવ હોય છે. તે દયાધર્મ ઉપકારથી સિદ્ધ થાય છે." (કુમારપાળ)

ચતુર્વિધધર્મ—

| દાન | શીલ | તપ | ભાવના |
|---|---|---|---|
| અભય જ્ઞાન ભેદ | =બ્રહ્મચર્ય | =મન અને ઇન્દ્રિયોની ઇચ્છાનોરોધ | =ધર્મકાર્યોમાં માનસિકપ્રીતી |

૧૨ ભેદ.

બાહ્ય—૧ ઉપવાસ, ૨ ઉનોદરતા, ૩ વૃત્તિનો સંક્ષેપ, ૪ રસત્યાગ, ૫ શરીર ક્લેશ, ૬ સંલીનતા.

અંતરંગ—૧ પ્રાયશ્ચિત, ૨ વૈયાવૃત્ય, ૩ સ્વાધ્યાય, ૪ વિનય, ૫ કાયોત્સર્ગ, ૬ શુભધ્યાન.

(કુમારપાળ)

"ભગવાનની પાસેથી લઇ ભગવાનને અર્થે વાપરે નહિ તે ચોર છે. ભગવાનને આપવું તેનો અર્થ એ થાય છે કે ધર્મકાર્યે વ્યય કરવો. પરોપકાર ધર્મથી આશ્રિતની રક્ષા કરવી તે મહા ધર્મ છે.

ઇશ્વર જો હોય તો તેના અસ્તિત્વનો અનુભવ કરવા માટે તેનો સાક્ષાત્કાર કરવા માટે કોઇને કોઇ માર્ગ હોવો જોઇએ. તે માર્ગ ગમે તેવો દુર્ઘટ કાં ન હોય? હિંદુ ધર્મ કહે છે કે પોતાના દેહ અને મનમાં આ માર્ગ છે. જવા માટે નિયમ બતાવ્યા છે તે પાલન કરવા જોઇએ. હિંદુધર્મની વાત મિથ્યા નથી"

(અરવિંદઘોષનું તત્ત્વજ્ઞાન)

"હિંદુધર્મ રહસ્ય મારે સમજાવવું હતું તેથી તેને આ એકાંત (જેલ) આપી છે તેજ સનાતન ધર્મ મારે જગતમાં પ્રસરાવવો છે. તેજ ધર્મ મેં આગળના રૂષિ-મુનિઓ દ્વારા, સાધુ દ્વારા, અવતાર દ્વારા ફેલાવ્યો છે. (અરવિંદઘોષ)

"સ્વધર્મ એટલે જેટલું બહારથી મળે તેટલું બધું તજી દેવું એમ નહિ પણ તેમાંથી જેટલું આપણા આત્મવિકાસમાં અડચણ ન કરે તેટલું સ્વીકારવું." (અ. ઘો. ત)

"વિવેકબુદ્ધિ એજ ધર્મનો એક માત્ર પાયો છે."
(સમ્રાટ અકબર)

ધર્મનો ઉદ્દેશ શું ? સમ્રાટ અકબર તેનો ઉત્તર આપતાં કહે છે કે મનુષ્ય સમાજનું કલ્યાણ કરવું એજ ધર્મનો ઉદ્દેશ છે.

ધર્મનું મૂળ શું ? જ્ઞાન અને યુક્તિ એ ધર્મનું મૂળ છે.

"અકબર-ધર્મો ગમે તેટલા હોય અને ગમે તેટલી ભિન્નતાવાળા હોય તોપણ જો તેમને સત્યના સુદૃઢ મૂળ ઉપર પ્રતિષ્ઠિત કરવામાં આવે તો તેમની વચ્ચે એકવાક્યતા કિંવા યથાયોગ્ય સંમિલન થયા વગર રહેજ નહિ." (સ અ.)

"જાતિય જીવન તૈયાર કરવામાં ધર્મ જેવું અન્ય એકપણ ઉપયોગી સાધન નથી." (સ. અ.)

"ઇસ્લામી ભ્રાતૃભાવ, વ્યકિતના અધિકારની માન્યતા, અને રાજ્યનીતિમાં ધર્મનીતિની અનુકૂલતા–આ સૌથી મહત્વની વિશેષતાઓ છે." (હજરત મુહમ્મદ આદર્શ ચ. સં.)

"કોઇપણ ધર્મ અથવા પંથનો સૌથી આવશ્યક વ્યવહાર એ છે કે તે માનવ જાતિને ઉત્તમ અને પરિપૂર્ણ જીવન વહન કરવામાં સહાયક સિદ્ધ થાય" (હજરત મુહમ્મદ આદર્શ ચ. સં.)

"ધર્માંધતાકા રંગ ચઢ જાને પર મનુષ્ય મનુષ્ય નહીં રહતા, વહ બર્બરતાકી પરાકાષ્ઠા તક પહુંચકર સચમુચ પશુ બન જાતા હૈ (જૈનો. આ. ચ. સં.)

## (૧૫) પુણ્ય—પાપ—

જે કાર્યથી દિવ્યત્વ પ્રાપ્ત થાય છે તે પુણ્ય. જેથી અધોગતિ થાય અથવા દિવ્યત્વ પ્રાપ્ત થવામા વિલંબ થાય તે પાપ. મનુષ્યનો સર્વ જન્મ પાપાચરણમા વહી જાય છે; પણ નિદ્રા વખતે તે એક પણ ખરાબ કામ કરતો નથી. ફળાશામાં મમત્વ-બુદ્ધિ પ્રધાન હોય છે; અને તે છુટયા સિવાય પુણ્ય-પાપથી છૂટાતું નથી એવો ગીતાનો સિદ્ધાન્ત છે. કર્મ તે તો સર્વ સરખાં જ છે; દોષ કર્ત્તાની બુદ્ધિમાં છે; કર્મમાં નથી માટે બુદ્ધિ સમ કરી સર્વ કર્મ કરવાથી પરમેશ્વરની ઉપાસના થાય છે; અને પાપ લાગતું નથી; અને તેથી આખરે સિદ્ધિ મળે છે. પુણ્યાત્માઓ કદાપિ અશુભ કર્મ કરતા જ નથી; એટલે તેમને શિક્ષા પણ અપાતી નથી. અને તેમનો ઉદ્ધાર પણ કરાતો નથી. પાપ અને પુણ્ય એ બે શબ્દોની વ્યાખ્યા એવી છે કે, મનુષ્યની પૂર્ણતાના માર્ગમાં જે જે કર્મો આડાં આવે છે તે પાપ છે; અને જે જે કર્મોનાં યોગે મનુષ્યને પૂર્ણતાની પ્રાપ્તિનો માર્ગ સુલભ થઇ પડે છે; અને પોતાની વિશ્વ વ્યાપકતાનો સાક્ષાત્કાર થવામાં તેને સહાય મળે છે તે કર્મો તે પુણ્ય કર્મ છે. આપણે કેવળ એજ દ્રષ્ટિથી કોઇપણ કૃતિનો વિચાર કરવાનો હોવાથી જેને જે માર્ગે ઉપર્યુક્ત પ્રકારના પુણ્યનો સંચય કરવામાં સુલભતા થતી હોય તેને તે માર્ગનું અવલંબન કરવાની પૂર્ણ સ્વતન્ત્રતા આપવી એજ સર્વથા ઇષ્ટ છે. મૂળ તત્ત્વનું ઉલ્લંઘન ન થવું જોઇએ; એટલીજ માત્ર આપણે કાળજી રાખવાની છે.

ब्रह्मण्या धाय कर्माणि संगं त्यक्त्वा करोति यः
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसाः

જે કોઇ પણ આ સંસારમાં રહિને કર્મ કરે છે અને તે કર્મોનું સર્વ ફળ ઇશ્વરને સમર્પે છે તેને આ સંસારમાં પાપનો લેપ થતો નથી. જળમાં ઉદ્ભવેલું કમળ જેમ જળની સપાટીથી ઉંચું વધી આવે છે અને ત્યાંજ ફુલે ફાલે છે, તે પ્રમાણે જગ જાળમાં ગુંથાયેલા છતાં કર્મ ફળની આસક્તિને ત્યાગનારા પુરૂષની સ્થિતિ છે. પૂર્વ કર્માર્જીત સંસ્કારથી બંધાયલો સ્વભાવ તે તેનો ધર્મ. મનુષ્ય પોતાની આસપાસમાં પોતેજ ઉત્પન્ન કરેલ સૃષ્ટિ નિરંતર ભરે જાય છે. તેમાં વસનાર-તેની કલ્પનાઓ—કામનાઓ—તુરંગો— અને વૃત્તિઓના કાર્યથી થએલી આ સૃષ્ટિની સર્વ પ્રજા છે. સૃષ્ટિમાં રહેલ શકિતઓના કાર્યનાં નિયમનનું જેમ યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થાય છે તેમ તેનાથી કરવાના કાર્યમાં પરિણામની સિદ્ધિ વિષે પણ ખાત્રી થાય છે.

સર્વવ્યાપી ઇશ્વરને માનવા છતાંએ પાપ કરવામાં સંકોચ થાય નહીં; છુપાઇને પાપ કરવામાં કાંઇ સંકોચ થાય નહીં તે વાસ્તવમાં ઇશ્વરને કયાં માને છે ? ભગવાન શિવ સ્વયં યમરાજને કહે છે "મહા પાતકોનો નાશ કરવાવાળાં મારા સોમ નામનું સ્મરણ કરતાં કરતાં શરીર છોડે તેથી તેની મુકિતમાં સંદેહ નથી." બ્રહ્માજી મહર્ષિ ગૌતમને કહે છેઃ-"પાપજ સંસારરૂપી વૃક્ષોની જડોની જડ છે." તેથી એ નિષ્કર્ષ નીકળે છે કે યજ્ઞચક્ર ચલાવવામાં જે મદદ નથી કરતા તે પાપ કરે છે. અનિત્ય ફળની પ્રાપ્તિ કરવાવાળાં જે કર્મ છે તે પાપ્મા છે; તે પાપ્મા નામના કર્મનું આશ્રય ભૂત આ સ્થૂળ—સૂક્ષ્મ શરીર છે. આત્મદેવ એ બન્ને શરીરોના સંગથી રહિત છે; તેટલા માટે એ આત્મ દેવને અપહત પાપ્મા એ નામથી કહેવામાં આવે છે. પ્રતિદિમા-વાદ માનવ જાતિ અને સૃષ્ટિ કર્તા ઇશ્વરની વિરૂદ્ધ એક પાપ છે. આધ્યાત્મિક વિકાસ—હૃદયમાં થવાવાળી પ્રેમની સતત વૃદ્ધિમાં વિઘ્ન રૂપ આવે છે. એ અંતરાયો-વિઘ્નોનું બીજું નામ પાપ છે.

પ્રેમની વૃદ્ધિ રોકવાવાળાં છ પાપ છેઃ—(૧)આળસ, (૨)આવેશ, (૩)તૃષ્ણા. (૪)ક્ષોભ. (૫)મત્તા–મોહ (૬)ભોગ (સમાગમની ઉર્મિને વશ થઈ તેને વિવિધ ભોગવવાની યોજના કરવી); એ દરેક પાપ ત્રણ પ્રકારનાં છેઃ—(૧)મૂળગત યા સ્વાભાવિક, (૨) વંશપરંપરાગત યા સામાજિક, (૩) વ્યક્તિગત યા સ્વયં ઉભા કરેલાં. જે પાપ જાણી બુઝીને ઇચ્છા પૂર્વક કરવામાં આવે છે તે ચૂક—ભૂલ નહીં પણ અત્ર કહેવાય છે; અને અવશ્યમેવ તે ભોગવવું પડે છે. પાપ પ્રકટ થવાથી પાપનું ફળ નષ્ટ થઈ જાય છે વાણીથી થવાવાળાં પાપોમાં ચાર પ્રધાન છેઃ— (૧)મિથ્યા બોલવું; (૨) નિન્દા યા ચુગલી કરવી, (૩) કડવું બોલવું, (૪) વ્યર્થની વાતો કરવી. બોલવું પડે તો કામની વાત બોલવી અથવા આવશ્યક કામ જેટલું જ બોલવું એવી ભગવાનની આજ્ઞા છે. ઘૃણા અને દ્વેષ-બુદ્ધિ કરવી એ માનસિક પાપ છે જે પાપનો આરંભ કરતાં ઈશ્વરનો ડર લાગે છે, અને જે પાપના અંતમાં પ્રભુ પાસે ક્ષમાની પ્રાર્થના થાય છે તે પાપ પણ સાધકને ઇશ્વરની સમીપ લઇ જાય છે. કોઇ માણસને કાંઇ રકમ ધીરવી તો તેના બદલામાં કાંઈ લાભ લેવો એ વ્યાજ લેવા બરાબર છે; અને વ્યાજ લેવું એ તો મહા પાપ છે. પાપી–પ્રવૃત્તિ વિલાસ-પ્રિય લોકોમાં રહે છે. નિરાશાને હૃદયમાં સ્થાન આપવું એ પણ પાપ છે પાપીને હંમેશાં પોતાના પાપનો ભય બન્યો રહે છે. તેના હૃદયમાં શાન્તિ રહેતી નથી. દોઢ પુણ્ય અને દોઢ પાપ છેઃ— ૧ પ્રભુનું સ્મરણ + ૦॥ કોઇને પણ સુખ દેવું એ દોઢ પુણ્ય છે; અને ૧ પ્રભુનું વિસ્મરણ + ૦॥ કોઇને દુઃખ દેવું એ દોઢ પાપ છે. સત્ય, ક્ષમા, દયા, દાન, પરોપકાર આદિ સદ્‌ગુણોનું વારંવાર ચિન્તન કરવું એ માનસિક પુણ્ય છે; અને મનમાં ઇષ્ટદેવનું ધ્યાન તથા સ્મરણ અને જપનો નિરન્તર અભ્યાસ તો દિવ્ય માનસિક પુણ્ય છે. માનસ પુણ્યથી પાપને અવકાશ નથી. છુપાએલાં દુષ્કર્મ રૂની અન્દર છુપાએલાં અગ્નિ

અમાન મનુષ્યનો સર્વ નાશ કરી તેને પરમ અધોગતિએ પહોંચાડે છે. પુણ્ય-પાપ રૂપ કર્મ જ સુખ-દુઃખ રૂપ ફળના ભોગમાં પ્રધાન કારણ છે. અતિ સ્વાર્થપરતાથી પાપ સંચય થાય છે. બુરા કર્મ પાપ સંચય કરાવે છે અને ફરીને તેનું ફળ ભોગવવું જ પડે છે. મનુષ્ય પોતાનાં કર્મો, અનુસાર જ સુખ-દુઃખ ભોગવે છે.

"દુનીઆ પોતે એક અરીસો છે, બીજા આયનાઓની જરૂર નથી. બધાં પાપનાં કારણુની બીક માત્ર આત્માને જાણવાથી દૂર થાય છે." (સ્વામી રામતીર્થ)

"પાપનું મુલ્ય મોત છે." (સ્વામી રામ તીર્થ)

યુધિષ્ઠિર કૃષ્ણને કહે છેઃ—

"આડમ્બર હમસે કહતે હૈ, આપને વિશ્વકો જીતલીયા
સચ્ચી આત્મા પુકાર રહી, પાપીને કુલકો મિટાદિયા
જો કુછભી પાપ હુઆ મુઝસે, ખુદ ગર્જિ ને કરવાયાહૈ
હા શોક હૈ એસે વૈભવ પર, જીસમેં ભાઈકા મર્દન હો;
હો એક ભ્રાતકે હાથ છુરી, દુસરે ભ્રાતકી ગર્દન હો.
.... ... .... .... ... ... .... અબ કૈસા આરામ
સાફ નજર આને, લગા, કર્મોકા સંગ્રામ.

"જગતની અનુકૂળતા જેમાં સચવાય તે પૂણ્ય અને જેમાં ન સચવાય તે પાપ!" (ગ્રામ-લક્ષ્મી, ભા. ૧)

"પૈસો ખરે પાપનું મૂળ છે એટલુંજ નહીં, તે પાપની ટોચ પણ છે." (ગ્રામ-લક્ષ્મી ભા ૨)

"જવાબદારી પાર ઉતરે તે પુણ્ય-પાર ન ઉતરે ત્યાં પાપ!" (ગ્રામ-લક્ષ્મી ભા. ૨)

"પાપ જ્યાં જ્યાં જશે ત્યાં નહિ આવે એની ખાતરી શી! તે પોતાના પગલાં પાડતુંજ જશે. ગુણના કરતાં દોષ પણ વ્યાપક સ્વરૂપ-સામાજિક સ્વરૂપ ધારણ કરી લે છે-કદાચ ગુણ કરતાં પણ વધારે વિજયને સાંચવવા બલ સામગ્રી ભેગી કરવી પડે છે એ પાપનો પરાજય! જ્યાં જ્યાં પેટ ન ભરાય ત્યાં ત્યાં પાપ, ત્યાં ત્યાં લાંચ, વેચાણ અને અનીતિ. પાપનું મૂળજ માલીકિ! ગુન્હાનું મૂળજ મિલકત." (આ.-લ. ભા. ૩)

"પરસેવા વગરનો પૈસો પાપ છે." (,,)

"જ્યાં રોશની હોય છે ત્યાં બદી હોતી નથી. દુનિયાનાં સઘળાં પ્રાણી ઉપર માયા રાખવી અને તેઓને કોઇ પણ રીતે દુઃખ દેવું નહીં."

(અશો જરથુસ્ત ગીતાંજલી)

"તીન ચીજ ઉપાધિકી, જર જોરૂ જમીન
ઉસકો કયા ઉપાધિ હૈ, જિસકો નહી હૈ તીન?

(મહાત્માની મસ્તી)

"પ્રમાદ એ પાપ છે, તેથી વ્યક્તિત્વ દબાઇ જાય છે. કોઇનું પણ પતન તેથીજ થાય છે. પૂર્ણપણે ખીલેલું વ્યક્તિત્વ દેવપણું છે."

(આર્યધર્મ)

"પાપીના દુઃખનું તોલ તેના સિવાયના બીજાઓ કરી શકતા હોત તો પાપીને એક જાતનો દિલાસો મળવા પામે, પણ વેર લેવામાં કુશળ કુદરત તેમ થવા દેતીજ નથી; અને એજ કારણ છે કે પાપીને કોઈની પણ સહાનુભુતિ (sympathy) વગર એકલાજ પોતાનાં માનસિક દુઃખમાં બળ્યા કરવું પડે છે."

(મૃત્યુના મ્હોંમાં)

"પાપ ત્યાંજ ચોટે છે જ્યાં સ્વાર્થનો કચરો છે. સાફ હૃદયને પાપ ચ્હોટતુંજ નથી. પાપ ઉંઘતા અને પ્રમાદીનેજ વળગે છે. જાગતા અને જોર કરનારથી પાપ દૂર ભાગે છે." (મૃ. મ્હા.)

"જે કામથી સમાજનું અમંગળ થાય તેજ પાપ. પાપ અને પુણ્ય સમાજના દંડવિધિ છે." (ગુણસુંદરી ૪)

"પાપનો ખ્યાલ થતાં જે મજબૂતીથી એકીવારે તે પલીદ ખ્યાલ પોતાના મનમાંથી ખંખેરી નાખવાની હિંમત ધરાવી જાણતો નથી તે એ પલીદીથી બચી શકતો નથી."

"જે પાપના યોગે સંસારમાં વર્ણશંકર પ્રજાની ઉત્પત્તિ થાય છે અને ધર્મના મૂળનું છેદન થતાં .સર્વ નાશ થઈ જાય છે તે વ્યભિચાર નામક મહા પાતક છે." (ભિષ્મપિતામહ)

"ધર્મ રાજાઓનો રાજા, મહારાજાઓનો મહારાજા તથા ચક્રવર્તીઓનો ચક્રવર્તી હોવાથી ચક્રવર્તીઓને પણ તેમનાં પાપોની શિક્ષા આપવાનું સામર્થ્ય જો કોઇનામા રહેલું હોય તો તે કવળ ધર્મમાંજ રહેલું છે." (ભિષ્મપિતામહ)

"ધન, સત્તા અને માન માણસની પાસે કેટલા પાપોને અનર્થ કરાવે છે!" (ગાધીજી–આત્મકથા)

"કાલિચરણ બેનરજી—'પાપનું નિવારણ હિંદુ ધર્મમાં નથી ને ખ્રિસ્તી ધર્મમાં છે. પાપનો બદલો મોત છે, એ મોતમાંથી બચવાનો માર્ગ ઇશુનું શરણ છે એમ બાઇબલ કહે છે.' મેં ભગવદ્ ગીતાનો ભક્તિમાર્ગ રજુ કર્યો, પણ મારૂં બોલવું નિરર્થક હતું." (ગાધીજી આત્મકથા)

"To the sinner Krishna's name is far more dear than Krishna himself, for Krishna never approaches the sinner, but the latter is at liberty to take

his name; and taking His name he can reach Him. At intervals seek solitude for taking name loudly, and Prem then will fill your body and flow out through your eyes; all troubles will end and all pains cease." (Pagal Harnath)

"Despise sin but pity the sinner and do not despise him.

Even if a hundred prophets in one voice says anything, it would be hundred times less effective and less profitable than if a sinner tells his own story." (P. H.)

"If any one does anything sinful and others talk of it, they also commit sin. Do not talk of other peoples vice nor even think of other's misdeeds, but always try to find out your own faults. this is the easiest method of acquiring virtues; worshipping of deities, reading of sacred books, visiting sacred places do not yield virtue neither does dispensation of charities." (P. H.)

"પૂણ્યનું મૂળ દયા છે." (કુમારપાળ)

"દયા વિનાનું કરેલું પુણ્ય પણ પ્રાયે નહીં કરવા બરોબર છે. (કુમારપાળ)

"તીવ્ર પાપ તત્કાળ ફળદાયક થાય છે." (કુમારપાળ)

"ચેપા પાપ ન કીજીયે, પુણ્ય કીયો સતવાર."
(ભકત પીપાજી. આદર્શ ચ. સં.)

"હજારો તીર્થનું પુણ્ય અને હજારો આલમનાં ઐશ્વર્ય કદી પણ પ્રેમી (બ્રહ્મપ્રેમી) ના અમૂલા દાન (બ્રહ્મપ્રાપ્તિ)ની કયારે ય પણ કિંમત દઈ શકતાં નથી."

(ઉમર ખય્યામ. આ. ચ. સં.)

## (૧૬) ચારિત્ર્ય

જે ચારિત્ર્યમાં આ ત્રણે–જ્ઞાન, ભક્તિ, યોગ–સમ પ્રમાણમાં સંમિશ્રિત હોય છે તે ચારિત્ર્ય ઉત્તમ–કોટિનું હોય છે. એક પક્ષીને ઉડવાને માટે ત્રણ વસ્તુઓની આવશ્યકતા હોય છે. બે પાંખો અને ઇપ્સિત દિશામા જવાને માટે સુકાન તરીકે પૂંછડીની જરૂર હોય છે. જ્ઞાન એક પાંખ છે; ભકિત બીજી પાંખ છે અને યોગ એ સ્વસ્થતા જાળવનારી પૂંછડી છે. ધ્યાન અને જ્ઞાન એ કાર્ય–સિદ્ધિ રૂપ રથનાં બે ચક્રો છે। તે બેના સંયોગ વગર ઐહિક કે પારમાર્થિક સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. શુદ્ધ અંતઃકરણ, ઉચ્ચ આશયો અને મહત્વાકાંક્ષાનું સતત ભાન તેજ ધ્યાન। ધ્યાન જ્યાં નથી ત્યાં ખરૂં જ્ઞાન પણ નથી. જ્યાં એકનો અભાવ હોય ત્યાં બીજાનો અભાવજ છે, એ બેના સંયોગ વગરનું જ્ઞાન ધુમાડાના બાચકા જેવું છે. આર્ય–ધર્મના જે બે મહાન સિદ્ધાંત પ્રભુ પ્રેમ અને બ્રહ્મજ્ઞાન–કે જેમાથી સનાતન ધર્મ ઉત્પન્ન થયો છે ને જેને આધારે ટકી રહ્યો છે તે મૂળ સિદ્ધાંતો સમજ અને તે પ્રમાણે વરત એટલે સ્વર્ગ આપણા હૃદયમાં છે અને પ્રભુ આપણી પાસેજ છે.

પરિશ્રમ તેના કરતાં હજારો-લાખો ગણી કિમતનાં વપરાયાં હોય છે. ઉપજનો ચાલીશમો ભાગ દાનમા આપવો એવો ઇસ્લામી ધર્મનો કાયદો હોવાથી બસો હદીસોમાથી પાચ હદીસો આચરણમાં મૂકવી એ ચાલીશમા ભાગની હોવાથી તેને જકાત કહેવાય છે.

तावत् प्रीतिर्मवे ल्लोके यावाद्दानं प्रदीयते।
वत्सः क्षीर क्षयं दृष्ट्वा स्वयं तर्जति मातरम् ॥
दिवा निराक्ष्य चक्रतर्थ्य रात्रौ नैव च नैव च।
संचरंति महाधूर्ता वेहेचरुचिर्यथा ॥

કવિત :—

ચરન અખંડ જ્ઞાન અતિ ઉજ્જ્વલ, વિનય વિવેક પ્રસમ અમલાન;
અનગ સુભાઉ સુકૃત ગુન સંશય, ઉચ્ચ અમરપદ બંધ વિધાન.
અગમ્ય ગમ્ય રમ્ય તપકી રૂચિ, ઉદ્ધત સુગતિ પંથ સોપાન;
એ ગુન પ્રગટ હો હિ તિનકે ઘટ, જે નર દેહિ સુપત્તહિદાન.

વૈદિક કાળમા કમ કાંડ——એ ધર્મનું બીજું નામ ત્રયી ધર્મ. (ગીતા ૯/૨૧). વેદના યજ્ઞ પ્રતિપાદિની શ્રુતિયોજ મુખ્ય છે. યજ્ઞદ્વારા અમૃતત્વ લાભ થાય છે. કર્મ પ્રેરક દેવતાઓની મહિમા, યજ્ઞરૂપ ભગવાન વિષ્ણુની મહિમા, અને યજ્ઞક્રિયા બતાવનાર વેદના કર્ત્તા ઇશ્વરની મહિમા બતાવેલ છે. તે કર્મ-મીમાંસા દ્વારા ઇશ્વરનું ઐશ્વર્ય ભાવ વર્ણનનું રહસ્ય છે. સૃષ્ટિ કર્મ છે, કર્મ જ્ઞાનનું ઉપાત્મક અંશ છે.

સંસારની તમામ સ્થિતિ જીવોની તમામ ઉત્પત્તિકર્મને આશ્રિત છે (ગીતા ૩/૮) સ્વાર્થ ત્યાગ અને આત્મ સંયમ નૈતિક જીવનનો પ્રાણ છે. આત્માનો આત્માદ્વારા ઉદ્ધાર કરવો જોઇએ (ગી. ૬/૫-૯)

स्नान सन्ध्या जप होम देवतार्चनातिथ्य वैश्वदेवाः षट् कर्माणि

"દાદૂ કરતા હમ નહીં, કરતા ઔરે કોઇ;
કરતા હૈ સો કરેગા, તૂં જિન કરતા હોય.

પ્રાતઃકાળે બ્રહ્મ-મુહુર્ત્તમાં ઉઠી તત્વ-ચિન્તન કરવું. આર્ય ૠષિઓએ ભોજનની પવિત્રતા, ઇન્દ્રિય ભોગોની પવિત્રતા અને વિચારોની પવિત્રતા બતાવેલ છે તે સંસારમાં સર્વોચ્ચ આદર્શ પર પહોંચવાનો માર્ગ છે. ભગવાન શ્રી કૃષ્ણનો આદર્શ એજ છે. ચિત્તરૂપી વસ્ત્રને પવિત્રતા રૂપી જળથી ધોઇને સ્વચ્છ રાખવું જોઇએ. પવિત્રતા ધાર્મિક અને આધ્યાત્મિક જીવનમું આવશ્યક અંગ છે.

" प्रारब्धमुत्तमजना न परित्यजन्ति "

આરબ્ધે કરેલાં કર્મનો ત્યાગ ઉત્તમજનો કરતા નથી.-ત્યારે શું કરે છે ?

निर्वाहः प्रतिपन्नवस्तुषु संतामेकं हिगोत्रव्रतम्

જે વસ્તુ પ્રતિપન્ન કરી તેનો અંતસુધી નિર્વાહ કરવો અને બીજી રીતે ન વર્તવું એ એકજ સત્પુરૂષનું કુલવ્રત છે; એટલે એ વ્રત ન પાળનાર અસત્પુરૂષ છે.

" જે મનુષ્યની પ્રીતિ ઉપર વિશ્વાસ રાખતો નથી તે દુષ્ટ છે. "
( સરસ્વતીચંદ્ર ભા. ૩.)

"ઘણી વખત ઉદારતા એ માત્ર લોકમાં પ્રિય થવાનું સુખાઈ ભરેલું સાધન છે." ( સ. ૩ )

" સદ્ગુણનો પ્રતાપ એવો છે કે દુષ્ટ લોકો એ પ્રતાપથીજ અંજાઇ જાય છે, અને બાયલા બની પ્રતાપથીજ અંજાઈ જાય છે. અને બાયલા બની જેવા આવે છે તેવા પાછા જાય છે. " (સ. ૩)

" Virtue is a matter of opinion.
Veracity, justice, Benevolevce (humanity)

Speak the truth.

Give to each his own.

Be kind to friends.

It is right to be truthful, honest, kind."

(Elimentery Notions)

" The fundamental moral Principle-that the Lowver Parts of our nature are to be governed by the higher." ( E N. )

" હોમે સકળ પરહિતમાં, તે સંત સાચા દેવતા. "

( અશો. જ. ગી. )

" દાન, શીલ, તપ અને ભાવના એ આર્યધર્મના ચાર અંગ છે.

દાન એટલે ઉદાર મનનું વર્તન. ક્ષમા એ દાન છે. ક્ષમા એ વીરનું–અંતઃકરણના બળવાળા મનુષ્યનું ભૂષણ છે.

દુઃખી તરફ મનથી અનુકમ્પા કરવી.

કોઇનું દુઃખ ટળે કે ઓછું થવા પામે એવી સલાહ આપવી.

દુઃખીને દિલાસો મળે કે હિંમત મળે કે ઘડીભર દુઃખનો વિસારો થાય એવું બોલવું.

ભૂખ્યા તરસ્યાને અન્ન જળ આપવું.

વિદ્યાદાન પોતે આપવું કે અપાવવું.

રસ્તો ચુકેલાને માર્ગ બતાવવો.

લોક હિતના સુવ્યવસ્થિત કાર્યમાં દ્રવ્યથી, સિફારસથી ફાળો આપવો.

બીમારની માવજત કરવી.

ઘર, આંગણું, પોળ, ગામ સાફ કરાવવું—કરવું એ સાર્વજનિક દાન છે.

હાનિકારક રૂઢિઓ અને અજ્ઞાન દૂર થાય એવી પ્રવૃત્તિ કરવી કે કરાવવી તથા યથાશકિત તેમાં સહકાર આપવો.

સુખી કે જ્ઞાનીને જોઇ મનમાં ખુશી થવું.

પોતાને દરરોજ કાંઇક નવું જ્ઞાન કે અનુભવ મળે એવી કાળજી રાખવી એ સ્વદયા અથવા શ્રેષ્ઠ દાન છે. (આર્યધર્મ)

વિવેક-દાન દેવથીજ થઇ શકે છે.

લોકોની વાહવાહ રૂપ બલાથી દૂર રહેવું એ જ ખરો વિવેક છે, અને સ્વદયા છે.

બુદ્ધિ અને લાગણીનો પ્રમાદ એ મોટામાં મોટી આત્મ હત્યા છે. (આર્યધર્મ)

વિવેક એટલે મનપર બુદ્ધિનો કાબુ; તેમાં જાગૃત બુદ્ધિ હોય છે; જ્યાં વિવેક હોય ત્યાં પંડ, વસ્ત્ર, ઘર, સર સામાન સર્વની સુઘડતા અને સુવ્યવસ્થા હોય; વિચાર શ્રેણી વ્યવસ્થિત હોય; વાણી સંસ્કારી હોય; નાનું મોટું દરેક કામ પદ્ધતિસર કરાતું હોય; ઉશ્કેરાઇ જવું ન હોય; મનનો ક્રોધ ન હોય; બુદ્ધિનો ક્રોધ અર્થાત પ્રશસ્ત ક્રોધ—હેતુ પૂર્વક થતો ક્રોધ હોય કે જે ક્રોધમાં શાન્તિને ખલલ ન હોય. (આર્યધર્મ)

"Evil can never be overcome by evil, but only by good.' (Budh).

"To pass joyfully in a place of full of misery is a clever attainment." (Pagal Harnath)

"Devote your life to the services of others; weep constantly for those who are in your eyes sinners." (P. H.)

" As a man I have tough frame but all my feelings and suscepitbilities are as tender as those of a woman, the slightest trouble upsets me I am more upset by the troubles of others than of my own. I feel little for myself; but I find no rest in thinking tor others I can not bear the sight of misery I am unable to see anybody weeping I need not say more to you for you know it too well. "

( P H )

" સર્વ સંગનો ત્યાગ કરવો તે ચારિત્ર્ય કહેવાય એમ શ્રી જીનેન્દ્ર ભગવાને કહ્યું છે. " (શ્રી હેમચંદ્રસુરિ)

"અર્હદ ધર્મ—વૃદ્ધ રાજા
કૃપા—દયા—પુત્રી
સુમતિ—દૂતી

કુમારપાળે શુભ ભાવરૂપી જળ વડે સ્નાન કરી, અભિગ્રહરૂપી વસ્ત્ર પહેરી અને સત્કીર્તિરૂપ ચંદનનો લેપ કર્યા, સદાચાર રૂપ છત્ર ધરાવી, સમ્યકત્વ રૂપ રત્ન અને દાનરૂપી કંકણ ગૃહણ કરી સંવેગ રૂપ હાથી પર બેસી નીકળ્યો. બારવ્રતના ભંગ-ભાગા જાનૈયા હતા; ભાવના રૂપ નારીઓ ગીત ગાતી હતી; ક્ષમારૂપ ભગિની લુણ ઉતારતી હતી; અને વિરતી સાસુએ પોંખણું કર્યું. " (કુમારપાળ)

"ખાનખાના-પૃથ્વીની સમસ્ત વસ્તુઓ ક્ષણ ભંગુર છે. સામ્રાજ્ય અને સંપત્તિ પણ ક્ષણિક છે. જો કોઈ વસ્તુ આ નશ્વર સંસારમાં ચિરસ્થાયી હોય તો તે મહા પુરૂષોની ગુણાવલીજ છે. "

(સમ્રાટ અકબર)

"ગુણવાન પુરૂષનું યથાર્થ માહાત્મય ગુણી જનોજ સમજી શકે છે. ગુણવાન શત્રુને પણ સમાદર આપ્યા વિના રહી શકતો નથી. "

(સ. અ.)

"ધર્મચ્યુતિ થાય ત્યારે પ્રાણ સંન્યાસ કરવો એ આર્યોનો આદર્શ હતો." (આદર્શ ચરિત્ર)

બ્રાહ્મણનાં—ત્યાગ અને તિતિક્ષા.

ક્ષત્રિયનાં—તેજસ્વિતા અને શૌર્ય.

વૈશ્યનાં—કર્તવ્યનિષ્ઠા અને દીર્ઘદ્રષ્ટિ.

શુદ્રના—પરિચર્યા અને અનસૂયા.

(આદર્શ ચરિત્ર સં.)

"નાશિરૂદ્દીન બાદશાહ પુસ્તક લખી ગુજરાન ચલાવતા."
ઔરંગજેબ ટોપીઓ બનાવી રોજી મેળવતો."

(હજરત મુહમ્મદ આદર્શ. ચ. સં.)

"ખરૂં સૌંદર્ય સારા ગુણોમાં સમાએલું છે, અને સારાં વસ્ત્રો કે કિંમતી ઘરેણામાં નહીં."

(હજરત ફાતિમા આદર્શ ચ. સંચ.)

"મનુષ્યકી શોભા વસ્રસે નહીં હુઆ કરતી નિઃસંદેહ કુલ ઔર ગુણસે મનુષ્યકી શોભા હોતી હૈ ઔર ઇન્હીંસે મનુષ્ય શ્રેષ્ઠ હોતા હૈ." (કવિવર ઉમર આ. ચ. સં.)

## ( ૧૭ ) કર્તવ્ય—

એ તો માનવુંજ પડશે કે પોતામાંથી બહાર જવું અથવા વિસ્તાર પામવો એ આત્માનો ગુણ છે આ ગુણથી કર્તવ્યા કર્તવ્ય સંબંધી વિચારોનો ઉદય થાય છે. આ ગુણ કેવળ ધર્માધર્મનું જ મૂળ નહીં પરન્તુ સઘળી માનવી ક્રિયાઓનું મૂળ છે આત્માના વિસ્તારમાં જ કર્તવ્ય-શાસ્ત્રનો ઉદય છે. મનુષ્યની ક્રિયાઓ સંકુચિત છે, પરન્તુ તેનો આદર્શ વિસ્તૃત છે. આપણો આદર્શ આપણા આત્માનો સહધર્મી હોય છે. ધર્મ અને કર્તવ્યના આદર્શોની જડ

આત્માના ગુણોમાં રહેલી છે. આપણા નૈતિક પરિણામ કોઇને કોઇ પ્રકારની આત્મ પ્રતીતિ છે. કર્તવ્ય અથવા ધર્મ ચાર પ્રકારના છે. પ્રથમ કર્તવ્ય ઇશ્વર સંબંધી; બીજું પ્રાણી માત્ર સંબંધી; ત્રીજું દેશ સંબંધી; અને ચોથું પોતાની જાત સંબંધી. કર્તવ્ય, ધર્મ કોઇ પણ ઇચ્છા વગર કર્યે જવું; કર્તવ્યમા અધિકાર રાખવો; કર્તવ્ય કરવું; કર્તવ્યમાં આનંદ માનવો કારણ કર્તવ્ય પોતેજ આનંદ રૂપ છે. કર્તવ્ય એટલેજ સાક્ષાત્કાર છે કર્તવ્ય કરવા ખાતરજ કર્તવ્ય કરવું. કર્તવ્યથી સાક્ષાત્કાર થાય છે. બીજી કોઇ ઇચ્છાથી કર્તવ્ય કરવું નહીં; આનન્દ માટેજ કર્તવ્ય કરવું કારણ આનન્દ સુખ કર્તવ્ય માટેજ રહેલ છે. કોઇ પણ વસ્તુથી આપણે બંધાયલા નથી, સ્વતન્ત્ર છીએ.

કેટલાક એમ કહે છે કે બધાં કામ ઇશ્વરની ઈચ્છાથીજ થાય છે; અને કેટલાક એમ કહે છે કે ના, તે તો મનુષ્યની ઈચ્છા અને પુરૂષાર્થ વડે થાય છે. ઇશ્વર ઇચ્છાથી થાય છે એમ કહેનારા સજ્જનોએ એમ માની લીધેલું હોય છે કે જે કાંઈ કાર્ય થાય છે એ બધું ઇશ્વરજ કરે છે અને એની ઇચ્છાથીજ થાય છે; આપણું એમાં કાંઇ કરવાપણું કે કર્તૃત્વજ નથી. બીજા વર્ગના લોકો એમ કહે છે કે જે કાંઈ થાય છે તે મનુષ્યના પુરૂષાર્થ વડેજ થાય છે, ઇશ્વરને તેમાં કાંઇ પણ લેવા દેવા નથી. આ બન્નેના સંબંધમાં વેદાન્તનો એવો સિદ્ધાન્ત છે કે દીર્ઘ દ્રષ્ટિથી જોઈએ તો એ બન્ને પક્ષમાં જરાએ ભેદ નથી. જે દ્રષ્ટિ ખરી હકીકત નથી જોઈ શકિત તે દ્રષ્ટિમાંજ ભેદ છે. ઇશ્વરજ બધું કરે છે એમ કહેનારાઓને વેદાન્ત કહે છે કે તેઓ પ્રથમ તો ઈશ્વરનું સ્વરૂપજ સમજાવે. ઇશ્વર સાકાર છે કે નિરાકાર? જીવની પેઠે તે કર્ત્તા છે કે તદ્દન અકર્ત્તા? એ સંબંધવાળા છે કે સંબંધ રહિત છે? આ પ્રશ્નોના તેઓ યથાર્થ ઉત્તર આપી દેશે તો પછી તેમની દ્રષ્ટિમાં રહેલો ભેદ એની મેળેજ ઉકલી જશે. વળી જે મહારાયો માત્ર

પુરૂષાર્થનેજ માને છે અને ઇતિહાસના પ્રમાણો આપીને તેનેજ સિદ્ધ કરે છે તથા ઇશ્વરની ઇચ્છાને માનતા નથી તેઓ પણ બુદ્ધિને આગળ નથી વધવા દેતા. વેદાન્ત એમ સમજાવે છે કે–કામ કરતી વખતે જ્યારે મનુષ્યના ચિત્તમાંથી અહંકાર દૂર થઇ જાય છે ત્યારે તેની અંદર જે શકિત કામ કરે છે તે અહંકાર અને સ્વાર્થથી રહિત હોય છે; અને સ્વાર્થ તથા અહંકારથી પર શકિતને જ વેદાન્ત ઇશ્વરની સંજ્ઞાથી ઓળખે છે; આનો અર્થ એમજ થાય છે કે સફળતા પ્રાપ્ત કરતી વખતે કેવળ ઇશ્વરજ પોતે કામ કરે છે. સર્વમાં મૂળ શકિત તો એકજ છે અને એકજ શકિત બધાં કાર્યો કરે છે. કર્મ એ પરાધીન–અર્થાત્ માયાના ગુણોને આધીન હોવાથી હું કર્મનો સ્વીકાર કરીશ વા ત્યાગ કરીશ એમ કહેવું વ્યર્થ છે. નૈષ્કર્મ સ્થિતિએ પહોંચેલો પુરૂષ પણ નિત્ય શારીરિક કર્મો કરે છે માટે જ્યાં સુધી માયાનો સંસર્ગ છે ત્યાં સુધી કર્મોનો ત્યાગ કદિ પણ થઇ શકતો નથી. એમ છતાં જે કર્મ ત્યાગની વાત કરે છે તે કેવળ વ્યર્થ દુરાગ્રહને સેવે છે. ખરૂં જોતાં આપનાર અને લેનાર કર્મ વિના બીજું કાંઇ છે જ નહીં; અને તેથી આ લોકમાં કર્મદ્વારાજ ફળ પ્રાપ્તિ થાય છે. પ્રભુ સાથે મનની એકાગ્રતા થતાં મનુષ્ય પોતાનાં કર્તવ્ય બરોબર સમજી શકે છે; અને તે કર્તવ્ય સ્વધર્મ તરીકે બજાવવા તૈયાર થાય છે. માટે પ્રભુમાં ચિત્ત રાખી હમેશ કર્તવ્ય કર્મો કરતા જવું.

પ્રથમ પ્રવૃત્તિ માર્ગના કર્તવ્યોનું પાલન કર્યા વગર નિવૃત્તિનો સંભવ નથી. જ્યારે સાધક પ્રવૃત્તિ માર્ગનું કર્તવ્ય પૂરૂં કરી નિવૃત્તિ માર્ગનું અનુસરણ કરવામાં પ્રવૃત્ત થાય છે ત્યારે શિવ જ્ઞાન, યોગ અને ભકિતને પ્રધાન કરી તેને ગુણમયી પ્રકૃત્તિથી જીવન–મુકત કરવાને માટે ઇશ્વરોન્મુખ કરે છે. પ્રાણીઓની અંદર જે આત્મ રક્ષણની પ્રવૃત્તિ છે તે અવિનાશી બ્રહ્મ–પરમેશ્વરની સત્તાને

પ્રમાણિત કરે છે. વસ્તુતઃ પ્રવૃત્તિનો આશ્રય લીધા વગર નિવૃત્તિ પામવાનો બીજો ઉપાય ક્યાં છે? પ્રવૃત્તિનો સર્વથા ત્યાગનો ઉપદેશ દેવો વૃથા છે. કૌશલપૂર્વક ભોગનું નામજ પ્રવૃત્તિ ધર્મ છે. કર્મ કોઇ બૂરી ચીજ નથી; સંસાર જ કર્મમય છે, તેટલા માટે કર્મ અવશ્ય કરવું જોઇએ પરન્તુ કર્તવ્ય કર્મ કરવું જોઇએ. શાસ્ત્ર વિહિત-સ્વકર્મ કરવું જોઇએ. તેથી ભિન્ન વિકર્મ છે-જે ગર્હિત છે — ત્યાજ્ય છે. લોક સંગ્રહને માટે અવશ્ય કર્મ કરે; એવાં કામ કરતાં કરતાં અન્તમાં ભગવત્પ્રાપ્તિ રૂપ પરમ સિદ્ધિ પ્રાપ્ત થઇ જાય છે. (ગીતા ૧૮/૪૫). જનક ઇત્યાદિનાં દ્રષ્ટાંત છે. (ગી. ૩/૨૦). યોગી કર્મ કરે છે પણ તેના ફળની ઇચ્છા કદી કરતો નથી; કેમકે તે સમજે છે કે મને માત્ર કર્મ કરવાનો અધિકાર છે; કર્મફળ દેવાવાળો તો કોઇ બીજોજ છે; માટે ફળની ઇચ્છા ભૂલથી પણ કરવી નહીં. (ગી. ૨/૪૭). કર્તવ્ય કર્મ ન કરવાથી અકર્મતાનો દોષ લાગે છે. ફળ ન મળે તો દુઃખથી મરે અને મળી ગયું તો તૃષ્ણા વધે છે અને અધિક આશામાં જકડાય છે.

"મહેનત વગરનો સંસ્કાર જેમ શિથિલ લાગે છે તેમ સંસ્કાર વગરની મહેનત બરછટ લાગે છે."

"વિજય કે ધન મેળવવા માટે દયાનો બહિષ્કાર કરવો જોઇએ."

"અવિરત શ્રમ કરવાની શક્તિમાં મહત્તા રહેલી છે."

"સ્ત્રીઓની જીભ ઉકેલતાં દેવ, દાનવ કે માનવ કોઇ તેને રોકી શકતું નથી." (ગ્રામ-લક્ષ્મી)

"કારણથી મિત્રતા; અને કારણથી વૈર-મ્હોટાની મિત્રતાનું કારણ આવે એટલે તે ઝડપીજ લેવું."

"જ્ઞાન અને કલાઓ તો અગ્નિહોત્રના અગ્નિ પેઠે વંશ-પરંપરા અખંડ જાળવી રાખવાનાં છે"

" જર્મીન અને સ્ત્રી એ બેની ભૂખ કોઇને લાગે તે આદમીથી તો પુરી નહીં પડે. "

" શ્રી કૃષ્ણપરમાત્માએ વગર શસ્ત્રે પાંડવોનો ધર્મયુદ્ધમાં વિજય પ્રવર્તાવ્યો એ કથામાં આપણા પુરાણ મુનિએ મહાન્ ઉપદેશનું રહસ્ય મુકયું છે. " (સરસ્વતીચંદ્ર ભાગ ૩)

" શોકચક્ર અનિવાર્ય છે અને તેની સાથે પ્રબળ યુદ્ધ કરવામાં યુવાવસ્થાનો ઉત્કર્ષ છે.'" (સ. ૩)

" જે પિતાને પુત્ર, તેને શિર નવા ધર્મની ચિંતા છે. (સ. ૩.)

" માણુસ કામ કરે આશે કે ત્રાસે. " (સ. ૩)

" શત્રુનો નાશ કરવાને પ્રસંગે તેનું પોષણ કરવું એ ઉદારતામા મૂર્ખતા છે. " (સ. ૩)

" મરનારે પોતાની પાછળ જીવનારની વ્યવસ્થા કરી જવી એ સંસારમાં અંતકાળનો ધર્મ છે " (સ. ૩)

'Veracity is a duty" (*Elementary Notions*)

" વિકાસ કે પતન થાય છે તેના વિચાર માટે, સંભાળ નીચેનાં મનુષ્યોના વિકાસની વિચારણા માટે, પોતાની કોમ માટે, પોતાના દેશ માટે દર મહિને એક રાત્રિ જાગરણ કરવું. અને જન્મ, યુવાની, વૃદ્ધાવસ્થા, મરણ-જાગૃત, સ્વપ્ન સુષુપ્તિની વિચારણા માટે જાગરણ કરવું. " (આર્યધર્મ)

" માનવસૃષ્ટિ સાથે જકડી રાખનારી બેડીઓ તોડીને દેવસૃષ્ટિમાં જવા યુદ્ધનો આરંભ કરવો જોઇએ. યુદ્ધના પ્રારંભકાળમાં શત્રુને ગભરાવી નાખવાની અને પોતાની વિચાર શકિત ગુમાવી દે એવી સ્થિતિમાં તેને લાવી મુકવાની યુદ્ધનીતિ કલાબાજ કુદરત દેવીથી અજાણી હોયજ નહિ જેઓ પોતાને મદદ કરે છે તેમનેજ પરમેશ્વર મદદ કરે છે. " (મૃત્યુના મ્હોંમાં)

"પતિવ્રત અને પત્નિવ્રતનો અર્થ એ છે કે સ્ત્રીએ તેના ધણીમાં રહેવું જોઇએ, અને ધણીએ તેની સ્ત્રીમાં રહેવું જોઈએ. સ્ત્રીએ તેના ધણીમાં ઇશ્વરને જોવાનો છે. તેણીએ તેનું શરીર અને મન તેણીના પતિમાં આપી દેવું જોઇએ; અને તેણીના પતિએ તેણીમાં ઈશ્વર જોવો જોઇએ. ત્યાં કાંઇ જાતિકું કે સ્વાર્થ હોતો નથી. જેમ ગ્રીસેલ્ડાને કાંઇ વળગણુ નહોતી તેમ સ્ત્રીઓએ પોતાને ઇશ્વર-આત્માર્પણુ થવું જોઇએ. જો ધણી પોતાની સ્ત્રીમાં સમાઈ જાય અને સ્ત્રી પોતાના પતિમાં સમાઈ જાય તો વિવાહિત જીંદગી સુખીજ છે. એ જાતિકી જીંદગીની પીછાન કે જેથી પ્રેમ અને જીંદગી ખરી રીતે ભોગવવા લાયક છે."

"મને ઇચ્છા થઇ કે આ જગતનો જે સર્વમય પ્રાણુ છે તેમાં એકરૂપ થઇ જવું.

કોઇને સ્નેહી કર્યો હોય એટલે પ્રસંગ આવે તેને માટે જીવ પણુ આપવો જોઇએ." (કાઉન્ટ ટોલસ્ટોય)

"જે લાખો માણુસોના અસ્ખલિત પરસેવાથી આપણે સુશિક્ષિત બની એશ-આરામ ભોગવીએ છીએ તેમના રૂણુમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો એ આપણું આદ્ય કર્તવ્ય છે."

(કા. ટો.)

"The helpless is oppressed by all. It is the paramount duty of men to take His name always and to sing His praise with firm belief in Their efficacy."

(Pagal Harnath)

"*It is time now to sustain life with simple and clear food and to engage in taking the* Krishan's name Nourishment of body depend upon food Good and wholesome food is therefore

bound to give a healthy tone to the system. Things made up of Earth will always remain as earth."

(H P.)

"One ought not to sweem in an unknown river, lest he be devoured by alligators.

It is true that there is not a more pleasant residence than solitude" (P. H.)

"Be always moderate in diet and careful in enjoyment...take wholesome food and serupulously avoid bad and stimnlating articles. Milk, Ghee & are food for Gods; Keep a special look out for such food Free use of vegetables and fruits imports a healthy tone to the body and makes it proof against disease. Bear this in mind." (P. H)

"Do not take such food as will excite the Tam and Raj Gunas. Take sweets and such other things as you like." (P. H.)

"Always try to help needy. When pecuniary help will be beyond your power, don't forget to please the needy even with swset words. Don't hate sinners, pity them, and try to show them the path to everlasting bliss. Try always to be helpful to Sadhus. Don't judge over their character and conduct."

(Pagal Harnath)

"Always pass your days meditating upon Him. His name and His love. Do not disturb your mind with other thoughts." (P. H.)

"Never use expressions other than sweet. Do not spoil nature's beauty for nothing; do only so much as is neeessary."

" Do not you put anything in the mouth without taking the Lord's name." ( P. H )

" With physical labour, mind and words try to do good to humanity." ( P. H )

" Bear in mind that death-like snake-poison at times becomes the restorer of life." (P. H.)

"Never look at females with eyes of passion. Brahma, Vishnu and Mahadev are combined in a female."

" If either of your parents erroucously advance such a claim, that parents commit sin." ( P. H. )

" Do not derive your permanent house of its elegance for the sake of furnishing and taking care of your temperarily hired house." ( P. H.)

" Give worldly love to friends of the world, but cherish heart-felt love for friends after the heart. Those who have tested the affection of the Lord of the soul and rejoice to hear of Him are real friends and those who merely sympathise with you in your worldly pleasure aud pain are worldly friends. So take care not to give one's dues to another, for none will there be happy.

Try not to train up a Hindu lady after Western fashion; train her to be a mother of the poor, Shastra

says:—It is true, one should take to wife to beget a Putra; it does not follow therefore that all the offsprings of marriage are Putras; only the first male child is Putra ( one who saves his parents from entering the purgatory called Put ); the rest are all born of passion. Remember that, if the hearts of the tender sex get in any way hardened, they become harder than Vajra (Indras-thunderbolt) A tender nature well fits a tander heart. Matrimonial alliance is not intended for self-gratification. It rests with you to make your wife a goddess or a demoness."

( Pagal Harnath )

"Learn only to find out who you are, what your duties are and what your mission is on this earth, which you have sanetified by your presence. When you have become cognizent of your duties, you will percieve that all the world are eagerly looking up your face," ( P. H. )

"Instead of turning our thoughts upon Him. we always busy ourselves with toys and dolls and at times we get terribly unsettled in mind. Krishna alone is real and everything else is unreal; and that Krishna alone is our own and the rest stranger. I am eagerly looking for that day. I am a worm of filth, slaving for food. But I am not sorry, for I know that Krishna gives to every body what is suitable for him." ( P. H )

"Let us play it out but we must always remember that we shall have to pass away, leaving

all these behind in a short time. Join whatever play you like, but always hear Him in mind." (P. H.)

"The united go easily, while the single go with dificulty, that is the only difference. To go singly one must he backed by long austerities and penences."

The simple one divide themselves with great efforts into two parts and such part learns to love the other.

Poet Chandidas was able to unite thoroughly with the adorable washer-woman Rami.

Immortal Jayadev and his wife Padmabai become one and they realised the consequent joy." (P. H.)

"The attainment of Krishna should be the sole aim of life." (P. H.)

"દુર્ગાવતી— ગણ્યા ગાંઠયા વર્ષ નિંદનીય અવસ્થામાં પસાર કરવા કરતાં સન્માન પૂર્વક દેહ-પ્રાણુનો ત્યાગ કરવો એજ શું વિશેષ ઇચ્છવા લાયક નથી ?" (સમ્રાટ અકબર)

"પિતાએ પુત્રને ક્ષમા આપવી એજ કર્તવ્ય છે." (સ. અ.)

"સ્નેહ કે પ્રેમ વડે સર્પ શું વશીભૂત થાય ?" (સ. અ.)

"ગુણો દ્વારા કોણુ પરાજિત થતું નથી ?" (સ. અ.)

"મહત્ કાર્યના પ્રસંગે કાર્યના ઉદ્દેશ ઉપરથી જ આપણે કર્તવ્યનો નિર્ણય કરવો જોઇએ." (સ. અ.)

"પુત્ર પાલન એ એક ઇશ્વરી કર્તવ્ય છે." (સ. અ.)

"અસત્ય બોલવાનો દુર્ગુણ સર્વથા સર્વને માટે નિંદનીય છે.

જગતનાં પ્રાણીઓ જેટલાં દયાથી વશીભૂત થાય છે, તેટલાં અન્ય કોઇ ઉપાયથી થતાં નથી એટલા માટે દરેક પ્રાણી તરફ દયા રાખવી એ આપણું કર્તવ્ય છે. દયા અને પરોપકારના મૂળમાં સમાજનું સુખ તથા કલ્યાણ રહેલું છે." (સ. અ.)

"દીનતા કિંવા દરિદ્રતા એ સમાજના મહાન શત્રુ રૂપ છે.

જ્ઞાનનો અભ્યાસ તથા અનુશીલન ચાલુ રાખવું એ પ્રત્યેકનું આવશ્યક કર્તવ્ય છે. હિંદુ શાસ્ત્રમાં તો એટલે સુધી લખ્યું છે કે મનુષ્યે પોતાને અજર-અમર માનીનેજ અસીમ પરિશ્રમ પૂર્વક વિદ્યાભ્યાસ કરવો જોઇએ. આ વાત સત્ય છે. વિદ્યા અને ધનની પ્રાપ્તિ વેળા મનુષ્યે નિરાશાના વિચારો કરવા અનુચિત છે. વહેલું -મોડું મરવું છે માટે શા માટે મહેનત કરવી? એવા દુષ્ટ વિચારો તો વિલાસી મનુષ્યોના મનમાંજ આવે છે. મારી ખાસ માન્યતા તો એવી છે કે આવતી કાલેજ આપણે મરી જવાનું છે એમ ધારી જેટલું બની શકે તેટલું જ્ઞાન તથા ધન આજે ને આજેજ ઉપાર્જન કરી લેવું જોઇએ. પ્રાપ્ત કરેલા જ્ઞાનનો સદુપયોગ ન થાય તો જ્ઞાનની શું કિંમત છે? એવા આચારહીન જ્ઞાન કરતાં તો મૂર્ખતા એજ શ્રેષ્ઠ છે." (સ. અ.)

"મનુષ્ય માત્રે યુક્તિને માન આપીને વ્યવહારમાં ચાલવું જોઇએ. યુક્તિ કિંવા વિવેક બુદ્ધિનો આશ્રય ગ્રહણ નહિ કરનાર મનુષ્ય કોઇ કામમાં સફળતા મેળવી શકતો નથી." (સ. અ.)

"પોતાનું ખરૂં હિત સાધીને પર હિતાર્થમાં સતત ઉદ્યોગ કરતા રહેવું એ વિચારશીલ માનવીનુ કર્તવ્ય છે." (આદર્શ. ચ. સં.)

## (૧૮) કર્મ અને ભકિત

કર્મ એ ઉત્પત્તિ છે, અને ઉત્પન્ન થવું એ રજોગુણનો ધર્મ–છે સ્વભાવ છે; પણ માત્ર ઉત્પત્તિથીજ આપણને તૃપ્તિ થતી નથી. આપણને તો કર્મથી જે ઇશ્વરી લીલા ઉત્પન્ન થઇ છે તેની સ્થિતિ જોઇએ છે. પણ આપણે રોજના વ્યવહારમાં અનુભવીએ છીએ કે રજોગુણ તો ચંચળ છે તેમાં સ્થિતિ નથી; તેમાં શાન્તિ નથી; અને કર્મો તો રજોગુણથી ઉત્પન્ન થયેલાં છે એટલે તેમાં સ્થિતિ, શાન્તિ કર્યાથી હોય ? જ્યાં સુધી શાન્તિ નહોય ત્યા સુધી સુખ શાનુ ? ઉત્પત્તિ રજોગુણમાં છે ને સ્થિતિ સત્ત્વગુણમાં છે. કર્મ એ ઉત્પત્તિ છે ને સ્થિતિ એ ભક્તિ છે. ઉત્પત્તિ વિના સ્થિતિ હોય નહીં; માટે પ્રભુએ પ્રથમ કર્મ યોગ ને પછી ભક્તિ યોગ કહેલો છે; કારણ કે ભકિત એ સ્થિતિ છે, તે સત્ત્વગુણી છે; અને સત્ત્વગુણમાં શાન્તિ છે. જેમ ઉત્પત્તિ વિના સ્થિતિ હોય નહીં એટલે કે કર્મ વિના ભકિત હોય નહીં તેમજ સ્થિતિ વિના ઉત્પત્તિ કાંઇ લાભકારક નથી; એટલે કે ભક્તિ વિનાનાં કર્મ કાંઇ ખરેખરો ફાયદો કરી શકતાં નથી. કર્મ એક પ્રકારની ઉપાસનાજ છે; પરન્તુ માત્ર કર્મથીજ કામ ચાલતું નથી. મનુષ્ય જાતિના પ્રેમથીજ કર્મની પૂર્ણતા થાય છે. જે પ્રકારે ભૌતિક જગતમાં કાર્ય–કારણનો નિયમ અટલ રૂપથી કામ કરે છે તેજ પ્રકારે કર્મ–સિદ્ધાન્ત આધ્યાત્મિક જગતને માટે લાગુ પડે છે. શરીરથી ભલે નિયત કર્મ થતાં રહે; પરન્તુ હૃદયમાં સદા એવો અનુભવ કરવો જોઇએ કે चिदानन्द रुपंः शिवोऽहं शिवोऽहं નિષ્કામ કર્મ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરેલી ઉપાસના અને ત્યાગ અન્તમાં એકજ વસ્તુ નીકળે છે. તત્ત્વને જાણવાવાળા પુરૂષ પણ કર્મોમાં લિપાયમાન થતા નથી. પારા આદિના દોષોને મારીને તેનું સેવન કરવાવાળાને હાનિની જગોએ પરમ લાભ પહોંચે છે, તે પ્રમાણે વિષમતા, અભિમાન, ફળની ઇચ્છા અને આશક્તિનો ત્યાગ કરી

કર્મોનું સેવન કરવાવાળો મનુષ્ય તેનાથી બંધાતો નથી અને મુક્તિને પ્રાપ્ત થાય છે.

"નિશદિન હરિનામામૃત પીવો, ધ્યાન જુગલ છબિહેરો;
વલ્લભ વિષય વાસના સંગત, બીતત સાંજ સેવેરો."

ભક્ત લોકોને ઘટે છે કે સુકર્મોની પોટલી લઇ ભગવાનની સન્મુખ થાય; ભગવાન દૂર નથી. જેનું અન્તઃકરણ ભલી-ભાંતિ પરમાત્મામાં સ્થિત થઇ ગએલ છે તેને નિષ્કામ કરવાની આવશ્યકતા નથી. ધ્યાનથી પ્રાપ્ત ભકિત અને જ્ઞાનના આધાર પર કર્મ કાંઇ હાનિ થયા વગર થઇ શકે છે; અને તે દ્વારા વૃદ્ધિ પામીને એવા આદર્શની પૂર્ણતા પ્રાપ્ત થાય છે કે જેના ઉપર ગીતામાં ભગવાને જોર દીધેલ છે. કર્મ-ક્રિયા સહુથી પહેલી શ્રેણી છે; કર્મ પછી જ્ઞાનનો વારો આવે છે; અને તે પછી ભકિત યા પ્રેમની ત્રીજી શ્રેણી આવે છે. જ્યારે ભગવાનની પરા ભકિત રૂપમાં પરિણત બની જાય છે ત્યારે પહેલાંના તમામ શુભાશુભ સંચિતમાં આગ લાગી જાય છે; જેથી તે તમામ બળીને નષ્ટ થઈ જાય છે. ભગવાન કહે છે:– " સનમુખ હોય જીવ મોહિ જબહી; કોટિ જન્મ અઘનાશૌ તબહીં. " કર્મના મૂળમાં અહંકાર હોય છે અને ઉપાસનના મૂળમા સ્વભાવ રહે છે.

## (૧૯) જ્ઞાન-કર્મ-પુરાણ.

પ્રત્યેક ધર્મમાં જ્ઞાનકાંડ, (તત્ત્વજ્ઞાન) કર્મકાંડ અને પુરાણ એવાં ત્રણ સ્વરૂપો હોય છે. કોઇ પણ ધર્મ તત્ત્વજ્ઞાન સિવાય ટકી શકે નહીં. પંડિત, વિદ્વાન કે બુદ્ધિશાળી જન સમાજના મનનું સમાધાન કરવાને અર્થે તત્વજ્ઞાન એ જરૂરનું છે. મનોભાવ, મનોરાજ્ય, રસવૃત્તિના વિશેષ ગુણવાળા જન સમાજને શાન્તિ આપે એનો અર્થ પુરાણ કથા એ આવશ્યક છે. તેમજ સામાન્ય વર્ગના જન સમાજને અર્થે ધર્મમાં કર્મકાંડ એ ઉપયોગી છે, વૈદિક

# પ્રકરણ ૯ મું— કર્મપ્રવાહ.

## ( ૧ ) પ્રવાહ.

કર્મ પ્રવાહ અનાદિ છે, અને કર્મના એકવાર શરૂ થયેલા રેંટમાં પરમેશ્વર હાથ ઘાલતો નથી એ ખરૂં તથાપિ દૃશ્ય–સૃષ્ટિ એટલે કેવળ નામરૂપ અથવા કર્મ નથી પણ આ નામ રૂપાત્મક આચ્છાદનની નીચે તેના આધારભૂત એવી એક આત્મ સ્વરૂપી સ્વતન્ત્ર અવિનાશી બ્રહ્મસૃષ્ટિ છે; અને મનુષ્યના દેહમાં રહેલો આત્મા તે નિત્ય અને સ્વતન્ત્ર પરબ્રહ્મનો અંશ છે એવો અધ્યાત્મ શાસ્ત્રનો સિદ્ધાંત છે. કર્મ–વિપાક ક્રિયાનો જેટલો ભાગ અધુરો છે તેટલો પૂરો કરી લેવો જોઈએ. 'જેવું કરવું તેવું ભોગવવું' એ નિયમ કેવળ એક વ્યક્તિનેજ લાગુ છે એમ નથી. મનુષ્યની પેઠે એક કુટુંબને, એક જ્ઞાતિને, એક રાષ્ટ્રને, સર્વ જગતને પોત પોતાનાં કર્મ ભોગવ્યા સિવાય છુટકોજ નથી. મનુષ્ય જ્ઞાની થયો એટલે એને સર્વ પ્રકારની ઈચ્છા અથવા વાસના છુટવી જોઇએ એમ કહેવું એજ પહેલું તો ગીતાને માન્ય નથી; કેવળ વાસના અથવા ઇચ્છા હોવી એમાં કાંઇ દુઃખ નથી, જે દુઃખ છે તે તેમાં આસક્તિ રાખવામાં છે, અને એ આસક્તિ એ દુઃખનું ખરૂં મૂળ છે. માટે સર્વ પ્રકારની વાસનાને મારીને ન બેસતાં જ્ઞાતા પુરૂષે આસક્તિ છોડી કર્મ કરવાં એવો ગીતાનો સિદ્ધાન્ત છે. આપણી વાસનાથી અથવા વાસનાના ક્ષયથી તે છુટતું નથી; મનુષ્યની વાસના ઉપર તે અવલંબીને રહેતું નથી, એ ગીતા શાસ્ત્રના કર્મ યોગનો પ્રથમ સિદ્ધાન્ત છે સર્વ આશાઓ ઓળંગી જવાય ત્યારે ઈષ્ટ મળે છે. વાસનાઓનોજ વચ્ચે પડદો છે. વાસના જ મન્ મોશન રાખવાવાળી અને સદા નાચ નચાવાવાળી છે; તેનાથી સુખ ( પરમાનન્દ–મોક્ષ ) મળતો નથી.

ભાવ નિર્માણ કરવાનો; (૩) તત્વ—આ ધર્મ વિચારનો. પોતાને મૂલ્યવાન બનાવવા ચાહના હોય તો કોઇ પણ કામમાં ઘોર પરિશ્રમ કરવો; સર્વ સાધારણ લોકોથી પોતાને ઉંચે ઉઠાવી લેવો; વિશ્વથી પ્રેમ કરવાનું શીખવું તેથી મૂલ્યવાન થવાય છે.

"જીવ માત્રને માટે મૃત્યુ અનિવાર્ય છે, અને જે મૃત્યુને ટાળવાને માટે કોઇ પણ ઉપાય છે જ નહિ તે મૃત્યુના આગમનથી ભયભીત થવું એ માનવ હૃદયની નિંદ્ય નિર્બળતા છે."

(બાબર)

"દેહ સંબંધમાંથી દોષની ભાવનાજ નીકળી જાય તો માનવ-હૃદય કેટલી પ્રગતિ કરી શકે?" (ગ્રામ-લક્ષ્મી ભા. ૩)

"બળથી-યુદ્ધથી કદિ હૃદય પલટો ન થાય અને હૃદય પલટા વગરના બધા નિર્ણયો નિરર્થક છે." (ગ્રા. લ. ૩)

"પુરૂષાર્થ એ કર્મેન્દ્રિયોના શ્રમ નહિ, જ્ઞાનેન્દ્રિયના શ્રમની પણ નહિ પણ અંતઃકરણ, મન, બુદ્ધિ ચિત્તના શ્રમની વાત છે."

( આર્યધર્મ )

"માનવ જન્મની સફળતા માટે પરોપકાર એ ફરજ રૂપે છે."

( કાઉન્ટ ટોલસ્ટોય ).

"ઇચ્છાથી ક્રિયાઓમાં લાગવું એજ પુરૂષાર્થ અથવા ઉદ્યોગ છે. સર્વદા કરવામાં આવતો પુરૂષાર્થજ દૈવને જીતે છે."

( સંદિગ્ધ સંસાર )

"જીવ જેમ પથ્થરમાંથી વૃક્ષ થઇ, પશુ થઈ, મનુષ્ય થયો તેમ હવે પછી પણ ચડતો ચડતો સચ્ચિદાનંદ થાય. પુરૂષ પુરૂષોત્તમ બને એટલે સચ્ચિદાનંદના અનુભવથી સ્વતન્ત્ર બની મન, પ્રાણ અને શરીરને નવું રૂપ આપી જગતમાં પ્રભુ થઇ રહે તેજ મનુષ્ય જીંદગીનો મુખ્ય હેતુ છે. (જેમ પશુભાવ ફેરવી મનુષ્યભાવ કર્યો તેમ) તે સ્વતન્ત્ર જીવનથી મનુષ્ય સ્વભાવ ફેરવી પ્રભુમય જીવન કરવું તેજ આપણી જીંદગીનું સાર્થક છે." (અરવિન્દ ઘોષનું તત્ત્વ જ્ઞાન).

# પ્રકરણ ૯ મું— કર્મપ્રવાહ.

## ( ૧ ) પ્રવાહ.

કર્મ પ્રવાહ અનાદિ છે, અને કર્મના એકવાર શરૂ થયેલા રેંટમાં પરમેશ્વર હાથ ઘાલતો નથી એ ખરૂં તથાપિ દૃશ્ય-સૃષ્ટિ એટલે કેવળ નામરૂપ અથવા કર્મ નથી પણ આ નામ રૂપાત્મક આચ્છાદનની નીચે તેના આધારભૂત એવી એક આત્મ સ્વરૂપી સ્વતન્ત્ર અવિનાશી બ્રહ્મસૃષ્ટિ છે; અને મનુષ્યના દેહમાં રહેલો આત્મા તે નિત્ય અને સ્વતન્ત્ર પરબ્રહ્મનો અંશ છે એવો અધ્યાત્મ શાસ્ત્રનો સિદ્ધાંન્ત છે. કર્મ-વિપાક ક્રિયાનો જેટલો ભાગ અધુરો છે તેટલો પૂરો કરી લેવો જોઈએ. 'જેવું કરવું તેવું ભોગવવું' એ નિયમ કેવળ એક વ્યક્તિનેજ લાગુ છે એમ નથી. મનુષ્યની પેઠે એક કુટુંબને, એક જ્ઞાતિને, એક રાષ્ટ્રને, સર્વ જગતને પોત પોતાનાં કર્મ ભોગવ્યા સિવાય છુટકોજ નથી. મનુષ્ય જ્ઞાની થયો એટલે એને સર્વ પ્રકારની ઈચ્છા અથવા વાસના છુટવી જોઇએ એમ કહેવું એજ પહેલું તો ગીતાને માન્ય નથી; કેવળ વાસના અથવા ઇચ્છા હોવી એમાં કાંઇ દુઃખ નથી, જે દુઃખ છે તે તેમાં આસકિત રાખવામાં છે, અને એ આસકિત એ દુઃખનું ખરૂં મૂળ છે. માટે સર્વ પ્રકારની વાસનાને મારીને ન બેસતાં જ્ઞાતા પુરૂષે આસકિત છોડી કર્મ કરવાં એવો ગીતાનો સિદ્ધાન્ત છે. આપણી વાસનાથી અથવા વાસનાના ક્ષયથી તે છુટતું નથી; મનુષ્યની વાસના ઉપર તે અવલંબીને રહેતું નથી, એ ગીતા શાસ્ત્રના કર્મ યોગનો પ્રથમ સિદ્ધાન્ત છે સર્વ આશાઓ ઓળંગી જવાય ત્યારે ઇષ્ટ મળે છે. વાસનાઓનોજ વચ્ચે પડદો છે. વાસના જ મનને બેચેન રાખવાવાળી અને સદા નાચ નચાવાવાળી છે; તે છુટયા વગર સ્થાયી સુખ ( પરમાનન્દ-મોક્ષ ) મળતો નથી.

ભાવ નિર્માણ કરવાનો; (૩) તત્ત્વ—યા ધર્મ વિચારનો. પોતાને મૂલ્યવાન બનાવવા ચાહના હોય તો કોઇ પણ કામમાં ઘોર પરિશ્રમ કરવો; સર્વ સાધારણ લોકોથી પોતાને ઉંચે ઉઠાવી લેવો; વિશ્વથી પ્રેમ કરવાનું શીખવું તેથી મૂલ્યવાન થવાય છે.

"જીવ માત્રને માટે મૃત્યુ અનિવાર્ય છે, અને જે મૃત્યુને ટાળવાને માટે કોઇ પણ ઉપાય છે જ નહિ તે મૃત્યુના આગમનથી ભયભીત થવું એ માનવ હૃદયની નિંદ્ય નિર્બળતા છે."

(બાબર)

"દેહ સંબંધમાંથી દોષની ભાવનાજ નીકળી જાય તો માનવ-હૃદય કેટલી પ્રગતિ કરી શકે ?" (ગ્રામ-લક્ષ્મી ભા. ૩)

"બળથી-યુદ્ધથી કદિ હૃદય પલટો ન થાય અને હૃદય પલટા વગરના બધા નિર્ણયો નિરર્થક છે." (ગ્રા. લ. ૩)

"પુરૂષાર્થ એ કર્મેન્દ્રિયોના શ્રમ નહિ, જ્ઞાનેન્દ્રિયના શ્રમની પણ નહિ પણ અંતઃકરણ, મન, બુદ્ધિ ચિત્તના શ્રમની વાત છે."

( આર્યધર્મ )

"માનવ જન્મની સફળતા માટે પરોપકાર એ ફરજ રૂપે છે."

( કાઉન્ટ ટોલસ્ટોય ).

"ઇચ્છાથી ક્રિયાઓમાં લાગવું એજ પુરૂષાર્થ અથવા ઉદ્યોગ છે. સર્વદા કરવામાં આવતો પુરૂષાર્થજ દૈવને જીતે છે."

( સંદિગ્ધ સંસાર )

"જીવ જેમ પથ્થરમાંથી વૃક્ષ થઇ, પશુ થઈ, મનુષ્ય થયો તેમ હવે પછી પણ ચડતો ચડતો સચ્ચિદાનંદ થાય. પુરૂષ પુરૂષોત્તમ બને એટલે સચ્ચિદાનંદના અનુભવથી સ્વતન્ત્ર બની મન, પ્રાણ અને શરીરને નવું રૂપ આપી જગતમાં પ્રભુ થઇ રહે તેજ મનુષ્ય જીંદગીનો મુખ્ય હેતુ છે. (જેમ પશુભાવ ફેરવી મનુષ્યભાવ કર્યો તેમ) તે સ્વતન્ત્ર જીવનથી મનુષ્ય સ્વભાવ ફેરવી પ્રભુમય જીવન કરવું તેજ આપણી જીંદગીનું સાર્થક છે." (અરવિન્દ ઘોષનું તત્ત્વ જ્ઞાન).

# પ્રકરણ ૯ મું— કર્મપ્રવાહ.

## ( ૧ ) પ્રવાહ.

કર્મ પ્રવાહ અનાદિ છે, અને કર્મના એકવાર શરૂ થયેલા રેંટમાં પરમેશ્વર હાથ ઘાલતો નથી એ ખરૂં તથાપિ દૃશ્ય-સૃષ્ટિ એટલે કેવળ નામરૂપ અથવા કર્મ નથી પણ આ નામ રૂપાત્મક આચ્છાદનની નીચે તેના આધારભૂત એવી એક આત્મ સ્વરૂપી સ્વતન્ત્ર અવિનાશી બ્રહ્મસૃષ્ટિ છે, અને મનુષ્યના દેહમાં રહેલો આત્મા તે નિત્ય અને સ્વતન્ત્ર પરબ્રહ્મનો અંશ છે એવો અધ્યાત્મ શાસ્ત્રનો સિદ્ધાંત છે. કર્મ-વિપાક ક્રિયાનો જેટલો ભાગ અધુરો છે તેટલો પૂરો કરી લેવો જોઈએ. 'જેવું કરવું તેવું ભોગવવું' એ નિયમ કેવળ એક વ્યકિતનેજ લાગુ છે એમ નથી. મનુષ્યની પેઠે એક કુટુંબને, એક જ્ઞાતિને, એક રાષ્ટ્રને, સર્વ જગતને પોત પોતાનાં કર્મ ભોગવ્યા સિવાય છુટકોજ નથી. મનુષ્ય જ્ઞાની થયો એટલે એને સર્વ પ્રકારની ઈચ્છા અથવા વાસના છૂટવી જોઇએ એમ કહેવું એજ પહેલું તો ગીતાને માન્ય નથી; કેવળ વાસના અથવા ઇચ્છા હોવી એમાં કાંઇ દુઃખ નથી, જે દુઃખ છે તે તેમાં આસકિત રાખવામાં છે, અને એ આસકિત એ દુઃખનું ખરૂં મૂળ છે. માટે સર્વ પ્રકારની વાસનાને મારીને ન બેસતાં જ્ઞાતા પુરૂષે આસકિત છોડી કર્મ કરવાં એવો ગીતાનો સિદ્ધાન્ત છે. આપણી વાસનાથી અથવા વાસનાના ક્ષયથી તે છુટતું નથી; મનુષ્યની વાસના ઉપર તે અવલંબીને રહેતું નથી, એ ગીતા *શાસ્ત્રના કર્મ યોગનો પ્રથમ સિદ્ધાન્ત છે સર્વ આશાઓ ઓળંગી* જવાય ત્યારે ઈષ્ટ મળે છે. વાસનાઓનોજ વચ્ચે પડદો છે. વાસના જ મનને બેચેન રાખવાવાળી અને સદા નાચ નચાવાવાળી છે; તે છૂટયા વગર સ્થાયી સુખ ( પરમાનન્દ-મોક્ષ ) મળતો નથી.

પ્રધાનતા છે. ઇશ્વરમાં સર્ગ–કામ–જીવમાં ભોગ કામ છે. કામ –કામના ઇચ્છા તે આ સંસારના અનાદિ પ્રવાહનો બીજાંકુર ન્યાયથી ચલાવવાવાળું છે. કામના–ઇચ્છાને પરમાત્મા જ્ઞાનાગ્નિથી દગ્ધ કરી બીજાંકુર ન્યાયવત્ સંસારના અનાદિ પ્રવાહને બંધ કરી દીએ છે. કામની ઉત્તરોત્તર પ્રેરણા પ્રબળ થઇ સત્ય પછી ત્રેતા; ત્રેતા પછી દ્વાપર અને દ્વાપર પછી કલિનું પ્રવર્તન કરતી ગઇ; તે પછી મિશ્રણ થએલ જે ધાર્મિક વિચારથી પણ જઘન્ય છે ત્યાં વર્ણસંકરનું સ્થાન છે; ધર્મતિરોહિત છે અને ગીતાનો સંબંધ પણ ગાયબ છે. કાળજ તક્ષક સર્પ છે જે પ્રત્યેકના ગળામાં પડેલો છે. જેનો દેશાભિમાન મટી ગયો છે તેનું તક્ષક બિગાડ કરી શકતો નથી. પ્રેમ દુઃખના કારણથી કામના રૂપમાં પરિણત થઇ રહેલ છે. સંયુકતબિન્દુ (અર્ધ નારીશ્વર) પુરૂષત્વ અને સ્ત્રીત્વ બન્નેની વચ્ચે આત્યન્તિક આસકિતને પ્રકટ કરે છે એ અભિપ્રાયથી તેને કામ કહે છે. કામ યથાર્થમાં અહંકારનું પણ બીજ છે; તેનો વિનાશ કેવળ શાબ્દિક જ્ઞાનદ્વારા યા તેના ઉપર ઘૃણા અથવા ક્રોધ કરવાથી થતો નથી. એમ કરવાથી તે દબી જાય અને ભસ્મ થાય તોપણ તે કાયમ રહે છે. કામ એવો પ્રબળ છે કે ભસ્મ થવાપર પણ કાળાન્તરે તે પ્રગટ થાય છે. રજોગુણી–કામનો નાશ શ્રી શિવે કર્યો પરન્તુ સત્વગુણી–કામને લોકહિતને માટે પુત્રોત્પત્ત્યર્થ ગ્રહણ કર્યો. સંસારમાં સુન્દર દેખાતા ચમક–દમક યુકત અને સ્વચ્છતાથી પ્રતીત થવાવાળા તમામ પદાર્થ કામોદ્દીપન કરવાવાળા છે. તે પુરૂષોને હઠથી પોતાની તરફ આકર્ષિત કરી લીએ છે. મારીદ્વારા મારો પ્રિયતમ સુખી થાય, મારી ઇન્દ્રિયો અને મનની તૃપ્તિ થાઓ તેનું નામ કામ છે. ગોપિયોના વિશુદ્ધ પ્રેમનું નામ પણ કામ છે.

વિષયની વિસ્મૃતિ, સંકલ્પનો સંકોચ, સદ્વિચારનો ઉદય અને નિશ્ચયની સ્મૃતિ— એટલી સંપત્તિથી મનની લાલસા હઠે છે તો ખરી. બાકી તેના નાશનો ઉપાય તો સૂક્ષ્મ શરીરની સંપૂર્ણ

સંસિદ્ધિ જ છે. પવન અગ્નિનાં ભડકાને વધારે છે તેમ હોલવી પણ નાંખે છે. જેને ઇષ્ટ ગણી લાલસા રાખીએ છીએ તેમાં કોઇ વિચિત્ર દોષનુ નવું અણધાર્યું દર્શન એ લાલસાની વાન્તિ કરાવી દે છે. તેજ રીતે વિવેકની વિસ્મૃતિથી જ્ઞાનીને મોહ થયો હોય તો વિવેકના ચમકારાની સાથેજ એ મોહ ઉતરી જાય છે. માણસનું મન વિષયને શરણ શાથી થતું હશે ? ખાવાનું જોઈ કેટલાક જીહ્વા–લૌલ્યવાળાં માણસોનાં મુખ દ્રવે છે; પાસે દ્રવ્ય હોવા છતાં કેટલાંક માણસોથી દ્રવ્ય જોઈ ઢંકી કે ઉઘાડી ચોરી કર્યા વિના રહેવાતું નથી તેમજ વિષયનો વિષય જોઇ શું આ થતું હશે ? કામ ભોગની ઇચ્છા જ્યાં સુધી સ્ત્રી પોતાને પુરૂષથી અને પુરૂષ પોતાને સ્ત્રીથી ભિન્ન સમજે છે ત્યાં સુધી રહે છે મુક્ત પુરૂષને કામની ઇચ્છા હોતી નથી. તે તો સ્ત્રી–પુરૂષ તમામને અદ્વિતીય બ્રહ્મરૂપમાં દેખે છે. કામ ભાવ પોતાની પૃથક્ બીજા કોઈ ઉપર થાય છે. ભગવાનના સ્વરૂપને જાણીને કે નહીં જાણીને મનુષ્યનો પ્રેમ શ્રી ભગવાન પ્રત્યે હોય તો સર્વ શક્તિમાન ભગવાનની શકિતથી જીવનો સમસ્ત વિષય ભાવ નષ્ટ થઈ અન્તે તેને મુક્તિ પ્રાપ્ત થાય છે. કામ વેગ રોકવો એ પૂર્ણ વૈરાગ્યવાન–પૂર્ણ વિદ્વાન યોગીઓનું કામ છે.

શું વિષયમાં એવી વશીકાર શકિત છે કે જેથી વિદ્યા દબાઇ જાય અને મનુષ્ય પશુ બને ? જો એમ હોય તો માણસને માથે જુમો શી બાબત હશે ? આ કાર્યનું પરિણામ મોત છે એમ સંપૂર્ણ ભાન છતાં પાંડુ રાજા વિષય મોહિત શાથી થયો ? સ્વકીયા કે પછી પરકીયા બેમાંથી એક પણ શી બાબત જોઇએ ? દીવાસળીમાં જેમ અગ્નિ રહે છે તેમજ માણસમાં વિષય–વાસના સદૈવ વસતી હોવી જોઇએ; અને વિષય–વિષયીનો પ્રસંગ પડતાં તે વાસના જાગૃત થતી હશે; સર્વ માણસમા એમજ હોવું જોઇએ. શું શક્તિ કરતાં વૃત્તિ વધારે બળવાન છે એ ક્રુર વચન પણ

ખરૂં છે ? શું ઇન્દ્રિયો પણ પુરૂષની પુરૂષતાપર-માનવીની છાતી પર-માનવીના મસ્તક પર-પગ મૂકી લાતોનો પ્રહાર કરી, તિરસ્કાર ભરેલું હાસ્ય કરી વિજય તાંડવનો નાચ કરી મુકે છે ? શું જ્ઞાન કરતાં મોહ બળવાન છે ? શું શરીર પર પણ બુદ્ધિનું ન ચાલે ?

"કામ બસ જીવ કામિની ન અનુરાગ્યો જાત;
ત્યાગ્યૌ જાત ધીરજ વિરાગ ભાવ ભાગ્યૌ જાત.
જાગ્યૌ જાત ભોગ અભિલાખ લાખ ભોગિન કો,
જોગિનકો બિષમ બિયોગ-રોગ લાગ્યૌ જાત."

જે યોગીએ સાધના દ્વારા પાંચ ચક્રો ઉપર અધિકાર કરી લીધો છે તેને પછી કામ બાધા સતાવી શકતી નથી. સમાધિદ્વારા તે પોતાના આભ્યન્તરથી કામના અસ્તિત્વને મટાવી દીએ છે; તેના રૂપને વિપરણિમિત કરી દીએ છે. ભૌતિક દેહવાળો કામદેવ પાંચચક્રો સુધીજ છે. ભૂતોનાં પર્યવસાનની સાથે કામ પણ વિદેહ યા અનંગ બની જાય છે. શિવજીએ કામની આભ્યન્તરિક સત્તાને સમાધિદ્વારા ભસ્મ કરી દીધેલ. ધર્માનુકૂળ કામ પણ એક વિભૂતિ છે. ખાલસ કામ તો નરકનું દ્વાર છે (ગીતા ૧૬/૨૧) કામ આત્માનો વૈરી છે. (ગી. ૩/૩૭) વિલાસીનાની હાનિઓઃ—(૧) ધનનો નાશ, (૨) આરોગ્યતાનો નાશ, (૩) આયુનો નાશ, (૪) સાદગીના સુખનો નાશ, (૫) દેહના સ્વાર્થનો નાશ, (૬) ધર્મનો નાશ, (૭) સત્યનો નાશ, (૮) વૈરાગ્યનો નાશ, (૯) ભકિતનો નાશ, (૧૦) જ્ઞાનનો નાશ. નિકૃષ્ટ કામને વશ થઈ ચિર-સુખ વિસર્જન કરી દેવું ઉચિતનથી.

અન્તઃકરણમાં વિષયોનું સ્મરણ માત્ર થતાં વિરકતને પણ તેની પ્રાપ્તિને માટે મૂર્તિમંત ઇચ્છા અર્થાત્ કામ ઉત્પન્ન થાય છે.

इन्द्रियाणि मनो बुद्धिरस्याधिष्ठा न मुच्यते ।
एतै विमोह यत्येष ज्ञानमावृत्य देहिनम् ॥
(ગીતા અ. ૩/૪૦)

ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ કામના નિવાસ સ્થાન છે; એમનીજ સાહાય્યથી કામ જીવાત્માના જ્ઞાનને આવૃત કરી તેને મોહમાં ફસાવી પાડે છે.

અન્તઃકરણમાંથી કામ, ક્રોધને સ્થાનભ્રષ્ટ કીધા એટલે તે મુઆજ સમજવા. જે પ્રમાણે સૂર્ય-કિરણ વિના મૃગજળ દ્રષ્ટિએ પડતું નથી તે પ્રમાણે રાગ અને દ્વેષ જ્યારે નષ્ટ થશે ત્યારે બ્રહ્મ રૂપી સ્વરાજ્ય આપણા હાથમાં આવશે. પછી આપણું સુખ આપણે જ ભોગવવામાં શી હરકત છે ? ગુરૂ-શિષ્યની ગુહ્ય વાત તે આજ છે; અને જીવ-બ્રહ્મનું ઐકય પણ આજ છે અહીં સ્થિર થવું અને કદિ ડગમગવું નહીં.

"કામણ કરે નારી તણી ગંદી કાયા." (સરસ્વતિચંદ્ર ભા. ૩)

"ગુસ્સાને રોકી રાખવા નમૃતા અને સહનશીલતા એ લોકપ્રિય ધર્મની ઢાલ ધરવી." (મહાત્માની મસ્તી).

"ગુસ્સો અવશ્ય રાખવો પણ ગુસ્સો બહાર કાઢતી જીભને રોકવી. ગુસ્સાથી સ્નાયુઓ પર દબાણ થાય છે અને રકત વાહિનીઓ સંકુચિત થાય છે; તેથી પછી શકિત કુંઠિત થાય છે અને તેથી ક્રિયામાત્ર નબળી, ભૂલ ભરેલી અને નિષ્ફળ થાય છે."

(મૃત્યુના મ્હોંમાં).

"કામદહનની ક્રિયા એ હોવી—એ કામદહનના સ્મરણમાં ભારતવાસીઓની નબળાઇઓનેજ લાવી દેવાની સંજ્ઞા-એજ હોવી.

પૂતના વધના સ્મરણમાં ભારતવર્ષને વિષપાન કરાવવા મથતા રાક્ષસોને ભસ્મીભૂત કરવાની સંજ્ઞા-એજ હોળી."

(મહાત્માઓની હોળીની મસ્તી).

"હુતાશની એટલે આત્મસંધાનનો પુણ્ય દિવસ.

(હોળીની મસ્તી).

## (૩) ઇચ્છા-એષણા-આસકિત

સત્ય રાજ્યકર્ત્રી ઇચ્છા શાંતમંદનાદ છે તે કહે છે કે 'કરો' અને 'નકરો'. આપણને જે બદ્ધ કરે છે તે સર્વ કર્મ તે કરી ચૂકી છે. સજ્ઞાન-ઇચ્છા બન્ધનના પ્રદેશમાં લઇ જાય છે; અને અજ્ઞાન-ઇચ્છા આપણને મુકત કરી શકે છે. એ ઇચ્છા (અથવા ઈચ્છા શકિત) ને દૃઢ અને બળવતી કરવાના એક બે નહિ પણ હજાર પ્રકાર છે; અને તે પ્રત્યેક પ્રકાર યોગનોજ એક પ્રકાર છે. છતાં પદ્ધતિ પુરસર યોગના અભ્યાસથી એ કાર્ય વિશેષ સત્વર સિદ્ધ થઇ શકે છે. પ્રાર્થનાનો ઉત્તર આપનાર પોતાનીજ ઇચ્છા છે. પ્રત્યેક મનને કેવળ તે ભિન્નભિન્ન ભાવનાના રૂપમાં દેખાય છે. ધાર્મિક ભાવના તો કેવળ "આત્મા છે તેજ હું છુ" એવી છે. જીવ માટે જેવાં સાધનો તૈયાર કર્યાં હોય છે તે પ્રમાણે દેવતાઓ શરીર તૈયાર કરે છે તેથી અમુક હૃદયમાં રહી કાર્ય થઇ શકે છે; અને સામાન્ય રીતે કર્મના શ્રેષ્ઠ નિયમાનુસાર મનુષ્યો પોતે ગમે તેમ ભિન્ન ભિન્ન ઇચ્છાઓ રાખતાં છતાં લેશ માત્ર ફેર વિના નિર્માણ થયેલાં કાર્યો થએ જાય તેવી અનુકુળતા પ્રાપ્ત કરી શકે છે. ઇચ્છા પ્રમાણે કર્મના સ્વીકારવા ત્યાગની વાત બોલવી એ કેવળ બકવાદ સમાન છે. આ વિષે વાસ્તવિક વિચાર કરી જોતાં આપણી ઇચ્છા પ્રમાણે કર્મનો ત્યાગ થઇ શકતો નથી એમ નિશ્ચિત સમજવાનું છે. પૂર્વે જે પદાર્થોનો ઉપભોગ લીધો હોય તેનું સ્મ-

રણુ થવું અને કર્ણપટપર શબ્દ અથડાતાંની સાથેજ જે વૃત્તિ પ્રકટ થાય છે; ઇંદ્રિયો અને વિષયોનો મેળાપ થતાં કામનો ટેકો ગ્રહીને જે તરતજ ઉત્પન્ન થાય છે; જે વૃત્તિનો ઉદ્દભવ થવાથી મન આમ તેમ ભ્રમણ કરવા મંડી પડે છે, અને જ્યાં જવું ન જોઇએ ત્યાં એવે સ્થળે ઇંદ્રિયો મોં ઘાલે છે; જે વૃત્તિની સંગતિથી બુદ્ધિ ઉન્મત્ત બની જાય છે; અને જે વિષયો પર પ્રીતિ રાખે છે તે વૃત્તિ–એ તમામને ઇચ્છા કહેવામાં આવે છે.

"ગુપ્ત મંત્ર એ છે કે જેમ જેમ વસ્તુઓ શોધવા વધારે મથો છો તેમ તેમ તે વધારે ગુમ થાય છે. તમે ઇચ્છાની બહાર છો. જરૂરીયાત કરતાં તમે પોતે વધારે ઉંચે છો એમ લાગશે ત્યારે તે ધારણાવાળી વસ્તુ તમને શોધતી આવશે કર્મનો કાયદો એવો છે કે ઇચ્છાઓ તમામ પૂરી પડવીજ જોઇએ. બાઇબલમાં કહ્યું છે કે 'સ્વર્ગનું રાજ્ય શોધો.' એટલે તમામ વસ્તુઓ તમને આવી મળશે. પૂરતી કિંમત આપવાથીજ ઇચ્છાઓ ફળે છે. જે માણસ બેદરકારીથી ને ત્રટસ્થપણે ઇચ્છાઓ ધરાવે છે એટલે કે બાદશાહી રીતે ઇચ્છાઓ ધરાવે છે તેજ એકલો પોતાની ઇચ્છાઓની પરિપૂર્ણતા જોય છે. ઇચ્છાઓ રહિત થવાય ત્યારેજ ઇચ્છાઓ પાર પડે છે. એજ ઇચ્છાઓ પૂરી કરવાની ગુપ્ત સંજ્ઞા છે. ઇચ્છાઓ માત્ર આવતા બનાવો કે જે બનવાના છે, અને કુદરતના રીતસર રસ્તે થઇ આવે છે તેની છાંયાઓ છે. એ છાંયા પ્રથમ મનમાં પડે છે અને તે ઇચ્છાના સ્વરૂપમાં દેખાય છે. જે બનાવો ચોકસરીતે બનવાના છે તેની અનુક્રમણિકા રૂપે ઇચ્છાઓ છે. કર્મના છુપા કાયદા પ્રમાણે જેની ઇચ્છા થાય તે પાસેજ છે. જે પળે ઇચ્છાઓની ઉપરવટ થવાય અને તેને દાબી દેવાય તેજ ક્ષણે ઇશ્વર બનાય છે, અને ઇશ્વર કીર્તિના માલીક છે એ ગુપ્ત મંત્ર છે." (સ્વામી રામતીર્થ)

"ઇચ્છાઓ સરળતાથી અને સીધી રીતે પાર પડે અને પૂર્ણ સંતોષમાં પ્રત્યક્ષ થાય એટલા માટે માયા–ઇચ્છાઓનો

પ્રકાર ઘટાડવો જોઇએ. દૈવી સ્વભાવને આગળ આણવો જોઇએ અથવા ઇચ્છાઓની નિસ્વાર્થતાને પ્રાધાન્યતા આપવી જોઇએ એટલે ઇચ્છાઓ ફળીભૂત થશે." ( સ્વા. રા. )

"ઇચ્છાઓ ઉપર કાબુ મેળવ્યા પછી ગમે તેટલા લાંબા વખત સુધી મનને એકાગ્ર રાખી શકાય છે. પ્રથમ આચરણ બંધાવું જોઇએ એજ જરૂરનું છે." ( સ્વા. રામ )

"સ્વજન સમક્ષ મૃત્યુ સહુ ઇચ્છે છે."

(ગ્રામ-લક્ષ્મી ભા. ૩)

"Will or volition is the last step of intention, the first step of action."

"The term motive is rather used to designate the special object of the intention than the general desire which impels us to intend."

( Elementary Notions )

-"Meutal desires :—"

(1) Memory, imagination, object (good-evil) wished for, hoped, feared danger.

(2) Desire of safety:—safety, security and liberty of Body.

(3) Desire of having:—things-object of possession and use.

(4) Desire of society:—family and civil-community, without civil society man can not act as man.

(5) Desire of superiority; tranferred into the desire of Equal Rules of the powerful springs of human action.

(6) Desire ot Knowledge-moral sentiments:—what is right is the natural odject of a kind of love namely of esteem. These affections, approbation and dis-approlation, indignation and esteem are the moral sentiments.

(7) Reflax of sentiments-the desire of being loved, esteem, admiration, honour, love of fame and glory. Acts of will are volitions.

" Passion meaning an uncontrolled desire. "

" It is in the soul that formation of habits and dispositions takes place. The soul is the central and fundamenial unity in which all the internal elements of human action where reside, act upon each other and are moulded and modified by all which happens to the man. "

" Man acts as a man when he acts under the influence of Reason and reason directs us to Rules"
( Elementary Notions )

" The first requisite, then of will growth is observation. The mind must learn to see things as they are, to hear things as they are, to feel things as they are. Eyes and no eyes journeyed together; no eyes saw only that thrust itselt upon him, eyes was on watch for everything. Eyes used the fundamental mehod of all knowledge, observation or watching. This is the first lesson of the learned the art of watching. The watch word all alo g must be Attention. The Will must begin its work by resolving

upon persistant attention is the various operations of the sense. Will must mightly attend. In all exercises the watch-word attention must never be forgotten, but attention for what purpose ? For one sole purpose will power ! The commending formula is then :—

" I resolve to will attention."

( Haddock on power of will )

"ઇચ્છા, સ્પૃહા, તૃષ્ણા માત્ર રોગજ છે."

(મહાત્માઓની મસ્તી)

"જ્યાં ઇચ્છા શક્તિનો ફૂઆરો ખૂલે છે ત્યાં સઘળું જ્ઞાન આપો આપ પ્રકટ થાય છે. બુદ્ધિ તો ઇચ્છા શકિતની લૂંડી છે."

(મૃત્યુના મ્હોંમાં)

સ્ત્રી નરકની ખાણ નથી, પણ સ્ત્રીને નરકની ખાણરૂપ બનાવનાર વૃત્તિજ નીચ છે. પવિત્ર સાયન્સને રાજદ્વારીઓએ તેણીને ખબર પણ ન પડે તેવી રીતે વેશ્યા બનાવી છે."

(મૃ. મ્હોં.)

"સ્ત્રી સંગની ઇચ્છા એ શારીરિક વાસના છે. એનું મુખ્ય જન્મસ્થાન મનુષ્યની કલ્પના શકિતમાં છે. એનો જન્મ કલ્પનામાં થાય છે અને વૃદ્ધિ શરીરમાં થાય છે. જેમ જેમ તેનું દમન કરવામાં આવે છે તેમ તેમ તે વધતીજ જાય છે એથી છુતાવી મુશ્કેલ છે. એને અટકાવવાનો રસ્તો કહીએ તો શારીરિક કષ્ટ કરવું અને મનને બીજા વિષયમાં ગુંથી નાંખવું એજ છે."

(કાઉન્ટ ટૉલસ્ટૉય)

" Desires are fulfilled in time. Desire for any object should not be entertained. Desires forge fetters,

but desires regarding Krishna bring liberation "
( Pagal Harnath )

" Pray for the welfare of others, in your heart of hearts and the Lord will certainly fulfil your desires." ( P. H. )

" સ્વેચ્છાથી કાંઇપણ ન કરો, બધું અનંત ઇચ્છાપર છોડો અને તમારૂં સઘળું થઇ જશે. "
( મહાત્મા લાઓત્ઝૂ આદર્શ ચ. સં. )

એષણા—નું સ્વરૂપ




પુરૂષ ત્રણ પ્રકારની એષણા રાખે છે:-જીવનની, ધનની, અને પરલોકની. લોકોત્તર દુસ્સાધ્ય કાર્ય કરવું અને લોકૈષણાને તૃણવત્ સમજવી અને તેનો તિરસ્કાર કરવો એ તો મહા પુરૂષોનુંજ કામ છે.

" વિકાર જડ, સ્થૂળ સ્વરૂપ ધારણ ન કરે ત્યાંસુધી—તે અંગત ઉપભોગમાં પરિણત ન થાય ત્યાંસુધી તે પવિત્ર કેમ ન મનાય ? " ( ગ્રામ-લક્ષ્મી ભાગ ૩ ).

" પાની પિયા વત કયા ફિરો, ઘરઘર સાયર વારિ
તૃષાવંત જો હોયગા, પીવેગા ઝખ મારિ. " ( કબીર )

કૃષ્ણે યુદ્ધ સ્થળને પસંદ કરેલું છે. ગીતાના દરેક પૃષ્ટમાં જે મુખ્ય બોધ ઝળકી રહ્યો છે તે અત્યંત પ્રવૃત્તિ વિષેનો છે. પણ તે પ્રવૃત્તિમાં પૂર્ણ નિષ્કામતા અને ધીરજ રાખવાની છે. આ સિદ્ધાન્તજ આપણી પ્રકૃતિને રસ પડે તેવી રીતે ઉપયોગમાં લઇને તેમજ ખીલવીને મોક્ષપદ પામવાની કુંચી છે. એ કુંચી સર્વેને પ્રાપ્ત કરાવવી એ વેદાન્તનું લક્ષ્ય છે.

## કર્મની શુદ્ધતાનો ક્રમ

પ્રથમતો મનુષ્ય કાંઇ ફળની આશાથી કાર્ય માત્ર કરે છે. તેમ કરી અનુભવનો સંગ્રહ કરતાં કરતાં કર્તવ્ય છે માટે કરવું એવી બુદ્ધિથી કર્મ કરતાં શીખે છે. અને પછી અંતે પોતાની સર્વ શકિતઓનો ઉદ્યોગ વિશ્વના ભલાને અર્થે કરવાનો છે એમ સમજી સ્વાર્પણ બુદ્ધિ ઉત્પન્ન થઈ દઢ થાય છે. અને તેનો ભોગ પણ અંતે તે સૃષ્ટિ-કાર્યરૂપી મહાયજ્ઞમાં આપવા તત્પર થાય છે. ત્યારેજ સંપૂર્ણ યોગ સિદ્ધ થયો સમજવો. દરેક મનુષ્ય પોતાનું ભાવી પોતે બાંધે છે; પોતેજ પોતાનો વિધાતા છે. મન, વાચા અને કર્મ વડે જે જે શુભ સંસ્કારો મનુષ્ય આંહી કરે છે તેના પ્રમાણમાં તેની ઉન્નતિ થતી જાય છે.

ઇશ્વરના કાર્યમાં કોઈ દોષ કાઢી શકતું નથી. દૈનિક કાર્ય ક્રમનો નિયમઃ—

| | | |
|---|---|---|
| ૧ ધ્યાન — | ૮ કલાક | |
| ૨ અધ્યયન- | ૪ „ | } ૬ |
| ૩ લખવું— | ૨ „ | |
| ૪ સેવા — | ૨ „ | |
| ૫ ભોજનસ્નાનાદિ— | ૨ „ | |
| ૬ સુવું— | ૬ „ | |
| | ૨૪ | |

Will precede motion અર્થાત્ ગતિથી પહેલાં ઇચ્છા થાય. છે; જગતની રચના માટે રચનારનું હોવું આવશ્યક છે તેથી આસ્તિકવાદપણ અનિવાર્ય છે. જગતનો વિકાસ, સંચાલન, અને નાશ પણ ક્રમ, નિયમ અને વ્યવસ્થાથી થઇ રહેલ છે તો પછી તેનાં ઉત્પાદન, સ્થિતિ અને નાશમાં કોઇ સર્વજ્ઞ મહાપુરૂષને ન માનવો એ કેટલી મોટી મૂર્ખતા છે? જડ સ્વભાવ કર્મને કર્ત્તા માનવો એ ભૂલ છે. ઇશ્વરે શૂન્યથી જગત્ નિર્માણ કર્યું. બાઇબલમાં કહ્યું છે કે :—

"God said let there be water and there was water" આમાં ઇશ્વરને નિમિતકારણ બતાવેલ છે, અને જગતનું નિર્માણ શૂન્યથી માનેલ છે વેદાન્તના સિદ્ધાન્ત जन्माद्यस्य यतः માં નીચેનાં ત્રણ સિદ્ધાન્ત પ્રતિપાદન કરેલ છે :—

(૧) ઇશ્વરે શૂન્યમાંથી જગત્ નિર્માણ કર્યું.

(૨) ઇશ્વરે matter અર્થાત્ પ્રકૃતિથી જગત નિર્માણ કર્યું.

(૩) ઇશ્વરે પોતામાંથીજ જગત નિર્માણ કર્યું.

યતઃ નો અર્થ ઉપાદાન મુખ્ય છે પરન્તુ નિમિત્ત પણ થઇ શકે છે. તેને માટે પ્રત્યક્ષ, અનુમાન અથવા ઉપમાન પ્રમાણ થઇ શકતું નથી પણ શબ્દ પ્રમાણ છે એટલે કે આપ્ત–વાકય પ્રમાણ છે. આ વિષયમાં જો ઉચિત ખોજ સૂક્ષ્મરીતિથી થાય તો પ્રત્યક્ષ પ્રમાણ પણ મળી શકે છે. પુરૂષ અભિમાન અને સંગના કારણથી પોતાને કર્ત્તા માને છે ( ગીતા ૩/૨૭–૨૯; ૭/૨૦; ૭/૪–૫; ૧૫/૭–૯; ૪ થી ૧૦; ૧૪/૪; ૯/૯–૧૦; ૧૩/૩૧; ૯/૫; ૧૦/૪૧–૪૨; ૭/૧૩.) ભિષ્મપિતાએ યુદ્ધિષ્ઠિરને કહ્યું છે કેઃ—" હે રાજન્ દૈવથી જોડાએલો તું પોતાને પોતાનો કર્ત્તા કેમ સમજે છે! બધું કાંઇ કરવાવાળો તે પરબ્રહ્મ પરમેશ્વર છે. કુંભાર જેમ માટીથી જેવાં જેવાં ચાહે તેવાં તેવાં વાસણ બનાવે છે તેમજ પ્રજાપતિ પરમેશ્વર બધી રચના રચે છે, પરન્તુ મૂર્ખ મનુષ્ય નિમિત્ત માત્ર

છતાં પણ પોતાને પોતાનો કર્ત્તા સમજે છે, અને દુઃખ પ્રાપ્ત કરે છે.” યુધિષ્ઠિરે પુછયું “હે પિતામહ! જો દૈવજ બધું કાંઇ કરે છે તો મનુષ્યને પુરૂષાર્થની શું આવશ્યકતા છે? એ બતાવીને મારા સંશયને દૂર કરો.”

ભીષ્મ બોલ્યાઃ— “હે તાત્! બીજ વગર કાંઈ ઉગતું નથી. આત્મા વાવવા વાળો છે, શરીર ખેતર છે એમાં મનુષ્ય જેવાં પુણ્ય અથવા પાપ વાવે છે તેવું ફળ પ્રાપ્ત કરે છે.

યુધિષ્ઠિરે પૂછયું:—” હે પિતામહ! પુણ્ય કર્મ કયા છે અને તેનું ફળ શું છે?

પિતામહે કહ્યું:—” અતિથિની મન, વચન અને કર્મથી પૂજા કરવી પુણ્ય છે. જે રસ્તે ચાલતાં ચાલતાં થાકી ગયો હોય, ભૂખ્યો હોય, પ્યાસો હોય તેને વિશ્રામ દેવો, અન્ન-જળથી પ્રસન્ન કરવો એ મ્હોટું પુણ્ય છે જે પ્રમાણે હજારો ગાયોમાં છુટો મૂકેલ વાછડો પોતાની મા પાસે જાય છે તે પ્રમાણે કરેલાં કર્મ કર્ત્તાની પાસે જાય છે.”

યુધિષ્ઠિરે પૂછયું:—“પુરૂષો અથવા સ્ત્રીઓને સુખ-સમ્પતિ અને લક્ષ્મી કેવી રીતે મળે છે?”

ભીષ્મે કહ્યું:—“હે તાત! બુદ્ધિમાન, ચતુરાઇથી કામ કરવાવાળા, આલસ્યહીન, ક્રોધ ન કરવાવાળા, ભગવાનના ભકત, કૃતજ્ઞ, જિતેન્દ્રિય અને ઉદ્યમી એની પાસે લક્ષ્મી સદા વાસ કરે છે. હે રાજન્! જે સમયને વ્યર્થ ગુમાવતો નથી; દાન દીએ છે; સાફ-સ્વચ્છ રહે છે; પોતાની સ્ત્રીમાંજ પ્યાર રાખે છે અને મ્હોટાઓની સેવા કરે છે એ પુરૂષો પાસે લક્ષ્મી સદા વાસ કરે છે. હે યુધિષ્ઠિર, જે સ્ત્રી પોતાના પતિની પ્યારી છે; શાન્તિવાળી છે; પરમાત્માની ભક્તિ કરે છે; ઘરનાં વાસણોને માંજી શુદ્ધ રાખે છે; ગાયની સેવા કરે છે અને અનાજને સંભાળી કરી રાખે છે તેની પાસે લક્ષ્મી

સદા વાસ કરે છે. જેના વાસણો અહીં તહીં વિખરાયલા રહે છે; જે સોચ્યા-સમજ્યા વગર કામ કરે છે; જે પતિની સામે બોલે છે અર્થાત્ તેની વિરૂદ્ધ બોલે અને કામ કરે છે; જે પારકા ઘરમાં જઈ બેસે છે; જે સ્રી ચંચળ છે, સુઘડ નથી, અભિમાની છે, સાફ-સ્વચ્છ નથી રહેતી, કલેશ-કલેશ કરતી રહે છે, બહુ સુવે છે; એવી સ્રી લક્ષ્મીનું મ્હોં પણ દેખતી નથી. જે સ્રી સાચું બોલે છે, સુન્દર અને હસમુખી છે, ગુણવાળી છે, પતિવ્રતા છે એવી સ્રીના ઘરમાં લક્ષ્મી વાસ કરે છે. હે રાજન્ ! સ્વાધ્યાય કરવાવાળા બ્રાહ્મણ, ધર્મની રક્ષા માટે તત્પર ક્ષત્રિય, ખેતી પ્રિય વૈશ્ય અને સેવા કરવાવાળા શૂદ્ર પાસે લક્ષ્મીનો વાસ છે. ”

યુધિષ્ઠિરે પૂછયું :- “ હે પિતામહ ! કયા કયા કર્મો કરવાથી મનુષ્ય નરક પ્રાપ્ત કરે છે ? અને કયા કયા કર્મો કરવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે ? તે મને કહો ”

પિતામહ બોલ્યા— “હે યુધિષ્ઠિર ! પ્રજાપાલક રાજા ઉપર ચોટ કરવાવાળા; ગોવધ કરવાવાળા, હવન આદિ વેદનો ત્યાગ કરવાવાળા મનુષ્ય નરકને પ્રાપ્ત થાય છે.

બીજાની ચાડી-ચુગલી કરવાળા, પીઆવા તોડવાવાળા, કુવાનું જળ ખરાબ કરવાવાળા, પૂલો અને ઘરોને તોડવાવાળા, વિધવા-કન્યા-વૃદ્ધા-બ્રહ્મચારિણી અને તાપસી સ્રીઓને છળવાવાળા મનુષ્યો નરકમાં જાય છે. જે બીજાનો રોજગાર તોડે છે તે નરક પ્રાપ્ત કરે છે ગાયો અને કન્યાઓના કામમાં વિઘ્ન નાંખવાવાળા નરકગામી છે એકલો ખાવાવાળો મનુષ્ય નરકને પ્રાપ્ત થાય છે. હે યુધિષ્ઠિર ! હિંસા ન કરવાવાળા, બીજાને સહારો દેવાવાળા, માતાપિતાની સેવા કરવાવાળા, ભાઈઓની સાથે પ્રેમ રાખવાવાળા, દયાળુ, બાગ બનાવવાવાળા, કુવા-પીઆવા અને ધર્મશાળા બનાવવાવાળા, મનુષ્ય સ્વર્ગ પ્રાપ્ત કરે છે કન્યાને વેચવાવાળા ઘોર નરકમાં જાય છે. ”

યુધિષ્ઠિરે પૂછયું:—"હે પિતામહ! જે કર્મો કરવાથી ઘરમાં સદા સુખ રહે તે કર્મ કહો."

ભીષ્મ બોલ્યા:— "હે તાત! ગૃહના બધાં સુખોનું મૂળ સ્ત્રી છે; તેટલા માટે પિતા, ભાઇ, દેવર અને પતિ બધાને ઘટે છે કે સ્ત્રીઓનો સદા આદર કરવો અને સારાસારા વસ્ત્રો અને ભૂષણોથી તેને પ્રસન્ન રાખવી. જે ઘરમાં સ્ત્રીઓની પૂજા થાય છે ત્યાં દેવતા વાસ કરે છે; અને જ્યાં તેનું અપમાન થાય છે તે ઘરની માટી પણ ઉડી જાય છે. સ્ત્રીઓ માનવા યોગ્ય છે. સંતાન ઉત્પન્ન કરવાં, પાળવાં, અને ઘરનાં બધાં કાર્ય સ્ત્રીઓ દ્વારા જ ચાલે છે હે રાજન! સ્ત્રીઓને માટે તો યજ્ઞ, શ્રાધ, વ્રત કાંઇ નથી; સ્ત્રીનો ધર્મ પોતાના પતિની સેવા કરવાની છે. પતિની સેવા કરવાવાળી અક્ષય સ્વર્ગને પ્રાપ્ત કરે છે હે રાજન! સ્ત્રીઓ સાક્ષાત્ લક્ષ્મીનું રૂપ છે. ચડતી ચાહવાવાળાએ સ્ત્રીઓનું સન્માન કરવું જોઇએ."

મનુષ્યે નીચે મુજબ કાર્યક્રમ રાખવો જોઇએઃ—

૪થી૫—ચાર બજે ઉઠીને ઈશ્વર સ્મરણ કરી શૌચ સ્નાનાદિ કરવાં.
૫થી૮—ઇશ્વરોપાસના કરવી.
૮થી૧૦—સેવા કાર્ય.
૧૦થી૪—ઉપજીવિકોપાર્જન.
૪થી ૬—સેવા કાર્ય.
૬થી ૯—ભજન, ધ્યાન, કથા, સત્સંગ.
૯થી૧૦—ભોજન.
૧૦થી ૪—શયન.

આધિ—મનની પીડા, વ્યાધિ-શરીરનો રોગ, ઉપાધિ-વ્યવહાર ધન્ધો એ ત્રણ તાપોથી દુઃખી અને ચિન્તાગ્રસ્ત રહેવાય છે માટે સાવધાન થઇ શ્રવણ કરે તોજ કૃતાર્થ થાય.

અંતે ન્યાય સમયે પૂછાશે કે શું લઇ આવ્યો છે ? તો કહેવું પડશે કે કેદખાનામાંથી તો માત્ર મેલાં વસ્ત્રો, માથે વીખરાયેલા ગંધાતા વાળ અને શોક દુઃખ તથા લજ્જાના ઢગલા લઈ આવ્યો છું; માટે સત્કર્મ કરવાં અવશ્ય છે. એકલું જ્ઞાન, એકલી ક્રિયા, એકલું સાહસ નિરર્થક થાય છે માટે પરસ્પર સહકારિતા અપેક્ષિત છે અને તેજ સૃષ્ટિનો નિયમ છે.

" જે મૌતના પંજામાં સપડાય છે તેજ જીંદગીની કદ્ર કરી શકે છે. " ( બાબર )

" દુબળા પડી ગયેલા શરીરવડે ઇન્દ્રિયો ઉપર જય મેળવી શકાતો નથી. કસરત સિવાય ઇન્દ્રિયો વશ કરવાનો બીજો એકે ઉપાય નથી. " ( દેવી ચૌધરાણી )

" Ghee (ઘી) and honey offered as oblations in fire promote virtue; but the idiot who wishes to quarrel with such a useful thing as fire pays the penalty of his folly by perising in it.

If the solitary light of a man in a dark room is removed, you can well realize the depth of misery into which he is plunged. " (Pagal Harnath)

## (૫) કર્મફળ અટકાવવાની રીત

પોતે પૂર્વે કરેલા દુષ્ટ વિચારની શિક્ષા ધૈર્યતાથી સહન કરી લેવાની છે. એટલે ભવિષ્યમાં લેશમાત્ર ખેદ પ્રાપ્ત થાય તેવું ફળ મળે નહિ સર્વ ધર્મના મહાન બોધ કરનારાઓએ કહ્યું છે કે, સત્ય, પ્રમાણિક, ન્યાયી, પવિત્ર, આનંદકારી અને સદ્ગુણી વસ્તુઓ સંબંધી સર્વદા ધ્યાન કરવું. પોતાની તરફ કોઇ દુષ્ટ વિચાર આવે છે ત્યારે તત્કાળ એવા પ્રકારનો વિચાર નહીં કરતાં તેના પ્રતિ દયા અને ક્ષમભાવવાળો વિચાર જ્ઞાની ઉત્પન્ન કરે છે. અસત્યતાનાં ભ્રાન્તિજનક રૂપો સૂક્ષ્મ પ્રદેશમાં પ્રવર્તે છે કે તત્કાળ

જ્ઞાનીજન સત્યતાનાં રૂપો તેની સામે ચલાવે છે. મલિનતાનો ભંગ કરવામાં પવિત્રતા અવશ્યની છે દયા દુષ્ટતાનો નાશ કરે છે. પ્રેમથી દ્વેષ લય પામે છે દાનથી ક્ષુદ્ર લોભનો ભંગ થાય છે. કેટલાંક અશુભ કર્મોનો પાકકાળ થવાનો થયો છે એમ જ્ઞાનીના ધ્યાનમાં આવે છે. એ. પૂર્વનાં ફળ આવતાં હોય છે તે જોઇ તેમાં પોતે એક નવી શકિત દાખલ કરી દે છે એટલે જે પ્રકારે ફળ થવાનું હોય છે તેમાં ફેરફાર થઇ જાય છે; અને અંતે તેનું જે પરિણામ આવત તેના કરતાં આરંભ અંત સુધીનું જુદુંજ આવે છે પૂણ્ય કર્મનાં ઓઘ જોસબંધ નાંખવાં એજ ઉત્તમ માર્ગ છે, અને તેથી કરી જે શ્રેષ્ઠ-શકિત ઉત્પન્ન થાય છે તે પૂર્વના કર્મની શકિત સાથે મળી તેનો જોસ બંધ પાડે છે અથવા નરમ પાડે છે. સર્વત્ર સમભાવ ઇચ્છા પૂર્વક સ્થાપવામાં આવે છે ત્યારે કર્મનો ક્ષય થઇ જાય છે એજ મુકિત છે. કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ સમજવું એ માત્ર જ્ઞાનીજ સરજે છે. કર્મયોગ સિદ્ધ કરવાને માટે પ્રકૃતિના ત્રણે ગુણોની ક્રિયને આપણે વશ રાખવા પ્રયત્ન કરવો જોઇએ. ત્રીજું નેત્ર (વિવેક બુદ્ધિ) થી જોવાવાળા થવું તેથી કામ ઉપર વિજય થઇ શકે છે; અને પોતે પોતાને તથા બીજાને સુખ પ્રદાન કરી શકે છે. અન્ત સમય આવે તે વખતે મનુષ્યે ત્રણ વાકયોનો ઉચ્ચાર કરવો જોઇએઃ—

त्वं अक्षितमसि—ઇશ્વર ! આપ અવિનશ્વર છો.

त्वं अच्युतमसि—આપ એકરસ રહેવાવાળા છો.

त्वं प्राण संशितमसि—આપ પ્રાણીઓના જીવનદાતા છો.

મલિન—કર્મનો નાશ દિવ્ય જન્મ-કર્મના જ્ઞાન અને ઉપાસનાથી થાય છે એ સ્વાભાવિક છે.

ભૂતજય, ઇન્દ્રિય જય આદિથી યોગીને જે બધાં તત્વોનું સમ્યક દર્શન કરવાનું સામર્થ્ય આવી જાય છે તેને પ્રસંખ્યાત

કહે છે. તેમાં પણ જે વ્યક્તિ અકુસીદં અર્થાત્ આસક્તિ રહિત છે—પ્રસંખ્યાન રૂપ અપૂર્વ ઐશ્વર્ય ભોગમાં પણ જેની સ્પૃહા નથી એવા પરવૈરાગ્યવાન યોગીનેજ પ્રસંખ્યાનમાં પણ અકુસીદ કહેવાય છે. નિરન્તર આત્મ–સત્તાનુભવ થવાનું નામજ સર્વથા વિવેકખ્યાતિ છે, આ અવસ્થાનું નામ ધર્મમેઘ સમાધિ છે. વિવેક ખ્યાતિથી સર્વજ્ઞતા સિદ્ધિ ઉત્પન્ન થાય છે. બ્રહ્મવેત્તા જ્યારે આ સર્વજ્ઞતા સિદ્ધિ પ્રત્યે પણ આસક્તિ રહિત થઇ જાય છે ત્યારે વિવેકખ્યાતિ પૂર્ણતાને પ્રાપ્ત થાય છે. એ પ્રકારની સમાધિને ધર્મમેઘ કહે છે. મેઘ જે પ્રકારે વારિ વર્ષણ કરે છે તે પ્રમાણે આ સમાધિ પણ પરમ ધર્મનું વર્ષણ કરે છે. અર્થાત એ અવસ્થામાં સાધક પ્રયત્ન વગર જ કૃતકૃત્ય થઈ જાય છે. સ્થૂળ–સૂક્ષ્મ, કારણ ત્રણે પ્રકારના દેહનું ભાન હમેશને માટે વિલય થતાં જ કૈવલ્ય રહે છે. જે બધી દ્વૈત પ્રતીતિને ધારણ કરવામાં સમર્થ છે તેજ ધર્મ છે. ધર્મ–સમાધિથી ક્લેશ–કર્મ નિવૃત્ત થાય છે.

" Buy into oblivion your past actions do not be sorry for them. The day sinners get initiated into શ્રી કૃષ્ણ's name, they get rid of their previous sins and begin a new life. Questions of time, place or condition should not be allowed to enter in taking the Lord's name. Purification of seat or of the elements is altogether out of place." ( Pagal Harnath )

" Vice and virtue can frighten so long as a man does not take refuge enter the infallible weapon name. For persons ever troubled with the three troubles of life, there is not a second safe retreat like the Lord's name Never ask for small alms from the sovereign of the socvreigns. ( P. H. )

## (૬) પ્રવૃત્તિ

પ્રવૃત્તિ વિના બેસી રહેવું અર્થાત સત્પ્રવૃત્તિમાં રોકાયલાં ન રહેવું તેથી મનનો બિગાડ થવા ઉપરાંત તનનો પણ બિગાડ થાય છે તન, મન ઉભયની આરોગ્યતા સારૂ પુરૂષોને તેમ સ્ત્રીઓને સર્વેને રાત-દિવસ શુભ પ્રવૃત્તિ રાખવી એજ પરમ આનંદનું પરમ કારણ સમજી લેવાનું છે શરીર અને મન બન્નેની સુખકારી સારૂ પ્રવૃત્તિની અપેક્ષા છે, તન-મન ઉભય જો યથાર્થ રીતે પ્રવૃત્તિમાન ન હોય તો સડી જાય છે તન, મન અને આત્મા એ ત્રણે પ્રવૃત્તિ વિચારશકિતમાં રહેલી છે. આત્માની પ્રવૃત્તિ જ્ઞાનમાં રહેલી છે. જેનો આત્મા કેવળ હું અને મારૂં જોઈનેજ પ્રસન્ન રહે છે તે આત્મઘાતી છે. જ્ઞાન એનું નામ કે જેમ પોતાનાં સુખ-દુઃખાદિથી પોતાને થાય છે તેમજ સુખ-દુઃખાદિથી બીજાને પણ થશેજ એમ સમજી પોતાના જેવાંજ સર્વને માનવાં-પરમ પ્રેમભાવ પામવો. એવા પ્રેમરૂપ પ્રભુમાં આત્મની એકતા કરવી એજ આત્માની પ્રવૃત્તિ છે. તન, મન અને આત્મા એ ત્રણેને પ્રવૃત્તિમાં રાખ્યાથી આરોગ્ય શાન્તિ અને મોક્ષ પમાય છે પણ તે બધાં પ્રવૃત્તિ વિનાનાં મળતાં નથી; તે પોતે પણ પ્રવૃત્તિ રૂપજ છે. અપ્રવૃત્તિરૂપ આલસ્ય તે સંન્યાસ કે મોક્ષ કે પરમજ્ઞાન નથી. પ્રવૃત્તિ શબ્દનો અર્થ કાયિક, વાચિક અને માનસિક કર્મોનો સમુહ છે.

## (૭) પ્રવૃત્તિ ધર્મ

नारायण परोधर्मः पुनरावृत्ति दुर्लभः
प्रवृत्ति लक्षणश्चैव धर्मो नारायणात्मकः

નારાયણ જેનું પરમ લક્ષ્ય છે એવો નારાયણાત્મક ધર્મ પુનર્જન્મને દુર્લભ કરનારો અને પ્રવૃત્તિ લક્ષણવાળો છે. (શાં. ૫. ૩૪૭-૮૦, ૮૧). પ્રવૃત્તિ એટલે સંન્યાસ ન લેતાં મરણ પર્યન્ત ચાતુર્વર્ણ્ય વિહિત નિષ્કામ કર્મ કરતા રહેવું એ અર્થ પ્રસિદ્ધ છે.

અનાદિ પૂર્વ કર્માજીત જડદેહ અને ઇન્દ્રિયો જેવી પરમાત્માનો અંશભૂત જીવ (ગીતા ૧૫/૭) એક દેહમાં પૂરાઇ રહ્યો હોય તેમ પૂરાઇ રહ્યો છે; તેથી તે દેહ અને ઇન્દ્રિયોની આ હેડમાંથી તેનો છૂટકો કરી શકે તેવાં (મોક્ષને અનુકૂળ) કર્મ કરવામાં પ્રવૃત્તિ થાય છે, અને તેનેજ વ્યવહારિક દ્રષ્ટિએ 'આત્માની સ્વાતંત્ર્ય પ્રવૃત્તિ' કહે છે. આત્માને આ સ્વાતંત્ર્ય કોઈને આપવું પડતું નથી; કોઇ તે સ્વાતંત્ર્ય ખુંચાવી શકતું નથી. સ્વતન્ત્ર પરમાત્માનો અંશ હેડની ઉપાધિમાં સપડાઇ જવાથી તે પોતાની મેળેજ સ્વતન્ત્રતાથી મન અને બુદ્ધિને પ્રેરણા કર્યા કરે છે. જ્ઞાન પ્રાપ્તિની પ્રેરણા કરવામાં જીવાત્માની સ્વતન્ત્રતા ખરી, પણ તાત્વિક દ્રષ્ટિએ મૂળમાં તે નિર્ગુણ અને કેવળ અથવા દેખતો પણ લંગડો (ગી. ૧૩/૨૦) હોવાથી ઉક્ત પ્રેરણા પ્રમાણે કોઈ કર્મ કરવાની સામગ્રી અથવા સાધન જે જોઈએ-તે આત્માની પાસે પોતાનું હોતું નથી–દેહ અને બુદ્ધ્યાદિ ઇન્દ્રિયો એ સર્વ માયાત્મક પ્રકૃતિના વિકાર છે. એટલે જીવાત્માને પોતાના છૂટકાનું કામ પ્રારબ્ધ કર્માનુસાર પ્રાપ્ત થયેલી દેહેન્દ્રિયાદિક ઉપાધિદ્વારાજ લેવાનું પ્રાપ્ત થાય છે. ત્રિગુણાત્મક પ્રકૃતિના વિસ્તારથી છૂટાએ બુદ્ધિને અંતર્મુખ, સાત્વિક અથવા આત્મનિષ્ઠ એટલે આત્માનીજ પ્રેરણાનો હુકમ સાભળી તેનું જેમાં કલ્યાણ રહેલું છે તેજ કર્મ કરવાનો નિશ્ચય કરનારી થવાને લાબા વખત સુધી વૈરાગ્યનો અભ્યાસ કરવો પડે છે, આત્મા જો કે સ્વતન્ત્ર છે તો પણ પ્રકૃતિની મારફતજ આગળની બધી પ્રવૃત્તિ કરવાની હોય છે. ઉપપત્તિ ગમે તે હો પણ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બન્ને પંથો જગતના આરંભથીજ બ્રહ્મજ્ઞાની પુરૂષોમા ચાલતા આવેલા છે એ નિર્વિવાદ છે. ગીતામાં પ્રવૃત્ત પર ભાગવત્ત-ધર્મ અથવા કર્મ યોગજ પ્રતિપાદ્ય છે. મનુષ્ય પોતાના દેહના કલ્યાણને માટે પ્રવૃત્તિ કરે છે ત્યારે તેનું કૃત્ય અવિચ્છિન્ન હોય છે, કારણ દેહનાં સુખ અનન્ત થતાં નથી. પરમાત્મ દર્શનને માટે પ્રવૃત્ત

થનારનો માર્ગ આ મરણાન્ત પહોંચે છે, પણ તે માર્ગ જ્ઞાની જનોએ શોધી દર્શાવેલ છે અને નેત્ર ઉઘડે તેને જડે એવો છે; પરન્તુ લોક-કલ્યાણના માર્ગ લોક સંખ્યાના જેટલા અસંખ્ય છે; ભિન્ન ભિન્ન અનેક સુખી-દુઃખી જનોની પ્રવૃત્તિઓ અને વાસનાઓ જેવા એ માર્ગ સર્વતોમુખ અનન્ત છે.

"ઉત્સાહ રાખવો એ લક્ષ્મીનું મૂળ છે." (કુમારપાળ)

## (૮) પ્રવૃત્તિ-નિવૃત્તિ અને તેનો સાધક

આપણામાંના પ્રત્યેકના મનમાં બે પ્રકારની પ્રેરણાઓ ન્યૂન કે અધિક પ્રમાણમાં જાગૃત હોય છે જ. એક પ્રેરણા આપણને 'અમુક કૃત્ય કર'એમ કહે છે અને બીજી (જો તે કૃત્ય અયોગ્ય હોય તો) 'એ કૃત્ય કરીશ નહિ' એવો ઉપદેશ આપતી હોય છે. પ્રથમ પ્રેરણાને પ્રવૃત્તિ કહેવામાં આવે છે અને બીજી નિવૃત્તિના નામથી ઓળખાય છે. આપણા હાથે જે સર્વે કાર્યો થતાં-બનતા હોય છે તે એ પ્રવૃત્તિના યોગેજ થાય છે. બીજી જે નિવૃત્તિ-અમુક કાર્ય ન કરીશ એમ કહેનારી જે પ્રેરણા છે તેનાથી ધર્મની સીમાનો આરંભ થાય છે. આધ્યાત્મિક સ્થિતિનો આરંભ પણ એજ 'અમુક ન કરીશ' 'તમુક ન કરીશ' એમ કહેનારી પ્રેરણાથીજ થતો અનુભવવામાં આવે છે. જ્યાં એ નિવૃત્તિ અસ્તિત્વમા નથી ત્યાં અદ્યાપિ ધર્મ-વિચારોનો ઉદયજ થયો નથી એમ નિશ્ચય પૂર્વક સમજી લેવું. પ્રવૃત્તિ જ્યારે પુનઃ પુનઃ કરેલી કર્મ ક્રિયાઓનું ફળ છે ત્યારે જન્મથીજ જે પ્રવૃત્તિઓ આપણામાં ઉત્પન્ન થએલી હોય છે તેમના કારણ રૂપ પણ અમુક પૂર્વ કર્મો હોવાંજ જોઇએ એ સર્વથા સ્પષ્ટજ છે. મનુષ્યની સર્વ પ્રવૃત્તિ તેના આ જન્મના કિંવા પૂર્વજન્મના ઇચ્છા પૂર્વક અને સહેતુક ગત પ્રયત્નોથીજ ઉત્પન્ન થાય છે. જ્ઞાન વિરહિત કર્મને 'પ્રવૃત્ત કર્મ' અને બીજાં એટલે જ્ઞાનયુક્ત નિષ્કામ કર્મને 'નિવૃત્ત કર્મ' એવ

બે જુદાં જુદાં નામો આપેલાં છે. કર્મયોગમાં નિવૃત્ત એટલે નિષ્કામ બુદ્ધિથી કરવાનું કર્મ એવો અર્થ થાય છે. જ્ઞાની પુરૂષ કૃતકૃત્ય મુકત થયા પછી તેનું પોતાની જાતને માટે કાંઇ કર્તવ્ય નથી પણ તેની પ્રવૃત્તિ માત્ર લોક-સંગ્રહને માટેજ કહી છે.

ધર્મના બે ભાગ પાડવામાં આવે છેઃ—(૧) જેમાં કાંઇ કર્મ કરવાનું હોય છે તે, અને (૨) જેમા કાઇ કર્મ કરવાનું હોતું નથી તે. પહેલાને પ્રવૃત્તિ માર્ગ કહે છે અને બીજાને નિવૃત્તિ માર્ગ કહે છે. પહેલામાં યજ્ઞ-યાગ વિગેરે ક્રિયાઓ કરવાની હોય છે. તે ક્રિયાઓ કરવાથી બીજાને ઉપદ્રવ થવાનો સંભવ છે. બીજામા અટલે નિવૃત્તિ માર્ગમાં પોતાનેજ ઉપદ્રવ કરવાની જરૂર રહે છે. એ રીતે કર્મ માર્ગ અને જ્ઞાન માર્ગમાં બને છે, પણ ભક્તિમાર્ગમાં તેમ થતું નથી. પ્રવૃત્તિ-લક્ષણ ધર્મ સમગ્ર ઇષ્ટ ભોગોને દેવાવાળો છે. નિવૃત્તિ-લક્ષણ ધર્મ મોક્ષદાતા છે. પ્રવૃત્તિ ધર્મ પણ નિષ્કામ ભાવપૂર્વક કરવામાં આવે તો પરંપરા એ મોક્ષનું કારણ છે. શ્રી વિષ્ણુ પ્રવૃત્તિ યોગેશ્વર છે; શ્રી શિવજી નિવૃત્તિ યોગેશ્વર છે. ઇન્દ્રિયો પશુ સમાન છે તેનું પૂરૂં દમન શ્રી શિવજીની શક્તિ દુર્ગા દ્વારાજ થાય છે. સુખનું મૂળ નિવૃત્તિ છે. બધા નિવૃત્તિ માર્ગના ઉપાસક રહ્યા; પણ ભગવાન શ્રીકૃષ્ણનું ગૌરવ છે કે તેણે નિવૃત્તિ અને પ્રવૃત્તિ બન્નેને સંયુકત કરી દીધા; એટલેકે પ્રવૃત્તિ યુકત નિવૃત્તિ અને નિવૃત્તિ યુકત પ્રવૃત્તિના આદર્શની સૃષ્ટિ કરી હતી. કર્મ કરવું પણ તેમાં બંધાવું નહિ; કર્મથી ફળની આશા રાખવી એ બંધન છે. યથાર્થ જે કામ કરાય, જે નિષ્કામ હોય તેથી બંધન થતું નથી; તેજ સુખ અને શાન્તિનું મૂળ છે. ખરેખરી નિવૃત્તિ તો વિશુદ્ધ-પ્રેમથીજ થાય છે; અને પ્રભુ દર્શન થાય છે ત્યારેજ પ્રભુ પ્રેમ પૂર્ણતાને પામે છે. ઇશ્વર સિવાય બીજી બધી બાબતોમાંથી વૃત્તિ ઉઠાવી લેવી તેને નિવૃત્તિ કહે છે—

## તેના સાધક

વસ્તુ, વૃત્તિ અને શકિત એ ત્રિપુટીનો યોગ પ્રવૃત્તિ-નિવૃત્તિનો સાધક છે. સૃષ્ટિના સર્વ પદાર્થો પેઠે એનો પણ સદુપયોગ તેમજ દુરૂપયોગ થાય છે. તે સર્વ ઘટનાનો સૂત્રધાર શું ધારે છે તે તો કહેવાઈ શકાતું નથી પણ તેની ઇચ્છાને આધીન રહેતી કોઈક જાતની સ્વતંત્રતા માનવીમાં છે; અને તે સ્વતંત્રતાની પ્રવૃત્તિ ઉપરથીજ કર્મમાત્રની શુભાશુભતા કલ્પાય છે. પ્રત્યક્ષ અથવા પરોક્ષ સત્ અથવા કલ્પિત વસ્તુ ભણી માનવીની વૃત્તિ ખેંચાય છે અથવા જાય છે; અને તેમ થવામાં શકિત ઓછી-વધતી સાધક અથવા બાધક થાય છે. શકિત જડ અથવા ચેતન અંશની હોય છે. જડ શકિતનો ઉપયોગ વૃત્તિને અનુસારજ હોય છે. ચેતનશકિત બુદ્ધિને અનુસરી વૃત્તિને અનુકૂળ અથવા પ્રતિકૂળ થાય છે. પૃથક્ જન (સાધારણ માણસો) તેમજ બીજા કેટલાક એમ માને છે કે સ્વતંત્રતા એટલે જડ શકિતની નિરંકુશતા; કેટલાક એમ માને છે કે સ્વતંત્રતા એટલે ચેતનશકિતની નિરંકુશતા. જડ શકિત પશુઓને અને પશુવૃત્તિના સંસ્કારી માનવીઓને વધારે પરિચિત હોય છે અને તેના સંવૃદ્ધિ સુલભ છે. ચેતનશકિતની સંવૃદ્ધિ દુર્લભ છે; અને સદ્બુદ્ધિને અનુસરવામાં વપરાતી હોય ત્યારે તે શકિત જય પામે તે તો પવિત્ર સુખ અને ઇશ્વર-પ્રસાદની પરિસીમા છે. સાંસારિક પ્રવૃત્તિ શ્રીકૃષ્ણ સેવારૂપ પ્રવૃત્તિમાં પરિણત થઈ જાય છે તે ચિત્ત-માર્જનનું ફળ છે.

મનુષ્ય પોતેજ ઇશ્વરનો અંશ છે માટે એનામાં પણ ત્રિવિધ અંશ—સત્ ચિત્ આનંદ-દેખાવો જોઇએ. એમાં સત્ તે એનો દેહ, ચિત્ તે એનું મન તથા આનંદ તે એનો આત્મા. દેહ તથ મન ઉપર કાબુ રાખનાર એ બન્નેને સમતોલ કરી, બન્નેનો યોગ સાધનાર એનો આત્મા જ છે, ટુંકામાં જ્યારે દેહ (સત) તથ

મન (ચિત) જીતાય ત્યારેજ આત્મા (આનંદ) નું પ્રત્યક્ષ જ્ઞાન અનુભવાય. પહેલાં એનો પૂરો યોગ સધાય ત્યારેજ આનંદની પ્રાપ્તિ હોય. જેણે મૃત્યુ જીત્યું તેણે સર્વસ્વ જીત્યું. સાધકને માટે લોક સંગ્રહ અત્યન્ત વિઘ્નકારી છે તથા બ્રહ્મચર્ય, સરળતા, નિર્ભરતા અને વૈરાગ્ય સહાયક છે. સાધક પોતાનાં ઈન્દ્રિય, મન અને બુદ્ધિને શુદ્ધ અને વશમાં કરીને આત્મ રાજ્યમાં સ્થિર થવાથી જ યથાર્થ ભગવદ્-દર્શન પ્રાપ્ત કરી શકે છે. સાધકો ત્રણ પ્રકારના હોય છેઃ—

(૧) વિરાગી—સહનશીલતા પ્રધાન.

(૨) અનુરાગી—પ્રભુ પ્રત્યે કૃતજ્ઞતા પ્રધાન.

(૩) કર્મયોગી—સર્વ પ્રત્યે બન્ધુભાવ પ્રધાન.

જ્યાં સુધી સાધક સાધનામાં તથા નીતિમાં અપૂર્ણ રહે છે ત્યાં સુધી તે ઉંચી ભૂમિકામાં જઇ શકતો નથી. ઉપલી ભૂમિકામાં જવા ઇચ્છનારનું મુખ્ય કર્તવ્ય એજ છે કે તેણે સાંસારિક કામનાઓ અને પ્રવૃત્તિઓથી તદન દૂર થઇ જવું જોઇએ. સાધકના મનમાં સ્ત્રીના સ્મરણ યા દર્શનથી અશુભ ભાવનાઓ ઉત્તેજિત થાય છે તેથી જે પુરૂષે આ જગતનો ત્યાગ કરી આધ્યાત્મિક સાધનમાં પોતાને લગાડેલ છે તે તપના ફળથી વંચિત રહિ જાય છે. સાધના કાળમાં સ્ત્રી-સહવાસનો સર્વથા ત્યાગ કરવો, ગૃહસ્થની સાથે રહેવું નહીં અને આધ્યાત્મિક ચિન્તનમાં મનને પુરેપૂરૂં લગાવી રાખવું. તન્ત્રોકત વીર સાધકોની સમાન પોતાની અસાધારણ શક્તિનું પ્રદર્શન કરવાની આવશ્યકતા તેને રહેતી નથી. સાધકે વ્યાપારનો સંકોચ કરવો જરૂરનો છે. તેણે વિક્ષેપના કારણને રાખીને કેવળ વિક્ષેપની નિવૃત્તિ કરવાનો પ્રયત્ન કરવો ઠીક નથી. વ્યાપારનો સંકોચ થવાથી અને વિચાર ઉપર જોર રહેવાથી વિક્ષેપ સ્વતઃ નિવૃત થઈ જશે. સાચી જીજ્ઞાસાવાળા અને પ્રભુની શરણમાં પ્રાપ્ત થવાવાળા

સાધકને ગુરૂ સ્વયં શોધી લે છે. સાધક પરમ કારણ શ્રી ભગવાનને બધા પ્રાણીયોમાં દેખે છે (ગીતા ૬/૨૯-૩૨). સાધક સંસારમાં રહે તો કાંઇ હાનિ નથી, પરન્તુ સાધકની ભીતરમાં સંસાર ન રહેવો જોઇએ. ( રામકૃષ્ણ પરમહંસ ) પ્રવૃતિના માર્ગમાં ચાલવા જેવું અનિષ્ટકારક સાધકને માટે બીજું કાઈ નથી. તેમાં પણ વળી અસત્યને માર્ગે ચાલવાથી સાધકની જેટલી દુર્ગતી થાય છે તેટલી બીજી કોઇ રીતે થતી નથી. કૃધ થવાવાળા કોઇપણ પ્રાણી ઉપર જે ક્રોધ કરતો નથી તે સાચો સાધક અને પરમાર્થી છે. સાધકોને પતિત કરનાર કામિની અને કાંચન એ બેનાં, ભારી પ્રલોભન છે. મધ્યમ અથવા હીન દ્રષ્ટિવાળા જે સાધક છે તેમને માટે યોગ અથવા કર્મયોગ પણ નિતાન્ત આવશ્યક છે. કર્મયોગ અને ભક્તિ યોગના માર્ગથી ક્રમશઃ ઉપર ઉઠવું થાય છે.

## (૯) મન

મન પણ એક આશ્ચર્યમય વસ્તુ છે; સૃષ્ટિના આદિ કાળથી સારા જગતમાં એક કોઈ અદ્‌ભૂત શક્તિ કામ કરી રહી છે જે સદાથી ચાલી આવે છે અને અવિનાશી છે. હે મન ! તું હું પણાનો ત્યાગ કર; ભોગના ત્યાગથી થતું નથી; સમાધાન તો સંતોની કૃપાથી થાય છે કે જેના સંગથી મહાદુઃખ નષ્ટ થઈ જાય છે; યોગ-યોગાદિથી થતું નથી; ભોગના ત્યાગથી થતું નથી. મનનું કાર્ય સંકલ્પ-વિકલ્પ કરવાનું છે; મનને સંચાલન કરવાવાળી સર્વોપરી સત્તા અંતર્યામી પરમાત્મા છે. મન એન્જીન છે તેને માટે એક બુદ્ધિમાન ડ્રાઈવર બ્રહ્મ છે. મન એક ઇન્દ્રિયોનો દ્રષ્ટા છે. મન અનેક છે પરંતુ તેનો દ્રષ્ટા બ્રહ્મ એક છે; અનેકની પાછળ એક છુપાએલો છે. ગુપ્ત મન ( sub-conscious mind ) ની શક્તિઓને જાણ્યા વગરનુ વિજ્ઞાન અધુરૂંજ છે. મન વગર આ વિશ્વ દેખવામાં આવતું નથી; મનથીજ દેખવામાં આવે છે. આ વિશ્વ મનથીજ

રચાએલું છે. જ્યારે મન વારંવાર ઇશ્વરાનુસન્ધાન કરે છે ત્યારે મનને નિશ્ચય થાય છે કે હું મન નથી પરંતુ અક્ષય, અવ્યય, નિરામય શિવજ છું. અગોચર મન નામની વસ્તુ છે, તેનો અસ્વીકાર થઈ શકતો નથી. મનની પાછળ વિરાટ ચૈતન્ય-શકિત વર્તમાન છે. તેના પ્રકાશથી મન પ્રકાશિત છે. મનરે જ્યા જ્ઞાન-શકિતના અવલંબનથી નિશ્ચલતાને પ્રાપ્ત થાય છે ત્યારે પ્રત્યક્ષ તે ઈશ્વરને માટે અત્યંત વ્યાકુળ દેખવામાં આવે છે. મનજ સ્વતઃ સિદ્ધ પ્રમાણુ છે. બુદ્ધિ અને અહંકાર મનના અનુચર છે. જ્યારે કાંઇ ચાહાવાનો સંકલ્પ કરવાનું થાય છે તે વખતે ક્રિયાશીલ ઉપનો ઉદય થાય છે-અર્થાત્ મનનો ઉદય થાય છે; તે મન અહમ્ નું અભિમાન કરે છે. તેથી તેની સાથે અહંકાર જોડાય છે, તે અહંકાર અથવા મન અભિનિવેશના કારણે ક્રમશઃ પોતાના વ્યાપક રૂપથી હઠતો હઠતો સીમાબદ્ધ ખંડરૂપને પ્રાપ્ત થાય છે. મનની સ્થિરતા એકથી અધિક બેમાં અસંભવિત છે. મનજ બ્રહ્મ છે એવું સમજી મનમાં બ્રહ્મબુદ્ધિ કરી ઉપાસના કરાય છે.

"રે મન કયોં ભટકત ફિરત, કરત્ત ભવકો ધ્યાન;
જાને ભવ ભય હરન હિત, કિયો હલાહલ પાન."

મનની સાથે જીવાત્માને જે એક અનાદિ અસાધારણુ સંબંધ ચાલ્યો આવે છે, તે જન્મના અભાવમાં દેહ ન રહેવાને કારણુ સદાને માટે છૂટી જાય છે; એ પ્રકારે મનનો સંબંધ ન રહેવાથી પછે ઈચ્છા, દ્વેષ, પ્રવૃત્તિ, દુઃખ આદિ કાંઈ પણુ રહેતું નથી. આ દુઃખ શૂન્ય અવસ્થાનું નામજ મુક્તિ છે.

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव च।
बुद्धितु सारथिं विद्धि मनः प्रग्रहमेव च॥

મિલનને માટે વિહ્વળ થતાં મનને ચેતન-અચેતનનો ભેદ દેખાતો નથી. મોક્ષનો સંબંધ મનથી છે; કર્મનો પણુ મનથી છે.

જો વાસના ન હોય તો ફળની અભિલાષા થઇ શકતી નથી; જ્યારે ફળની અભિલાષા નથી તો કદી અનુચિત કૃત્ય તરફ પ્રવૃત્તિ પણ હોતી નથી. આ મન રૂપી રાજહંસ જલ્દીથી વિશ્વનાયકના ચરણોમાં વિહાર કરવા લાગે એજ ધ્યેય છે-કામના છે, એજ આશિર્વાદની ઇચ્છા છે. મનનો મેલ વિચારથી, ઇશ્વર ધ્યાનથી, અને છેવટ ઇશ્વર-પ્રસાદથીજ જાય છે; પણ મનને શરીરની સાથે નિકટ સંબંધ છે અને વિકારી મન વિકારી ખોરાકને શોધે છે, વિકારી મન અનેક પ્રકારના સ્વાદો અને ભોગો શોધે છે; અને પછી તે ખોરાકો અને ભોગની અસર મન ઉપર થાય છે તેથી તેને તેટલે અંશે ખોરાકની ઉપર અંકુશની અને નિરાહારની આવશ્યકતા જરૂર ઉત્પન્ન થાય છે. વિકારી મન શરીરની ઉપર, ઈન્દ્રિયોની ઉપર કાબુ મેળવવાને બદલે શરીરને અને ઇન્દ્રિયોને વશ વર્તે છે. જેનું મન સંયમ પ્રતિ જઈ રહ્યું છે તેને ખોરાકની મર્યાદા અને નિરાહાર બહુ મદદ કરનારાં છે. તેની મદદ વિના મનની નિર્વિકારતા અસંભવિત જણાય છે. ચેતના, વિચાર, અને સંકલ્પ મનના ત્રણ ગુણ છે; નિશ્ચય, ચિન્તન અને ઇચ્છા ત્રણ માનસિક ક્રિયા છે; રાગ, દ્વેષ અને તટસ્થ વૃત્તિ ત્રણ માનસિક પ્રધાન-વૃત્તિઓ છે; મળ, વિક્ષેપ અને આવરણ ત્રણ માનસિક દોષ છે; હર્ષ અને શોક બે દિશાઓ છે; ધાર્મિક નૈતિક અને સૌન્દર્ય ભાવના મનની ત્રણ પ્રધાન ભાવના છે; કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય છઃ માનસિક વિકાર છે. મનનું સ્થાન હૃદય છે. હઠયોગ સિદ્ધાન્ત અનુસાર મનનું પરિક્ષ્ય સ્થાન યુગલ-ભ્રૂની મધ્યમાં સ્થિત આજ્ઞાચક્ર છે જે પદ્મોથી નિર્મિત છે. મન મુખાકૃતિમાં ઘણા સ્પષ્ટ રૂપથી પોતાની ભાત-ભાતની અવસ્થાઓને પ્રતિબિંબિત કરે છે જેથી બુદ્ધિમાન પુરૂષ ઘણી આસાનીથી તે જાણી લે છે. જેમ જિવ્હા પેટના વિષયોની સૂચક છે તેમ મુખાકૃતિ મનના વિષયોની સૂચક છે.

મનને વશ કરવા માટે બે બાબતોની અત્યન્ત આવશ્યકતા છેઃ—(૧) પ્રાણનિરોધ, (૨) સંગ-ત્યાગ=સંસારના વિષયોની આસકિત તથા તેની કામનાથી અલગ થવું. મન બ્રહ્મનો અંશ છે, ચેતન છે તેને વિષયોએ અણુ બનાવી દીધેલ છે. મનને સારૂં રાખવા માટે શરીરને હમેશ કામે લગાડવું જોઇએ; અને જે કામ હોય તેમાં મનને તલ્લીન કરવું તેથી કામ કરવાની રૂચિ વધે છે અને મન ખરાબ વિચારમાં રોકાય નહિ. એ પ્રમાણે લાગેલા મનની સાથે રામ-નામની ધૂન તો અવશ્ય જોઇએ. એ ધૂન સમસ્ત મનને સંગીતના સૂરમાં અને શરીરને માત્ર નિયમમાં રાખે છે.

"કરસેં કરિયે કામ સબ, મનસે ભજિયે રામ;
મનમેં સારે તીર્થ હૈ, મનમેં ચારો ધામ.
મનમેં ચારો ધામ, રામ બૈઠે હૈ મનમેં;
મનકો કરતે શુદ્ધ, મૂઢ કયો ભટકે બનમેં.
જય દેવી હરિ પાસ, દૂર નહીં હોય નજરસેં;
મનસે ભજ નિત રામ, કામ કરત રહ કરસેં."

જળનો સ્વભાવ વ્હેવાનો છે, તે કદી સ્થિર રહેતું નથી પણ ઘડામાં ભરવાથી સદા સ્થિર રહી શકે છે; તેમ મનનો સ્વભાવ પણ એજ છે. જ્યાંસુધી પાકા ઘડામાં તે ન રખાય ત્યાંસુધી તે વ્હેતુંજ રહેશે. મનના વ્હેણમાં આગળ બે ખન્દક મળે છે-કામિની અને કાંચન. એ બેમાં પણ કામિની પ્રધાન છે તેથી મનને સ્થિર કરવા માટે એ મ્હોટા ખન્દકની પાસે જવું બંધ કરવું જોઇએ.

ઇચ્છા, વિચાર અને અહંકાર એ દોષ ચક્ર નિર્માણ કરે છે; મનના મહેલના ત્રણ સ્તંભ છે-તે મન શૃંખલાની ત્રણ કડિયો છે. કોઇપણ એક કડિનો નાશ થાય એટલે તમામ શૃંખલાનો નાશ થશે. અહંકારથીજ અશુદ્ધ મન ઉત્પન્ન થાય છે. જે ઇન્દ્રિય ગમ્ય નથી તે વિષયમાં બિચારૂં મન કયાંસુધી તર્ક કરી શકે? સુખ

અને સૌંદર્યમાં મન રમે છે. મન કેવળ વિચારોની રાશિ છે; હ
નો વિચારજ બધા વિચારોનું મૂળ છે તેથી મનજ આદ્ય વિચાર છે.
મનને એકાગ્ર કરવા અથવા કોઇ વિચારનો પ્રારંભ કરવામાં જણાય
છે કે સ્વભાવતઃ મનમાં એક ચિત્ર કલ્પિત કરવાની આવશ્યકતા
પડે છે. અન્નના સૂક્ષ્માંશથી મન બને છે; મન અન્નમયજ છે.

"જૈસા ખાવે અન્ન, વૈસા હોવે મન; જૈસા પીવે પાની,
વૈસી હોવે બાની."

જ્યાંસુધી મોક્ષની પ્રાપ્તિ થતી નથી ત્યાંસુધી મન જીવાત્માથી
અભિન્ન જણાય છે. તેટલા માટે મન, ઇન્દ્રિયો તથા વિભિન્ન
યોનિઓમાં જન્મ લેવો એનો આધાર જીવ ઉપર છે. મન જીવાત્માની
અંદર બને છે કેમકે તે કયાંય બહારથી આવતું નથી અને સદા
જીવાત્મા સાથે આસક્ત રહે છે. મનને સન્માર્ગ પર લઇ જવાનું
પહેલું સાધન સત્ય છે; બીજું સંસારથી ઉપરામતા; ત્રીજું આચ-
રણની ઉચ્ચતા અને પવિત્રતા; અને ચોથું પોતાના અપરાધો માટે
પ્રભુ પાસે ક્ષમા-પ્રાર્થના કરવી એ છે.

"વૃથા ભમ મન મૂઢ, મોહન મૂરતિ ઘટ બસી।
ઢૂંઢ સકૈ તો ઢૂંઢ, પલટિ નૈનકી સૈનસોં."

"જ્યાં આશા ત્યાં વાસા." મનજ શરીર ધારણ કરાવે છે;
આ મનજ દુઃખદાયી છે. મનનું એકાગ્ર થવું એજ ઇશ્વર તથા
આનન્દની પ્રાપ્તિ છે. જગતનું બીજ મન છે. મનની સ્ફુરણાથીજ
જગત ભાસે છે. મનથી મનને કાપવું જોઇએ. મનને જીતવામાં
બીજો કાંઇ યત્ન કરવો પડતો નથી; કેવળ એક સંવેદનના પ્રવાહને
ઉલટાવવાનું છે. તેને દૃશ્યની તરફથી નિવૃત્ત કરી આત્મા સાથે
લગાડવું તેથી ચિત્ત અચિત્ત થઇ જશે. હૃદયાકાશમાં જે ચેતન-ચા
છે અર્થાત્ જે બ્રહ્માકાર વૃત્તિ છે તેની તરફ જ્યારે મનનો તીવ્ર
સંવેગ થશે ત્યારે બધા દુઃખોનો સ્વતઃ અભાવ થઇ જશે. પરમેશ્વ

રૂપ પિતા છે અને મનરૂપ બાળક છે. મનરૂપ બાળકને પરમેશ્વરરૂપ પિતા પોતાના હૃદય-કમળરૂપ ગોદમાં બેસાડીને પ્રાણવાયુરૂપ સૂતર આપે છે, તેને ગ્રહણ કરીને આ મનરૂપ બાળક વાક્ આદિ ઇન્દ્રિયોરૂપ અશ્વોને તથા પ્રાણરૂપ-સૂતરને પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત કરાવે છે; તેટલા માટે સર્વ વાગાદિ ઇન્દ્રિયોની અપેક્ષા મનની ઉત્કૃષ્ટતા છે. પ્રાણના કમ્પનથી મનમાં ગતિ આવે છે. મનની ગતિથી સંસારની સૃષ્ટિ થાય છે-નામ અને રૂપ પ્રકટ થાય છે. સંકલ્પ આત્મશકિત છે-બ્રહ્મનું કર્મ છે-બ્રહ્મનું ક્રિયાત્મક સ્વરૂપ છે. મનને સ્વયમેવ ચેતનારૂપથી જે પ્રત્યય થાય છે તેને મનોબોધ કહે છે

મનરૂપી ચુવાની પાછળ વિષય રૂપી બિલાડી લાગેલી છે. જ્યારે તે મનરૂપી ચુવો ભગવદ્-ભજન રૂપી કમરામાં ઘૂસે છે તો વિષયરૂપી બિલાડી ત્યાં પણ તેની પાછળ જાય છે બહારના (સંસારના) પ્રકાશથી તેની આંખો મીંચાય છે જો તે થોડી વાર ધૈર્ય રાખી તે કમરામાં પડયો રહે તો તેને ભગવદ્-શરણાગતિ રૂપ દર મળી જાય છે, જેમાં પ્રવેશ કરી તે પરમ આનન્દને પ્રાપ્ત થાય છે; જો તે ભજન રૂપી કમરાથી બહાર નીકળે તો તેનો સર્વ નાશ થઇ જાય છે, અને તે અનન્તકાળને માટે જન્મ-મરણના ચક્કરમાં પડયો રહે છે. ઇશ્વરનો મનની સાથે સદા સંયોગ છે. પહેલાં મનને એકાગ્ર તથા સાવધાન કરવું જોઈએ; કારણ કે તે મનજ પ્યારા પ્રભુને ઢાંકી રાખે છે બ્રહ્મ તો નજીકમા નજીક છે, તે પોતાનો આત્મા છે. બ્રહ્મને કયાંયથી લાવવાનો નથી; મનનેજ બ્રહ્મ બનાવવાનું છે. જ્યારે મન સંસરણ કરે છે ત્યારે મન કહેવાય છે અને જ્યારે સંસરણ કરવું છોડી દે છે ત્યારે તે બ્રહ્મ થાય છે. ચાલવાવાળા મનનું નામ સંસાર છે; અને અચળ મનનું નામ બ્રહ્મ છે. જ્યારે આ મનોમંદિરને કર્મ અને ઉપાસનાની સાવરણીથી પરિમાર્જિત અને શુદ્ધ કરાય છે ત્યારે શ્યામસુન્દરની અનૂઠી છબી

ત્યાં વસે છે. મન અને જીવાત્મા એક સાથે જ વસે છે. મન જીવાત્માને વિષયોમાં ઘસડે છે. જીવાત્મા મનમાં આભાસ–ચૈતન્ય છે.

" જ્ઞાન અલ્પ જ્ઞાતા અખલ. હૈ અજ્ઞેયા ભાસ;
ચંચલ મન જાવૈ કહાં, કૈસે કિસકી પાસ ?
બુદ્ધિ પંગુ ચિત તિમિર, યુકત અહંકારકા પાંસ;
ચંચલ મન જાવૈ કહાં, કૈસે કિસકી પાસ ?
સાંખ્યજ્ઞાન અનુમાન બન, હોવૈ કૈસે વાસ;
ભેદ નિવિકતમ શુષ્ક પગ, તર્ક જાયગા પાસ.
નિત્ય ઉદિત બિધુ રૂચિર મુખ ઈષત્ હાસ પ્રકાશઃ
મન કુમુદિનિ ખિલતી રહો, વનમાળી કે પાસ.
શીલ શકિત સૌન્દર્ય યુત, અતુલ મનોહર હાસ;
આશ્રય મન ! આશ્રિત રહો, નિત–આલંબન પાસ.
જૈમિની વ્યાસ કણાદકી, અબ છોડો તુમ આસ;
ચંચરિક મન ! રમિ રહો, રામ કંજ પદ પાસ.

*મનો નાશ: પરમં પદમ્—*

મનને વશમાં કરવાથીજ આધ્યાત્મિક ઉન્નતિનું દ્વાર ખૂલી જાય છે. મન જ્ઞાનેન્દ્રિયોનું આન્તર સંપિણ્ડિત રૂપ છે. જ્ઞાન સાધન રૂપ અજડત્વ નીં ભૂમિકાનું અવલંબન કરવા પર વિમર્શનું નામ મન પડે છે. જડત્વની ભૂમિકા ગ્રહણ કરવાથી વિમર્શને અહંકાર કહેવામાં આવે છે. મન ચાર પ્રકારનાં હોય છે·—

(૧) મૂરદાલ મન—ધર્મદ્રોહી.

(૨) રોગી મન—પાપી.

(૩) આળસુ મન—લોભી તથા સ્વાર્થી

(૪) સ્વસ્થ મન—સાધન ભજનમાં તત્પર.

પૂરા જાગેલા મનનો અર્થ એ છે કે, ઇશ્વર સિવાય બીજી કોઇપણ બાબતની ઇચ્છા કે ઉદ્દેશ એ મનમા રહેલો હોવો જોઈએ નહીં. પ્રત્યેક મનુષ્યના મનમા ફેરફાર થયા કરવો એ ઇશ્વરી કાયદો છે.

મન ત્રણ જાતનાં છે.—

(૧) પર્વત જેવું—અડગ.

(૨) ઝાડ જેવું—બહારના સંયોગો રૂપી વાયુ વારંવાર હલાવ્યા કરે.

(૩) તણખલા જેવું—બહારના સંયોગો રૂપી પવન ગમે ત્યાં ફેંકયા કરે.

યુદ્ધ ક્ષેત્રને જીતવું એકલાનુ કામ નથી, પણ મનને જીતવું પોતે એકલાનું કામ છે. અને સાચી વાત તો એ છે કે, જે મનનો માલિક બન્યો એ સંસારનો પણ માલિક છે બાહ્ય સામ્રાજ્ય પ્રાપ્ત ન થાય પણ કમમાં કમ એક સ્થાન પર તો પૂરા શાસક બની શકાય છે, અને તે સ્વદેશ કયો ?—પોતાનું મન અથવા અન્તઃકરણ.

દિલપર ભી કાબુ ન હો મર્દાનગી કયા હૈ
ઘરમેં ન સુલ્લહ તો ફર્જાનગી કયા હૈ ?

માંકડને વશ જોગી નાચ્યો, માર્યો સિંહ શિયાલે;
એક ચીંટીયે પર્વત ઢાયો, અચરજ ઇણ કલિ કાલે

મનરૂપી માંકડાને વશ પડયા છતા અસયની યેગીજનો નાચે છે; તથા શીલરૂપી સિંહને કામ રૂપી શિયાળે માર્યો, તથા એક તૂલા રૂપી કીડીએ સંતોષ રૂપી પર્વતને પાડી નાંખ્યો એ અચરજ કલિકાળમાંજ દેખાય છે.

મન ઘણું ચંચળ છે; જ્યાં સુધી સાધન અને નિયમ રૂપી દંડથી તેને હાંકતાં ન રહીએ ત્યાં સુધી તે પોતાની બદમાશીને છોડતું નથી. દંડના ભયથી તે જ્યાં ત્યાં ભાગતું નથી. ચંચળ

મનને એવું બનાવવું કે કાંઇ ચાહના થાય નહીં. પ્રભુની ચાહનામાંજ મસ્ત રહેવું અને તેની ઇચ્છા પર અવલંબિત રહેવું જોઇએ. મન કાંઇ દશ-વીશ તો છે નહીં અગ્નિ માફક સર્વત્ર મન એકજ છે. માત્ર ભેદથી મન ગન્દુ અને નિર્બળ બની જાય છે. જો મન નિર્મળ અને પવિત્ર બની જાય તો શરીર ગમે ત્યાં પડયું હોય પણ લાખો કોસ પર બેઠેલા બન્નેના મનોગત ભાવો સમજવાને બન્ને સમર્થ થઇ શકે છે. મન તો એકજ છે તેનાથી ચાહે તે લોકનું કામ કરી લેવાય યા પરમાર્થની શોધ કરાય. એક મન બે કામ ન કરી શકે. અપ્રતિહત ગતિ દેવર્ષિ નારદ તો પરમાત્માનું મન છે. મનનો ધર્મ ચંચળતામય મનાએલ છે માટે માનસ અવતાર નારદ કેવી રીતે ઠરી ઠામ બેસી શકે ? પરબ્રહ્મ નારાયણ જ પાંચ કર્મેન્દ્રિયો અને પાચ જ્ઞાનેન્દ્રિયોના પરચાલક મન અથવા અહંકારના રૂપથી પ્રસિદ્ધ છે પોતાના હિતૈષી પાસે મનની વાત ખુલ્લી કરી દેવાથી મનને શાન્તિ પ્રાપ્ત થાય છે માટે દયાળુ પ્રભુ પાસે જણાવવું જોઇએ.

મનના બે મુખ છેઃ-(૧) નીચેની તરફ એટલે પ્રવૃત્તિ અથવા સ્વાભાવિક તરફ; (૨) ઉપરની તરફ એટલે નિવૃત્તિ માર્ગ તરફ.

जितं जगत केन मनो हि येन. (શંકરાચાર્ય) આત્મા અને અનાત્મ-પદાર્થની વચમાં રહેવવાળી એક વિલક્ષણ વસ્તુ છે તે સ્વયં અનાત્મ અને જડ છે પરન્તુ બન્ધ અને મોક્ષ તેને આધીન છે, તેનું કર્યં સંકલ્પ વિકલ્પ કરવાનું છે પહેલાં મનને ખરાબ ચિન્તનથી બચાવવું જોઇએ. જ્યારે તે પરમાત્મ સંબંધી શુભ ચિન્તન કરવા લાગે ત્યારે તેને વશ કરવામાં કાંઇ કઠણાઈ રહતી નથી.

મન લોભી મન લાલચી, મન ચંચલ મન ચોર;
મનકે મત ચલિયે નહીં, પલક પલક મન ઓર.

મનને વશ કરવાના ઉપાયોમાં—(૧) ભોગોમાં વૈરાગ્ય, (૨) નિયમથી રહેવું, (૩) મનની ક્રિયાઓ ઉપર વિચાર કરવો, (૪) મનના કહ્યા મુજબ ન ચાલવું, (૫) મનને સત્કાર્યમાં મલગ્ન રાખવું, (૬) મનને પરમાત્મામા લગાવવું, (૭ એક-તત્ત્વનો અભ્યાસ કરવો, (૮) નાભિ યા નાસિકાગ્રમાં દ્રષ્ટિ સ્થાપન કરવી; (૯) ૐ શબ્દનું શ્રવણ કરવું, (૧૦) ધ્યાન યા માનસ પૂજા કરવી, (૧૧) મૈત્રી, કરૂણા, મુદિતા, ઉપેક્ષાનો વ્યવહાર રાખવો, (૧૨) સદ્દગ્રન્થોનું અધ્યયન, (૧૩) પ્રાણાયામ, (૧૪) શ્વાસદ્વારા નામ–જપ, (૧૫) ઇશ્વર શરણાગતિ, (૧૬) મનનાં કાર્યોને જોવાં, (૧૭) ભગવન્નામ-કીર્તન. कलौ केशव कीर्तनात

ઇન્દ્રિયો મનના સહયોગ વગર વ્યાપાર કરતી નથી મન પ્રાક્તન સંસ્કારોનીજ આવૃત્તિ કરતું કરતું અથવા આગળ મળવાના પદાર્થોનું ચિન્તન કરતું કરતું ક્ષિપ્ત અવસ્થામાં રહી શકે છે. પરિણામી બાહ્ય પ્રપંચ અદશ્ય થવાથી તેથી જુદા અવિનાશી પ્રત્યક્ ચૈતન્યની ઉપલબ્ધિ થાય છે. મન નિશ્ચલ થાય એજ મુક્તિ છે તેથી પરમ તત્ત્વજ્ઞાનથીજ મનને સ્થિર કરવું જોઇએ. મન કાયાનું કેન્દ્રિત ચેતન સ્વરૂપ અથવા બૃહત્ ચેતન ઇન્દ્રિય છે; જે શરીર બાહ્ય ઇન્દ્રિયો ઉપર શાસન કરે છે. મનની દ્વિવિધ રક્ષાને માટે એ જરૂરનું છે કે તેને ખાલી ન રહેવા દેવું ખાલી મનજ દ્રોહી થઇને અન્તમાં બુરાઇ કરે છે. મનમાં કોઇ વિચાર આવતાં પહેલાં નાડી–પ્રવાહિકાની અન્દર કમ્પન થાય છે, અને તેજ સંકલ્પ–વિકલ્પ રૂપમાં ઉપર ઉઠે છે તે અવસ્થાનેજ મન કહે છે.

"મન એ એક તળાવ અથવા નદીનું રૂપક છે અથવા મનરૂપી તળાવ છે અને જે કૃષ્ણ થવા ચાહે છે અને જે ગુમાવેલું સ્વર્ગ મેળવવા ચાહે છે તેણે પોતાના મનના સરોવરમાં ઉંડે ઉતરવાનું છે. તેણે પોતાની અંદરના ઉંડાણમાંજ ડુબકી મારવાની છે.

તેણે પોતાના સ્વભાવના ઉંડાણમાં તરવાનું છે, અને તળીએ પહોંચ્યા પછી તેણે સંસારીક મનના ઝેરી સર્પો સાથે યુદ્ધ કરવાનું છે. તેની ફેણાઓનો નાશ કરવાનો છે. તેનાં ઘણાં માથાંઓને લાત મારવાની છે. તેણે તેનો નાશ કરી આનંદ લેવાનો છે. તેણે પોતાના મનનું તળાવ સાફ કર્યું જોઇએ. આ રીતે પોતાના મનને સ્વચ્છ કરવું જોઈએ. કૃષ્ણે જે ક્રિયાઓ કરી તેજ રસ્તે અનુસરવાનું છે. તેણે પોતાની મોરલી લેવાની છે અને તે દ્વારા ૐ મંત્ર પઢવો જોઇએ. તે દ્વારા તેણે કલ્યાણકારક ઇશ્વરી ગાયન ગાવાનું છે."

( સ્વા. રા. )

"મનને જીતનાર બહુજ થોડા. મન જીતવું એ મુલક જીતવા સરખું સુલભ નથી." ( ગ્રામ-લક્ષ્મી ભા. ૩ )

"ઉગ્ર, ઉશ્કેરાયલું, ક્રુધ મન એકલા મનથીજ નહિ પરંતુ તનની પણ અશક્તિ સૂચવે છે." ( ગ્રા. લ. ૩ )

"હૃદયને અટકાવી રાખવું એ ભારેમાં ભારે કસરત છે. એ માનસ વ્યાયામ સિદ્ધ કરતાં પહેલાં દેહ અને મનને કચરી નાખવું પડે છે." ( ગ્રામ-લક્ષ્મી ભા. ૩ )

"મન મૂર્ખને તાબે કરો, અહુરા સ્મરિને ભવ તરો;
જીવન કદર કંઇ તો કરો, યોગી થયા તો શું થયું ?"

( અશોજરથુસ્ત ગીતાંજલી )

"આંખ વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિય છે; હાથ પગ આદિ પાંચ કર્મેન્દ્રિય છે, અને એ ઇન્દ્રિયોનું અધિપતિ જે મન છે તે ઉભયેન્દ્રિય છે; અર્થાત મન જ્ઞાનેન્દ્રિય પણ છે તેમજ કર્મેન્દ્રિય પણ છે. મન જ્ઞાનેન્દ્રિય હોવાથી એ મનની મારફત પણ પ્રત્યક્ષ કરી શકાય છે એને કહે છે માનસ-પ્રત્યક્ષ ઇશ્વર માનસ પ્રત્યક્ષનો વિષય છે માનસ-પ્રત્યક્ષ કરવા સારૂ મન પાસે હરખીનની જરૂર છે=યોગ.'

( દેવી ચૌધરાણી )

"માનસને અંતઃકરણ કહેતા અને એમાં મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર એવાં ચાર સૂક્ષ્મ અંગોનો સમાવેશ કરાતા. હિંદી ધર્મો મૂળ માનસને ઘડવા માટે સર્જાયા હતા."

( આર્યધર્મ )

"સામાન્યતઃ જે મનુષ્યના વાર્તાલાપ તથા સાહચર્યથી આપણા હૃદયમાં આનંદની લાગણી થતી હોય તે મનુષ્યના હૃદયમાં આપણા વાર્તાલાપ તથા સહવાસથી તેટલી કિંવા તેથી કિંચિદ્ ન્યૂનાધિક આનંદની લાગણી અવશ્ય થવીજ જોઇએ એ મનોમન સાક્ષિત્વનો એક સામાન્ય નિયમ છે." ( ભિષ્મપિતામહ )

"મેલું મન ઉપવાસથી શુદ્ધ થતું નથી. ખોરાક તેની ઉપર અસર કરતો નથી. મનનો મેલ વિચારથી, ઇશ્વર ધ્યાનથી ને છેવટે ઇશ્વર પ્રસાદથીજ જાય છે. પણ મનને શરીર સાથે નિકટ સંબંધ છે; અને વિકારી મન વિકારી ખોરાકને શોધે છે. વિકારી મન અનેક પ્રકારના સ્વાદો ને ભોગો શોધે છે, અને પછી તે ખોરાકો અને ભોગની અસર મન ઉપર થાય છે, તેથી ને તેટલે અંશે ખોરાકની ઉપર અંકુશની અને નિરાહારની આવશ્યકતા અવશ્ય ઉત્પન્ન થાય છે. વિકારી મન શરીરની ઉપર, ઇન્દ્રિયોની ઉપર કાબૂ મેળવવાને બદલે શરીરને અને ઇન્દ્રિયોને વશ વર્તે છે. તેથી પણ શરીરને શુદ્ધ અને ઓછામાં ઓછા વિકારી ખોરાકની મર્યાદાની અને પ્રસંગોપાત નિરાહારની–ઉપવાસની આવશ્યકતા રહી છે. જેનું મન સંયમ ઉપર જઇ રહ્યું છે તેને ખોરાકની મર્યાદા અને નિરાહાર બહુ મદદ કરે છે." ( ગાંધીજી–આત્મકથા )

"Confine your mind within a very strong barrier. Water's nature is to run down, It-can never stay still but kept in a pot it wi l ever st y there q iite still. Mind in like manner, if not kept confined within

a strong enclosure will run out. The two vast receptacles to receive the flow of the mind are woman and gold. The former again is more powerful than the latter. Therefore to keep the mind still, it is necessary to avoid the proximity of woman."

( Pagal Harnath )

"ખરેખર દ્રષ્ટિ અને મન એ બંને પ્રિય અને અપ્રિયને સૂચવે છે." ( કુમારપાળ )

## ( ૧૦ ) બુદ્ધિ

મનની કલ્પનાની સારાસારતાનો વિચાર કરવાનું કામ મનનું નથી. આ સારાસાર વિચાર કરી કોઈપણ વસ્તુનું યથાર્થ જ્ઞાન આત્માને કરાવવું એ કામ અથવા બરાબર પરીક્ષા કરી અમુક વસ્તુ અમુક પ્રકારનીજ છે એવો નિશ્ચય કરી આપવો અથવા તર્કથી કાર્ય–કારણ સંબંધ તપાસી એક નિશ્ચિત અનુમાન કરવું અથવા કાર્ય–અકાર્યનો નિર્ણય કરવો આ સર્વ વ્યાપાર બુદ્ધિના છે. અને સંસ્કૃતમાં આ સર્વ વ્યાપારને વ્યવસાય અથવા અધ્યવસાય કહે છે. એટલે આ બે શબ્દોનો ઉપયોગ કરી બુદ્ધિ અને (ન્હાનું) મન એ વચ્ચેનો ભેદ બતાવવા સારૂ व्यवसायात्मका बुद्धिः मनोव्याकरणात्मकम् બુદ્ધિ વ્યવસાય કરનાર એટલે સારાસાર વિચાર કરી નિશ્ચય કરનાર; અને મન (ન્હાનું) વ્યાકરણ એટલે વિસ્તર અથવા તે પછીની વ્યવસ્થા કરનાર પ્રવર્તક ઇન્દ્રિય છે. અર્થાત્ બુદ્ધિ વ્યવસાયાત્મક અને મન વ્યાકરણાત્મક છે. એવી તેની વ્યાખ્યા મહાભારતમાં આપેલ છે. ( મ. ભા. શાં. ૨૫૧/૧૧ ). मनसस्तु परा बुद्धिः મનથી બુદ્ધિ પર છે ( ગી. ૩/૪૨ ). संकल्प विकल्पात्मक मनः સંકલ્પ વિકલ્પવાળું મન છે પ્રથમ વ્યવસાયાત્મક બુદ્ધિ સ્થિર કરવાની જરૂર છે ( ગી. ૨/૪૧ ). સામાન્ય વ્યવહારમાં મનોદેવતાનું ગમે

તેટલું ગૌરવ કરીએ પણ તત્ત્વજ્ઞાન દ્રષ્ટિથી તે એકજ વ્યવસાયાત્મિક બુદ્ધિ છે. આજ અભિપ્રાયને લઇને બુદ્ધિના સાત્વિક, રાજસ, તામસ એ ત્રણ ભેદ છે. (ગીતા ૧૮/૩૦-૩૧-૩૨). બુદ્ધિને મન અથવા ઇન્દ્રિયોના તાબામાં ન જવા દેતાં મન અને ઇન્દ્રિયોને તેના તાબામા રાખવી એવી વ્યવસ્થા કરવી જોઇએ. (ગી ૨/૬૭-૬૮; ૩/૭-૪૧; ૬/૨૪-૨૬). જે ઇન્દ્રિયો તથા બુદ્ધિ એ ઉભયના સગમમાં રજોગુણની ખાધપર પ્રકાશે છે, જે પ્રમાણે આકાશના નીલવર્ણના તથા મૃગજળના તરંગો વ્યર્થ ભાસે છે તે પ્રમાણે વાયુનો જે વ્યર્થ ચમકાર તેજ મન છે. તે બુદ્ધિના બાહ્ય ભાગપર અને અહંકારના ઉર ઉપર અર્થાત્ મધ્ય ભાગમા બળવાન થઇ પડે છે તેનું મન એ નામ વ્યર્થ છે બાકી તે મૂર્તિમંત કલ્પના રૂપજ છે, જેના યોગથી બ્રહ્મને જીવદશા ધારણ કરવી પડી, જે કોઇપણ કાર્યનુ મૂળ કારણ છે, જેના યોગથી વાસના ઉત્પન્ન થાય છે, અને જે સદૈવ અહંકારની સાથે સ્પર્ધા કરે છે; જેના યોગથી ઇચ્છાની વૃદ્ધિ થાય છે, આશા પ્રબળ થાય છે, અને ભયને સહાય મળે છે; જેમાં દ્વૈત-ભાવ ઉત્પન્ન થાય છે અને જેના યોગથી અજ્ઞાનને જોર મળે છે, અને જે ઇન્દ્રિયોનો વિષયમાં પ્રવેશ કરાવે છે; જે એક ક્ષણમાં સૃષ્ટિ ઉત્પન્ન કરે છે અને જે તેનો તરતજ નાશ કરે છે; જે મનોરથની ઉતરેડ ખડકે છે અને તેને પાછી પણ ઉતારી પાડે છે; જે ભ્રમોનો ભંડાર અને વાયુતત્ત્વનો અર્ક છે; અને જે બુદ્ધિનું કાંઈ ચાલવા દેતું નથી અર્થાત્ તેનો નિરોધ કરે છે તેનેજ મન કહેવામાં આવે છે એ વાત નિર્વિવાદ છે.

વ્યવસ્યાત્મક બુદ્ધિ શુદ્ધ થવા માટે પાંતજલ રીત પ્રમાણે સમાધિ, ભક્તિ, જ્ઞાન અથવા ધ્યાનથી પરમેશ્વરનું સ્વરૂપ ઓળખીને સર્વ મનુષ્યમાં એકજ આત્મા છે તે તત્ત્વ [illegible] ઠરી જવું જોઇએ. આનેજ આત્મનિષ્ઠ બુદ્ધિ કહે છે. [illegible] ઇન્દ્રિ એવી છે કે તે એક જ [illegible]

તરફ જુએ છે અને બીજી બાજુએ આ વિલાસની પાછળ સર્વ ભૂતમાં એકત્વથી રહેનાર આત્મરૂપી પરબ્રહ્મનો પણ તેને બોધ થઈ શકે છે. એટલે ઈન્દ્રિય નિગ્રહથી ત્રિગુણાત્મક પ્રકૃતિના વિલાસથી બુદ્ધિને પરાઙ્મુખ કરી તેને અન્તર્મુખ અથવા આત્મનિષ્ઠ કરવાથી અને પાતંજલ યોગથી કાંઈ સાધવાનું છે તે આજ એટલે તેથી તે પ્રસન્ન થાય છે અને ખરા સુખનો અનુભવ કરાવે છે એવું તાત્પર્ય છે.

ઉતાવળે બ ઘેલા નિશ્ચય ફેરવવાજ પડે છે."

(ગ્રામ—લક્ષ્મી ભાગ ૩).

"માણસની બુદ્ધિને જ્ઞાની લોક નાચનારી ગણિકા જેવી કહે છે"

(સરસ્વતિચંદ્ર ભા. ૩)

In the term common sense both men's convictions as to what is right and their sentiments to what is morally good '

( Elementary Notions & Definitions )

" Man has faculties of sensation, by which he percieves and observes things or objects with him and faculties of reflection by which he is aware of thoughts or actions within him." ( E N. )

"સૌ જીવના કર્મોપરે, આધાર બુદ્ધિનો રહ્યો."

"મનુષ્યોના મગજની વરાળ એજ નીતિવાદ કે બુદ્ધિવાદનું જન્મસ્થાન છે." (મૃત્યુના મ્હોંમાં).

"જેઓ બુદ્ધિવિષયક વ્યભિચાર કરી શકે છે તેઓ શારીરિક વ્યભિચાર તો સહજમાં કરી શકે." (મૃ. મ્હોં.)

"માણસ જો પોતાની સદ્ સદ્‌વિવેક બુદ્ધિ (conscience) ને પૂછીને ચાલતો હોય તો તે કદાપિ ગુન્હેગાર થાય નહિ."

(મૃ. મ્હોં).

"વિશ્વ યોજનામાં વચ્ચે આવનાર એક મર્યાદિત મગજ કોણ ચીજ છે?

## (૧૧) બુદ્ધિ ઉત્પત્તિ

પ્રકૃત્તિમાંજ પ્રથમ બુદ્ધિ એ ગુણ ઉત્પન્ન થાય છે, એ સાંખ્યોના સિદ્ધાન્તથી આશ્ચર્ય પામવા જેવું કાંઇ રહેશે નહિ. પ્રકૃતિમાં પ્રથમ ઉત્પન્ન થનાર આ ગુણને જોઇએ અચેતન અથવા અસ્વયંવેદ્ય (પોતાને ન સમજાય એવી) બુદ્ધિ કહો. પણ ગમે તે કહેશો તો પણ મનુષ્યને ઉત્પન્ન થનારી બુદ્ધિ અને પ્રકૃતિને થનારી બુદ્ધિ એ બે મૂળમાં એકજ વર્ગનાં છે એટલું તો ઉઘાડુંજ જણાશે. અને તે કારણથી બન્નેની વ્યાખ્યા બન્ને સ્થળોમાં એક સરખી આપેલીજ છે. આ બુદ્ધિનાંજ મહત, જ્ઞાન, મતિ, આસુરી, પ્રજ્ઞા, ખ્યાતિ વગેરે બીજાં નામો છે. તે પૈકી મહત્ (જેનું પુલિંગમાં પ્રથમાનું એક વચન મહાન્, મ્હોટો એવું થાય છે). તે નામ પ્રકૃતિ 'હવે મોટી થવા લાગી તે અથવા તે ગુણની શ્રેષ્ઠતા બતાવવાને આપવામાં આવેલું હોય એમ જણાય છે. પ્રકૃતિમાં પ્રથમ ઉત્પન્ન થનાર મહાન્ કિંવા બુદ્ધિ એ ગુણ સત્વ, રજસ્ અને તમસ્ તે ત્રણ પ્રથમ દ્રષ્ટિએ જો કે ત્રણ છે તો પણ તેના મિશ્રણમાં પ્રત્યેકનું પ્રમાણ અનંત પ્રકારના મિશ્રણથી બુદ્ધિના પણ ત્રેવડા અનંત પ્રકારો સંભવે છે. અવ્યકત બુદ્ધિમાંથી ઉત્પન્ન થનારી આ બુદ્ધિ પણ પ્રકૃતિ પ્રમાણેજ સૂક્ષ્મ છે. બુદ્ધિજ નહીં પણ બુદ્ધિ પછીના પ્રકૃતિના સર્વ વિકારોને પણ સાંખ્ય-શાસ્ત્રમાં વ્યક્ત માનેલા છે. એક મૂળ પ્રકૃતિ સિવાય બીજું કાંઇ પણ તત્ત્વ અવ્યક્ત નથી. બુદ્ધિમાંથી પાછળથી ઉત્પન્ન થનારા ગુણનેજ અહંકાર કહે છે. જ્ઞાન કિંવા બુદ્ધિ આ શબ્દમાં શુદ્ધ (વ્યવસાયાત્મક) બુદ્ધિ, શુદ્ધ વાસના, (વાસનાત્મક બુદ્ધિ) અને શુદ્ધ આચરણ આ ત્રણ શુદ્ધ વસ્તુઓનો સમાવેશ થાય છે. હવે જેને બુદ્ધિ કહેવામાં આવે છે તેનાં આ લક્ષણો છે. કામનું વેર ઉત્પન્ન થતાં જે ઇન્દ્રિયોની સહાયથી વિષયોના સમુદાયને જીતી લાવે છે તે

સુખ-દુઃખની લૂંટનો જ્યારે જીવને અનુભવ લેવો પડે છે ત્યારે સુખ અને દુઃખ એ ઉભયમાં વિશેષ યોગ્યતા કોની છે એ જેના યોગથી સમજી શકાય છેઃ આ સુખ છે, આ દુઃખ છે, આ પુણ્ય છે, આ પાપ છે, આ સત્કાર્ય છે, આ દુષ્કાર્ય છે એ જાણવાનો વિવેક જેના યોગથી આવે છે; જેના યોગથી ઉચ્ચ-નીચ ને ઓળખી શકાય છે; ન્હાનાં મ્હોટાંને જાણી શકાય છે; અને જેની દ્રષ્ટિથી જીવ વિષયોને ઓળખી શકે છે; જે જ્ઞાન-તત્ત્વનું મૂળ છે; જે સત્ત્વ ગુણની વૃદ્ધિ પામતી દશા છે; અને જે આત્મા તથા જીવ ઉભયની સંધિમાં વસે છે તેજ બુદ્ધિ છે એમ સમજવું.

"બુદ્ધિ અને હૃદય વચ્ચેના સંગ્રામ અતિ ભીષણ હોય છે."

(ગ્રામ-લક્ષ્મી).

"સંસારમાં તો માણસોની બુદ્ધિઓ પણ ક્ષણમાં એક અને ક્ષણમાં બીજી થાય છે-વીજળીના ચમકારા જોઇ લ્યો."

(સરસ્વતિચંદ્ર ભાગ ૩)

"સ્થૂળ દેહની કેદથી છૂટેલો એક જીવાત્મા મનુષ્ય સેવાની તીવ્ર ભાવના ઉશ્કેરાવાને પરિણામે કેટલું બધું કામ કેટલા બધાં થોડા સમયમાં કરી શકે છે. આખી દુનિયામાં ક્ષણ માત્રમાં વિચાર થતાંની સાથેજ પહોંચી જવાની શક્તિ હોય છે એને મનુષ્યોના બુદ્ધિ શરીર સાથે સીધો સંબંધ હોય છે. જેથી તે હરકોઇ માણસને ખબર પણ ન પડે એવી રીતે તેના બુદ્ધિ શરીરમાં પ્રવેશ કરી શકે છે, અને તેના પર પોતાની ઇચ્છા છાપી શકે છે. બુદ્ધિવાદની પેલી પાર કાંઇક ચીજ છે. સંગીન કાર્ય સાધક જયવન્ત ચીજ છે." (મૃત્યુના મ્હોંમાં).

"વિવેક બુદ્ધિનું યથાર્થ મહત્વ જોવું તથા વિચારવું જોઇએ. વિવેકી હોય છે તેઓ પ્રત્યેક કાર્યમાં ન્યાય, દયા અને સાધુતા આદિ દૈવી સદ્‌ગુણો દર્શાવ્યા વિના રહેતા નથી." (સમ્રાટ-અકબર).

## (૧૨) બુદ્ધિ યોગ

चेतसा सर्व कर्माणि मयि संन्यस्य मत्परः
बुद्धियोगामुपाश्रित्य मच्चितः सततं भव
(ગીતા ૧૮/૫૭).

મનથી સર્વકર્મો મારામાં સંન્યાસ કરીને એટલે મને અર્પણ કરીને મારા પરાયણ થઇ (સામ્ય) બુદ્ધિયોગ તેનો આશ્રય કરી હર હમેશ મારામાં ચિત્ત રાખનારો થા.

બુદ્ધિ–યોગ શબ્દ બીજા અધ્યાયમાં આવેલો છે (ગીતા ૨/૪૯). જ્ઞાનથી કિંવા ભક્તિથી બુદ્ધિ સામ્યાવસ્થાને પ્રાપ્ત થઇ એટલે ખોટી ઇચ્છા સીલક રહેતી નથી. મન અને શરીર એકજ પદાર્થમાંથી ફુટતા બે ફણગા સમાન છે કે જે ઉભય ભિન્ન ગતિથીજ સંચાર કરે છે. મન પોતે સ્વયં પ્રકાશી નથી. ચિત્ત પોતે સંયુક્ત હોવાથી તેની અસંખ્ય વાસનાઓ દ્વારા બીજા (પુરૂષ) માટે કર્મ કર્યા કરે છે. બુદ્ધિ તે પ્રધાન (પ્રકૃતિ)નું પ્રથમ પ્રકટીકરણ છે અને એમાંથીજ અન્ય સર્વ પ્રકટીકરણો ઉત્પન્ન થઇને આગળ વધે છે. સર્વથી અંતિમ અલિંગ છે. શરીરની શક્તિઓ શરીરના ભોગથી વધે છે, ઘટે છે; તેમ મનની શક્તિઓ મનનાં ભોગથી ઘટે છે, વધે છે; અને શરીર તથા મનના વિવાહથી સંયુકત અવસ્થાને પામેલી શકિતઓએ બંન્નેના સંયુકત ભોગથી વધે છે, ઘટે છે. અમુક માત્રામાં ભોગને રાખવાથી આ સર્વ શકિતઓ વધે છે ને તે માત્રની મર્યાદા તોડવાથી એજ શકિતઓ અને અને એજ ભોગ ક્ષીણ કરે છે.

एषातिऽभिहिता सांख्ये बुद्धियोगे त्विमांशृणु
बुद्धया युक्तो यया पार्थ कर्म बंधं प्रहास्यसि

અર્થ–હે પાર્થ ! અત્યાર સુધી તુંને સાંખ્ય એટલે જ્ઞાન કિંવા તત્વ–વિચારનો બોધ આપ્યો. હવે કર્મ યોગ કે જેથી

કર્મ બન્ધન નષ્ટ થાય છે તે વિષે બોધ આપું છું તે શ્રવણ કર. બુદ્ધિયોગ કર્મ સાથે જ્ઞાનનો યોગ દર્શાવનાર કર્મયોગ છે. બુદ્ધિયોગ યુક્ત પુરૂષો, કર્મ કરવા છતાં ફળની ઈચ્છા રાખતા નથી એટલે તે જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થાય છે.

" The development and support of mental activities of every grade is depended upon the constant and proper use of the sense organs. Every cultivation of even the highest inner fibe involves a cultivation of the sense organs " (Royce)

" હું પણું—ચારિત્ર છે, એજ નિશ્ચય બળ છે. નિશ્ચય બળ એ કોઈ નરી ઈચ્છા નથી, ચિત્તના પ્રકાશવાળી બુદ્ધિથી મનની ગતિ ઉપર અંકુશ ધરાવવો એજ નિશ્ચય બળ (will) છે.

" બુદ્ધિની આજ્ઞા મુજબ મનને વર્તાવવાનો પ્રયત્ન કરવો એનુંજ નામ પુરૂષાર્થ છે." (આર્યધર્મ).

" બધા ધર્મોનું પરિણામ અને તત્ત્વજ્ઞાનનું ફળ અભેદ બુદ્ધિમાંજ આવવું જોઈએ.

અભેદ બુદ્ધિથી થતી ક્રિયા ભેદબુદ્ધિવાળાથી સમજાતી નથી; તે અલૌકિક જીવન છે." (અરવિન્દઘોષનું તત્ત્વજ્ઞાન).

" સામાન્ય લોકો અસાધારણ મત, અસાધારણ ચેષ્ટા, અસાધારણ ઉચ્ચ આશા માટે જે બોલે છે.....આ બધા ભાવને તેઓ પાગલ પણું કહે છે. જો પાગલના ક્ષેત્રમાં સફળતા થઈ તો તેને પાગલ કહેતા નથી પણ પ્રતાપી પુરૂષ કહે છે."

(અરવિંદ ઘોષનું તત્ત્વ જ્ઞાન).

"બે પ્રકારના આદમીઓના નિશ્ચય કાયમ રહે છે. કાંતો અડગ વીરનો કે કાંતો પાગલનો કાયરનો નિશ્ચય કદી કાયમ રહેલો જાણ્યો નથી." (સંત ફ્રાન્સિસ. આ. ય. સં)

## (૧૩) બુધ્ધિના પ્રકાર—શુધ્ધ બુધ્ધિ

મન અને બુદ્ધિ એ બે પ્રકૃતિના વિકાર હોવાથી તેના જન્મતાંની સાથેજ સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકાર હોઇ શકે છે. એટલે બુદ્ધિની પેલી પાસનો જે નિત્ય આત્મા છે તે સર્વ ભૂત માત્રમાં એકજ છે એવું એનું નિત્ય સ્વરૂપ ઓળખી તે પ્રમાણે કાર્ય—અકાર્યનો નિર્ણય કરનારી જે બુદ્ધિ તેને જ આ શાસ્ત્રમાં શુદ્ધ અથવા સાત્વિક બુધ્ધિ કહેવી એમ ગીતામાં કહેલું છે. આ સાત્ત્વિક–બુધ્ધિનુંજ સામ્ય બુધ્ધિ એવું નામ છે. અને તેનાં સામ્ય એ શબ્દનો સર્વ-ભૂતાન્તર્ગત આત્માનું એકત્વ કિંવા સામ્ય ઓળખનારી એવો અર્થ થાય છે. જે બુધ્ધિ એ સામ્ય ઓળખતી નથી તે શુદ્ધ પણ નથી, અને સાત્વિક પણ નથી. બુધ્ધિ સમ અને શુદ્ધ છે કે નહીં તેની પરિક્ષા કરવા માટે પ્રથમ મનુષ્યનાં બાહ્ય આચરણ તરફ દ્રષ્ટિ કરવી જોઇએ. અન્તઃ કરણમાં હમેશાં સામ્ય બુધ્ધિ જાગૃત થવી જોઇએ એમ કહ્યું એટલે ઘણા મનુષ્યનુંજ શું પણ સર્વ ભૂત માત્રના અને પ્રાણી માત્રના હિતનો સારાસાર વિચાર કર એવું જુદું કહેવું પડતું નથી.

સામ્ય બુદ્ધિ—

જે પુરૂષની વ્યવસ્યાત્મક બુદ્ધિ ઇન્દ્રિય-નિગ્રહથી સ્થિર થતાં 'સર્વ ભૂત માત્રમાં' એકજ આત્મા છે એ રીતનું સામ્ય ઓળખવાને સમર્થ થઇ છે તેની વાસના પણ શુદ્ધ હોવીજ જોઇએ; બુદ્ધિ સ્વતન્ત્ર દૈવત નથી પણ આત્માનું એક આંતર ઇન્દ્રિય છે, અને એ રીતે બુદ્ધિને પ્રધાન ન માનતાં આત્માનેજ પ્રધાન માનીને વાસનાની શુદ્ધતાનો વિચાર કરીએ તો તે નીતિ નિર્ણયનો આધ્યાત્મિક માર્ગ કહેવાય. સામ્યબુદ્ધિ એજ સદ્વર્તનનું ખરૂં બીજ છે.

दूरेणह्यवरं कर्म बुद्धि योगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणा फल हेतवः ॥

અને તું નિરાળો એમ અભિમાનથી એક પથ્થર બીજાને કહી શકતો નથી; એટલેજ બન્નેમાં ફરક છે. બાકી બીજાથી પૃથક્ પણાથી રહેવું એ રૂપી અહંકારનું-અભિમાનનું તત્વ સર્વ ઠેકાણે એકજ છે. આ અહંકારનેજ તૈજસ, અભિમાન, ભૂતાદિ ઇત્યાદિ બીજાં નામો છે. અહંકાર એ બુદ્ધિનોજ એક પેટા ભાગ છે; એટલે પહેલાં બુદ્ધિ ઉત્પન્ન થયા વિના અહંકાર ઉત્પન્ન થઈ શકે નહીં. અહંકાર એ બીજો બુદ્ધિની પાછળનો ગુણ છે એમ સાંખ્યોએ ઠરાવેલું છે. સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણે તેમ બુદ્ધિ પ્રમાણે અહંકાર પણ અનન્ત પ્રકારનો છે. વ્યવહારમાં બુદ્ધિ અને અહંકાર એ બે વ્યક્ત-ગુણ મૂળ સામ્યાવસ્થાની સ્થિતિમાંથી ઉત્પન્ન થયાં એટલે પ્રકૃતિનું એકરસ તૂટ્યું, અને તેથી અનેક પદાર્થ થવા લાગ્યા તોપણ હજી તેનું સૂક્ષ્મપણું કાયમ છે. મૂળ પ્રકૃતિમાં અહંકારથી ભિન્ન ભિન્ન પદાર્થરૂપ થવાની [illegible] પ્રમાણે શક્તિ આવ્યા પછી આગળ બે [illegible] છે તેની બે શાખાઓ છે. સેન્દ્રિય સૃષ્ટિ [illegible] અને [illegible] નિરિન્દ્રિય પદાર્થની સૃષ્ટિ.

અહંકાર હોય તો ઈશ્વર નહિ અને ઈશ્વર હોય તો અહંકાર નહિ. મહાત્માઓ એક અને [illegible] મેળવે છે. જેનાથી અહંકાર અને [illegible] એવાં દાન અને ભજનનો ધર્મમાં [illegible] અહંકાર બુદ્ધિ સર્વ વસ્તુઓમાંથી [illegible] મારે તો પણ તે [illegible] ૧૮/૧૫). અહંકાર ન હોય [illegible] ક્ષીણ થાય છે, અને [illegible] હોવાથી તેવાં કર્મનું [illegible] શક્તિનું અથવા પ્રાણી માત્રનું [illegible]

મનુષ્ય તરફ આત્મૌપમ્ય-બુદ્ધિ વધારેને વધારે ફેલાવવા જતાં આપણામાં જે આત્મા છે તેજ સર્વ ભૂત માત્રનો આત્મા છે એ ઓળખી, આખરે સર્વ પ્રતિ તે પ્રમાણે વર્તન કરવું એ જ્ઞાનની અને આશ્રમ વ્યવસ્થાની પરમ અવધિ છે; અથવા મનુષ્ય માત્રના સાધ્યની સીમા છે, એવો આત્મૌપમ્ય બુદ્ધિનો છેવટનો અને વ્યાપક અર્થ છે. બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી પોતાની બુદ્ધિ નિર્વિષય, શાન્ત, ભૂતમાત્ર તરફ નિર્વૈર અને સમ રાખવી અને પોતાને તે સ્થિતિ પ્રાપ્ત થાય એટલે આ જગતમાં પોતાનું જે કર્તવ્ય હોય તે 'શુદ્ધ એટલે નિષ્કામબુદ્ધિથી હમેશાં યથાશક્તિ કરતા રહેવું જોઇએ. એટલુંજ નહિ પણ તેમાં મરણ થાય તોપણ તે મોટા આનંદથી વધાવી લેવું જોઇએ.' ( ગીતા ૩/૩૫ ). સામ્ય-બુદ્ધિ એજ કર્મયોગ શાસ્ત્રનું ખરૂં મૂળ છે એમ ગીતા કહે છે.

"દશા પ્રમાણે સુબુદ્ધિ અને કુબુદ્ધિ થાય છે"

( સરસ્વતીચંદ્ર ભા. ૩ )

"ગીતામાં તાત્પર્યરૂપે સમાહિતબુદ્ધિ સમજાવેલી છે. નિષ્કામ-બુદ્ધિ સમજાવેલી નથી." ( અરવિન્દઘોષનું તત્ત્વજ્ઞાન )

## (૧૪) અહંકાર

બુદ્ધિમાંથી પાછળથી ઉત્પન્ન થનારા ગુણનેજ અહંકાર કહે છે. કારણ પૃથક્ પૃથક્ પણ હું-તું એ શબ્દોથીજ પ્રથમ વ્યકત કરાય છે. અને 'હું તું' એટલેજ અહંકાર-હું હું કરવું તે છે. પ્રકૃતિમાં ઉત્પન્ન થનાર અહંકારના આ ગુણને જોઇએ તો અસ્વયં-વેદ્ય એટલે પોતાને સમજાય નહીં તેવો અહંકાર કહો. પણ મનુષ્યો અહંકાર અને ઝાડ, પત્થર, પાણી, કિંવા નિર નિરાળા મૂળ પરમાણુ જે અહંકારથી એકરસ પ્રકૃતિમાંથી નિર્માણ થાય છે તે અહંકાર; તે બન્નેની જાત તો એકજ છે. પત્થરને ચૈતન્ય નથી એટલે તેને હું એ જ્ઞાન થતું નથી; અને સુખ નથી એટલે હું નિરાળો

એવો જે (ગીતા ૨/૪૯) ઉપદેશ કરેલો છે તેનો પણ આજ મર્મ છે. આ શ્લોકમાં બુદ્ધિનો અર્થ જ્ઞાન સમજીને કર્મ અને જ્ઞાન આ બે પૈકી જ્ઞાનને આમાં શ્રેષ્ઠત્વ આપેલું છે એમ કેટલાક કહે છે, પણ આ અર્થ ભૂલ ભરેલો છે બુદ્ધિયોગ એટલે સમત્વ-બુદ્ધિ યોગ એવો શ્રી શંકરાચાર્યે પણ ગીતાભાષ્યમાં અર્થ કરેલો છે. ફળ તરફ નજર રાખી કામ કરનારા લોકોને નૈતિક દ્રષ્ટિએ કૃપણ એટલે હલકી પ્રતિના ઠરાવી સમત્વ-બુદ્ધિવાળા લોકોને આ શ્લોકમાં શ્રેષ્ઠ ઠરાવેલા છે.

એકત્વ બુદ્ધિ—

એટલે સર્વ ભૂતાત્મૈક્ય બુદ્ધિ મનમાં રાખી સર્વ ભૂતના અંતરમાં વાસો કરનાર એવો જે હું તેને જે ભજે છે તે યોગી સર્વ પ્રકારે વ્યવહારને ખેડવા છતાં મારામાંજ છે (ગીતા:૬/૩૧). બુદ્ધિનું સરખાપણું અથવા સમત્વ તેનેજ યોગ કહે છે. જેને જ્યાં ત્યાં પ્યારા કૃષ્ણજ કૃષ્ણ દેખાય છે તેનેજ સમબુદ્ધિની પરમ પ્રાપ્તિ થઇ છે એમ સમજવું જોઇએ. કબીરની એક સાખી છે કેઃ—

સમદ્રષ્ટિ સતગુરૂ કિયા, મેરા ભરમ વિકાર;
જહં દેખો તહં એક હી, સાહિબકા દીદાર.

આત્મૌપમ્ય-બુદ્ધિ—

સમાજમાં એક મનુષ્યે બીજાની સાથે કેવી રીતે વર્તવું તેનો નિર્ણય કરવાને માટે આત્મૌપમ્ય બુદ્ધિનું આ સૂત્ર "ઘણાનું ઘણું સુખ" એ આધિભૌતિક તત્ત્વના કરતાં વધારે મુદ્દાસર, નિર્દોષ, અસંદિગ્ધ, વ્યાપક, સહેલું અને અત્યંત અજ્ઞાન મનુષ્યને પણ તરત લક્ષમાં ચોંટી જાય તેવું છે. કુટુમ્બ એ આત્મૌપમ્ય બુદ્ધિનો પહેલો પાઠ શીખવવાનું સાધન છે; તેમાંજ લબટાઇ ન રહેતાં કુટુમ્બની આગળ મિત્ર, આપ્ત, ગોત્રજ, ગ્રામસ્થ, જ્ઞાતિબંધુ, ધર્મબંધુ અને આખરે સર્વ મનુષ્ય અને ભૂત માત્ર આ પ્રમાણે

મનુષ્ય તરફ આત્મૌપમ્ય-બુદ્ધિ વધારેને વધારે ફેલાવવા જતાં આપણામાં જે આત્મા છે તેજ સર્વ ભૂત માત્રનો આત્મા છે એ ઓળખી, આખરે સર્વ પ્રતિ તે પ્રમાણે વર્તન કરવું એ જ્ઞાનની અને આશ્રમ વ્યવસ્થાની પરમ અવધિ છે; અથવા મનુષ્ય માત્રના સાધ્યની સીમા છે, એવો આત્મૌપમ્ય બુદ્ધિનો છેવટનો અને વ્યાપક અર્થ છે. બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી પોતાની બુદ્ધિ નિર્વિષય, શાન્ત, ભૂતમાત્ર તરફ નિર્વૈર અને સમ રાખવી અને પોતાને તે સ્થિતિ પ્રાપ્ત થાય એટલે આ જગતમાં પોતાનું જે કર્તવ્ય હોય તે શુદ્ધ એટલે નિષ્કામબુદ્ધિથી હમેશાં યથાશક્તિ કરતા રહેવું જોઇએ. એટલુંજ નહિ પણ તેમાં મરણ થાય તોપણ તે મોટા આનંદથી વધાવી લેવું જોઇએ. ( ગીતા ૩/૩૫ ). સામ્ય-બુદ્ધિ એજ કર્મયોગ શાસ્ત્રનું ખરૂં મૂળ છે એમ ગીતા કહે છે.

" દશા પ્રમાણે સુબુદ્ધિ અને કુબુદ્ધિ થાય છે "

( સરસ્વતીચંદ્ર ભા. ૩ )

"ગીતામાં તાત્પર્યરૂપે સમાહિતબુદ્ધિ સમજાવેલી છે. નિષ્કામબુદ્ધિ સમજાવેલી નથી." ( અરવિન્દઘોષનું તત્ત્વજ્ઞાન )

## (૧૪) અહંકાર

બુદ્ધિમાંથી પાછળથી ઉત્પન્ન થનારા ગુણનેજ અહંકાર કહે છે. કારણ પૃથક્ પૃથક્ પણ હું-તું એ શબ્દોથીજ પ્રથમ વ્યક્ત કરાય છે. અને ' હું તું ' એટલેજ અહંકાર-હું હું કરવું તે છે. પ્રકૃતિમાં ઉત્પન્ન થનાર અહંકારના આ ગુણને જોઇએ તો અસ્વયંવેદ્ય એટલે પોતાને સમજાય નહીં તેવો અહંકાર કહો. પણ મનુષ્યો અહંકાર અને ઝાડ, પત્થર, પાણી, કિંવા નિર નિરાળા મૂળ પરમાણુ જે અહંકારથી એકરસ પ્રકૃતિમાંથી નિર્માણ થાય છે તે અહંકાર; તે બન્નેની જાત તો એકજ છે. પત્થરને ચૈતન્ય નથી એટલે તેને હું એ જ્ઞાન થતું નથી; અને મુખ નથી એટલે હું નિરાળો

અને તું નિરાળો એમ અભિમાનથી એક પત્થર બીજાને કહી શકતો નથી; એટલોજ બન્નેમાં ફરક છે. બાકી બીજાથી પૃથક્ પણાથી રહેવું એ રૂપી અહંકારનું–અભિમાનનું તત્ત્વ સર્વ ઠેકાણે એકજ છે. આ અહંકારનોજ તૈજસ, અભિમાન, ભૂતાદિ ધાતુ ઇત્યાદિ બીજાં નામો છે. અહંકાર એ બુધ્ધિનોજ એક પેટા ભાગ છે; એટલે પહેલાં બુદ્ધિ ઉત્પન્ન થયા વિના અહંકાર ઉત્પન્ન થઈ શકે નહીં. અહંકાર એ બીજો બુદ્ધિની પાછળનો ગુણ છે એમ સાંખ્યોએ ઠરાવેલું છે. સાત્વિક, રાજસ અને તામસ એ ભેદે કરીને બુદ્ધિ પ્રમાણે અહંકાર પણ અનન્ત પ્રકારનો છે. વ્યવસાયાત્મક બુધ્ધિ અને અહંકાર એ બે વ્યક્ત–ગુણ મૂળ સામ્યાવસ્થાવાળી સ્થિતિમાંથી ઉત્પન્ન થયાં એટલે પ્રકૃતિનું એકરસ તૂટયું, અને તેના અનેક પદાર્થ થવા લાગ્યા તોપણુ હજી તેનું સૂક્ષ્મપણું કાયમ છે. મૂળ પ્રકૃતિમાં અહંકારથી ભિન્ન ભિન્ન પદાર્થરૂપ થવાની આ પ્રમાણે શક્તિ આવ્યા પછી આગળ જે વૃધ્ધિ થાય છે તેની બે શાખાઓ છે. સેન્દ્રિય પ્રાણીની સૃષ્ટિ અને બીજી નિરિન્દ્રિય પદાર્થની સૃષ્ટિ.

અહંકાર હોય તો ઈશ્વર નહિ અને ઈશ્વર હોય તો અહંકાર નહિ. મહાત્માઓ મોહ અને અહંભાવ તજીનેજ અમરત્વ મેળવે છે. જેનાથી અહંકાર અને અભિમાનની વૃધ્ધિ થાય છે એવાં દાન અને ભજનનો ધર્મમાં સમાવેશ થતો નથી. જેની અહંકાર બુધ્ધિ સર્વ વસ્તુઓમાંથી છુટી હોય તેવો પુરૂષ લોકને મારે તો પણ તે પાપ–પુણ્યથી હમેશાં અલિપ્તજ રહે છે. (ગીતા ૧૮/૧૫). અહંકાર ન હોય એટલે જે કર્મ થાય તે ખાલસ ઇન્દ્રિયોથીજ થાય છે, અને મન આદિ સર્વ ઇન્દ્રિયો પ્રકૃતિનાજ વિકાર હોવાથી તેવાં કર્મનું બન્ધન કર્ત્તાને લાગતું નથી. સર્વ માનવ જાતિનું અથવા પ્રાણી માત્રનું જેથી હિત થાય તેજ ધર્મ, એ લો

આખરનો સિધ્ધાન્ત છે તો પરમાવધિની તે સ્થિતિ પ્રાપ્ત થવા માટે કુલાભિમાન, ધર્માભિમાન, દેશાભિમાન એ ચઢતી પાયરીઓ હોવાથી તેમની આવશ્યકતા કદી નષ્ટ થતી નથી. તે પ્રમાણે વસુધૈવ કુટુંબકમ્ ની બુધ્ધિ સુધી પહોંચવા માટે કુલાભિમાન, જાત્યભિમાન, ધર્માભિમાન અને દેશાભિમાન એ નીસરણી આવશ્યક છે. અને સમાજની પ્રત્યેક પેઢી ઉત્તરોત્તર આ જીનેથી ઉપર ચઢે છે, તેથી તે જીનો હમેશાં કાયમ રાખવો પડે છે. મનુષ્યમાં પણ એક પ્રતિબિમ્બ (ચેતનતા) પડયું છે એ સચેતન છે; અહંતાનું બીજ અથવા મૂળ એનાથીજ ઉત્પન્ન થયું છે, અને એજ અહંતા મનુષ્યને હું કરૂં છું-હું કરૂં છું કહીને બોલાવે છે. જો કે વાસ્તવિક રીતે જોતાં કરતા-કારવતા તો એ પરમ શકિતજ છે. મનુષ્ય જ્યારે ઉચ્ચ અવસ્થાએ પહોચે છે ત્યારે એને પોતાને પોતે કાંઈ કરે છે એવું સ્મરણ રહેતું નથી. જ્યારે અતિ ઉચ્ચ-સ્થિતિમાં એ શકિત હોય છે ત્યારે અહંતા હોતીજ નથી. એક વાત જરૂર સ્મરણમાં રાખવાની છે કે જે મહાન કાર્યો જગતમાં થાય છે એ બધાં અહંતા ન હોય ત્યારેજ થાય છે અને નવાઈ જેવું તો એ છે કે જ્યારે અહંતા આવે છે ત્યારે આપણાં બધાં કાર્યોને તે રદ કરી નાંખે છે મનુષ્યમાં જ્યારથી અહંતા ઉત્પન્ન થઇ ત્યારથી 'તમે જુદા છો' 'હું કોઇ બીજો છું' એવા વિચારો આવવા લાગ્યા. અહંતાને લીધેજ મસ્તિકમાં એવા વિચાર ઘર કરી બેસે છે કે 'આ મેં કર્યું,' અને આ હું છું.' જો કે વાસ્તવિક રીતે તો એ અહંતા વડે કશું જ થતું નથી અહંકાર દૂર થયા વિના આત્મબોધ થતો નથી; અને સમર્થ ગુરૂદેવ વિના અહંકાર દૂર થતો નથી પંચમહાભૂતોનો સંયોગ થઇ જે વેળાએ દેહનો આકાર બને છે તે વેળા તે દેહને જે ચોમેર નચાવે છે તેનેજ અહંકાર કહેવામાં આવે છે. આ અહંકારની ગમ્મત એવી છે કે તે જ્ઞાનની પાછળ પડતો નથી, પરન્તુ અજ્ઞાનની

પાછળ લાગે છે, અને તેના પર નાના પ્રકારના સંકટો પાડે છે. જે પોતાની દેહ વિષે નિરભિમાન હોય છે તેનેજ નિરહંકાર કહેવામાં આવે છે. મન નિજત્વના અભિમાનમા રહે છે તે અહંકાર છે અહંકારમાં જ્ઞાનની મુખ્ય પ્રતિબંધકતા છે, દુર્વિજ્ઞેયતા છે; લોક તથા પરલોકના દુઃખનું તે કારણ છે.

તુલજાદેવીના પગની પાસે પાડાની અર્થાત્ મહિષાસુર યાને અહંકારની લાશ પડી છે. અહંકારના નાશનો સર્વોત્તમ ઉપાય અપરિચ્છિન્ન નિર્વિકલ્પ બ્રહ્મ પ્રત્યે આત્મ-સમર્પણ બુદ્ધિ પૂર્વક કાયિક, વાચિક, માનસિક બધા પ્રકારની ક્રિયાના ત્યાગનો અભ્યાસ કહેલ છે ભકિત પથનું વિઘ્ન અહંકાર છે ताहङ्कारात् परो रिपुः અર્થાત્ અહંકારથી વધારે બીજો કોઈ શત્રુ નથી. અહંકારના નાશનો ઉપાય नमस्कार नमो नमः કરવાની મતલબ એ છે કે न मम, न मम. न मम અર્થાત્ મારૂં નથી, મારૂં નથી. નમઃ નમઃ કરવાથી મન નિર્મળ રહે છે અહંકારનો નાશ કરવાને માટે નમસ્કાર બ્રહ્માસ્ત્ર છે નમો નમઃ કરવું એજ ભકિત માર્ગ છે. જૂઠા મિથ્યા અહંકારને નષ્ટ કરી શૂન્ય બનવા પર બધું મળી જાય છે. જે વ્યકિત ઇશ્વરીય બોધ પ્રાપ્ત કરવા ચાહે છે તેણે જગતથી છુટકારો પ્રાપ્ત કરવો પડશે. છુટકારો પ્રાપ્ત કરવાને માટે ઇશ્વરીય કૃપાની યાચના કરવી પડશે; પોતાના अहं ની હત્યા કરવી પડશે. અહંકારનો નાશ થતાં જ ઈશ્વરી કૃપાની સોનેરી કિરણ દ્રષ્ટિ ગોચર થવા લાગશે તે દિવ્ય-કિરણોદ્વારા મનુષ્ય-જીવનની બધી અન્ધતા મટી જશે પછે તે પોતાના હૃદયમાં ઇશ્વરની મહા મંજુર મૂર્તિના દર્શન કરવા લાગશે हृदेशेऽर्जुनस्तिष्ठति સર્વથા શબ યા મૃતરૂપ (અહંકાર શૂન્ય) થવાની આજ્ઞા દેવાઇ છે.

અહંકાર શિવનો પ્રથમ વિકાર છે; તેનો દેવ રૂદ્ર છે. બધાં સાધન અહંકાર-મૂલક છે; તેને ભરોસે રહેવાથી ભગવત્પ્રાપ્તિનો સંભવ નથી પછે ઉપાય શું ? ઉપાય તો એક भगवत्कृपा છે. કેવળ

અભિમાનનો પડદો દૂર થવો જોઈએ; અહંકાર જતાંજ બધા-સાત્વિક ગુણ સહજ પ્રાપ્ત થઈ જાય છે. મનુષ્ય અહંકારથી બંધાએલ છે; અહંકાર છૂટવો એજ મોક્ષ છે. જડત્વની ભૂમિકા ગ્રહણ કરવાથી વિમર્શ અહંકાર કહેવાય છે. જ્યાં સુધી અહંભાવ રહે છે ત્યાં સુધી જીવ ભટકતો ફરે છે અને પોતાના અજ્ઞાનના કારણથી કલેશ પામી વ્યાકુળ થાય છે. વ્યાકુળતામાં અહંતા દબાઈ જાય છે ત્યારે તેમાં દીનતા પ્રકટ થાય છે. દીન બનતાં જ શિવકૃપાથી શાન્તિ–પ્રદાન થાય છે. શિવજી દીન–દુઃખીનું કલ્યાણ કરતા છતાંએ સૃષ્ટિથી સંબંધ રાખતા નથી. ભાવોવાળો હૂં છઊં અથવા હૂં તેને જાણું છું એવા બોધનો ઉદય કરે છે. મનોગત આ અહંભાવના ઉદયથીજ પ્રાણી મનુષ્ય-શ્રેણીમાં ગણાય છે. अहं નો નાશ થતાંજ દિવ્યતાનો અનુભવ થવા લાગે છે. હરિને પ્રાપ્ત કરવામાં હૂં નો લોપ કરવોજ પડશે.

> "આપુ હિ ખોએ પિઉ મિલે, પિઉ ખોએ સબ જાઈ;
> દેખહુ બુઝિ વિચાર મન, લેહુ ન હેરિ હેરાઈ.
> દૂધ માંઝ જસ ઘીઉ હૈ, સમુદ્ર માંઝ જસ મોતિ;
> નૈન મીંજી જો દેખ હુ, ચમકી ઉઠે તસ જોત્તિ"

શિવ=अ+ह=શક્તિ=अहम् બિંદુ રૂપમાં તે अहं અથવા પૂર્ણ-હિતા છે. अहमंश એ છે કે જેમાં આત્મા બીજાની તરફ જોતો નથી; પોતાનાજ પ્રકાશમાં સ્થિત રહે છે એ પ્રમાણે બીજાની તરફ જોવાવાળો વિમર્શ इदम् પ્રત્યય કહેવાય છે; પરંતુ તે બીજો પણ આત્માજ છે. દેહ, ઇન્દ્રિય અને ભોગ્ય વિષયોમાં જ્યાં સુધી અહંતા અને મમતા બુદ્ધિ રહે છે ત્યાં સુધી કોઈ જીવ આ તાપ અર્થાત્ દુઃખ-ભોગથી છુટકારો પામી શકતો નથી अहंत्व થી વ્યક્તિત્વ સંવલિત છે; સંપૂર્ણ સૃષ્ટિ વ્યક્તિત્વ અને અહંત્વથી પરિપૂર્ણ છે પ્રકાશ અને તેથી ભિન્ન વિમર્શ બન્ને મળીને શુદ્ધ अहम् રૂપથી નિત્ય પ્રકાશમાન રહે છે. આ પ્રકાશ અને વિમર્શ

પરસ્પર એકબીજાને કવલિત યા ગ્રસ્ત કરવાવાળાં છે. વિમર્શંજ પોતાના અંશોથી જીવને બદ્ધ યા મુક્ત કરાવે છે.

"ગુરૂર ફિરસ્તાને શયતાન બનાવનાર છે માટે કદાપિ મગરૂર થવું નહીં અને ખાકસારીને ભૂલવું નહીં." (બાબર)

"અહંકારનો ત્યાગ કર્યા સિવાય ધર્માચરણુ થઇ શકતું નથી. ઇન્દ્રિયાદિવડે જે કાંઇ કામ કરવામાં આવ્યું હોય તે મેંજ કર્યું છે એવા જ્ઞાનને અહંકાર કહે છે." (દેવી ચૌધરાણી)

"નમ્રતાનો પૂરો અર્થ તો શૂન્યતા છે. શૂન્યતાને પહોંચવાને અર્થે બીજાં વ્રતો હોય. શૂન્યતા એ મોક્ષતાની સ્થિતિ. મુમુક્ષુ કે સેવકના પ્રત્યેક કાર્યમાં જો નમ્રતા–નિરભિમાનતા ન હોય તો તે મુમુક્ષુ નથી, સેવક નથી. તે સ્વાર્થી છે, અહંકારી છે. વિનય એટલે માનપૂર્વક વચન ઉચ્ચારણુ એટલોજ અર્થ અહીં નથી. વિનય એટલે વિરોધી પ્રત્યે પણુ મનમાં આદર, સરળભાવ, તેના હિતની ઇચ્છા, ને તે પ્રમાણે વર્તન." (ગાંધીજી–આત્મકથા)

"જ્ઞાનવગરનો અહંકારજ આપણુને અનર્થમાં યોજે છે," (અરવિન્દઘોષનું તત્વજ્ઞાન)

## (૧૫) પ્રારબ્ધ

તીવ્રવેગવાળાં, મધ્યમ વેગવાળા ને મંદ વેગવાળા એ ત્રણુ પ્રકારનાં પ્રારબ્ધથી શરીર બંધાય છે; ને ત્રણે પ્રારબ્ધ પુરાં થયેથી શરીર પડે છે. જે અપકવ સ્થિતિના સંસ્કારો–જેના ફળનો ભોગ વર્તમાન શરીરમાં થવાનો નથી તે સંચિત; પ્રારબ્ધ ભોગવતાં જે કર્મ કરવામાં આવે તે ક્રિયમાણુ; જે કર્મના પરિમાણુરૂપે નવો દેહ, જાતિ ને ભોગ નક્કી થાય તે પ્રારબ્ધ. ઉત્સાહપૂર્વક સાવધાનતાથી સત્કર્મ કરતા રહેવાથી કમાત દુષ્ટ પ્રારબ્ધ પોતાનું પ્રતિકૂળપણું ત્યજતું રહેશે. प्रारब्धमुत्तम जना न त्यजन्ति–પ્રારબ્ધે કરેલા

કર્મનો ત્યાગ ઉત્તમજનો કરતા નથી—ત્યારે શું કરે છે? निर्वाहः प्रतिपन्नवस्तुषु सतामेकं हि गोत्रव्रतम् જે વસ્તુ પ્રતિપન્ન કરી તેનો અંતસુધી નિર્વાહ કરવો અને બીજી રીત ન વર્તવું એ એકજ સત્પુરૂષનું કુલવ્રત છે—એટલે એ વ્રત ન પાળનાર અસત્પુરૂષ છે. અને એ વ્રતના આચારકાળે એ પુરૂષોના જીવ કેવા રહે છે?. તો કહેનાર કહે છે કેઃ—अङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति અંગીકૃત વસ્તુનું સજ્જનો પરિપાલન કરે છે. જ્યોતિઃશાસ્ત્રથી મનુષ્યની ગતિ અને ઇશ્વરેચ્છાના માર્ગ પ્રકાશમાં આવે છે તેનાથી મનુષ્યના ધર્મ નષ્ટ થતા નથી. પરમાત્માના વિશ્વરૂપમાં—અલખના લખ રૂપમાં—ગ્રહો અંશભૂત છે, અને તેમના નાડીચક્રનું મૂળ પરમાત્માની ઇચ્છા સાથેજ સંધાયું છે; અને એ નાડીચક્ર ઉપર અને આપણા સર્વની ઉપર એ પરમ ઇચ્છા ઇશરૂપે—નિયન્તા રૂપે પ્રવર્ત છે. ઉત્તમ ગ્રહદશાને બળે કોઇક મહાત્માઓનો સંયમ અચળ રહી શકે છે; અધમ ગ્રહદશાને બળે કોઈક દુષ્ટજનો આશૂન્ય દેશમા પણ આઓને ફસાવે છે, અને વિષયને શોધે છે. પ્રારબ્ધકર્મ ક્ષાણ થતા વ્યવહાર નિવૃત્ત થાય છે; અને કર્મનો ક્ષય થતો નથી ત્યાંસુધી સહસ્ર સાધનથી વ્યવહાર શાન્તિ થવાની નથી. વિક્ષેપ અને સમાધિ તો વિકારી મનને માટે છે; અથવા હું જાતેજ નિત્યાનુભવ રૂપ છુ તેને જુદો અનુભવ તે શો? મારો તો એવોજ નિશ્ચય છે કે કરવાનું હતું તે કરી લીધું અને મેળવવાનું હતું તે મેળવી લીધુ છે. જે મનુષ્યે જે વાસના અથવા કર્મ કરી રાખેલું છે તેનું ફળ તેને ભોગવવુંજ પડે છે; અને એ પ્રથમના કર્મનું ફળજ બીજા જન્મમાં એનું ભાગ્ય એટલે પ્રારબ્ધ કહેવાય છે. ભાગ્યની દ્રષ્ટિથી મનુષ્ય પરતન્ત્ર છે અને કામના તથા કર્મ કરવામાં મનુષ્ય સ્વતન્ત્ર છે. આવી રીતે મનુષ્યમાં પરતન્ત્ર અને સ્વતન્ત્ર એવા બે અંશ અસ્તિત્વ ધરાવે છે. તત્ત્વ—વેત્તાઓએ એટલા માટેજ કહ્યું છે કેઃ—મનુષ્ય પોતાનું ભાગ્ય પોતાની હથેળીમાં રાખીને ફરે છે. આગામી.

ભાગ્ય બંધ કરવા માટે તેણે કામના અને સંકલ્પ માત્રનો ત્યાગ કરવો જોઇએ, અને એમ કરવાને મનુષ્ય સ્વતંત્ર છે.

પ્રારબ્ધવાદ

પ્રારબ્ધ ભૂલાવે છે ત્યારે बुद्धयः कुब्जगामिन्यो भवन्ति महतामपि–મોટાઓની બુદ્ધિ પણ વાંકી ચાલે છે પ્રારબ્ધવાદ અને જ્ઞાનનો પણ દુરૂપયોગ થાય છે. જે કાળે ધર્મથી કાંઈ ક્રિયા કર્તવ્ય થાય છે તે કાળે પ્રારબ્ધવાદી થઈ બેસી રહેવું અને ક્રિયાના આરંભમાંથી નિવૃત્ત થવું એ મહાન અધર્મ છે પ્રારબ્ધવાદનો ઉપયોગ સુખ-દુઃખની નિવૃત્તિને માટે છે, ધર્મની નિવૃત્તિને માટે નથી; તેમજ જ્ઞાનનો ઉપયોગ અલક્ષ્ય સ્વરૂપના પ્રબોધને માટે છે, લક્ષ્યધર્મની નિવૃત્તિને માટે નથી; અહંકાર અને મમતાના પ્રધ્વંશને માટે છે, સર્વ ભૂતાત્મામાંથી ઉત્પન્ન થતા પંચમહાયજ્ઞના પ્રધ્વંસને માટે નથી '  ફરે તે ચરે !' એસી રહેનાર અને ન ફરનાર લોક પાપી છે ! ઇન્દ્ર તો ફરનાર–ચરનારનો સખા છે. જ્યારે બે પુષ્પિણી જંઘાઓ ચરે છે ત્યારે આત્મા ફળગ્રાહી થાય છે. પ્રવાસમાં શ્રમ વડે કરીને એનાં સર્વ પાપ સૂઈ જાય છે, બેસનારનું ભાગ્ય બેસી જાય છે; ઉઠનારનું ઉઠે છે; સુનારનું સૂઈ જાય છે; અને ચાલનારનું ભાગ્ય ચાલવા–વધવા માંડે છે. સૂઇ રહેનાર કલિયુગ થાય છે; બેસનાર દ્વાપર થાય છે; ઉઠનાર ત્રેતા થાય છે; અને ફરનાર–ચાલનાર–ઉદ્યોગી લોક કૃતયુગને–સત્યયુગને પામે છે–કૃતયુગરૂપજ થાય છે.

"જ્યારે માણસ મર્ણ પામે છે ત્યારે તેની માનસિક શક્તિ, ઇચ્છાઓ, લાગણીઓ, મનોવૃત્તિઓ એ તમામની દેખીતી રીતે હાનિ સમન્વય છે, અને દેખીતી રીતે મોત થયાનું દેખાય છે, પરંતુ વેદાંત આત્માના રમાયણ શાસ્ત્રથી જેમ બતાવાય તેમ બતાવે છે અને પ્રયોગથી સાબીત કરી આપે છે કે તેનો નાશ થયો નથી અને થઇ શકતો નથી. જેનું અસ્તિત્વ છે તે કાંઇ નહિ

જેવું થતું નથી. વેદાંત કહે છે કે જ્યારે માણસ મર્ણ પામે છે ત્યારે તેની અપૂર્ણ રહેલી ઇચ્છાઓ મરતી વખતે નાશ પામતી નથી. વેદાંત એમ પણ કહે છે કે કર્મનો કાયદો પરંપરાના કાયદાથી વિરૂદ્ધ નથી. ઇચ્છાઓનો સમુહ અથવા પરિણામીક તત્વ અથવા માનસિક શક્તિઓ એવી જગોપર ખેંચાય છે કે જ્યાં અનુકુળ સ્થાન જણાશે ત્યાં તમામ વગર વપરાએલી શક્તિઓ અને પાર નહિ પડેલી ઇચ્છાઓ ફળીભૂત થશે–પ્રત્યક્ષ થશે. એ પ્રમાણે દરેક માણસ પોતાનાં માબાપ પસંદ કરે છે. વેદાંત કહે છે કે તમામ જન્મો અને ભૂતકાળની જીંદગીઓ આંતરિક અંતઃકરણના સરોવરમાં, જ્ઞાનના આંતરિક સરોવરમાં રહેલાં છે. તે તેને તળીએ બેઠેલાં છે. તે સપાટી ઉપર નથા." (સ્વામી રામતીર્થ).

"જૂનું હય ખૂબ્ત હય તકદીરસે નાહક ઝગડતે હય.
હમ આપહી અપનેહી કરનેસે બનતે ઓર બિગડતે હય."
(બાબર)

"સઉ સઉનું પ્રારબ્ધ સાથેબાંધી ફરે છે."(સરસ્વતિચંદ્ર ૩)

"પ્રાણીઓનું દારિદ્રય એજ દૌર્ભાગ્ય છે." (કુમારપાળ).

"દૈવ અયોગ્ય સ્થાનમાં પણ ચિત્તને બળાત્કારે વિમૂઢ બનાવે છે.

દરેક કાર્યો દૈવ સિવાય સિદ્ધ થતાં નથી. સર્વ એનું પ્રાધાન્ય ગણાય છે." (કુમારપાળ).

"વિધાતાની વ્યવસ્થા પદ્ધતિ પામર મનુષ્યો કેવી રીતે સમજી શકે ? (સમ્રાટ અકબર).

"ભાવિના ગર્ભમાં નહીં પેસી શકેલો માનવી ઇશ્વરેચ્છા શું હશે એ નહિ જાણી શકનારો આદમ આફતનો એક અંજામ તો જરૂર સમજે છે; અને તે એકે એ પોતે અને તેનું કુટુંબ કમનસીબના અંધારા ઓળામાં સપડાયું છે." (બાબર આદર્શ. ચ. સં.).

"માનવી બુદ્ધિ જેની કલ્પના પણ ન કરી શકે એનુંજ નામ ખલકના ખેલ. મનુષ્યો તો વિધીનાં ખેલાવ્યાજ ખેલી રહ્યા છે."

"જગત છે જાદુગરનો ખેલ, કર્મના બંધનથી બાંધેલ
જન્મ્યો જગનો નાથ મુકીને મ્હેલ કંસની જેલ
ભૂપ થયો ભરવાડ હનો તે એજ વિધીના ખેલ.
સમૃદ્ધિ તણા શ્રેષ્ઠ શિખર પર અભિમાને બેઠેલ;
પટકી નાંખ્યા કઇક પલકમાં એજ વિધીના ખેલ.
મળે રબારી સાથે કોઇ દિન, રાજસુતાનો મેળ,
આહીરમાંથી જડે જવાહીર, એજ વિધીના ખેલ."

(વિધીના ખેલ.)

## (૧૬) અનારબ્ધ કર્મ

અનારબ્ધ કર્મોનું ફળ ભોગવવાનું અદ્યાપિ બાકી રહેલું છે એટલુંજ નહીં પણ કર્મ છોડવાનો આગ્રહ રાખવો અને સ્વસ્થ થઇને બેસી રહેવું એ બે તામસ કર્મોજ છે, અને તે તામસ કર્મોનાં ફળ પણ અનારબ્ધ સંચિત કર્મના ફળની સાથેજ ભોગવવા માટે ફરીથી જન્મ લીધા વિના ચાલે તેમ નથી. (ગીતા ૧૮/૭-૮). કર્મ ભોગનો વિચાર કરતાં સંચિત પૈકી ભોગવવા શરૂ થયેલા એટલે પ્રારબ્ધ, અને શરૂ ન થયેલાં અનારબ્ધ એના કરતાં સંચિતના વધારે વર્ગ પાડવાની જરૂર રહેતી નથી. સર્વ કર્મ ફળનું આ પ્રમાણે દ્વિધા વર્ગીકરણ કર્યા પછી તેના ઉપભોગના સંબંધમાં કર્મ વિપાક પ્રક્રિયા એમ કહે છે કે સંચિત એ એકંદર ભોગ્ય છે. જે કર્મનાં ફળ ભોગવવાની શરૂઆત થતાં હાલનો દેહ કિંવા જન્મ મળ્યો છે, એટલે સંચિત પૈકી જે કર્મ પ્રારબ્ધ થયાં છે તે ભોગવ્યા વિના છૂટકોજ નથી. પ્રારબ્ધ કર્મણાં ભોગાદેવ ક્ષયઃ પ્રારબ્ધ કર્મનો ભોગથીજ ક્ષય થાય છે. અનારબ્ધ કાર્ય કર્મની બાબત તેવી નથી. જ્ઞાનથી આ સર્વ કર્મનો સમૂળગો નાશ થઇ શકે છે. સંચિતના જેટલા ભાગનાં ફળ ભોગવવાની શરૂઆત થઇ હોય તેટલાંજ પ્રારબ્ધ કહેવાય છે, અને તે ઉપરથી પ્રારબ્ધનું આરબ્ધ કાર્ય એવું બીજું નામ પણ છે.

## (૧૭) પ્રારબ્ધનો ફેરફાર

પ્રારબ્ધ કર્મ જો મંદ કે મધ્યમ વેગવાળું હોય તો આ જન્મના અસાધારણ પ્રયત્નથી તે ફરી શકે; પણ જો તીવ્ર વેગવાળું હોય તો તેને નિવૃત્ત કરવા માટે જોઇતો પ્રયત્ન થઇ શકે નહિ એટલે તે ન ફરે. પ્રારબ્ધ ફેરવી શકાય એવાં વચનો મંદ ને મધ્યમ વેગવાળાં પ્રારબ્ધને ઉદ્દેશીને છે એમ સમજવું અને અવશ્ય–ભાવિ ભાવરૂપ પ્રારબ્ધ ભોગવવુંજ પડે છે, એવાં વચનો તીવ્ર વેગવાળા પ્રારબ્ધને ઉદ્દેશીને છે એમ સમજવું; કોઇ પણ પ્રકારનું પ્રારબ્ધ ન જ ફેરવી શકાય એમ માનીએ તો વૈદક શાસ્ત્રથી માંડીને મોક્ષ શાસ્ત્ર પર્યંતના સર્વે શાસ્ત્રોને અનર્થપણાની પ્રાપ્તિ થાય છે જે યોગ્ય નથી. વળી પ્રારબ્ધ ફેરવી શકાય છે એમ માનીએ ત્યારેજ કેટલાક મહાત્માઓએ સ્વેચ્છાએ દેહત્યાગ કર્યાનું શાસ્ત્ર કહે છે તે સંભળી શકે, અન્યથા તે ન સંભવી શકે. બળવાન પ્રારબ્ધ સામાન્ય પુરૂષાર્થથી ફેરવી શકાતું નથી. એવા પ્રારબ્ધને ફેરવવા જે સાધકથી બળવાન પુરૂષાર્થ થઇ શકે એમ નહોય એવા સાધકે તેવા પ્રારબ્ધના દ્રષ્ટા રહી પ્રધાનપણે પારમાર્થિક કર્તવ્ય કરવું જોઇએ તથા ગૌણપણે પ્રાપ્ત વ્યવહાર ચલાવતા રહેવો જોઇએ. અજ્ઞાન વડે માત્ર બાહ્ય તપથી જે કર્મનો ક્ષય થાય છે તે દેડકાંના ચૂર્ણ જેવો થાય છે, અર્થાત્ મરી ગએલાં દેડકાનાં શરીરના ભૂકામાંથી ચોમાસામાં જેમ નવાં દેડકાં ઉત્પન્ન થાય છે તેમ તે કર્મો કાળે કરીને ફળ આપવાનાં સામર્થ્યવાળાં થાય છે; અને જ્ઞાન વડે જે કર્મનો ક્ષય થાય છે તે દેડકાંના શરીરની રાખ જેવો થાય છે. અર્થાત્ મરી ગયેલાં દેડકાંના શરીરને બાળી નાંખી તેની રાખ કરવાથી જેમ તેમાંથી નવાં દેડકાં ઉત્પન્ન થઇ શકતાં નથી તેમ જ્ઞાન વડે બળી ગયેલાં કર્મો પુનઃફળ આપી શકતાં નથી. અજ્ઞાની અનેક કરોડ વર્ષે જે કર્મનો ક્ષય કરે છે તે કર્મનો ક્ષય મન, વાણી અને શરીરને વશ રાખનાર જ્ઞાની ઉચ્છ્વાસ જેટલા સમયમાં કરે છે." એક કર્મનશા નામે નદી છે જે બધાં કર્મોનો અંત આણે છે. જો તું તે નદીમાં સ્નાન કરીશ તો તને ઘણું નુકશાન થવાની ધાસ્તી છે, તેમાં

સ્નાન કર્યા પછી કોઇ પણ જાતનું કામ કરવા તારામાં શક્તિ રહેશે નહીં'. " (રામકૃષ્ણ પરમહંસ) યજ્ઞ વિગેરે વૈદિક કર્મ કરવાથી માણસના અદૃષ્ટનો નાશ થાય નહિ; નિત્ય-સુખની પ્રાપ્તિ પણ થાય નહિ. યજ્ઞો વિગેરેથી અદૃષ્ટ ઉત્પન્ન થાય; અદૃષ્ટને લીધે માણસ સ્વર્ગ વિગેરે પામે; વળી પાછા અદૃષ્ટને લીધે ફરી ફરીને જન્મ ગ્રહણ કરે, પણ જીવની સુખની ઇચ્છા તૃપ્ત થાય નહીં. એક પ્રારબ્ધ યોગનો પ્રતિકાર બીજા પ્રારબ્ધ યોગથીજ બની શકે. ઇશ્વરની કૃપાથીજ થાય. મનુષ્યનો અહંકાર આવા વિષયમાં વૃથા દમ્ભજ સમજવો. પ્રારબ્ધની નાવ વગર હલેસે ચાલી જાય છે તેની મોજ જોયા કરવી. પ્રારબ્ધ ઉપરાત નવા સંકલ્પ જે કરીએ તે વ્યર્થ છે. પ્રારબ્ધના વેગનો ટપો તો ઉતારવાનો છે જ. માણસોને કષ્ટ થાય છે તેનું કારણ એ છે કે મનની કલ્પનાથી ઇચ્છા ને આશા બાંધી મૂકે છે, બાકી પ્રારબ્ધ યોગે થવાનું તે થાય છે. થયું તેનું વિસ્મરણ અને થવાનું તેનું અચિંતન રહેવું જોઇએ ઝાડનો રસ ફળ રૂપે બહાર નીકળ્યો છે તે પ્રારબ્ધ કહેવાય છે, તે ભોગવે સિદ્ધિ. એ રસ અંદર નહીં ઘલાય; ફળ તોડી લેવાય. સંસારને ખરો માનવો એજ રસ છે. અંદરનો રસ તો જ્ઞાનાગ્નિથી દગ્ધ થશે પણ, બહારનો રસ ફળ સાથે ટૂટી ને પડશે, પ્રયત્નની જરૂર નથી. પ્રારબ્ધ કર્મ ત્રણ પ્રકારનાં છેઃ—નિવાર્ય દુર્નિવાર્ય અને અનિવાર્ય. પહેલાં બે કર્મો પુરૂષાર્થથી મટી શકે છે પણ અનિવાર્ય પ્રારબ્ધ મટી શકતું નથી. એનો ક્ષય તો ભોગવ્યેજ થાય છે. યત્ન કરવા છતાં પણ ન મળે ત્યારે કોઇ બળવાન પ્રારબ્ધનોજ ભોગ સમજીને કર્મનો ભોગ ભોગવી લેવો જોઇએ; અને પદાર્થોની ચિન્તા ન કરતાં શ્રી પ્રભુનુંજ ભજન કરવું જોઇએ. ઇશ્વર-ભક્તિ એક કર્મ છે. એ શુભ કર્મોથી જીવોના ક્લિષ્ટ કર્મોની શક્તિ અત્યન્ત ક્ષીણ થઇ જાય છે; અને પૂર્વ-કર્મથી થવાં વાળાં સંકટ અને દુઃખોની તીવ્રતા કમ થઇ જાય છે.

"અઘટિત ઘટના ઘટ ગઇ, રેખા કર્મ બિલાન;
વિધિ દુઅંકકી કુટિલતા, ટારત સંન્ત સુજાન."

# પ્રકરણ ૧૦ મું—કર્મયોગ

## (૧) કર્મવાદ

વસ્તુતઃ આર્ય-તત્ત્વ-જ્ઞાનમાંથી કર્મની ઉત્પત્તિ કાંઈ ભિન્ન નથી; પરન્તુ પાશ્ચાત્ય તત્ત્વ જ્ઞાનમાંની કાર્યયુક્ત કારણાત્મક ઉત્પત્તિ (Law of causation) નુંજ પૂર્ણવસ્થાને પ્રાપ્ત થયેલું એ સ્વરૂપ છે. કર્મમાં આપણી સહેતુક, અહેતુક, સાહજિક અથવા ઇચ્છા પ્રેરિત સર્વ શારીર ક્રિયાનો અને મનો વ્યાપારોનો સમાવેશ થઇ જાય છે. અને તેનું પ્રત્યેકનું આપણા વર્તનપર જે એક પ્રકારનું સંસ્કાર રૂપ અદશ્ય-પરિણામ થઇ રહે છે તેને કર્મની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે એ સર્વ ક્રિયાઓનો સરવાળો થતાં તેનાં. જે એકત્ર રૂપે આપણું ભાવી જીવિત નિશ્ચિત થાય છે તે એકત્રિત સંસ્કારાત્મક રૂપને પણ એજ શબ્દ લગાડવામાં આવે છે. અર્થાત્ ક્રિયાનું કાંઇને કાંઈ પરિણામ તો થવુંજ જોઇએ; એ નિયમ ખાસ કરીને કહી બતાવવાની કશીપણ આવશ્યકતા તો નથીજ. હવે જે અન્તર પડે છે તે એટલું જ કે કેટલીક ક્રિયાઓનું ફળ તાત્કાળિક દ્રષ્ટિ ગોચર થાય છે અને કેટલીકનું પરિણામ ઘણુંજ મોડું થતું હોવાથી તે એકાએક જોવામાં નથી આવી શકતું. એ તત્ત્વના આધારેજ આર્ય તત્ત્વજ્ઞાનમાં કાર્ય-કારણની અમર્યાદ પરંપરા કલ્પેલી છે; અને તે તે કર્મોનાં સારાં ફળો ભોગવવા માટે અસંખ્ય જન્મની માલિકા પણ તેમણે માનેલી છે. એ માલિકામાંથી મુક્ત થવાનો માત્ર એકજ માર્ગ છે, અને તે કોઈપણ પ્રકારના ફળની અપેક્ષા ન કરતાં સર્વથા નિર્હેતુક અને નિરભિસંધિ કર્મ કરવાં એ છે. કર્મ એવી નિરપેક્ષ રીતે કરવાં જોઇએ કે જેનો કોઇપણ પ્રકારનો સંસ્કાર કર્તામાં પાછો આવી ન શકે. અને તે સંસ્કારનું ફળ બીજા જન્મમાં ભોગવવાની આવશ્યકતા ન રહે. એવી રીતે નિરપેક્ષ કર્મ કરીને સર્વ પૂર્વ સંસ્કારોના બન્ધનમાંથી પોતાની

મુક્તિ કરી લેવામાં આવે તોજ મનુષ્ય કર્મ-બંધનમાંથી—અને તેથી પ્રાપ્ત થતી જન્મ પરંપરામાંથી-મુક્ત થવાનો સંભવ છે, એવો આર્ય તત્ત્વ જ્ઞાનનો અભિપ્રાય છે. ઉપાદાન કારણનો ઉચ્છેદ થવાથી કાર્યનો અભાવ થાય છે એ અર્થ સર્વત્ર પ્રસિદ્ધ છે. તે નિયમાનુસાર ક્લેશ કર્મનો નાશ થયા પછી યોગીના પુનર્જન્મનો અભાવ થાય એ સુસિદ્ધજ છે.

## (૨) કર્મની યોગ્યતા

કર્મની યોગ્યતા કર્ત્તાની બુદ્ધિ ઉપરજ ઠરાવવી પડે છે. કર્ત્તાની બુદ્ધિ શુદ્ધ હોય તો ન્હાનાં કર્મો પણ કેટલીકવાર મોટાં કર્મોની યોગ્યતા સંપાદન કરે છે. બુદ્ધિ શુદ્ધ ન હોય ત્યારે કર્મની નૈતિક કિંમત ઉપર તેની શી અસર થાય છે તેનો વિચાર કરતાં જણાઇ આવશે કે હત્યા કરવી એ એકજ કર્મ છે પણ આપણા અંગપર ધસ્યા આવતાને પોતાના સંરક્ષણ માટે મારવો; અને કોઇ શ્રીમન્ત વટેમાર્ગુના દ્રવ્ય માટે તેનું રસ્તામાં ખૂન કરવું એ બે વાતો નૈતિક દ્રષ્ટિએ અત્યન્ત ભિન્ન છે. કર્મ ન્હાનું, મ્હોટું કે સમ-સમાન હો તેમાં નૈતિક દ્રષ્ટિએ જે ભેદ પડે છે તે કર્ત્તાના હેતુને લીધે પડે છે. આ હેતુનેજ ઉદ્દેશ, વાસના કિંવા બુદ્ધિ એમ કહે છે. વ્યવસાયાત્મક અને વાસનાત્મક બુદ્ધિનોજ સૂક્ષ્મ વિચાર કરી એવું ઠરાવ્યું છે કેઃ-(૧) કોઇપણ કર્મની નૈતિક કિંમત તે કર્મથી કેટલા લોકને કેટલું સુખ થશે તેવા બાહ્ય ફળ ઉપર ન ઠરાવતાં કર્મ કરનાર પુરૂષની વાસના કેવી શુદ્ધ હતી તે તપાસીનેજ કરવી જોઇએ; (૨) મનુષ્યની આ વાસના (કિંવા વાસનાત્મક બુદ્ધિ) ઇન્દ્રિય સુખમાં લુબ્ધ ન થતાં સદૈવ શુદ્ધ (વ્યવસાયાત્મક) બુદ્ધિની આજ્ઞામાં (એટલે આ બુદ્ધિએ ઠરાવેલા કર્તવ્ય-અકર્તવ્યના નિયમ પ્રમાણે) વર્તવા લાગે તો તેને શુદ્ધ, પવિત્ર અને સ્વતંત્ર સમજવી; (૩) ઇન્દ્રિયોનો નિગ્રહ કરી આ પ્રમાણે જેની વાસના શુદ્ધ થઇ

તે પુરૂષને પછી કોઈપણુ નીતિ-નિયમ બતાવવાની જરૂર રહેતી નથી; અને નિર્બન્ધ તો સામાન્ય મનુષ્ય માટે છે; (૪) વાસના આ પ્રમાણે શુદ્ધ થઇ એટલે તે જે કર્મ કરવાનું કહે તે 'આપણી પેઠે બીજા પણ કરે તો શું થાય' એનો વિચાર કરીનેજ કહે; (૫) અને વાસનાની આ શુદ્ધતા અને સ્વતંત્રતાની ઉત્પત્તિ કર્મ સૃષ્ટિ છોડી બ્રહ્મસૃષ્ટિમાં ઉતર્યા સિવાય બંધ બેસતી નથી. તેજ નૈતિક કર્મ છે કે જે આપણને માયાના બંધનથી મુક્ત કરે છે.

નિત્યકર્મ સંબંધમાં પ્રાચીન અને અર્વાચીન સ્થિતિમાં જમીન આસમાનનો તફાવત પડી ગયો છેઃ—

| | પ્રાચીન. | અર્વાચીન. |
|---|---|---|
| ૧ | બ્રાહ્મમુહુર્તમાં ઉઠવું— | આઠ બજ્યા સુધી પડયા રહેવું. |
| ૨ | આત્માનું ધ્યાન કરવું— | વર્તમાનપત્ર વાંચીને સંસાર પ્રપંચ સ્મરણ. |
| ૩ | શુદ્ધ જળમાં સ્નાન કરવું— | ચર્બી મિશ્રિત સાબુ અને મદયુક્ત સુગંધ દ્રવ્ય લાગ્યું ન લાગ્યું કે અપવિત્ર જળમાં ન્હાવું. |
| ૪ | સન્ધ્યોપાસના— | પરચર્ચા. |
| ૫ | હવન કરવો— | ધૂમ્રપાન. |
| ૬ | ગાયત્રીજપ— | જપ કરનારાવાળાની દિલ્લગી ઉડાવવી. |
| ૭ | દેવતા-રૂષિ તર્પણ— | વ્યક્તિગત સ્વાર્થચિંતામાં પરિવારનું બુરૂં સોચવું. |
| ૮ | વૃદ્ધ અને બ્રાહ્મણોનું પૂજન— | વૃદ્ધને મૂર્ખા બનાવવા અને બ્રાહ્મણની નિંદા કરવી. |
| ૯ | બ્રાહ્મણોને ગૌદાન દેવું— | બ્રાહ્મણ, અતિથીને ઘર આગળથી કાઢી મુકવા. |

સન્ધ્યા—

માનસિક સન્ધ્યા પણ થઇ શકે છે. સન્ધ્યોપાસન પ્રાતઃ મધ્યાન અને સાયં કાળમાં કરવાની વિધિ છે. તેનાં મુખ્ય કર્મ ત્રણ છેઃ—(૧) પ્રાણાયામ-તપ; (૨) સૂર્યાર્ઘ્ય સહિત સૂર્યોપસ્થાન -દાન, (૩) ગાયત્રી જપ—યજ્ઞ.

યજ્ઞ, દાન, તપથી કામ, ક્રોધ, લોભ દૂર થાય છે.

| | |
|---|---|
| કામ-નિષ્કામ યજ્ઞથી.<br>ક્રોધ-તપ (પ્રાણાયમ)થી.<br>લોભ-દાનથી. | ગીતા ૩/૩૬, ૩૭, ૩૮, ૩૯, ૪૦, ૪૧; ૧૬/૪; ૧/૫ |

સન્ધ્યોપાસનામાં સૂક્ષ્મ રૂપથી કર્મ, ઉપાસના, જ્ઞાનદ્વારા પરમપદ સાધ્ય છે. ગાયત્રી . જપમાં પ્રાર્થનાનો ઉદ્દેશ છે. જે દિશામાં સૂર્ય હોય તે તરફ મુખ રાખી બ્રાહ્મણ, ક્ષત્રી આદિ સન્ધ્યા કરે છે. સન્ધ્યા દ્વિજનું સર્વસ્વ છે. જે બ્રાહ્મણ સન્ધ્યા-વન્દન પણ ન કરે તેને બ્રાહ્મણ કોણ કહી શકે? જે સાઠ ઘડીમાંથી સન્ધ્યાને માટે બે ઘડી પણ કાઢી શકતો નથી તેની ઉન્નતિ કેમ થાય?

હોમ—

મનુસ્મૃતિમાં કહ્યું છે કે, ભોજનની પૂર્વે ઘી સાથે અન્નના પાંચ ગ્રાસ પાંચ પ્રાણોને તેના નામથી સ્વાહા કહીને દાંતોને અડાડી મોઢામાં લેવા તે આન્તરિક પ્રાણાગ્નિ હોમ છે. આ પ્રાણાગ્નિ હોમથી શ્રી શિવજીની તુષ્ટિ થાય છે. અગ્નિહોત્રનો અર્થ -અગ્નિ અથવા પરમ ગુરૂને પોતાનું મન સોંપી દેવું; અને વષટ્કારનો અર્થ-મનના સમર્પણના માર્ગમાં આવતાં વિઘ્ન-બાધાઓનો નાશ કરવો અથવા તેને અશક્ત બનાવવાં એ છે.

હૃદય અથવા અંતઃકરણની શુદ્ધિને માટે ધ્યાન કરતી વખ આ મન્ત્રનો જપ થાય છે. વેદમાં પરાશક્તિની સંજ્ઞા ગાયત્રી છે પ્રાતઃકાળ ગંગા, ગીતા અને ગાત્રીની માથે સહસા સીતા અને ગાયત્રીનું સત્યપ્રતીક સીતા અને સાવિત્રી છે. સદ્બ્રહ્મના સ્વરૂપનું ગાયત્રી મન્ત્રના ગાયનદ્વારા રક્ષણ કરવાવાળી શક્તિને ગાયત્રી કહે છે. શ્રી બાલા–બહુચરાજી પૂર્ણ બ્રહ્મમય, તેજસ્વિની ગાયત્રીનું સાક્ષાત દિવ્ય–સ્થાન છે. શ્રીકૃષ્ણના જન્મ સમય યશોદાજીની માયારૂપી જે પુત્રી દેવકીજીની પાસે આવેલ તે બાલાના નામપર શ્રી બાલાજીનું નામ પ્રસિદ્ધ છે ઘણા રાક્ષસોનું ભક્ષણ કરી વિચરણ કરવાના કારણે બહુચરી નામ પડયું છે. પ્રણવ વ્યાહૃતિ સહિત ગાયત્રી મન્ત્રનો જપ ત્રણ વરસ પર્યન્ત નિયમથી કરનાર વાયુની માફક સ્વતન્ત્ર–ગતિવાળો થાય છે અને પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.

ॐ मणिपद्मेहुम्—વજ્રયાનની ગાયત્રી છે. પ્રણવ પછીનો મહત્વનો મન્ત્ર ગાયત્રી છે, તે વૈદિક મન્ત્ર છે ગાયત્રી મન્ત્રનો ભાવ હૃદયંગમ થયા વગર ભક્તિ આવી શકતી નથી ગાયત્રીની અન્દર નામાતીત દિવ્ય પરમપદ નાદ શક્તિ છે. સહુથી પહેલાં સન્ધ્યોપાસન દ્વારા ગાયત્રીની ઉપાસના કરવી જોઈએ ઉપાસનામાં મુખ્ય મન્ત્ર–જપ અને હૃદયમાં રૂપનું ધ્યાન કરવું જોઈએ.

## (૩) કર્મ બન્ધન

प्रवाह पतित. कार्य कुर्वन्नपि न लिप्यते ।
बाह्ये सर्वत्र कर्तृत्वमा वहन्नपि राघव ॥

કર્મમય સંસારના પ્રવાહમાં પડેલો મનુષ્ય કર્મ કરતાં છતાં પણ બહારથી સર્વત્ર કર્તૃત્વનેજ ધારણ કરે તો પણ લિપ્ત થતો નથી. અધ્યાત્મ શાસ્ત્રનો આ સિદ્ધાન્ત લક્ષમાં લેતાં કર્મ દુઃખમય છે માટે તે છોડવાની આવશ્યકતા નથી રહેતી એમ

મનને શુદ્ધ અને સમાકાર કરીને ફળની આશા છોડી સર્વ કામ થઇ શકે છે. સૃષ્ટિ કર્તા પરમેશ્વર સર્વ કર્મ કરતાં છતાં જે પ્રમાણે પાપ-પુણ્યથી અલિપ્ત રહે છે તેજ રીતે બ્રહ્મ ભૂત થયેલા સાધુ-પુરૂષોની પણ સ્થિતિ હમેશાં પવિત્ર નિષ્પાપજ છે. કર્મ છોડવાની જરૂર નથી, અને તે છોડયાં છુટતાં પણ નથી. બ્રહ્માત્મૈકય જ્ઞાન કરી લઈ કર્મ યોગીઓની પેઠે વ્યવસ્થાત્મક બુદ્ધિ સામ્યાવસ્થામાં રહેવા દે એટલે તેની સાથેજ વાસનાત્મક-બુદ્ધિ પણ હમેશાં શુદ્ધ, નિર્મળ અને પવિત્ર રહેશે અને કર્મનું બંધન નડશે નહીં એ ગીતામાં શ્રી કૃષ્ણે અર્જુનને કરેલા સર્વ ઉપદેશનો સાર છે.

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोयं कर्म बन्धनः
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥

(ગીતા ૩/૯)

યજ્ઞને માટે જે કર્મ થાય છે તે સિવાયમાં ઈતર કર્મો આ લોકનાં બન્ધન રૂપ છે માટે યજ્ઞ માટે કરવાનાં જે કર્મ તે પણ તું આસક્તિ કિંવા ફળાશા છોડીને કરતો જા. સર્વ સંબંધીઓ અને મિત્રો ' જીર્ણ સૂકાયલા કૂપ ' છે; આપણે તે કુવામાં પડીએ છીએ અને કર્તવ્ય તથા બન્ધનના સ્વપ્ન નિહાળીએ છીએ; કે જેનો અંતજ નથી. કોઇને પણ સહાયક થઇને પીયાને ઉત્પન્ન ન કરવી વસ્તુઓ જેવી સ્થિતિમાં આવે તેવી સ્થિતિમાં તેને સ્વીકારવી; શાન્ત થઈને પડી રહેવું અને જ્યારે શરીર તરવા માંડે ત્યારે જવું; ઉછળતી લહરી સાથે ઉંચા ચઢવું અને પડતી લહરી સાથે નીચે પછડાવું શરીરને મરી જવા દેવું શરીર કલ્પના તે એક જૂની પુરાણી કલ્પિત કથા છે. શાન્ત થવું અને જાણવું કે હું ઇશ્વર છું.

જ્યાં સુધી મિથ્યાત્વ કર્મ કપાતું નથી ત્યાં સુધી કર્મ બન્ધનથી દૂર થવાનો કે સંસારનો છેદ થવાનો પ્રારંભ થતો નથી; કેમકે સંસારની જડ મિથ્યાત્વ છે. મિથ્યાત્વ દૂર થતાંજ કર્મ-બન્ધ-

રોકાવા મડે છે અને પૂર્વબન્ધ કર્મની નિર્જરા થવા લાગે છે. તેટલા માટે જે નિશ્ચય નયથી પોતાના આત્માના સાચા સ્વરૂપને પીછાને છે તેની અજ્ઞાનની વાસના મટી જાય છે; તે અતીન્દ્રિય સુખનો પ્રેમી થઇ જાય છે; તેનું સર્વસ્વ લક્ષ્ય તેના આત્માની વિભૂતિ તરફ રહે છે; તે લોકમાં રહેતા છતાં પણ વીતરાગી થાય છે. એવા અન્તરાત્મા અન્તાનુબન્ધી કષાય અને મિથ્યાત્વની અસરથી બહાર થઇને સ્વરૂપાચરણ ચારિત્રનો ઉપભોગ કરે છે તેને કોઈ સાંસારિક વસ્તુનો મોહ હોતો નથી; કેવળ ચારિત્ર-મોહ સંબંધી. અલ્પ રાગ દ્વેષ હોય છે, તેથી તેના સંસારના કરણભૂત કર્મ. બંધાતાં નથી; તથા પૂર્વબન્ધ કર્મની નિર્જરા થાય છે. ફળ એ આવે છે કે તેનો દીર્ઘ સંસાર છૂટી જાય છે તે જ્ઞાની અન્તરંગમા વૈરાગી રહેતાં લૌકિક કર્મોના પ્રયોજનને વશ કરતાં પણ ફળની ઇચ્છા કરતો નથી તેથી તે પોતાના આત્માને પૂર્વ બન્ધ કર્મોથી છૂટો રાખે છે જે કોઇ ઉદાસીન ભાવથી પાછલા કર્મોના ફળને ભોગવી લે છે તેને નવીન કર્મોનું બન્ધન થતું નથી.

મન અને ઈન્દ્રિયો પ્રનાલી દ્વારા જે જ્ઞાન થાય છે તે બન્ધન કર્તા છે, તે જ્ઞાન નિવૃત્ત થવાથી તે બન્ધન પણ નિવૃત્ત થાય છે. એ બન્ધન ત્રણ પ્રકારના મળ છે.

(૧) ભોગ પ્રદાન કરવાવાળા સંસ્કાર.

(૨) પૂણ્ય-પાપાત્મક શરીર.

(૩) યોનિ અર્થાત્ માયાથી ઉત્પન્ન વર્ગ-ભેદાત્મકના પૃથ્વી આદિ પંચ ભૂતાત્મક વિસ્તાર.

જ્યાં સુધી ઘરદ્વાર આદિ છે ત્યાં સુધી પુરૂષ બદ્ધ છે. બહારનું સુખ કેવળ આત્માને બન્ધમાં નાખવાવાળું છે; અને મુક્તિની ચાહ રાખવાવાળાએ તેનો ત્યાગ કરવોજ પડશે. આ સંસારમાં માયાનું બન્ધન જીવોને બે પ્રકારથી ગ્રસ્ત કરે છે —

(૧) નારીના રૂપથી ચેતનાત્મક થઇને.

(૨) દામ રૂપથી જડસ્વરૂપ થઇને.

આ બન્ધનથી છુટવાના ઉપાય તત્ત્વજ્ઞાન કે જે સાંખ્યયોગ, ભક્તિયોગ, નિષ્કામ કર્મયોગ આદિ સાધનોથી પ્રાપ્ત થાય છે. સંસાર રૂપી વાસનાની જાળમાં જીવરૂપી પક્ષી ફસાએલો છે; જ્યારે વૈરાગ્ય રૂપી ઉંદર તેને કાતરી નાંખે છે ત્યારે જીવ નિર્બન્ધ થઇ જાય છે. અધિક જન સમુદાયમાં બેસવાની જે રૂચિ છે તે બાંધવાવાળી રસી છે. શયતાન કાંઈ લાકડી બાકડીથી બ્હી જાય તેવો નથી. એ તો જેના અન્તઃકરણમાં પ્રભુની જ્યોતિ દેખાય તેનાથી બ્હીએ તેમ છે.

સર્વ કર્મ ફળની અપેક્ષા વગર કરવાં કારણકે તેમ કરવાથી તે કર્મો પરિપૂર્ણ થાય છે; અને પરિણામે તે બંધનકારક નીવડતાં નથી. (રાણા વ્યાસ).

"સત્ય છે કે તમામ ઇચ્છાઓ, તમામ પ્રેમ અને ધિકકારો, તમામ લાગણીઓ એ બધી જંજીરો અને બેડીઓ છે; અને તે બાંધે છે, તે ઇશ્વરને મળવાને રજા દેતું નથી, એ તમામ જેલગૃહ—બંદીખાનું છે." (સ્વામી રામતીર્થ)

"મનુષ્યના આ જડ દેહને ત્યાગી દીધા પછી આચર્મ ચક્ષુઓથી ન જોઇ શકાય એવા અધ્યાત્મ જગતમાં જઇને સૂક્ષ્મ શરીરને ધારણ કરે છે અને ત્યાં કર્મ વિકાસના નિયમ અનુસાર દીર્ઘ કાળ પર્યન્ત પોતાની ઉન્નતિ કરતો રહે છે. આત્માની આ ઉન્નતિ સર્વ જન્ય લક્ષ્ય તથા સીમા રહિત હોવાથી અને વિધાયક પ્રમાણે વિધાતક આત્મિકો પણ અસ્તિત્વ ધરાવતા હોવાથી જેઓ અત્યારે અત્યન્ત નિષ્ઠુર, પાપી, પરપિડક, વિશ્વાસ ઘાતક તથા પરસ્વાપકારક આત્મિકો તરીકે ઓળખાય છે તેઓ પણ અધ્યાત્મ જગતમાં દીર્ઘકાળ પર્યન્ત અનુતાપના અગ્નિમાં બળતા

રહીને ઉચ્ચ પ્રકારના દેવત્વને મેળવવાના અધિકારી થાય છે અને દેવ લોગ્ય સુખ–સંપત્તિના ભોકતા થઈને જગદીશ્વરને ધન્યવાદ આપતા રહે છે. મનુષ્યો આ લોકમાં મનના અત્યન્ત ગુપ્ત પ્રદેશમાં ઉત્તમ કે અધમ અથવા પવિત્ર કે અપવિત્ર એટલે કે જેવા ભાવને પોષે છે, મુખમાંથી સત્ય કિંવા અસત્ય તેમજ કઠોર કિંવા મધુર જેવા પણ શબ્દોને ઉચ્ચારે છે અને જીવનના પ્રતિમુહુર્તમાં જે જે કર્મોનું અનુષ્ઠાન કરે છે તે સર્વની આકૃતિઓ અધ્યાત્મક જગતમાં નિરંતર અંકિત થતી રહે છે અને તેથી જ્યારે તેઓ પરલોકમાં જાય છે તે વેળાયે પોતાના કર્મપટને જોઇને તદનુસાર સુખ વડે શીતલ કિંવા દુઃખ વડે દગ્ધ થયા કરે છે." (બાબર).

"The law of કર્મ with many in India is omnipotent and seems to rule everything, yet theoretically even of its worst it never precludes a belief in Free Will .But this law in the minds of orlinary men is sometimes apt to be construed into a kind of Fatalism, and many people fall a prey to this mistaken belief. They read this law into .everything, and all that happens to them indiviblually as well as collectively; they attribute to કર્મ. The same thing happens with people who make the will of God absobute as in the case of Moslems or some sects of Christians, some of *whom* carry the *doctrine of Predestination* or Kismat to most fantastic extremes. Swami Narayan takes the middle path between these extremes, and hence he does not attribute all that happens to man either to his કર્મ or to the will of God. He leaves a lot of room for the action of various agencies

thát are in no way connected with the કર્મ of man or the w ll of God. but are the result of interaction between nature and God, and God and man There are many thirgs in nature or in the life of man such as pestilence fire, flood etc. which belong to the no man's land between good and evil or such things as war or the rule of a bad prince etc which belong to the organised or semi organised though impersonal good or evil (although war, tyranny etc have a personal origin. such things have an impersonal character for those who are not directly concerned in regard to their origin or continuance), and it is up to one to avoid the danger and especially the moral danger by flying whatever possible from such place or time or company etc and thus to control one s moral destiny. He extends the sway of human free-will even in this border land of Fate or destiny to at least this extent that if one can not control it, he should at least avoid it wherever possible."

"સ્નેહીઓનાં સ્નેહબંધન છૂટવાં સહેલાં નથી."

( આમ-લક્ષ્મી )

"Deeds done unconsciously are not counted as deeds, and should not therefore cause any anxiety."

( Pagal Harnath )

## (૪) યોગ અને કર્મ-યોગ યુક્ત કર્મ

યોગ અને કર્મ ઉભય આ યુગમાં ક્ષીણ થઇ ગયાં છે છતાં તેમના ઉપર આર્યોની સાહજિક પ્રીતિ છે. તેમાં ભેદ એવો છે કે કર્મ માર્ગમાં પ્રવર્તવા શ્રદ્ધા અને અવકાશાદિ હોય તો એ

માર્ગ સાધ્ય હોવાથી હજી પ્રવર્તે છે; અને યોગની સાધના ઐન્દ્રજાલિક પ્રયોગ જેવી હોવાથી તેનો પ્રવર્તક કવચિતજ મળી આવે છે. અને જ્યાં મળી આવ્યો લાગે છે ત્યાં અસાધારણ આદર પામે છે. જ્ઞાન માર્ગની વાર્તા સર્વ બુદ્ધિઓને ગમ્ય છે; અને કર્મ માર્ગનાં ફળની વાટ સ્વર્ગે પહોંચતાં સુધી જોવાની છે, અથવા સાધકના જીવનમાં કાંઈ મોટો ચમત્કાર થાય અને તેની સાથે કર્મ સાધનાને કારણ થયેલી માનવાનો શ્રદ્ધાળુને પ્રસંગ આવે ત્યાં સુધી કર્મ સાધનાનું ફળ શીઘ્ર અને હસ્તગત થતું નથી. તેનાથી વિરૂદ્ધ પ્રકારે જ્ઞાનના સાધકને યથાશક્તિ ફળ મોડું વહેલું પણ નિશ્ચિતપણે આ ભવમાજ મળે છે. એ જ્ઞાન માર્ગની લોક પ્રિયતાનું આ ઈંગ્રેજી યુગમાં ઉઘાડું કારણ છે. પરન્તુ એ જ્ઞાન માર્ગ આર્ય સંપ્રદાય પ્રમાણેનો વેદાન્તજ છે; અને તેનું રહસ્ય પામતાં સુધી પ્રયત્ન કરવાનુ ધૈર્ય રાખનારા વિરલ હોય છે. જ્ઞાનમાં, કર્મમા, અને યોગમાં સાધન જોઈએ છાએ; પણ જ્યાં સાધનનો ખપ ન પડે એવો ચોથો ભક્તિ માર્ગ આર્યોએ પ્રવર્તાવ્યો છે. અને બુદ્ધિ આદિ કાંઇ પણ સાધન ન હોય તને વાસ્તે સ્વર્ગનાં દ્વાર ઉઘાડવાનો આ માર્ગ અભિલાષ રાખે છે. રાત્રિ અને દિન ઉભયરૂપ મળી કાળ થાય તેમ કર્મ અને ઉભય રૂપ યોગ થાય તેને તો લક્ષ્યાલક્ષ્ય યોગીઓજ સાધે છે.

યોગયુક્ત કર્મ—

કર્મણ્ય કર્મયઃ પશ્યેદ્ કર્મણિ ચ કર્મયઃ
સ બુદ્ધિમાન મનુષ્યેષુ સયુક્તઃ કૃત્સ્ન કર્મ કૃત્ ।

કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ જે પુરૂષ જુએ છે તે સર્વ મનુષ્યોમાં જ્ઞાની અને તેજ પુરૂષ યુક્ત એટલે યોગયુક્ત અને સર્વ કર્મ કરનારો છે. (ગીતા ૪ ૧૮). કર્મ એટલે કેવળ ક્રિયા એવું ન સમજતાં તેનાથી આગળ શુભ-અશુભ જે પરિણામ

થાય તે પણ ખ્યાલમાં લઇને કર્મનું કર્મત્વ કે અકર્મત્વ ઠરાવવું. કોઇ કર્મનું બંધકત્વ એટલે કર્મત્વ જો નષ્ટ થયું તો તે કર્મ અકર્મજ થયું અકર્મ એટલે કર્મશૂન્યતા એવો લૌકિક અર્થ છે ખરો, પણ શાસ્ત્રિય દ્રષ્ટિએ વિચાર કરતા તે અર્થ અહીં બંધ બેસતો નથી. કારણ સ્વસ્થ બેસવું એટલે કર્મ ન કરવું એ પણ કેટલીક વાર કર્મજ હોય છે એમ આપણને જણાય છે. વિકર્મ –હોઇ કર્મવિપાક દ્રષ્ટિએ તેનુ અશુભ પરિણામ ભોગવ્યા વિના છુટકો નથી. અકર્મમા પણ કદી કદી ભયંકર કર્મ સમાયેલું હોય છે અને કર્મ કરાતાં છતાં પણ તે કર્મ–વિપાકની દ્રષ્ટિએ મરેલાં જેવાં એટલે અકર્મ હોય છે. અને તે જે ઓળખે છે તે ખરો જ્ઞાની છે. અકર્મ બાદ કરીએ તો બાકી જે કર્મ સીલક રહે છે તેનાં બે વર્ગ હોઇ શકે છે; એક રાજસ અને બીજો તામસ.

તામસ કર્મ મોહથી અને અજ્ઞાનથી થાય છે, માટે તે વિકર્મ એજ વિભાગમાં આવવાનાં. પછી મોહથી કર્મ છોડયાં તે વિકર્મજ થયાં અકર્મ નહિ. (ગીતા ૧૮/૭). રાજસ કર્મ પહેલી પ્રતનાં એટલે સાત્વિક તો નથીજ કિંવા ગીતા જેને અકર્મ કહે છે તે તો નહિજ. ગીતા તેને રાજસ કર્મ કહે છે. પણ કોઇને જોઇએ તો તેવાં રાજસ કર્મને કર્મ એ એકલો શબ્દ લાગુ કરે તો કાંઇ હરકત નથી. તાત્પર્ય—કર્મ કે અકર્મ એ તે તે કર્મની બંધકતા ઉપરથી ઠરાવવાનું છે. નિઃસંગ બુદ્ધિ રાખી જે કર્મ કરાય તેજ ગીતા પ્રમાણે પ્રશસ્ત એટલે સાત્વિક કર્મ હોઇને (ગી. ૧૮/૯) ગીતા પ્રમાણે તેજ ખરૂં (અકર્મ) છે. આ ત્રણ પ્રકારનાં કર્મમાં સર્વ પ્રકારનાં કર્મોનો સમાવેશ થાય છે. કર્મ કરતાં બુદ્ધિ શ્રેષ્ઠ એ ગીતાનો સિદ્ધાન્ત હોઇને કર્મનાં લક્ષણો કહેતાં કર્ત્તાની બુદ્ધિનો હરવખત ઉલ્લેખ કરવામાં આવેલ છે. કર્મનાં કેવળ બાહ્ય પરિણામ ઉપરથી તેને સાત્વિક, રાજસ કે તામસ ઠરાવેલ નથી.

"ઇશ્વરનેજ સર્વકર્મનું સમર્પણ કરે છે તે કર્મયોગ. કર્મયોગથી જીવ-ઇશ્વરનું ઐકય સધાય છે. (ગીતા). જ્ઞાનયોગથી જીવ-બ્રહ્મનું ઐકય સધાય છે. કર્મ અને જ્ઞાન ઉભયરૂપ યોગ થાય તેનો તો લક્ષ્યાલક્ષ્ય યોગીયોજ સાધે છે. ત્રિયોગ=જીવ-ઇશ્વર-બ્રહ્મનું ઐકય."

( સરસ્વતીચંદ્ર ભા. ૩ )

"જરથુસ્તની નવ નસીહતો :—

૧ ખુદાતાલાને સંપૂર્ણ સમજી તેની રાહે ચાલવું અને અહેરીમનના હાથ ઉપર ફસવું નહીં, તો તમારૂં મુકામ બહેશતમાં થશે.

૨ દુનીયાની કોઇપણ ચીજે સદાકાળ રહેતી નથી માટે લોભ કે ગમ કરવી નહીં અને આ ફાની જગત ઉપર ભરોંસો રાખવો નહીં.

૩ ખુદાતાલાનો હુકમ એવો નથી કે તમારા પાપોની માફી હું ચાહું. જેવી તમારી કરણી તેવોજ તમોને બદલો મળશે એમ જાણી લેજો.

૪ ( આ નસીહત મળતી નથી. )

૫ અવસ્તાનો ઇલમ તદન સંપૂર્ણ છે. પાક કલમો તે છે જેમાં પરવરદીગારની યાદ હોય.

૬ જરથુસ્તનાં કલમો રોજે અવ્વલથી રસ્તા ખેઝ સુધીના કલામો છે જે અક્કલમંદ લોકોને પીછાણી શકે છે.

૭ દરેક અમલદારે દીનનો ફેલાવો કરતાં પ્યાર અને મહોબતથી રહેવું. તેઓ જેની સાથે નેકી કરશે તેજ તેઓ આગળ આવશે.

૮ જેવો ગુનાહ તેના પ્રમાણમાં સજા થશે. પછી સર્વ દુઃખમાંથી છુટશે કેમકે ખુદાતાલા રહેમી છે; અને આપણે સઘળા તેની માફીના તલબગાર છીએ.

૯ જે ચીજ તમો પોતાને માટે નાપસંદ કરો તે બીજાને માટે ચહાતા ના."

( અશોજરથુસ્તને ગીતાંજલી )

## (૫) કર્મમાર્ગ—નૈષ્કર્મ

કર્મમાર્ગ ત્રણ પ્રકારનો છે. કર્મમાર્ગ એટલે માત્ર દુનિયાદારી છે, અને દુનિયાદારીના પેટા વિભાગ કરીએ તો તે ત્રણ પ્રકારની છે.—

પહેલી—પ્રત્યક્ષ સંસાર એટલે જડ સ્થૂળ જગત.

બીજી—માનસિક સંસાર એટલે સૂક્ષ્મ જગત=સ્વર્ગ.

ત્રીજી—અવિજ્ઞાત સંસાર એટલે અદશ્ય જગત=જાણી ન શકાય તેવું જગત=ભરનિદ્રા.

સંપત્તિનો ત્યાગ કરી ગરીબીમાં દિવસ કાઢવા, માન-પાનનું પોટલું બાજુએ રાખી સર્વ સાથે નમ્રતાથી વર્તવું અને સ્વાર્થનું વિસ્મરણ કરી દઇ કેવળ પરમાર્થ અર્થેજ ઉદ્યોગ કરવો એજ સન્માર્ગ છે કર્મ વિભાગ પ્રક્રિયામાં કર્મના વિભાગ એકજ મનુષ્યના કર્મને ઉદ્દેશીનેજ થાય છે. દાખલા તરીકે મનુષ્યથી થતા અશુભ કર્મોના મનુએ કાયિક, વાચિક અને માનસિક એવા ત્રણ ભેદ પાડી તે કર્મો ગણ્યાં છે—અને તે પ્રમાણે દશ પ્રકારના અશુભ એટલે પાપકર્મ ગણીને પછી તેનાં ફળ આપેલ છે; તથાપિ આ ભેદો કાંઇ કાયમના ભેદો નથી. કારણ એજ અધ્યાયમાં વળી એકંદર કર્મના સાત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ ભેદો પાડેલા છે. અને ઘણું કરીને ભગવદ્ ગીતામાં વર્ણન કર્યા પ્રમાણેજ આ ત્રણ પ્રકારનાં ગુણોનાં અથવા કર્મોનાં લક્ષણો આપેલાં છે. (ગી. ૧૪/૧૧-૧૫; ૧૮/૨૩-૨૫). પરંતુ કર્મ વિપાક પ્રકરણમાં કર્મના જે વિભાગ સામાન્ય રીતે જોવામાં આવે છે તે આ બેથી નિરાળા છે. તેમાં કર્મોનાં સંચિત, પ્રારબ્ધ અને ક્રિયમાણ એવા ત્રણ ભેદ પાડેલા છે. મિમાસકની દ્રષ્ટિએ સર્વ કર્મના નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને નિષિધ એવા ચાર ભેદ પાડેલા છે આ પૈકી સન્ધ્યાહિક નિત્યકર્મ ન કરવાથી પાપ લાગે છે; અને નૈમિત્તિક કર્મનું નિમિત્ત ઉપસ્થિત થાય ત્યારે કરવાં પડે છે. એટલે બે કર્મો તો કરવાંજ

જોઈએ એમ મિમાંસકોનું કહેવું છે પછી બાકી રહ્યાં કામ્ય અને નિષિદ્ધ; આમાંના નિષિદ્ધ કર્મ કરવાથી પાપ લાગે માટે તે કરવાં નહિ અને કામ્ય કર્મ કરવાથી તેનાં ફળ ભોગવવાને માટે ફરી જન્મ લેવો પડે માટે તે પણ કરવાં નહિ. કર્મ કરવા છતાં પણ તે જ્યારે ન કર્યા જેવાજ થાય એટલે તેના પાપ-પુણ્યનું બંધન કર્ત્તાને અડે નહિ તે સ્થિતિને નૈષ્કર્મ એવું નામ આપવામાં આવ્યું છે.

## (૯) નિષ્કામ કર્મ

સર્વ વિશ્વનો મોક્ષ નિર્બન્ધન છે, અને તે આ નિર્બન્ધતાની નિઃસ્વાર્થતાથીજ પ્રાપ્ત થશે. અને પ્રત્યેક વિચાર, શબ્દ અથવા કૃત્ય જે નિષ્કામ છે, જે આપણને મુક્ત દશા પુંઠે લઇ જાય છે તે નીતિ કહેવાય છે. ઇન્દ્રિયોને અન્તઃકરણાદિ પોત પોતાનાં કાર્ય કરે છે; અને હું આત્મા કાંઈજ કરતો નથી, યા પ્રેરણા કરી કાંઈજ કરાવતો નથી પણ અત્યન્ત અસંગ અને અક્રિય છું એવી સમજ તે સાચી સમજ છે. ફલેચ્છાથી રહિત પણું અથવા હું કોઇ પણ ક્રિયા કરતો નથી એવી દૃઢ સમજ તે ક્રિયા રહિતપણું. જ્ઞાન અને કામ્ય-કર્મ એની વચ્ચે વિરોધ છે, પણ જ્ઞાન અને નિષ્કામ કર્મ એ બેની વચ્ચે વિરોધ નથી; એટલે નિષ્કામ બુદ્ધિથી સર્વ કર્મ સર્વદા કરવાં, કદી પણ છોડવાં નહીં એમ ગીતા કહે છે. યજ્ઞ, દાન, તપ વગેરે કર્મો હમેશાં ચિત્ત-શુદ્ધિ કરનારાં એટલે નિષ્કામ-બુદ્ધિ ઉત્પન્ન કરનારાં અને વધારનારાં હોવાથી તે પણ બીજાં નિષ્કામ કર્મો પ્રમાણેજ લોક સંગ્રહાર્થે જ્ઞાની પુરૂષોએ ફળાશા અને સંગ છોડી હમેશાં કરવાંજ જોઈએ એવો ભગવાને સ્પષ્ટ નિકાલ આપ્યો છે. સર્વ કામો નિષ્કામ-બુદ્ધિ વડે કરેલાં હોવાથી આખરે મોક્ષ-પ્રાપ્તિ થયા વિના રહેતી નથી. યોગ માર્ગમાં સર્વ કર્મ કામ્ય એટલે ફળની આશા રાખીને કરેલાં, અને નિષ્કામ એટલે ફળની આશા રાખ્યા વિના કરેલાં એવા બે જ વિભાગો છે. મનુસ્મૃતિમાં તેને અનુક્રમે પ્રવૃત્ત-કર્મ

અને નિવૃત્ત-કર્મ એવાં બે નામો આપેલાં છે. સર્વ કર્મના કામ્ય અથવા નિષ્કામ એવા બે ભેદ થયા પછી કર્મયોગી સર્વ પ્રકારનાં કામ્ય-કર્મો નરદમ છોડી દે છે; એટલે કર્મ યોગમાં પણ કામ્ય કર્મનો સંન્યાસ કરવો પડે છે એવું સિદ્ધ થાય છે.

ઋષિ-મુનિઓ જેમ પોતાની કામનાઓને નાની ને ઓછી કરતા ચાલી છેવટે નિષ્કામ બની રહેતા તેમ આપણે પણ સત્ય-સંકલ્પ, સત્ય-કામ થવું હોય તો આપણી કામનાઓને સાદી, સીધી અને માત્ર જરૂર પૂરતીજ બનાવતા જવું એટલે તે કામના-ઓનો સત્વર નિકાલ થઈને આપણે પણ નિષ્કામ બની રહેશું. મનુષ્યે કર્મયોગાનુસાર કર્મ કરવાં પરન્તુ ફળની ઇચ્છા રાખવી નહીં. નિષ્કામ-બુદ્ધિથી કરેલાં કર્મો કર્મ-પાશમાંથી અર્થાત્ સંસારમાંથી મનુષ્યને મુકત કરે છે. જે મનુષ્ય અધિકાર પ્રમાણે સ્વધર્માચરણ કરે છે તે તે આચરણનાજ પ્રભાવથી નક્કી મોક્ષ પામે છે. તેટલા માટે ગીતામાં ફળની કામના છોડી નિષ્કામ ભાવથી કર્મ કરતા રહેવાનો ઉપદેશ આપેલ છે. જેમાં અહંકાર નથી તથા જેની બુદ્ધિ સાંસારિક કાર્યોમાં લિપ્ત થતી નથી તે લોકોનો સંહાર કરતાં છતાં વાસ્તવિકમાં નથી. હિંસા કરતો તે કર્મથી તે બન્ધાતો નથી. (ગી. ૧૮/૧૭) ભગવત અર્થે યા ભગવા-નને અર્પણ કરવાનુ નામ નિષ્કામ કર્મયોગ, તદર્થકર્મ, મદર્થકર્મ, મત્કર્મ ઇત્યાદિ નામો કહે છે. કર્મોમાં આસકિત ન રખાય, નિષ્કામ ભાવથી કર્મ કરાય અને ભગવત્પ્રીત્યર્થે જે કર્મ થાય તે ફળને ઉત્પન્ન કરતાં નથી. કન્યાના વિષયમાં જેમ પિતા નિષ્કામ હોય છે તેમ સંપૂર્ણ કર્મોના વિષયમાં નિરભિલાષ થાવું જોઇએ. નિષ્કામ કર્મ એજ યોગાભ્યાસ છે.

"કામના એટલેજ પોતાનું સ્વાર્થ સુખ. નિષ્કામ કર્મ હમેશાં પરાયાના સુખને કાજે મથન કરવામાં સમાએલું છે."

(દેવી ચૌધરાણી.)

## (૭) નિષ્કામ પુરૂષનાં લક્ષણ

પોતાને માટે ફળની ઇચ્છા નહીં રાખતાં પરાર્થે જે કર્મો થાય છે, તે કર્મોનું નામ નિષ્કામ કર્મ છે. નિષ્કામ-પુરૂષનાં લક્ષણો આ છેઃ—(૧) જેમને સામાન્યતઃ (પરોક્ષ) શાન્તિ થાય, બન્ધમાં શોક અથવા મુક્તિથી હર્ષગ્રસ્ત ન થાય, તથા મત-પંથના ઝગડા અને દ્વેષથી રહિત હોય; (૨) પૃથક્ પૃથક્ મત-પંથોના સિદ્ધાન્તોનું સાધર્મ્ય-વૈધર્મ્યની લાભ હાનિ સહિત જાણતો હોય; (૩) વિધિ, નિષેધ અને સ્વાભાવિક-એ કર્મોનો નિર્ણય કરીને પ્રારબ્ધ, સંચિત અથવા ક્રિયમાણ તથા વ્યષ્ટિ-સમષ્ટિ કર્મને સમજીને કામ્ય-કર્મોનો ત્યાગ કરી, નિત્ય નૈમિત્તિક અને પ્રાયશ્ચિત કર્મો કરતાં નિષ્કામ કર્મમાં પ્રવૃત્ત રહેતો હોય છે, સકામ અને નિષ્કામતામાં રાત અને દિવસ જેટલો અંતર છે. યોગ્ય નિષ્કામ કર્મ કરવાથી ઇષ્ટ કાર્ય પૂરૂં ન થાય તો પણ ખેદ-શોક ન થાય અર્થાત્ મન દુઃખાય નહીં અને નિર્લેપ રહી શકાય એવો પુરૂષ કોઇનો ઉપકાર ઇચ્છતો નથી. નિષ્કામી પુરૂષોનાં અન્તઃકરણ શુદ્ધ થઇ જવાથી તે જીવન મુકત થઇ જાય છે; તથા ગૃહસ્થોને પણ એવા બનાવી શકે છે. તેટલા માટે કર્મયોગ અર્થાત્ નિષ્કામતાનું સેવન થાય તો આપણે બધા સુખી થઈ શકીશું જો નિષ્કામતા સંપાદન ન કરી શકાય તો ઇશ્વરાર્પણ-સૃષ્ટિ નિયમાધીન કર્મ કરવાં જોઈએ.

દીન-હીન બન્યા વગર કોઈ પ્રભુને પ્રાપ્ત કરી શકતો નથી. સાધુતાનાં ત્રણ લક્ષણો છે :—

(૧) સંસારના માન-મોટાઇ અન્તરમાં સ્થાન પામવાં ન જોઇએ.

(૨) લોકોના તરફ દ્રષ્ટિ રહેવી ન જોઇએ.

(૩) અંતરમાં કોઇપણ લૌકિક વિષયની કામના રહેવી ન જોઈએ.

બીજામાં શ્રમ (કષ્ટ) નો નાશ કરવાની તત્પરતાજ મહાત્માનો સ્વભાવ છે. મહાત્માઓને માટે પાપ-પુણ્યની વહી દેખાતી નથી. બધાનો આત્માજ તેનો આત્મા છે.

वासुदेव सर्वमिति समहात्मा सुदुर्लभः ।
( ગીતા ૭/૧૨ )

કંચન અને કામિની, માનબડાઈ અને ઇર્ષ્યા, કીર્તિરૂપી મોહિની શક્તિ જેનાપર મોહ કરી શકતી નથી તેજ પુરૂષ ધન્ય છે; તે માયાના દાસત્વથી મુક્ત છે, ઇશ્વરની સમીપ છે અને તેજ યથાર્થ મહાત્મા છે એ બહુજ ગોપનીય રહસ્ય છે. જેની અંદર દૈવી-સંપત્તિ અને ભગવત્પ્રેમ પૂર્ણ રૂપથી હોય, જેની દ્રષ્ટિ અવલંબન વગર સ્થિર હોય, જેના પ્રાણ પ્રાણાયામ વગરજ સ્થિર હોય અને જેનું મન અવલંબન વગર સ્થિર હોય તેને મહાપુરૂષ યા મહાત્મા કહે છે. મહાત્મા તો સ્વયંતીર્થ સ્વરૂપ છે; તેમનું તીર્થભ્રમણ કેવળ પરોપકાર અને જીવોના ઉદ્ધાર નિમિત્તજ થાય છે. મહાપુરૂષોનું ચિત્ત સંસારી લોકોથી વિલક્ષણ હોય છે; તેના મનોગત ભાવોને સમજવાને કોણ સમર્થ છે? દુર્જનરૂપી આગમાં તપીનેજ સન્ત રૂપી સોનું શુદ્ધ થાય છે.

"ઇસ અસાર સંસારમેં, સન્તનકા વ્યવહાર;
શ્રી કૃષ્ણ-ગીતા મનન, શ્રેય-પ્રેય દાતાર."

મીરાંબાઇએ કહ્યું છે કેઃ—

"મારગમેં તારણ મિલે, સન્ત-રામ દોઇ
સન્ત સદા શીશ ઉપર, રામ હૃદય જોઇ.
સન્તન ઢિગ બૈઠિ બૈઠિ, લોક લાજ ખોઇ.
પારસમેં ઔર સન્તમેં સન્ત બડો કરિમાન
વહ લોહા સોનાં કરે, યહ કરે આપુ સમાન.

કબીરજીની સાધનાના બે અંગ છેઃ— દુઃખાલય અને અશાશ્વત. કબીર ક્રાન્તદર્શી આત્મજ્ઞાની સંત હતા. ફકીરી કરતાં શ્રીમંતાઇને વધારે મહત્વ સંત લોકો આપતા નથી.

सन्त स्वयं परहितेषु कृतामि योगाः
( ભર્તૃહરિ )

" જરથુસ્તે પંદર વરષની ઉંમરે જગતને લગતાં તમામ, કામો બીલકુલ છોડી દઇ જમીન ઉપર સર મેલી પવિત્ર અહુરની બંદગીમાં ધ્યાન લગાડયું તથા જે ભૂખ્યાં, તરસ્યાં કે દુઃખી હર્કી માણુસ હતાં તેમને મદદ આપવા તથા આરામ આપવાનું શરૂ કર્યું. નેક વિચાર, નેક વચન અને નેક કામોથી ભરેલી જીંદગી ગુજારવા માંડી." ( અશોજરથુસ્તને ગીતાંજલી )

" ત્રીસ વરસની ઉંમરે પુગ્યા ત્યાં વેર તેઓએ 'એકાંત-વાસ ધરી. ઇલમ હાંસલ કર્યો." ( અશો. જ. )

" જેને નિષ્કામતા છે તે પોતે કોનું ભલું કરે છે તેનો વિચાર પણ કરતો નથી." ( દેવી ચૌધરાણી )

## (૮) નિષ્કામ કર્મયોગ

કર્મ નિષ્કામરીતે કરવામાં આવે તો તેથી ઇશ્વર પ્રાપ્તિ થાય છે. આવી રીતે કરેલું કર્મ એ લક્ષ્યે પહોંચવાનું સાધન છે, અને ઈશ્વર એ લક્ષ્ય છે નિષ્કામ કર્મ તે એ કે આ લોકમાં અથવા પરલોકમાં કોઇપણ પ્રકારના ફળની આશા અથવા શિક્ષાના ભયવિના જે કર્મ કરવામાં આવે તે. નિષ્કામ કર્મ ખાસ કરીને આ કળિ-યુગમાં અત્યંત મુશ્કેલ છે. તેને માટે મનુષ્યને સત્ય, જ્ઞાન અથવા ભક્તિ હોવી જોઇએ. નિષ્કામ કર્મમય જીવન ગાળવું એ મહા-પુરૂષથીજ બની શકે તેવું છે. નિષ્કામ-કર્મયોગ ઘણો મુશ્કેલ છે. એક તો કલિયુગમાં સ્વાભાવિક આસક્તિ થઇ જાય છે. મનમાં આપણે એમ ધારીએ કે આપણે આસક્તિ રહિત થઇને કર્મ કરીએ છીએ, પણ કોણ જાણે કયાંથી આસક્તિ આવીને ઉભી રહે છે, અને તેની ખબર પણ પડતી નથી. અનાસક્ત કર્મ કરવાનું તેનેજ માટે સંભવિત છે કે જેણે ઇશ્વરનાં દર્શન કર્યાં હોય!!! બુદ્ધિ-નિર્મળ અથવા નિષ્કામ રાખીને કરેલાં સર્વ કર્મો-મોટો યજ્ઞજ છે, અને યજ્ઞને માટે કરેલાં કર્મો બાધક નથી. આ કર્મ કરતાં ફળની

આશા પણ છોડેલી હોવાથી સ્વર્ગની આવજામાં ન પડતાં આ કર્મ કરવાથીજ આખરે મોક્ષ સુધીની સદ્ગતિ પ્રાપ્ત થાય છે. ( ગીતા ૩/૯ ). સારાંશ—સંસાર યજ્ઞમય અથવા કર્મમય હોય તો પણ સંસારના કર્મ કરનારાના બે વર્ગ પડે છે. એક શાસ્ત્રોક્તરીતે પણ ફળની આશા રાખીને સંસારનાં કર્મ કરનાર ( કર્મઠલોક ), અને બીજા નિષ્કામ બુદ્ધિથી કેવળ કર્તવ્ય સમજીને સંસારનાં કર્મ કરનાર ( જ્ઞાની લોક ) આ પૈકી પહેલા વર્ગના એટલે કેવળ કર્મઠ લોકને સ્વર્ગપ્રાપ્તિના જેવું અનિત્ય ફળ મળે છે, અને બીજા એટલે જ્ઞાન સાથે નિષ્કામ–બુદ્ધિથી કર્મ કરનારા જ્ઞાની પુરૂષોનો મોક્ષરૂપી કર્મફળ મળે છે એવો ગીતાનો સિદ્ધાન્ત છે. સર્વ કર્મ કરવાં પણ તેમાં લેશમાત્ર પણ આસક્તિ ન રાખવી; કર્મ થાય તે કેવળ કર્મ માટેજ કરવાં; પોતાના લાભને માટે નહીં. આ જગતમાં સંપૂર્ણ શક્તિને કશી પણ કર્મશીલતા હોતી નથી, તે કેવળ અસ્તિત્વ ધરાવે છે પરન્તુ કર્મ કરતી નથી.

## (૯) યજ્ઞ—કર્મ.

કર્મ એ પરમેશ્વરેજ ઉત્પન્ન કરેલાં છે, મનુષ્યે ઉત્પન્ન કરેલાં નથી. બ્રહ્મદેવે સૃષ્ટિ અને પ્રજા ઉત્પન્ન કર્યાં તે વખતેજ યજ્ઞ ઉત્પન્ન કરેલો છે. તે યજ્ઞથીજ તમે તમારી મેળે સમૃદ્ધિ મેળવી લ્યો, એમ તેણે પ્રજાને કહેલું; અને એ યજ્ઞ કર્મ વગર સિદ્ધ થતો નથી તેથી યજ્ઞ એટલેજ કર્મ એમ પણ કહી શકાય. એટલે મનુષ્ય અને કર્મ એકજ વખને ઉત્પન્ન થયેલાં છે એમ કહેવું જોઇએ. પણ આ કર્મ કેવળ યજ્ઞ માટેજ હોવાથી અને યજ્ઞ એ મનુષ્યનું કર્તવ્ય હોવાથી આ કર્મનાં ફળ મનુષ્યને બન્ધન થતાં નથી. કેવળ તલ– ચોખા બાળવાં અને પશુ મારવાં એ એક પ્રકારનો યજ્ઞ ખરો, પણ આ દ્રવ્યમય યજ્ઞ હલકા પ્રકારનો છે; અને સંયમ રૂપી અગ્નિમાં કામ ક્રોધાદિ ઇન્દ્રિયોની વૃત્તિઓ

બાળવી કિંવા નમ્ર (બુદ્ધિપૂર્વક) કહિ સર્વ કર્મની બ્રહ્મમાં આહુતિ દેવી એ યજ્ઞ ઉંચી પાયરીનો છે આવી યજ્ઞની વિસ્તૃત અને વ્યાપક વ્યાખ્યા કરી આવા યજ્ઞ સારૂ ફળની આશા છોડી કર્મ કરવાં એવો બોધ છે. મનુષ્યનું જીવિત એ એક પ્રકારનો યજ્ઞ જ છે એમ કહેતાં એવા પ્રકારના યજ્ઞની મહત્તા વર્ણવતાં 'આ યજ્ઞ વિદ્યા ઘોર આંગિરસ નામના રૂષિએ દેવકી પુત્ર કૃષ્ણને કહી હતી.' એમ છાંદોગ્ય-ઉપનિષદ્‌માં એક ઠેકાણે લખેલું છે. યજ્ઞ એટલે કેવળ જ્યોતિષ્ટોમાદિ શ્રૌત યજ્ઞ, કિંવા અગ્નિમાં કોઈપણ દ્રવ્યનો હોમ કરવો એટલોજ અર્થ ન હોતો. (ગીતા ૪/૩૨). સૃષ્ટિ નિર્માણ કર્યા પછી તેનો ક્રમ સારી રીતે ચાલવા માંટે એટલે કે લોક સંગ્રહાર્થે સર્વ પ્રજા પ્રત્યે બ્રહ્મદેવે ચાતુર્વર્ણ્ય વિહિત જે જે કર્મો વ્હેંચી દીધાં છે તે સર્વનો યજ્ઞ શબ્દમાં સમાવેશ થાય છે. યજ્ઞ શબ્દ કેવળ શ્રૌત યજ્ઞ પૂરતોજ આ ઠેકાણે વાપરેલો નથી પણ સ્માર્ત યજ્ઞો અને ચાતુર્વર્ણ્યાદિ યથાધિકાર સર્વ વ્યવહારિક કર્મોનો પણ તેમાં સમાવેશ થાય છે. ભરણ-પોષણ થવા માટે તે યજ્ઞકર્મ અથવા યજ્ઞ-ચક્ર તે એકજ સ્વરૂપ છે.

(ગીતા ૨/૧૧)

સ્વધર્માચરણ એજ નિત્ય યજ્ઞ છે. સ્વધર્માનુસાર કર્મો કરવાં એજ અખંડ યજ્ઞ છે. અને જે પુરૂષ આ યજ્ઞ કરે છે તેને કાંઈ પણ બન્ધન નડતું નથી. સહયજ્ઞાઃ પ્રજા સૃષ્ટ્વા (ગી. ૩/૧૦). સ્વધર્મ એજ એક યજ્ઞ છે માટે તેનું આચરણ કરવું. અમૃતનું સેવન કરવાથી જે પ્રમાણે મહારોગોનું નિવારણ થાય છે તે પ્રમાણે યજ્ઞાવશિષ્ટ અન્નનું સેવન કરવાથી સર્વ પાતકો નષ્ટ થાય છે (ગી. ૩/૧૩) આ સર્વ સંપત્તિ સ્વધર્મરૂપી યજ્ઞનું હવન દ્રવ્ય છે એમ સમજી તેને સ્વધર્મ યજ્ઞદ્વારા પ્રભુને અર્પણ કરવી જોઇએ. કર્મની મૂર્તિ જે યજ્ઞ તેમાં વેદ રૂપી બ્રહ્મ નિરંતર વાસ કરે છે. (ગી. ૩/૧૫)

આત્મ નિવેદન અથવા આત્મ સમર્પણ એ મ્હોટામાં મ્હોટો યજ્ઞ છે. સર્વ શાસ્ત્રો યજ્ઞ કરવાની ભલામણ કરે છે કેમકે યજ્ઞ વગર સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ થતી નથી. પંચ યજ્ઞમાં ધ્યાન અને જ્ઞાન યજ્ઞ મુખ્ય છે કર્મ યજ્ઞમાં કર્ત્તા તો રાજ્ય ભવનના બાહ્ય કર્માચારીના સમાન છે જેથી અલ્પ ફળ મળે છે. ધ્યાનીને ઈશ્વર-વિગ્રહ પ્રત્યક્ષ ભાસે છે; અને કર્મ યોગીને માટે ઈશ્વર-દેહ-સ્થૂળ માટી, કાષ્ટ આદિ દ્વારા કલ્પિત થાય છે. યજ્ઞનો સાચો ભાવ બધાં પ્રાણીયોની નિઃસ્વાર્થ સેવા છે. ધર્મનું મુખ્ય-અંગ યજ્ઞ-સંપત્તિ છે પોતાના કર્મોદ્વારા ભગવાનની પૂજા કરવાનો સિદ્ધાન્ત स्व कर्मणा तमभ्यर्च्य ની વ્યાખ્યા છે. જે યજ્ઞ-ચક્રની ગતિ અમીર અને ગરીબ, શિક્ષિત અને અશિક્ષિત તમામ લોકોની પરસ્પર સહાયતા અને સહયોગ પર નિર્ભર છે; परस्परं भावयन्तः श्रेय परमवाप्स्यथ એ તે યજ્ઞ ચક્રનું એક અંગ સ્વભાવ -નિયતં કર્મ પણ છે.

एवं प्रवर्तितं चक्रं नानु वर्तयती हृयः
अघायुरिन्द्रिया रामोमोघं पार्थ सजीवति ॥

વિશ્વ રૂપ ભગવાનની પૂજાને માટે જે જે કર્મો કરવામાં આવે છે તે પ્રત્યેક કર્મ યજ્ઞાર્થ—કર્મ છે.

## યજ્ઞનો અર્થ

યજ્ઞ શબ્દનો દ્રવ્યાત્મક યજ્ઞ એ મૂળનો અર્થ લક્ષણાથી વિસ્તૃત અને વ્યાપક કરી તપ, સંન્યાસ, સમાધિ, પ્રાણાયામ વિગેરે ભગવત્પ્રાપ્તિનાં સર્વ પ્રકારનાં સાધનોને યજ્ઞ એ મ્હોટા શબ્દમાંજ સમાવેશ કરવાની આ કલ્પના ભગદ્ગીતામાંજ અપૂર્વ બતાવવામાં આવેલી છે એમ નથી. મનુના ચોથા અધ્યાયમાં ગૃહસ્થાશ્રમના વર્ણનમાં પ્રથમ ૠષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્ય યજ્ઞ અને પિતૃયજ્ઞ એ સ્માર્ત પંચ મહાયજ્ઞો પ્રત્યેક ગ્રહસ્થે

છોડવાં નહિ એમ કહ્યું છે તે પછી તેને બદલે કેટલાક "ઇન્દ્રિયોમાં વાચાનો, કિંવા વાચામાં પ્રાણનો હોમ કરીને અથવા આખરે જ્ઞાન યજ્ઞથી પરમેશ્વરનું યજન કરે છે" એમ કરેલું છે (મનુ. ૪/૨૧–૨૪). यज्ञानां जपयज्ञोऽस्मि (ગીતા ૧૦/૨૫) યજ્ઞોમાં જપ યજ્ઞ હું છું એ વાક્ય મહત્વનું છે અનુગીતામાં यज्ञानां हुतमुत्तमम् એટલે જે યજ્ઞોમાં (અગ્નિમાં) હવિ સમર્પણ કરી સિદ્ધ કરવામાં આવે છે તે યજ્ઞ ઉત્તમ એમ કહેલું છે; અને તેજ વૈદિક કર્મકાંડીઓનો મત છે. પણ ભક્તિ માર્ગમાં હવિયજ્ઞ કરતાં નામયજ્ઞ અથવા જપયજ્ઞનું મહત્વ વિશેષ છે, અને તેથી ગીતામાં यज्ञानां जपयज्ञोऽस्मि એ વાક્ય આવેલું છે. "બીજું કાંઇ કરો યા ન કરો, કેવળ જપથીજ બ્રાહ્મણ સિદ્ધિને પામે છે એમ મનુએ પણ એક ઠેકાણે (૨/૮૭) કહેલું છે. ભાગવતનો પાઠ यज्ञानां ब्रह्मयज्ञोऽहम् એવો છે.

જગતના બધા પદાર્થોની સ્થિતિ યજ્ઞ ઉપર નિર્ભર છે. યજ્ઞ પાંચ પ્રકારની ક્રિયાનું નામ છેઃ–

आयान—અન્ન લઇને સ્વરૂપમાં પ્રવિષ્ટ કરી લેવું.

अर्पण—સ્વરૂપમાંથી લઇને બીજાની રક્ષા માટે આપવું

उत्सर्ग—વિશ્વાત્માને માટે આત્મ સમર્પણ.

भैषजय—અર્ક-પ્રાણ આદિ અવસ્થાઓમાં કેન્દ્ર શક્તિને આખ્યાયિત કરવી.

યજ્ઞાર્થ કર્મ શું છે ? (ગી. ૩/૯). यज्ञो वै विष्णुः ભગવત્ પ્રીત્યર્થ થવાનાં કર્મોનું નામજ યજ્ઞ છે અને તેનું નામ કર્મયોગ છે. મન અને વાણીની બન્ને દ્વારા બધા યજ્ઞ થાય છે. મન અને વાણીની ક્રિયા એક બીજાની સાથે સામંજસ્ય હોય ત્યારેજ યથાર્થ યજ્ઞ થાય છે અને પરમાત્માનો પ્રકાશ થાય છે.

" Animal sacrifice were no more needed in accordance with the best spirit of the Vedic Dharma itself, in the name of which they were said to be performed. Vedas inculcated bloody sacrifices not for the sake of taking animal life but to circumscribe the universal taking of such life by human beings by confining in only to these occasions with a view however to the complete abolition of it in course of time. Vedas at their highest taught अहिंसा (non-violence) and that these bloody sacrifices were only a stage on the way to the complete realization of this principle; those who performed such sacrifices were acting against the teaching of the શાસ્ત્રો (scriptures) and that they were no better than મ્લેચ્છ. (It is similar in its meaning to the term heathen as used by the Christians, and Kafir by the Moslems. Originally these terms were meant to denote people who do not know God and have no law) (સ્વામીનારાયણ)

## (૧૦) યજ્ઞના પ્રકાર

अफला कांक्षिमिर्यज्ञो चिधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधय स सात्विकः ॥
(ગીતા ૧૭/૧૧)

ફળની આકાંક્ષા ન રાખતાં યજ્ઞ કરવા એજ મારું કર્તવ્ય છે એમ સમજી શાસ્ત્રવિધિ પ્રમાણે શાન્ત ચિત્તથી જે યજ્ઞ થાય છે તે સાત્વિક યજ્ઞ છે.

अभि संधायतु फलं दंभार्थमपि चैव यत् ।
इज्यते भरत श्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥
(ગીતા ૧૭/૧૨)

પણ ફળની ઈચ્છા કરી કિંવા દંભથી એટલે પોતાનું ઐશ્વર્ય બતાવવાને જે યજ્ઞ થાય છે તે યજ્ઞનેહે ભરતશ્રેષ્ઠ ! તું રાજસ જાણ

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धया विरहितं यज्ञं तामसं परिचक्षते ॥

(ગીતા ૧૭/૧૩)

અને શાસ્ત્રવિધિને બાજુ પર રાખી અન્નથી તૃપ્તિ કર્યા સિવાય મંત્રોચ્ચાર વિના, દક્ષિણા વિના અને શ્રદ્ધા વિના જે યજ્ઞ થાય છે તેને તામસ યજ્ઞ કહે છે.

લક્ષ્ય વસ્તુ જ્યારે આવિર્ભાવ પામે છે ત્યારે તે યજ્ઞરૂપે જ્વલમાન થાય છે. ભૂતમાત્ર રૂપ યજ્ઞમાં સ્થૂળ-સૂક્ષ્મ શરીરોનો તેમની પ્રવૃત્તિઓ સાથે હોમ થાય એજ અલખનો લંખ યજ્ઞ છે. સંસારીઓના મુખ્ય ધર્મ જેમ પંચ મહાયજ્ઞમાં સમાસ થાય છે તેમ સાધુતાના ધર્મ પણ પંચ મહાયજ્ઞમાંજ સમાસ થાય છે; પણ સંન્યાસીઓના યજ્ઞ સ્થૂળ-સામગ્રી યજાય છે અને યજ્ઞ દર્શન સંસારને લક્ષ્ય થાય છે ત્યારે સાધુઓના યજ્ઞ તેમનાથી અલક્ષ્ય રહે છે, અને તેમની સામગ્રી સૂક્ષ્મ હોય છે. यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्माणि प्रथमान्यासन्—દેવોએ યજ્ઞ વડે યજ્ઞનો યાગ કર્યો ! પ્રથમ ધર્મ આવા હતા. ભૂતમાત્રને આત્મવત્ ગણી આત્મસાત્ કરવાનો માર્ગ તો આપણા પંચ મહાયજ્ઞથીજ સધાય છે. સંસારના પંચ મહાયજ્ઞ—પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, ભૂતયજ્ઞ, દેવયજ્ઞ અને બ્રહ્મયજ્ઞ એવા ગણાય છે. સર્વથા અધ્યાત્મ બળમાં અચળ રહી મહાયજ્ઞના વિધિમાં અખંડ સજ્જતાથી પ્રવૃત્ત રહી એ યજ્ઞમાં આયુષ્યના સર્વ અંશને હોમી દેજો. પરાવરને પામવાને યોગ, કર્મ અને જ્ઞાન ત્રણે સાધનને પામી ત્રિયોગ સાધવો જોઈએ. 'આ દુનિયાનું બંધારણ યજ્ઞ ઉપરજ રચાએલું છે પૃથ્વી પોતાનાં તત્ત્વો આપી બીજનું પોષણ કરે છે એ પૃથ્વીનો યજ્ઞ છે. સૂર્ય પોતાનાં

કિરણોદ્વારા પ્રાણીમાત્રને જલ આપે છે એ સૂર્યનો યજ્ઞ છે. સ્ત્રીઓ પોતાનું સત્ત્વ આપી તથા ઘણાં કષ્ટો વેઠી બાળકોને ઉછરે છે એ સ્ત્રીઓનો યજ્ઞ છે. કોઈ વાવ, કુવા વિગેરે જળાશયો કરાવે છે, કોઇ અન્નક્ષેત્રો સ્થાપે છે, કોઇ અનાથાશ્રમો કાઢે છે, યુરોપાદિ ખંડના લોકો લાખો ને કરોડો રૂપીઆ ધર્મ, કેળવણી, જ્ઞાન વિગેરેના પ્રસારને માટે ખરચે છે. આ બધા લઘુ યજ્ઞો છે; અને આત્મસમર્પણ એ મહત્તમ યજ્ઞ છે, કારણ કે તેમાં અહંતા-મમતાથી ઉત્પન્ન થયેલી સર્વ સામગ્રીનો ત્યાગ કરવામાં આવે છે. શાસ્ત્રોના કેટલાક યજ્ઞોની ગણના કરેલી છે તે યજ્ઞો કર્મરૂપ છે. એ યજ્ઞોમાં પણ અર્પણ એ મુખ્ય તત્ત્વ છે.

ભગવાનમાં આત્માની આહુતિ કરવી એ શ્રેષ્ઠ યજ્ઞ છે; તેજ પરમ પુરૂષાર્થ છે. જે કાંઇપણ ચાહતો નથી તે શ્રી ભગવાનને પ્રાપ્ત કરે છે. ભક્તનું ધન કેવળ શ્રી કૃષ્ણનું ચરણ કમળ છે તે કેવળ ભગવાનની કૃપાથી પ્રાપ્ત થાય છે. વિશ્વરૂપ બનેલા ભગવાનના પાંચ સ્વરૂપ છેઃ—

(૧) રૂષિ — ભગવાનની આધ્યાત્મિક શક્તિના અધિષ્ઠાતા
(૨) દેવતા — „ આધિદૈવીક „
(૩) પિતૃ — નિત્ય નૈમિત્તિક આધિભૌતિક „
(૪) મનુષ્ય —
(૫) અન્યાન્ય ભૂતપ્રાણી–પશુ, પક્ષી, વૃક્ષ, ઔષધિ, લતાગુલ્મ આદિ.

પોતે કમાઇ કરીને પાંચેને તૃપ્ત કરવા; તેથી વિશેષ જે બચે તેને ભગવત્પ્રસાદ સમજીને સ્વયં ગ્રહણ કરે તે મનુષ્ય સમસ્ત પાપોથી છુટી જાય છે (ગી. ૩/૧૩).

પાંચમહાયજ્ઞ —

अध्यापनं ब्रह्मयज्ञः पितृ यज्ञस्तु तर्पणम
होमो दैवो बलिर्भौतो नृ यज्ञोऽतिथि पूजनम

બ્રહ્મયજ્ઞ—(૧) સદ્ગ્રન્થો પઢવાં, સાંભળવાં અને તેમાં વર્ણિતજ્ઞાનનું ગ્રહણ કરવું.

(૨) શુદ્ધ આચરણ.

(૩) આશ્રય ધર્મના વિધાન પ્રમાણે ચાલવું.

(૪) વિશ્વમાં ઉપદેશ પ્રચાર.

(૫) તર્પણ–દાનાદિથી તૃપ્ત કરવાં.

ઇન્દ્રિયોનું દમન કરી શાન્તિયજ્ઞમાં રત થઈ બ્રહ્મયજ્ઞમાં સ્થિર થવું જોઇએ.

મનોયજ્ઞ—મનથી આત્મ વિચારરૂપ યજ્ઞ.

વાક્‌યજ્ઞ—વાણીથી ભગવન્નામ-જપ રૂપ.

કર્મયજ્ઞ—શરીરથી અહિંસા, શૌચ, અને ગુરૂ સેવાદિ.

મૂળ યજ્ઞો નીચે મુજબ છે :—

(૧) પાકયજ્ઞ—સ્માર્તયજ્ઞ-એકાગ્નિયજ્ઞ ગૃહયજ્ઞ.

(૨) હવિર્યજ્ઞ—અગ્નિહોત્ર, દર્શ પૌર્ણમાસ્ય, ચાતુર્માસ્ય, પશુ બન્ધ ઇત્યાદિ.

(૩) મહાયજ્ઞ—ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, પિતૃયજ્ઞ, દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ

(૪) અતિયજ્ઞ—અગ્નિચયન, રાજસૂય, અશ્વમેધ, વાજપેય.

(૫) શિરોયજ્ઞ—પ્રત્યેક યજ્ઞના અન્તમાં શિરસંધાનને માટે જે યજ્ઞ કરવામાં આવે છે તેને શિરોયજ્ઞ કહે છે.

દેવયજ્ઞમાં અગ્નિહોત્રથી માંડી અશ્વમેધયજ્ઞ પર્યન્તના યજ્ઞો ગણાય છે. જે કર્મથી પ્રસન્ન કરવામાં આવે તે તર્પણ છે. સ્વાધ્યાય એટલે જપ છે.

## (૧૧) ત્રણ રૂણ અને ધર્મ-કાર્ય

સ્વાધ્યાય, પુત્રોત્પાદન અને યજ્ઞ એ ત્રણને રૂણ ગણેલા છે તેને સ્થાને લક્ષ્ય ધર્મની વ્યવસ્થામા પુત્રોત્પાદનને રૂણ નથી ગણ્યું.

ત્યાગના પ્રસંગમાં પુત્રોત્પાદનનો ૠણવિચાર પ્રાપ્ત થતોજ નથી. બાકીનાં બે ૠણ જે સ્વાધ્યાય અને યજ્ઞ કહ્યા તે તો અલખ દીક્ષા પછી પણ સાધવાનાં છે. માટે આ ૠણ વ્યવસ્થાની સાધુજનોએ ઉપેક્ષા કરી છે. સાધુજન સંસારી હોય તો પણ તેને પંચયજ્ઞ વિના બીજો ધર્મ નથી; બીજું ૠણ નથી. માતૃભૂમિનું કે મનુષ્ય લોકનું કલ્યાણ સંસારના અને સાંસારિક પદાર્થોના આશ્રયથીજ થાય એમ હોય તો તે વિષયે પોતાની કલ્યાણ શક્તિનો વિચાર કરી એ આકારક અતિથિ યજ્ઞ પણ સંસારમાં રહીનેજ કરવાનો ધર્મ છે. ભૂત-યજ્ઞનું ૠણ માતૃભૂમિના ને મનુષ્ય લોકના યજ્ઞનું ૠણ સધર્મ છે અને એ સર્વના ૠણમાંથી મુક્ત થવાનું શાસન એકજ પ્રકારનું છે.

## પરોપકાર ધર્મ

માનવ જન્મની સફળતા માટે પરોપકાર એ ફરજ રૂપ છેઃ—

अष्टादश पुराणानां सारं सारं समुद्धृतम्
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

પરોપકાર એ પુણ્ય અને પરનું પીડન એ પાપ, એ અઢારે પુરાણનો સાર છે એમ કહેલું છે. અને ભર્તૃહરિ પણ स्वार्थो यस्य परार्थ एव स पुमान् एकः सतां अग्रणी—જેનો સ્વાર્થ પરાર્થ એજ નર, એ સંતો તણો અગ્રણી એમ કહે છે. કેવળ સ્વાર્થ અથવા પોતાનુંજ વિષયસુખ આ કનિષ્ઠ પાયરીથી ચઢતાં ચઢતાં આધિભૌતિક સુખ વાદીઓને પણ પરોપકાર અને છેવટે માણસાઈ સુધી આવવું પડે છે. બુદ્ધિ સર્વ ભૂત માત્ર તરફ સમાન થાય એટલે પરોપકાર કરવો એ દેહ સ્વભાવજ બની જાય છે. સર્વ દેશમાં અને સર્વ નીતિ શાસ્ત્રમાં પ્રધાન માનેલો પરોપકાર ધર્મ લ્યો. મારો જે આત્મા છે તેજ બીજાનો પણ આત્મા છે એ અધ્યાત્મ તત્ત્વથી આ ધર્મની જેવી ઉપપત્તિ બેસે છે તેવી બીજા

કોઈ પણ આધિભૌતિક વાદથી બેસતી નથી. ઘણું થાય તો પરોપકાર બુદ્ધિ એ એક નૈસર્ગિક ગુણ છે અને ઉત્કાન્તિવાદ પ્રમાણે જગતમાં વધતો જાય છે એટલુંજ આધિભૌતિક શાસ્ત્રો કહી શકે છે સર્વ લોક આપણામાં અને આપણે સર્વ લોકમાં એ ભાવના એક વાર દૃઢ થયા પછી સ્વાર્થ પરાર્થથી ભિન્ન છે કે નહિ તે પ્રશ્ન ઉપસ્થિત થઇ શકતોજ નથી. સર્વ ખલ્વિદં બ્રહ્મ એવી અદ્વૈત બુદ્ધિથી પરોપકાર કરવા જે પુરૂષ પ્રવૃત થાય છે તેના મનમાં આશંકા રહેતી નથી.

"વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઇ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તે મન અભિમાન ન આણે રે."
(નરસિંહ-મહેતો).

ઉત્તમ કાર્ય

વિશ્વાસ મારાં બીજ છે, મનુષ્યનું હૃદય મારૂં ક્ષેત્ર છે, સત્કાર્ય રૂપ વૃષ્ટિ જળ તે ખેતરને રસાળ કરે છે. જ્ઞાન મારૂં હળ છે; અને વિનય તેની કોશ છે; અને મારૂં મન તેને ચલાવવાની રાશ છે; ધર્મરૂપ હળને મુઠીમાં પકડું છું; ઉત્સાહ અને ઉદ્યમ એ બે બળદ ચલાવવાનો મારો પરોણો છે; અને કર્મિષ્ઠતા મારા બળદ છે. આવી રીતે મારી ખેતીવાડીનું કામ થાય છે. મોહરૂપી જંગલી તૃણ અને કાંટા નાશ પામે છે. આ ખેતરના કામથી નિર્વાણ અમૃતફળ ઉત્પન્ન થાય છે, અને સર્વ દુઃખનું અવસાન થાય છે. લોકો ધર્મ, ધર્મ કરી રહ્યા છે, એ બાહ્ય ધર્મ આપણા ઉપર શ્યામાટે સામ્રાજ્ય ભોગવે ? આપણે પોતેજ આપણા દેવ છીએ. ભય ન રાખવો જોઈએ. જે કર્તવ્યને ધાર્મિક કહેવામાં આવે છે, પવિત્ર ગણાય છે તેવા કાર્યમા રોકાયલા હોઇએ ત્યારે તો ઠીક છે; પરન્તુ જ્યારે નિવૃત્તિમાં બેઠા હોઇએ તે સમયે આપણા આત્માનુંજ ભાન કરવું; આપણી દિવ્યતામાંજ મશગુલ

રહેવું અને સ્વાત્માનન્દ ભોગવવો એજ ઉત્તમ કાર્ય છે. દૂધ મેળવવા સારૂં ગાયને દોહવી પડે છે તે પ્રમાણે ઇશ્વરને મેળવવા સારૂ મનુષ્યે પોતાનું હૃદય દોહવાનું છે.

"Beauty of religion like beauty of art lies in its concealment of religion "

( અશોજરથુસ્ત ને ગીતાંજલી )

## (૧૨) કર્મવિચાર–કર્મની પરંપરા

કોઇ એક કર્મ નીતિ દ્રષ્ટિએ યોગ્ય છે કે અયોગ્ય છે તેનો બે પ્રકારે વિચાર થઈ શકે છે—(૧) તે કર્મનું કેવળ બાહ્ય પરિણામ શું આવ્યું છે અથવા આવશે તે જોઇને; અને (૨) તે કર્મ કરનારની બુદ્ધિ એટલે વાસના કેવી છે તે જોઇને. પહેલા માર્ગને આધિભૌતિક માર્ગ કહે છે. બીજામાં વળી બે પક્ષ ઉત્પન્ન થાય છે; અને તે બે પક્ષનાં બે જુદાં જુદાં નામો છે. શુદ્ધ કર્મ કરવા સારૂ વાસનાત્મક બુદ્ધિ શુદ્ધ રહેવા સારૂ વ્યવસાયાત્મક એટલે કાર્યાકાર્યનો નિર્ણય કરનારી બુદ્ધિ પણ સ્થિર, સમ અને શુદ્ધ હોવી જોઇએ. કર્તાની બુદ્ધિ એટલે વાસના શુદ્ધ છે કે નહીં તેનો નિકાલ આખરે વ્યવસાયાત્મક બુદ્ધિની શુદ્ધતા ઉપરથીજ કરવો પડે છે. (ગી. ૨/૪૧) સાંખ્ય સિદ્ધાન્ત અનુસાર પ્રકૃતિનું જો કોઇએ ત્રિગુણાત્મક મહાનમાં મહાન–ઉચ્ચતમ–પ્રકટીકરણ હોય તો તે મહત છે. મહતનાં બુદ્ધિ અને વિશ્વબુદ્ધિ એવાં બીજાં પણ બે નામો છે, અને પ્રત્યેક માનવી–મન તે એ વિશ્વ-બુદ્ધિનોજ ભાગ છે. એ મહતમાંથી જ મનની ઉત્પત્તિ થાય છે. સંસ્કાર સંગ્રહ કરવો અને તેમને મહત–બુદ્ધિ સમક્ષ રજુ કરવા એટલુંજ મનનું કામ છે; અને ત્યારપછી એ સંસ્કારોના નિર્ણયનું કાર્ય તો મનુષ્યની બુદ્ધિ પોતેજ બજાવે છે. કર્મ શબ્દનો વ્યવહાર શાસ્ત્રોમાં અને શ્રુતિયોમાં વિવિધ છે. જ્યારે પ્રારબ્ધાદિ વિશેષણો સાથે કર્મ શબ્દનો

વ્યવહાર થાય છે ત્યારે જે આ કર્મવૃક્ષ પ્રાણીઓનાં ચિત્ર ભાગ્ય રચે છે તે વૃક્ષમાંનાં કર્મ આ શબ્દથી વાચ્ય થાય છે. ભાગ્ય એ પણ આ શબ્દનું વાચ્ય વ્યવહારમાં થાય છે. બીજાઓનો ભાગ્યથી વ્યાવૃત એટલે ભિન્ન એવો જે ઉદ્યમ અથવા પુરૂષ-યત્ન તે તે કર્મ શબ્દથી લક્ષે છે

" તમામ વિચારો ભાષાના સંબંધથી છે. વિચાર અને ભાષા એકજ છે. ભાષા વગર વિચાર કરી શકાય નહીં. આ દુનિયામાં વિચાર વગર કાંઈ બુદ્ધિ ગમ્ય નથી, અને ભાષા વગર વિચાર હોઇ શકતો નથી. લાગણીની ભાષા ધ્યાનાત્મક છે. સ્વાભાવિક ભાષા દરેક સ્થળે સમજી શકાય છે." ( સ્વામી રામતીર્થ )

" The term Idea is often used more loosely to designate all abstract objects of thought."

"Process of thought is reasoning"

" Reasoning may be requisite to understanding."

" Reason is employed both in understanding and in reasoning."

" The term intellect signifies to understand."

" The word action may be applied, in the most general manner, to all exercise of the external or internal faculties of man."

( Elementary Notions )

" *The springs of human action* :—

(1) The appetite, bodily desires=natural wants-artificial wants

(2) The affections-the bodily desires tend to things; affection to persons is internal emotions or feelings=Love and Anger resentment=hatred malice or ill-will prompts in revenge.

(3) Mental desires " ( El. N. )

"તમામ વિચાર "હું નો" કે હું વિચારનો ? મારો વિચાર હા મારો ખરો. જે ઘડીએ તે બુદ્ધિની ભૂમિપર – જડ-ભૂમિપર–પરાયા ઘરમાં ગયો તે ઘડીએ તે મ્હારો મટી ગયો–તેજ-ક્ષણે તેનું નરકમાં રૂપાન્તર થવું શરૂ થયું, અને વાણીરૂપે ફેંકી દેવાયો."

( અન્નની વિષ્ઠાની માફક )

"વિચાર શું ચીજ છે ભલા ?

રસ્તાના સર્વ પદાર્થ પર મારો પ્રકાશ પડવાથી પડછાયો પડે છે તેને પંડિતો વિચાર કહે છે. સઘળા સિદ્ધાન્તો, વિચારો, ઉપદેશો, વાદો, નિશ્ચયો, વિવેચનો મારા સૂક્ષ્મ શરીરમાં દાખલ થઇ કથનીરૂપી વિષ્ટા તરીકે બહાર પડે છે, અને એમાંજ–એ સૂક્ષ્મ દેહમાં રમતા મુજ આત્માની લીલા છે." (મહાત્માઓની મસ્તી)

"વર્તન માત્રનું મુળ જે વિચાર તે નિર્મળ રાખવાનો પ્રયત્ન કરજો. આપણા વિચાર ક્ષણજીવી કહેવાય છે છતાં તેનીજ ભારે ચોકીદારી રાખવાની છે. હિંસ્ર પશુઓ અને અસુરો આપણી અંદર જ બેઠેલા છે. જેઓ આંતર સુવ્યવસ્થા અને વિવેકના રાજ્યને ઉંધું વાળવાને સતત મથે છે તેમને કદી નમતું આપશો નહિ. દરેક અનિષ્ટ વિચાર ઝેરનો અખૂટ ઝરો છે. એકમાંથી અનેક નીપજે છે, અને આત્માની બાજી ભારે કઠણ થઇ પડે છે."

( ચ. રાજગોપાલાચાર્ય )

"Never think of doing harm to others It is better to harm in actual deed than to think of doing it. The force of thought is indeed very potent. Thoughts are so very powerful that with them even He is beyond conception can be caught. The power and motion of thought are ever irresistible. No can rest at ease after making such a powerful agent his enemy. When by constant meditation the heart is

purified the all-benevolent Krishna will find for ever a habitation there. He will come even when not called for, and will not leave even when asked to go. Thought is the cause of boudage and liberation."

( Pagal Harnath )

સામાન્ય રીતે કર્મ ત્રણ પ્રકારનાં છે, દ્રવ્ય કર્મ, નોકર્મ, ભાવ કર્મ. આ ત્રણેજ પુદ્દગલ સંબંધી છે. જ્ઞાનાવરણાદિ આઠ કર્મ દ્રવ્ય કર્મ છે. જે કાર્માણ વર્ગણાથી રચાએલાં છે. તેનાં ફળ રૂપ જે ઔદારિક, વૈક્રિયિક, આહારક અને તૈજસ શરીર છે તે નોકર્મ છે. તથા જે આત્માના વિભાવ ભાવ રાગ–દ્વેષાદિ રૂપ છે તે ભાવ કર્મ છે. તે આ ત્રણ પ્રકારનાં કર્મોથી ભિન્ન આત્માના સ્વરૂપને પીછાણે છે, તેને મન, વચન, કાય અને વિભાવ ભાવોમાં આત્માપણાની ભ્રાન્તિ થતી નથી.

## કર્મની પરંપરા

વેદાન્ત કહે છે કે મનુષ્ય મૃત્યુ પામે છે ત્યારે જે જે વાસનાઓ અને ઇચ્છાઓ તૃપ્ત થવી બાકી રહી ગઇ હોય છે તે નષ્ટ થતી નથી પણ બીજા જન્મમાં સાથેજ આવે છે. મનુષ્ય મૃત્યુ પામે છે ત્યારે એની વાસનાઓ બાહ્ય રીતે જોતાં લય થઇ ગયેલી જણાય છે પણ આ વાસનાઓ—માનસિક શક્તિઓ જેમ દીવો બળી રહેતાં કાર્બન નામનો પદાર્થ ઓકસીજન નામના વાયુમાં આકર્ષાઇને મળી જાય છે તેમ તે બધી એકત્ર થાય છે. એક જૂથ તેમનું બને છે જે જગ્યા પોતાને અનુકૂળ હોય તે તરફ દોરાય છે. આ ઇચ્છાઓ સૂક્ષ્મ-શક્તિ બને છે અને આપણા કૃત્યોમાં ફેરવાઇ જાય છે. એક જન્મમાં નહીં તો બીજા જન્મમાં પણ વાસનાઓ જે બાકી રહી હોઇ તે ભોગવાય છેજ. વેદાન્ત કહે છે કે આપણા સર્વ જન્મોને પૂર્વજન્મનો આપણા અન્તઃકરણરૂપી તળાવમા

તળીએ જઇને હમણાં બેઠેલાં છે, ઉપર તરતાં નથી. જો પૂર્વજન્મ યાદ લાવવાની ઇચ્છા થાય તો મુશ્કેલ નથી; અન્તઃકરણરૂપી તળાવને જો છેક હચમચાવી નંખાય તો આપોઆપ તે બધાં ઉપર તરી આવશે. પૂર્વજન્મ યાદી આવી શકે તે શકય છે પરન્તુ તેમ કરવું તે યોગ્ય નથી. વેદાન્ત કહે છે કે જન્મ ને મરણ, મરણ ને જન્મ અમુક નિયમ પ્રમાણે એક પછી એક આવ્યાજ કરે છે. મૃત્યુ એટલે રૂપાન્તર-સ્થિતિમાં ફેરફાર. મૃત્યુ ધિક્કારવા જેવું કે ભયંકર નથી. જગતમાં મૃત્યુ માટે આટલો બધો ભય ને વિહ્વળતા દેખાડાય છે તે મ્હોટી ભૂલ છે. મૃત્યુ પછી વેદાન્ત પ્રમાણે ગાઢ નિદ્રામાં પડીએ છીએ. મૃત્યુરૂપી વિશ્રામ લઈ–નિદ્રા લઇ જગતમાં પાછા જન્મ લઇએ છીએ. પુનર્જન્મ એટલે ફરીથી જાગૃત થવું. મૃત્યુ પછી ગાઢ નિદ્રા જેવી એક વચલી સ્થિતિમાં મનુષ્ય રહે છે.

## (૧૭) મૃત્યુ અને જન્મ દરમીયાનની સ્થિતિ

વેદાન્ત કહે છે કે તે સમય માની લીધેલો સ્વર્ગ કે નરકમાં વ્યતીત થશે. મૃત્યુને પુનર્જન્મ વચ્ચેની આ સ્વપ્ન ભૂમિ છે. મૃત્યુ પામે છે એટલે માત્ર કર્ત્તા અન્તર્ધ્યાન થાય છે, ને કર્મ તો એમનું એમજ રહે છે. આમ આંહી મૃત્યુ પામતાં બીજી દુનિયામાં જાગૃત થાય છે. મૃત્યુ સમયે જે દુનિયા જોતો હતો તેવી દુનિયા પુનઃ જાગૃત થતાં જુએ છે. વેદાન્ત કહે છે કે કર્ત્તા ને કર્તવ્ય, ભોકતા ને ભોકતવ્ય બન્ને જે પોતાનામાંજ જુએ છે, તેજ આ જન્મ–મરણના ફેરામાંથી ઉગરી જશે. મનુષ્ય સુઇ ગયો તે ક્ષણથી જાગ્રત થાય તે ક્ષણ સુધીમાં જેટલો સમય જાય છે તેટલોજ કાળ મૃત્યુ અને પુનર્જન્મના વચમાં જાય છે. મૃત્યુ અને પુનર્જન્મ એ સુષુપ્તિ અને જાગૃતિનાં જેવાં છે, અને દરમિયાનનો સમય સ્વર્ગ લોકાદિ સુખ કે નરક યાતના ભોગવવામાં જાય છે. વય પ્રમાણે કિંવા પ્રકૃતિ પ્રમાણે જેવી રીતે માણસો

નિદ્રાના કલાકોનું પ્રમાણ થોડું વધારે છે તેવીજ રીતે મૃત્યુ રૂપી દીર્ઘ નિદ્રા અને પુનર્જન્મ રૂપી જાગૃતિ એની વચ્ચેના સમયનું પ્રમાણ જીવની આધ્યાત્મિક પ્રગતિ પ્રમાણે થોડું કે વધારે હોય છે. વૃદ્ધના નિદ્રાના કલાક જેમ થોડા હોય છે તેવીજ રીતે જ્ઞાન વૃદ્ધના-આત્મ દ્રષ્ટિની ઉન્નત દશાએ પહોંચી ગયેલાના દીર્ઘ-નિદ્રાવશના કલાક થોડા હોય છે. સૌ સૌના અધિકાર પ્રમાણે સૌને નવો જન્મ જલ્દી કે મોડેથી પ્રાપ્ત થાય છે. વચ્ચેના કલાકની મર્યાદા નિશ્ચિત થઈ શકતી નથી. બે ગતિના દેવયાન (શુકલ) અને પિતૃયાન (કૃષ્ણ) અથવા અર્ચિરાદિ માર્ગ અને ધૂમ્રાદિ માર્ગ એવાં ઉપનિષદમાં નામો છે. (ગીતા ૮/૨૩ થી ૨૬) મુએલા મનુષ્યના દેહને અગ્નિને સ્વાધીન કર્યા પછી એટલે અગ્નિથીજ આ બે માર્ગની શરૂઆત થાય છે. જે લોકો થોડાં પણ શાસ્ત્રોક્ત પુણ્ય કર્મ ન કરતાં સંસારમાં યાવજ્જીવ પાપનું આચરણ કરવામાં ગુંથાઈ રહે છે તે આ બેમાંથી કોઇ પણ માર્ગે જઇ શકતા નથી મુઆ પછી તેઓ એકદમ પશુ, પક્ષી વિગેરે તિર્યગ્ યોનિમાં જન્મ પામે છે કિંવા ફરી ફરીને યમલોકમાં એટલે નરકમાં જાય છે એમ ઉપનિષદમાં સ્પષ્ટ રીતે કહેલું છે. આનેજ ત્રીજો માર્ગ કહે છે. ભગવદ્ગીતામાં કેવળ પાપી એટલે આસુરી પુરૂષને આજ નિરય-ગતિ પ્રાપ્ત થાય છે. (ગી. ૧૬/૧૯ થી ૨૧; ૯/૧૨)

ખરેખર અંતકાળે તો અશ્રુ, પ્રેમ, શાંતિ, વિગ્રહ, જીવન અને મરણ એ સર્વ સમાન થઇ જાય છે; કારણકે એ સર્વ મૂળ એકજ વસ્તુના ભિન્ન ભિન્ન વિભાગો હોવાથી અંત સમય આવતાં પોતાના મૂળ સ્વભાવમાં મળી જાય છે." (બાબર)

"શરીરના નાશ સાથે આત્માનો નાશ નથી થતો અને જે કોઇ પણ માણસ કોઇ પણ પ્રકારના એક પ્રબળ મનોવિકારને હૃદયમાં દૃઢ રાખીને મરણ વશ થાય છે તે આત્મિકના રૂપમાં આ

વિશ્વમાં અમુક કાળ પર્યન્ત ભટકયા કરે છે અને તેના શુભ કે અશુભ મનોવિકારની પૂર્તી થયા પછીજ તેનો ઉદ્ધાર થઇ શકે છે." (બાબર)

"મૃત્યુ એ માનવ જીવનનો અંત નથી."

(કાઉન્ટ ટોલસ્ટોય).

"Persian proverb says:—"In the company of friends death is a muptial feast." Rather let us die with honour than live disregard." ( Babar )

Aurangzeb's letter to Azam and Kambaksh.

"I come stranger into this world and a stranger I depart."

I come here alone and alone I depart."

( Medieval India ).

"પ્રથમ આ જીવો કાર્ય સ્થિતિનો આશ્રય લઇ અનંત સમય સુધી નિગોદ સ્થાનોમાં રહે છે. વળી તે જીવો તેમાં એક શ્વાસોશ્વાસમાં સત્તર મરણની દુઃખદ વેદનાને હમેશાં ભોગવે છે. નરક સ્થાનમાં નારકી જીવોને જે ઉત્કટક દુઃખ થાય છે તેથી અનંતગણું નિગોદના જીવોને તે દુઃખો થાય છે, પછી બહુ દુઃખો વડે ત્યાંથી નીકળી તે જીવો પૃથ્વી, જલ, અગ્નિ અને વાયુકાયમાં અસંખ્યાત ઉત્સર્પિણી કાલ સુધી રહે છે. મહાકષ્ટ વડે તેઓમાંથી નીકળી તે જીવો અનંતકાળ સુધી બહુ દુઃખ ભોગવીને હજારો વર્ષ સુધી વિકલેન્દ્રિયોમાં રહે છે. ત્યારબાદ નાના પ્રકારના ભવ ભ્રમણ કરી તે જીવો પંચેન્દ્રિયપણું પામી જળ, સ્થળ અને ખેચર એવા તિર્યંકોમાં ઉત્પન્ન થાય છે. ત્યાં સ્થૂળ શરીરવાળા મત્સ્યાદિકને જાળોવડે જળમાંથી ખેંચી લઇ ક્રૂર એવા કૈવર્તો-મત્સીમારો તીક્ષ્ણ કુઠાર કાષ્ટને જેમ તેમ ચીરી નાંખે છે. ક્ષુધા, તૃષા, અંગછેદ, વિછેદ, ડંભ-ડામ અને વાહાદિક ક્રિયાઓ વડે અત્યંત પીડાતા વૃષભાદિક

જીવો પ્રત્યક્ષ દેખાય છે વાગુરા-જાલ વિગેરેના પ્રયોગ વડે મૃગલાં વિગેરે પ્રાણીઓને બાંધી માંસપાકમા પ્રવીણ એવા વ્યાધ લોકો તૈલાદિકની અંદર પકાવે છે. તેમજ ખેદની વાત છે કે, દયાહીન એવા કસાઇ લોકો નાના પ્રકારના કપટ વડે ચકલાં વિગેરે પક્ષીઓને પકડી લોહાદિકના ખીલાઓ પર તેમનું માંસ પકાવે છે ત્યા ક્રૂરતા વડે હજારો પાપ કરી તે પ્રાણીઓ શરણ રહિત નરક યોનિને પામે છે. તેની અંદર ઉત્પન્ન થયેલા તે જીવો દરેક અંગછેદ, વજ્રાગ્નિ સમાન દાહ અને નેત્રકર્ષણાદિક વડે ઘણી પીડાઓને સહન કરે છે.

બાદ કિંચિત પુણ્યના યોગથી કથંચિત્ પ્રકારે નરક સ્થાનમાંથી નીકળેલા પ્રાણીઓ નરક સમાન સ્ત્રીઓના ગર્ભમાં ઉત્પન્ન થાય છે

મનુષ્યો કંઇ સુકૃત કરી દાનાદિક ઉત્તમ કર્મો વડે ભદ્ર આશયવાળા કેટલાક મનુષ્યો દેવપણું પામે છે." (કુમારપાળ).

"જીવન અનંત છે. મરણ એ આનંદ છે. મૃત્યુ એ પ્રાણી માત્રની માતા છે. સકૃદ્દર્શીને તે કઠોર લાગે તોપણ તે કઠોર નથી. મૃત્યુ જો નહોત તો આ જગતમાં પ્રેમ ને સ્નેહ દેખાતજ નહીં. મૃત્યુને લીધે જગતની રમણીયતા છે હે મૃત્યો! તને કઠોર કહે છે તે મૂર્ખ છે. તું જગતની જનની છે આયુષ્યના સાયંકાળે આ મૃત્યુમાતા ધીમે રહીને પાછળ આવે છે, ને પોતાના બાળકોને ઉંઘાડી દે છે; અને પુનઃ નવા જીવનનો રસ આપીને તેમને રમવા સારૂ મોકલી દે છે. અમર જીવનના સાગરમાં લઈ જઈને મૂકનારી આ મૃત્યુગંગા પવિત્ર છે." ( આદર્શ ચ. સં. )

"મરતે સમય ઉનકા સિર ફૂટ ગયા ઔર એક દિવ્ય તેજ નિકલકર આસમાનકી તરફ ચલા ગયા."

( મહાત્મા ત્યાગરાજ આદર્શ ચ. સં. )

# (૧૪) વાસના બીજ અને કારણ શરીર

વ્યષ્ટિ અથવા વ્યકિતનું વાસના બીજ અને કારણ શરીર તેના સર્વ જન્મ જન્માંતરમાં એકજ રહે છે. મૃત્યુથી સ્થૂળ શરીર બદલાય છે, સૂક્ષ્મ શરીર વિકાસ પામે છે અને કારણ શરીર પ્રથમ વિકાસ પામે છે. અને સદ્‌-વાસનાઓના ઉદય પછી હ્રાસ પામતું જાય છે. સૂક્ષ્મ શરીર અને કારણ શરીર મૃત્યુથી નાશ પામતાં નથી સ્થૂળ શરીર બદલાય છે, એટલે શૂન્ય થતું નથી પણ પંચ ભૂત રૂપ સ્વયોનિમાં પાછું ભળે છે ને સૂક્ષ્મ શરીરની આસપાસ નવું સ્થૂળ શરીર વીંટાય તો વીંટાય. સંસારીઓમાં એમ મનાય છે કે મરે તે શૂન્ય થાય-તેનો નાશ થાય. નાશ કશાનો થતો નથી. વસ્તુ માત્ર સ્વયોનિમાં પરિપાક પામી આવિર્ભાવ પામે છે. રૂના તન્તુ તણાઇને સૂત્ર થાય; સૂત્ર સમુહ અન્ય પરિપાક પામી પટ થાય, પટ જીર્ણ થઇ ફાટી જાય અને અન્તે તિરોધાન પામે એટલે સ્વયોનિમાં ભળે. સ્થૂળ શરીર પણ એવીજ ગતિને પામે છે, અને તેની ગતિ ગર્ભાધાનથી આરંભાઈ દેહદાહાદિ કાળે સ્વયોનિમાં લીન થાય છે. વનસ્પતિના દેહ કેવળ સ્થૂળ છે, તેના બીજમાં તેમના સૂક્ષ્મદેહ તિરોહિત રહે છે અને કૃષિ કર્માદિને બળે એ બીજમાંથી અન્ય સ્થૂળ દેહ આવિર્ભાવ આપવાની શકિતનું ધારણ કરે છે. પાશવ યોનિમાં સૂક્ષ્મ દેહ જાતે આવિર્ભાવ પામે છે, અને વૃક્ષાદિની પેઠે તેમનાં બીજમાં અંતર્હિત રહી સ્થૂળ કામાદિને અને સંતતિને ઉત્પન્ન કરે છે. એટલુંજ નહિ પણ વનસ્પતિમાં જેમ સૂક્ષ્મ દેહ અંતર્હિત રહી સ્ફુરે છે, અને આવિર્ભૂત સૂક્ષ્મ દેહનાં કોકડામાં વીંટાઇ મૃત્યુ પછી પુનર્જન્મ ધરે છે. મનુષ્ય જાતિમાં આ ત્રણે દેહ સંપૂર્ણપણે આવિર્ભાવ પામે છે. સ્થૂળ દેહનાં અવસ્થા ચક્રની ગતિથી તેમ પોતાની શક્તિથી મનુષ્યનો સૂક્ષ્મ દેહ સૂક્ષ્મતર થાય છે અને કારણ શરીર

પોષાય છે. સ્થૂળ શરીરમાંથી આવિર્ભાવ પામેલું-નીકળેલું—સૂક્ષ્મ શરીર પોતાના પૂર્વ સંસ્કારના સંગ્રહને સાથે રાખે છે અન્ન ખવાય અને તળાય તેમ અનેક સંસ્કારોના પરિપાકથી સૂક્ષ્મ-શરીર, સિદ્ધાન્ન જેવું સૂક્ષ્મતર અને સિદ્ધ થાય ત્યાં સુધી વાસના શરીર વધ્યા કરે છે. પણ સૂક્ષ્મ શરીરની સિદ્ધ દશા થતાં તૃપ્ત થતું વાસના શરીર કૃષ્ણ પક્ષના ચંદ્ર પેઠે હ્રાસ પામવા માંડે છે. એ શરીરનો હ્રાસ થવા માંડયો ત્યાં સૂક્ષ્મ શરીરે આ ઉપાર્જિત કરેલી શકિતની પ્રવૃત્તિ આસપાસના સંસારના કલ્યાણને અર્થે સુપુષ્પના સુગન્ધ પેઠે વિસ્તાર અને વિકાસ પામે છે અને એ વિસ્તાર તથા વિકાસથી સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થાય છે; અને સંસારના કલ્યાણમાં ખેંચાતી વાસના, અહંતા મમતા છોડી માન-મદના અવચ્છેદથી મુકત થઇ સમષ્ટિ રૂપ સ્વયોનિમાં ભળે છે ને શાન્ત થાય છે. વાસના શરીર શાન્ત પડયું એટલે તેલ ખૂટી દીવો ભભૂકીને શાન્ત થાય છે અને વાટ કોયલા રૂપે પડી રહે છે, તેમ સૂક્ષ્મ શરીર સૂક્ષ્મતમ થઈ શાન્ત થાય છે અને સ્થૂળ દશા વાટના જેવી થાય છે.

## (૧૫) પૂર્વ જન્મના સિદ્ધાંતની સિદ્ધિ

પૂર્વ જન્મના સિદ્ધાંતની સિદ્ધિ માટે પૂર્વસ્મૃતિ આવશ્યક જ છે એમ નથી; છતાં પણ અનેકોને એ પૂર્વ સ્મરણ પ્રાપ્ત થવાનાં ઉદાહરણો પણ એક નહિ પણ અનેક બતાવી શકાય એમ છે. અને જે જન્મમાં મુક્ત થવાય તથા સંસાર સ્વપ્નવત્ છે એમજ ભાસવા માંડશે, તેમજ આ વિશ્વ રંગભૂમિ સમા છે અને આપણે કેવળ બાહ્ય કૃતિનાજ સ્વામિ-પાત્રો છીએ-એવી આપણી જીવીના જીવમાં-અન્તર્યામીમાં પૂર્ણ પ્રતીતિ થશે તે વેળાએ પૂર્વના સર્વ જન્મોની પોતાની મેળેજ સ્મૃતિ થતી જશે. એ પૂર્વ-સ્મૃતિ મનમાં ઉદય પામવા માંડશે ત્યારેજ મોક્ષના ખરા માર્ગમાં લગાશે.

નામ-રૂપાત્મક જન્મ-મરણના ફેરામાંથી છૂટી નિત્ય પરબ્રહ્મ સ્વરૂપી થવા માટે અથવા મોક્ષ મેળવવા માટે પિંડના આત્માને શી હરકત નડે છે તેનો વિચાર કરતાં લિંગ શરીર અને કર્મ બન્નેનો વિચાર કરવો જોઇએ. પરમેશ્વરના જ્ઞાનનો મહિમા એવો છે કે તે થતાંની સાથેજ સમસ્ત અનારબ્ધ સંચિતનો એકદમ ક્ષય થાય છે. આ અવસ્થા જ્યારે ત્યારે ઇષ્ટજ છે, પણ તેવીને તેવી તે મરણ સમયે કાયમ હોવી જોઇએ; અથવા પૂર્વે પ્રાપ્ત ન થઇ હોય તો મરણ સમયે તો ખાસ કરીને અવશ્ય થવી જોઇએ એ અત્યન્ત આવશ્યક છે. નહીં તો મરણ સમયે કાંઇક વાસના સીલક રહેતાં પૂર્નજન્મ ટળી શકતો નથી; અને પૂર્નજન્મ ન ટળ્યો એટલે મોક્ષ પણ અન્તરાય છે એમ આપણા શાસ્ત્રકારોએ ઠરાવેલું છે. પરમાર્થ-તત્ત્વથી જેની બુદ્ધિ રંગાએલી છે, ત્યાંજ જેનો આત્મા રમે છે, તેમાંજ જેની નિષ્ઠા છે, જે તત્પરાયણ છે અને જેમનાં સર્વ કલ્મષો જ્ઞાનથી ધોવાઈ ગયેલાં છે તેવા પુરૂષો પુર્નજન્મને પ્રાપ્ત થતા નથી. (ગીતા ૫/૧૭). પુનર્જન્મવિના જ્ઞાન કોઇ કાળે હોઇ શકેજ નહીં. જો કોઇ વિશિષ્ટ અનુભવ આપણને આ જન્મમાં મળે તો પૂર્વના બીજા કોઇપણ જન્મમાં તે મળેલો હોવોજ જોઇએ એમ આપણે કબુલ કરવુંજ પડે છે. સૂક્ષ્મ અથવા માનસિક સૃષ્ટિમાં બધું અનુભવથી ઉત્પન્ન થાય છે. જ્ઞાનનો ઉદ્‌ગમ પણ પૂર્વના અનુભવથીજ થયેલો હોય છે. સર્વ પ્રાણીઓમાં નિઃસર્ગતઃ મળી આવતી મૃત્યુની ભીતિ, અગાધ સાગરમાં ડૂબી જવાનો ડર, કિંવા મનુષ્યની બીજી અહેતુક અને સહજોત્થિક ક્રિયા ઇત્યાદિ સર્વ પૂર્વ-સંસ્કારજન્ય છે; અને પ્રસ્તુત જન્મમાં તેમને અન્તઃસ્ફુર્તિ આદિનું સ્વરૂપ પ્રાપ્ત થયું છે. આપણે આપણાં પૂર્વજન્મનાં કર્મોવડે આપણા ભાવી જન્મની અને ભાવી શરીરની સઘળી તૈયારી કરી રાખીએ છીએ. અને આપણા તે ભાવી આત્માના પિતૃત્વનો સ્વીકાર કરવામાં અને આપણને તે ભાવી શરીર આપવામાં આપણા માતા-પિતા પણ

વધતા કે ઓછા અંશે પૂર્વજો પણ ઉપકારક અને કારણીભૂત થાય છે એ કબૂલ છે પરન્તુ આપણા પૂર્વ-સંસ્કારો સર્વસ્વજે આપણા માતા-પિતા પાસેથી અને પૂર્વજો પાસેથી આપણને પ્રાપ્ત થાય છે એ વાત માન્ય કરવા જેવી નથી; અને આનુવંશિકત્વની કલ્પનાજ દ્રષ્ટિથી અયથાર્થ અને ભૂલ ભરેલી છે. પૂર્વજન્મમાં જે જે વિચારો મનમાં આણેલા હશે અને જે જે કૃત્યો કરેલા હશે તે સર્વની સંસ્કારરૂપ સંયુક્ત પ્રેરણાજ આત્માને તેના ભાવી માર્ગનું દર્શન કરાવે છે.

"પૂર્વભવના સંબંધ વિના કોઈપણ સમયે કોઇની સાથે વૈર અને મિત્રપણું અત્યંત હોતું નથી." (કુમારપાળ)

## (૧૬) પુનર્જન્મનો સિદ્ધાન્ત-અને વાદ

મનુષ્યના આત્મિક મુક્તતા માટેના પ્રયત્નને પ્રત્યક્ષ રીતે ચેતના અને ઉત્તેજન આપનારૂં એ પુનર્જન્મ મત છે. પોતાના સર્વ દોષોનો અને દુર્બળત્વનો આરોપ એકદમ બીજાને શિરે ચઢાવી દેવાની જે એક સાધારણ માનવી પ્રવૃત્તિ દેખાઇ આવે છે તે પ્રવૃત્તિમાંથી અલિપ્ત રહેનારો માત્ર એ પુનર્જન્મનોજ સિદ્ધાન્ત છે. ભાગ્ય કે દૈવી જેવી કોઇ ભિન્ન વસ્તુજ નથી; જે હોય તે પોતેજ છે. જેવું કરવું તેવું ભરવું એ કર્મ વિષેનો ન્યાય પ્રત્યેક વ્યક્તિને એક સરખી રીતે લાગુ પડે છે આપણે આપણું ભાગ્ય પોતેજ બનાવીએ છીએ. પ્રત્યેક કાર્ય ભાવિ જીવિત બનાવવામાં સંસ્કાર રૂપે કારણીભૂત થતું હોય છે એ વાત સદા સર્વદા ધ્યાનમાં રાખવી જોઇએ. કર્મ લિંગ શરીરના આધારથી રહે છે, અને આત્મા સ્થૂળ દેહ છોડીને જવા માડે છે ત્યારે તે કર્મ પણ લિંગ શરીર દ્વારા તેની સાથેજ જઇ આત્માને વખતો વખત જૂદા જૂદા જન્મ લેવરાવે છે એમ ગીતામાં, વેદાન્ત સૂત્રમાં અને ઉપનિષદોમાં સ્પષ્ટ કહેલું છે. "હું નિરાળો અને પ્રકૃતિ નિરાળી" એ જ્ઞાન થયા પછી

પ્રકૃતિ સાથે થયેલો સંયોગ છૂટી જતાં તે મુક્ત થાય છે; અને જ્ઞાન ન થયું તો જન્મ-મરણના ફેરામાં તેને ફરવું પડે છે. હઠથી દેહ-ત્યાગ કરે તો જ્ઞાનથી તેનાં અનારબ્ધ કર્મનો કદાપિ ક્ષય થયો હોય તોપણ હઠને લીધે દેહારંભક પ્રારબ્ધ કર્મનો ભોગ અપૂર્ણ હોય તો તે ભોગવવા માટે તેને પુનર્જન્મ લેવોજ પડે છે. અર્થાત મોક્ષ વિઘ્નમાં પડે છે. આ પ્રમાણે વેદાન્ત અને સાંખ્ય એ બન્ને શાસ્ત્રોમાં ઠરાવેલું છે. બ્રહ્મજ્ઞાન છેવટ પર્યન્ત એક સરખું કાયમ ન રહે તો મરણ પ્રાપ્ત થાય ત્યાં સુધી વચમાં પ્રારબ્ધ-કર્માનુસાર જે સારાં-ખોટાં કર્મો કરવામાં આવે તે સકામ હોઇને તેનું ફળ ભોગવવા પુનર્જન્મ લેવો પડે તેમાં ભૂલ નથી. સફળ કામ ન થાય તો જીવ પાછો જન્મે છે; પાછો વખત આવ્યે વળી જાય; એવી રીતે જા-આવ કર્યા જ કરે. અનેક જન્મમાં રખડતાં રખડતાં કોઇ શુભ મુહુર્તમાં સદગુરૂ મળી જાય તો જીવ રાધા-કૃષ્ણની ઉપાસનામાં નિયુક્ત થઇ કૃતાર્થતા પામે.

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परं तप

(ગીતા ૪/૫).

મનુષ્યે પોતાના સ્વભાવ (સત્ય-સ્વરૂપ) માટેની જે અનેક ઉપપત્તિઓ શોધી કાઢી છે, તે સર્વમાં આત્મા સ્વયં પૂર્ણ છે, તે શરીરથી સર્વથા ભિન્ન અને પૃથક્ છે તેમજ તે અમર છે એ કલ્પના વિશેષ સર્વ સાધારણ અને વધારે લોક સમૂહને સંમત થયેલી દેખાય છે. તેમજ જે વિચારશીલ લોકોનો એ ઉપપત્તિમાં વિશ્વાસ છે તેમનો તેની સાથેજ આત્માના પુનર્જન્માન્તર વિષેનો વિશ્વાસ હોવાનું મળી આવે છે.

પુનર્જન્મવાદ—બાહ્ય દ્રષ્ટિએ તો જડ અને ભૌતિક શરીર પરંપરામાં ભ્રમણ, પણ વસ્તુતઃ અને તાત્વિક દ્રષ્ટિએથી કહિએ તો

આત્માનું એક પછી એક ભિન્ન-ભિન્ન માનસિક અવસ્થાઓમાંથી નિર્ગમન થતું હતું. એજ પુનર્જન્મ વિષેની કલ્પનાનો સંક્ષેપમાં સાર છે; અને એજ પુનર્જન્મવાદનો પ્રસ્તુત પ્રસંગે સવિસ્તર વિચાર કરવાનો છે જગતમાં દેખાતી બાહ્યાકારી યાતનાઓનો અને ઉચ્ચ-નીચતાનો યોગ્ય નિર્ણય કરીને તેના યોગે માનવી આત્માના સ્વતઃ સિદ્ધ સ્વાતન્ત્ર્ય અને શ્રેષ્ઠત્વને સિદ્ધ કરવાનો માત્ર એકજ માર્ગ છે. અને તે સર્વ વિષયોનો ભાર તેના વાસ્તવિક કારણ કર્મ એટલે કે મનુષ્યે નિઃ સર્ગતઃ પ્રાપ્ત થયેલી સ્વતન્ત્રતા પ્રમાણે જાણી જોઇને અને પોતાની ઇચ્છાથી કરેલાં કૃત્યોના સંચય—પર નાખી દેવો એ છે. એટલા માટેજ પુનર્જન્મ વિષયક મત સર્વથા સત્ય અને સયુક્તિક છે. પૂર્વ-જન્મના સંસ્કારો ત્યારપછીના જન્મમાં નવીન જીવિત રૂપે અસ્તિત્વમાં આવે છે એમ માનનારી આત્માની ઉપપત્તિ-કે જે યોગે મુખ્યત્વે કરીને સર્વ ગૂઢનો સંતોષકારક અને સમર્પક ખુલાસો થઇ જાય છે—નિર્વિવાદ ખરી હોવી જોઇએ.

"Birth and death are identical. Incarnation and dissolution are just the same. We will meet again and play again. This relationship of ours is not of a day. It has been going on from age to age.

I have left my country in alarm. Intimacy of a beggar with a sovereign results in the death of the former in which he finds relief."

( Pagal Harnath )

"અમરતા સૃષ્ટિમાંથી કદિ નહિ મરે. અમરતાને સંહારવા ઇચ્છનારાઓ પોતાનેજ સંહારે છે."

( બલિ-આદર્શ ચ. સં. )

"પૂર્વજન્મકૃત કર્મના વિપાકનો બીજો કાંઈ ભાવ કોઈ કરી શકે નહીં." ( શાર્દૂલકર્ણ-આદર્શ ચ. સં. )

## (૧૭) પુનર્જન્મની કલ્પના

પુનર્જન્મની કલ્પના ગૌણ અને ત્યાજ્ય નથી. એટલુંજ નહીં પણ માનવી પ્રાણીની નૈસર્ગિક ઉન્નતિને માટે એ આવશ્યકીય વસ્તુ છે અને જો આપણે એમજ માનીએ કે આપણે હવે પછી સર્વકાળ શાશ્વતરૂપેજ રહેવાના છીએ તો અત્યાર પહેલાં પણ આપણી એજ અવસ્થા ચાલતી આવેલી હોવીજ જોઇએ. એ અનુમાન કોઇપણ વિચારશીલ મનુષ્ય તત્કાળ માન્ય કરે એમ છે. હવે એ પુનર્જન્મ મત વિષે જે આક્ષેપો—તેમાંના કેટલાક આક્ષેપો તો સર્વથા શુષ્ક અને પ્રમાદપૂર્ણજ હોય છે-કરવામાં આવે છે; તેમાં પૂર્વજન્મની સ્મૃતિ કેમ રહી નથી શકતી? પણ સંક્ષેપમાં તેનું ખંડન આ પ્રમાણે છે કે જે જે વસ્તુની કે કાલની આપણને સ્મૃતિ ન હોય તે વસ્તુ કે કાલ અસ્તિત્વમાં હોઇજ ન શકે એમ જો માનવામાં આવે તો પૂર્વજન્મ તો એક બાજુએ રહ્યો પણ આપણને બાલ્યાવસ્થાની પણ સ્મૃતિ રહેતી નથી. એટલા માટે આપણે એક સમયે બાળરૂપે અસ્તિત્વમાં હતાજ નહીં એમ આપણને કહેવું અને સમજવું પડશે. વળી એ સ્મૃતિ આપણને શા માટે નથી હોતી તેનું કારણ પણ શું સ્પષ્ટરીતે આપણા જોવામાં નથી આવતું? નવો જન્મ પ્રાપ્ત થાય છે એટલે શું થાય છે? પૂર્વકાળના મસ્તિષ્કનો ચૂરેચૂરો થઇ જાય છે અને તેના સ્થાને નવીન જન્મમાં આપણને નવુંજ ભેજું પ્રાપ્ત થાય છે. અર્થાત પૂર્વ–કાલીન ભેજા સાથે આપણી પૂર્વ–સ્મૃતિનો પણ નાશ થઇ જાય છે. કેવળ ગત જન્મના એકત્રિત પૂર્વ સંસ્કારોજ માત્ર નવીન જન્મમાં મનુષ્યના મનમાં ભાવ રૂપે રહે છે. મરણ સમયે કોઇની સાથે સંબંધ રાખવા તીવ્ર ઇચ્છા રાખીયે તો જરૂર તેમ કરી શકાશે જો અમુક મનુષ્ય સાથે કાંઇ પણ સંબંધ નહીં રાખવા માગીએ તો પુનર્જન્મમાં એની સાથે કાંઇ પણ લેવા દેવા નહીં રહે. મરણ

પછી જેનાથી છૂટા થવા માગીએ તેમની સાથે કાંઇ પણ સંબંધ રહેવાનો નથી એ નિશ્ચય છે.

વેદાન્ત પણ એજ વાતનું સમર્થન કરે છે કે જે વિચાર મરતી વખતે હોય છે તે પ્રમાણેજ બીજો જન્મ પ્રાપ્ત થાય છે; પણ તેની સાથે વેદાન્ત એમ પણ કહે છે કે મરતી વખતે એજ વિચારો આવીને ઉભા રહે છે કે જે વિચારો એના જીવનમાં પ્રધાનતા ભોગવતા હોય અને રાત–દિન ઘોળાયા કરતા હોય. જે મનુષ્ય આખી જીંદગી સુધી અશુભ કામનાઓ અને સંકલ્પો કર્યા કરતો હોય તેના મનમાં મરતી વખતે પણ સારી વાસનાઓ આવે એ કદી બને એવુંજ નથી; અને તેનાથી ઉલટું જે મનુષ્ય જીવનમાં શુભ વિચારોનું સેવન રાખતો હોય તે અન્ત સમયે અશુભ કામનાઓ કરે એ પણ અસંભવિત છે. જે વિચારો આખી જીંદગીમાં થયા કર્યા હોય અને જે ફળીભૂત થયા ન હોય તેજ વિચારો મરતી વખતે પણ આવીને ઉભા રહે છે; અને તેથી તે મનુષ્યને બીજો જન્મ તેવાજ પ્રકારનો પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે એક જન્મની અવશિષ્ટ અસિદ્ધ કામનાઓ પૂર્ણ કરવા માટે તેને બીજો જન્મ લેવોજ પડે છે. જે મનુષ્યના મનમાં શરીર છુટવા પહેલાંજ વિચારો, કામનાઓ, સંકલ્પો બંધ થઇ ગયા છે તેને મરતી વખતે કોઈ પણ જાતના ભલા કે બૂરા વિચારો સતાવતા નથી અને એટલા માટેજ પછી એને કોઇ પણ પ્રકારનો જન્મ લેવો પડતો નથી. જ્ઞાની અર્થાત્ જીવનમુક્ત પુરૂષોની આવી સ્થિતિ હોય છે.

"The human soul is the neutral point, the seed; therefore the human soul has power of incarnating and incarnating a thousand or ten thousand times, as taught in philosophy, but when once the

Divine soul has expressed in re-incarnation, it never returns to the material sphere "

( Kalpak Vol 33 p. 307 )

"જન્મનો આરંભ નથી, મૃત્યુને અંત નથી."

(મહાત્મા લાઓત્ઝૂ આદર્શ ચ. સં.

## (૧૮) જીવિત દશામાં મૃત્યુદશા

એક માણસ જીવિત દશામાં મૃત્યુદશા જેમ જેમ વધારે અનુભવે છે તેમ તેમ તે માણસ નૈસર્ગિક અને સ્વાભાવિક રીતે જન સમાજનું કલ્યાણ વધારે ને વધારે કરી શકે છે. કદાચ ઉપાડેલું કામ પુરૂં નથી કરી શકતો એમ જણાય તો એ દ્રઢ પ્રતીતિ છે કે મૃત્યુ પછી તે કાર્ય વધારે સારી રીતે સિદ્ધ થશે. નિયમ એવો છે કે મનુષ્યે પોતે સ્વસ્થ, શાન્ત, અક્ષુબ્ધ રહેવું જોઈએ; અને તેનું શરીર હમેશાં ગતિમાન રહેવું જોઇએ. મનવડે સ્થિત શાસ્ત્રના નિયમને અને શરીરે ગતિશાસ્ત્રના નિયમને અનુસરવું જોઇએ. આ નિયમ છે, તેને અનુસરવું અને મુક્ત થવું. વ્યવહાર કાળમાં હરતાં ફરતાં અને સઘળાં કામ કરતાં પણ જો આપણી વૃત્તિ બ્રહ્માકાર રહે અને ચિત્ત એ ઉચ્ચ અવસ્થામાંથી કદી પણ નીચે ન ઉતરે તો આપણું જીવન ધન્ય છે. નહીંતો મનુષ્ય જન્મ નિષ્ફળજ ગુમાવ્યો. માણસે દેહથી પર જઇને અખિલ માનવ જાતિ સાથે ઐક્ય સાધી એ ઐક્યમાંથી ઉદ્દ્ભવતા અવર્ણનીય આનંદનો આસ્વાદ લેવો જોઇએ. બાહ્ય મૃત્યુ એ અંતર્જ્ઞાન અને મોક્ષનો માર્ગ છે. જેઓએ મૃત્યુની મર્યાદાની પેલીપાર દ્રષ્ટિ પહોંચાડી છે તેઓની સમીપતા અન્તસમયે અમૂલ્ય હોય છે. જીવન અને નિર્માણને ભિન્ન પાડતી મર્યાદા-હદ ઉપર હમેશાં ઉભા રહે છે તેઓ એક ચક્ષુથી સંસારનું અવલોકન કરે છે અને બીજા ચક્ષુએ અતિ ગૂઢ અને અજ્ઞેય એવા નિર્વાણની શોધ કરે છે. તેમનું એક ચક્ષુ નિર્વાણ

તરફ રહેતું હોવાથી તેમની દ્રષ્ટિ શુદ્ધ અને તીવ્ર થયેલી હોય છે. જીવતા મરવામાં અલૌકિક આનંદ છે ને તે આનંદના ભાગી કોઇ ભાગ્યશાળી માણસજ થાય છે. જેટલા પ્રમાણમાં આપણે જીવતા છતાં મૃત્યુ પામેલા જેવા બનીએ છીએ તેટલા પ્રમાણમાં આપણું કાર્ય સિદ્ધ થાય છે. સંસારમાં રહીને આવું જીવન-મૃત્યુનું જીવન ગાળવાથી આપણું કાર્ય પાર પડે છે નહીં કે સંસારનો ત્યાગ કરીને એકાન્ત સેવવાથી. મૃતદેહો કોઇ પણ વસ્તુ પ્રતિ ક્રોધ દર્શાવતા નથી; આપણા દેહોને મૃત કરી નાખીએ અને આપણને પોતાને તેમની સમાનતામાં મૂકતાં અટકવું જોઇએ.

"મૃત્યુથી જુદું પડવું અને જીવતાં જુદું પડવું એ એકજ છે." (સરસ્વતિચંદ્ર ૩).

"જીવતાં શીખો મરતાં, ફરીથી ના કદી મરવું પડે,
તર્કટ તજી તત્ત્વો ગ્રહો, ના જીંદગી મોંઘી સડે."
(અશો. જ. ગી.)

"જીવતાં સદા મરવું શીખી, લેવું પછી કોના દમે."
(અશો જ. ગી.)

"જીવ-ભૂમિકાએ પહોંચવા શક્તિવાન થયેલો પુરૂષ પછી આપોઆપ ઉપલી ભૂમિકાએ રહડશે. નિશ્ચય આપણને જોઇએ છીએ, સિદ્ધાંત નહિ; અને તેટલા માટેજ દરેક ધર્મવાળાએ શ્રદ્ધા ઉપર અત્યંત ભાર મૂકયો છે. શ્રદ્ધામાં વાણીનો બકવાદ નથી હોતો, જાનોફેશી હોય છે-શરીરનું ભૂલવાપણું હોય છે! મન-બુદ્ધિથી સ્વતંત્ર હોવાનો છૂપો ઢંઢેરો હોય છે! શ્રદ્ધામાં ઇશ્ક હોય છે! અને ઇશ્કમાં મસ્તી-સાહસ હોય છે! માથું હાથમા લઇને ચાલે છે. શ્રદ્ધાળુ મરીને જીવે છે-(તે) મસ્ત!"
(મહાત્માઓની મસ્તી)

"દાવા દુનિયા, બેદાવા ફકીર."

"શ્રદ્ધાથી, શક્તિથી, મસ્તીથી, જાનોફેશીથી પ્રેરાતી દરેક ક્રિયા માફ છે." (મ. મ.)

"ઉપકારીનો ઉપકાર અને વૈરીનો અપકાર કરવાને જે માણસ સમર્થ થતો નથી તેને જીવતો પણ મરેલો જાણવો."
( કુમારપાળ )

"બલી અંત સમય જહં જાવના હૈ
તહં જીવતે કયોં નહીં જાઇયેજી." ( બલિરામજી ).
( શાહ જલ્લાલુદ્દીન વસાલી આ. ચ. સં. )

"માન અપમાનની બાબતમાં ઉદાસીન થઈ જા. જીવતાંજ મડદું બની જા. પછી ઉદ્ધારની બાબતમાં કશી શંકા રહેશે નહિ."
( સંત મેકેરીયસ આ. ચ. સં. )

## (૧૯) કર્મયોગનો અર્થ

કર્મયોગ એ પદના ત્રણ અર્થ થઈ શકે છેઃ– (૧) જ્ઞાન હો વા ન હો, પણ યજ્ઞ યાગાદિ ચાતુર્વર્ણ્યનાં અથવા શ્રૌત–સ્માર્ત કર્મ કરવાથી જ મોક્ષ મળે છે એ પ્રથમ અર્થ છે. પરન્તુ આ મીમાંસકોનો પક્ષ ગીતાને માન્ય નથી. (ગીતા ૨/૪૫). (૨) ચિત્ત શુદ્ધિ માટે કર્મ કરવાં (કર્મ–યોગ) એ આવશ્યક છે માટે માત્ર ચિત્ત શુદ્ધિ માટેજ કર્મ કરવાં એ બીજો અર્થ છે. આ અર્થમાં કર્મયોગ એ સંન્યાસ માર્ગનું પૂર્વ અંગ અથવા તૈયારી છે; પણ ગીતામાં વર્ણવેલો કર્મયોગ આ નહીં. (૩) જેને પોતાના આત્માનું કલ્યાણ શેમાં છે તે સમજાયું છે એવા જ્ઞાની પુરૂષોએ યુદ્ધાદિ સ્વધર્મોક્ત સાંસારિક કર્મ મરણ પર્યન્ત કરવાં કે ન કરવાં એજ ગીતાનો મુખ્ય પ્રશ્ન છે. અને જ્ઞાની પુરૂષોએ પણ ચાતુર્વર્ણ્યનાં સહુ સહુનાં કર્તવ્ય કર્મ નિષ્કામ બુદ્ધિથી કરવાંજ જોઇએ. (ગી. ૩/૨૫) તે ગીતાનો કર્મયોગ છે. અને તે કદી પણ સંન્યાસ-માર્ગનું પૂર્વ અંગ હોઇ શકે નહીં; કારણ આ માર્ગમાં કર્મ કદી પણ છૂટતાં નથી. સંન્યાસ અને કર્મયોગ એ બન્ને માર્ગો એક સરખા નિઃશ્રેયસકર છે, એટલે મોક્ષપ્રદ છે, અથવા મોક્ષ દ્રષ્ટિએ સરખી કિંમતનાજ છે એમ ભગવાન સ્પષ્ટ રીતે કહે છે; અને પછી

જીવ એ સ્થિતિ લક્ષે છે. આ વિધિવડે જીવ-ઇશ્વરનો અદ્વૈત સધાય છે. કેટલાક એને કર્મયોગ કહે છે. કર્મયોગથી જીવ-ઇશ્વરનું ઐકય સધાય છે, અને તે યોગ ગીતામાં કહેલો છે.

કલિયુગમાં મુખ્ય તથા બ્રહ્મચર્ય અને ગ્રહસ્થ એ બે આશ્રમ રહેશે. બધાં વિધિ વિહિત કર્મ કરતાં જવું પણ તે કોઈ વ્યક્તિગત હેતુની સિદ્ધિને માટે નહીં; ભગવાનને માટે કરતા જવું અને ભગવાનના અવિચ્છિન સતત્ સ્મરણની સાથે કરવાં. કર્મ-ફળના રૂપમાં સફળતા અથવા વિફળતા થાય એમાં પોતાને શું લેવા દેવા. જેમ કર્મ ભગવાનનાં છે તેમ ફળ પણ ભગવાનનાં છે. અમે તો બસ ભગવાનના યન્ત્ર બની કેવળ કર્મ કરીએ છીએ, અને તે ન કરવાથી તો તે કર્મ કર્ત્તાનું થઈ જાય છે. એવી આદર્શ કર્મયોગીની દશા છે; અને તે આદર્શ કર્મયોગિની ગોપીઓજ હતી. ઉદ્ધારનો એકજ ઉપાય ( નિષ્કામ ) કર્મયોગ છે કર્મયોગ એવું તત્ત્વ છે કે જે સ્વાર્થને ઘટાડી પરાર્થની ધ્વજા ફરકાવે છે. આ શ્વાસના આરાથી પાર જાવાને માટે બનેલી કર્મયોગ રૂપ સડકના નિર્માતા શ્રીકૃષ્ણ છે. કર્ત્તાપણાનો અભિપ્રાય અને કર્મના ફળની ઇચ્છાનો ત્યાગ કરી કર્તવ્ય-બુદ્ધિથી પોતાના વર્ણાશ્રમ ધર્મોનું શ્રદ્ધા અને પ્રીતિ સહિત સાવધાનીથી પાલન કરવું તેને નિષ્કામ-કર્મયોગ યા કર્મયોગ કહે છે. કર્મયોગને સમત્વયોગ, બુદ્ધિયોગ, કર્મયોગ, તદર્થકર્મ, મદર્થકર્મ અને મત્કાર્ય આદિ સંજ્ઞા દેવાય છે. તેમાં કર્મયોગી પોતે પોતાને કર્ત્તા માનતો નથી. બીજાના હિતને માટે પ્રેમપૂર્વક કર્મ કરવાં એજ કર્મયોગનું રહસ્ય છે. કર્મયોગમાં પ્રેમનું વિશેષ મહત્વ હોવાને કારણજ ગીતામાં જ્ઞાન અને ધ્યાન (ઉપાસના રૂપ ભક્તિદ્વારા પરમાત્માનું નિરન્તર ચિન્તન) ઈત્યાદિ મોક્ષના અન્ય સાધનોની અપેક્ષાએ ઉપરના સાધનને શ્રેષ્ઠ બતાવેલ છે.

બધા પ્રકારની આસક્તિ, સુખ-દુઃખ, લાભ-હાનિ, જય-પરાજયને સમાન સમજી ભગવાનની સાથે યોગ યુકત થઈ કર્મ

કરવાં એજ ગીતાનો કહેલો કર્મ યોગ છે; એમાં જ્ઞાન છે, ભગવાનની ભક્તિ છે; અને ફળમાં સર્વથા સમત્વ છે! જે બહિર્મુખ અને વિષયાસકત છે તેજ કર્મયોગનો અધિકારી છે. મોક્ષ કામનાથી કરેલાં કર્મને નિષ્કામ કર્મ કહે છે. નિષ્કામ કર્મયોગ સંભવિત છે. નામ સ્મરણ, ચિન્તન, ધ્યાન ધારણા રૂપ જે ભક્તિ છે તે પણ નીષ્કામ કર્મયોગની અન્તર્ભૂત છે. દિવ્ય કર્મયોગ વિના દિવ્ય જ્ઞાનયોગ, દિવ્ય ભક્તિયોગ અને દિવ્ય પ્રેમયોગ પ્રાપ્ત થતો નથી.

અહુર મજહનું ક્ષત્ર એટલે :કર્મયોગ છે. ઇચ્છા અને આસક્તિથી મુક્ત થવાનો શાસ્ત્ર-વિહિત કર્મ કરવાં એ એકજ ઉપાય છે. ગીતા પ્રમાણે જન્મથી જાતિ છે. જન્મ યદચ્છાથી થતો નથી તે કર્મોમાં કર્તવ્ય-કર્મ પણ આસક્તિ છોડી કરવાં જોઇએ. અહંકાર અજ્ઞાનનું કારણ છે. આદર્શ કર્મ યોગીએ ધૃતિ અને ઉત્સાહના પૂતળું બનવું જોઇએ. કર્મનું ફળ ભોગવવામાં આસક્તિ કારણ છે; ફળની કામના; અને ભ્રમમુલક બુદ્ધિથી અમુક કર્મ હું કરૂં છું—એ ત્રણ વાત છોડવામાં આવે તો કર્મનું ફળ ભોગવવું પડતું નથી શાસ્ત્રિય કર્મયોગ બે પ્રકારનાં છે.

૧ નિષિદ્ધ, પાતક, ઉપપાતક, મહાપાતક.

૨—વિહિત



જે કર્મની પાછળ વિષય-કામનાનો ઉદ્દેશ રહે છે તે સકામ કર્મ કહેવાય છે. જ્યાં કામના નથી ત્યાં કર્મ નથીજ હોતાં. કર્મ યોગજ જ્ઞાન અને ભક્તિનું મૂળ છે. જ્ઞાન અને ભક્તિ કર્મમાંથી ઉત્પન્ન થાય છે.

" જે કર્મથી આત્મજ્ઞાન ઉત્પન્ન થાય, ભક્તિ ઉત્પન્ન થઈ ભગવાનનું સ્વરૂપ સમજાય તેવાં કર્મ કરવા તેમાં (ગીતામાં) કહેલું છે.

Gita is not a book of practical ethics but of the spiritual life.

ગીતા ફક્ત નિષ્કામ કર્મ માટેજ કહેવામાં આવી છે એમ માનવું ભુલ ભરેલું છે, પણ બધા ધર્મ છોડી ભગવદ્ ધર્મ પાળવામાંજ છે.

આ જગતમાં મુખ્ય બે ધર્મ છે-એક સ્થૂળ કે જે બહારના સંજોગોને આધીન છે; બીજો સૂક્ષ્મ છે કે જે સ્વતંત્ર છે અને અંતરાત્માથી પ્રેરાય છે. ગીતા આપણને ઉંચા-સૂક્ષ્મ-આત્મધર્મ તરફ લઈ જાય છે. મનુષ્ય ધર્મની ઉપર બ્રાહ્મી સ્થિતિમાં ચડાવી આત્મધર્મ-ભગવદ્ધર્મ-પ્રભુધર્મ બતાવે છે. જીવ કર્મથી સ્વતંત્ર છે, પ્રકૃતિ કર્મ કરે છે, અને પ્રભુ બન્નેમાં નિયામક છે. આજ ગીતાનો કર્મયોગ છે." ( અરવિન્દઘોષનું તત્ત્વજ્ઞાન )

## (૨૦) કર્મયોગ-યોગીનો સિધ્ધાન્ત

નિષ્કામ સત્કર્મથી આ કર્મયોગ રીતિ છે. કર્મયોગીને ઉપદેશ કે સંપ્રદાયની જરૂર નથી. તેના જીવનની પ્રત્યેક ક્ષણ સિદ્ધ હોવીજ જોઇએ; કારણ કે તે કામ કર્યેજ જાય છે. કર્મયોગી પૂછે છે કે તમારે કર્મ કરવા,-પ્રયોજનની શી અગત્ય છે ? પ્રયોજનોની પેલીપાર થાઓ. કામ કરવા અધિકાર છે પણ તેમાં પ્રતિફળનો અધિકાર નથી. સર્વ કર્મફળ પરિત્યાગ કરવો.

રાગ રહિત થાવું. આપણે આ જગત નથી અથવા જગત આપણે નથી; તે જાણો કે આપણે યથાર્થ દેહ નથી કે આપણે યથાર્થ ક્રિયા કરતા નથી. આપણે શુદ્ધ આત્મસ્વરૂપ છીએ. સત્કર્મ કરવાં અને સારા થવું. તે જે જે સત્ય ત્યાં છે ત્યાં લઈ જશે. કશો અધિકાર રાખતો નથી,-પ્રતિફળની ઇચ્છા રાખતો નથી તે સિદ્ધ કર્મયોગી છે. જે કાંઇપણ ઇચ્છા અથવા પ્રયોજન સત્તા સિવાય ક્રિયાઓ કરે છે તે ઉત્તમ કર્મ કરે છે; અને જ્યારે માણસ તે કરી શકશે ત્યારે તે એક બુદ્ધ થશે. અને તેને એવી કર્મ કરવાની સત્તા આવશે કે તે સંસારનું રૂપાતર કરી નાંખશે આ કર્મયોગનો શુદ્ધ અને વિમળ સિદ્ધાન્ત છે કર્મયોગનુ આચરણ કરવા માંડયા પહેલાં પાતંજલ યોગદ્વારા પૂરેપુરી નિર્વિકલ્પ સમાધિ લગાવતાં પ્રથમ શીખવું જોઇએ. પૂર્વે કરેલાં કર્મોને લીધે યોગીના હૃદયમાંના એ સંસ્કારો અત્યંત વિરલ-સૂક્ષ્મ-તનુ થઇ ગયેલાં હોય છે; અને એવી સ્થિતિમાં આવી રહેલાં હોય છે કે યોગી તેમને પોતાના કાબુમાં રાખી શકે છે, અને તેમને પ્રકટ વ્યક્ત થવા નથી દેતો.

## કર્મયોગીનો સિદ્ધાન્ત

સંપત્તિ અને વિપત્તિ તેના આત્મા સમક્ષ થઈને ગમન કરે છે, અને તેઓ તેની ઉપર ભિન્ન ભિન્ન પ્રતિમાઓ સ્થાપે છે; અને તે સંયુક્ત મુદ્રાનુ પરિણામ માણસનુ વર્તન અથવા ચાલચલગત કહેવાય છે. જો કોઈ પણ માણસનું વર્તન જોઈએ તો તે કેવળ તેનું વલણુજ તેના મનોગત સંકલ્પોના નિષ્કર્ષ-સમજાશે કે આપત્તિ અને સંપત્તિ એ બે વર્તનને સરખી રીતેજ બાંધનાર છે. વર્તનની આકૃતિ રચવામાં શુભ અને અશુભનો સરખોજ ભાગ છે બધાં કર્મની સાથે—આપણાં અશ્રુ અને આપણું હાસ્ય, આપણો આનંદ અને આપણું અટ્ટહાસ્ય, આપણાં અનિષ્ટ ચિન્તનો અને આપણાં આશિર્વચનો, આપણી પ્રસંશા અને આપણી અપ-

વાદ—જો આપણે મનન પૂર્વક શાન્તિથી અભ્યાસ કરીશું તો આપણા સમજવામાં સ્હેજ આવશે કે તેઓ આટલાં બધાં ઘર્ષણોથી પ્રકાશમાં આવેલાં છે. જેવા આપણે તેવું પરિણામ આ બધાં ઘર્ષણો કે જે સંગ્રહાયાં છે તેને કર્મ કિંવા કામ કહે છે. અન્તઃકરણની સઘળી સ્ફુરણીઓ કામ કરે છે. વર્તન ઉપર આ કર્મની મહાભયાનક અસર છે કે જેની સાથે માણસને જેમ દોરવે તેમ દોરાવું પડે છે; એટલે કે વર્તન પ્રારબ્ધાનુસાર છે. જે બધાં કાર્ય આસપાસ છે તે સર્વે માત્ર ચિત્ત-વ્યાપાર પ્રદર્શન છે. મનુષ્યોના સંકલ્પોનું આવિષ્કરણ છે. આ સંકલ્પ આચરણ ઉપરથી થાય છે, અને આચરણથી કર્મ બંધાય છે. જેવું કર્મ છે તેવુંજ સંકલ્પ પ્રદર્શન છે. કેવે પ્રકારે કર્મ કરવાં તે જાણીને કરવાથી ઉત્કૃષ્ટ પરિણામ આવશે. કર્મ કર્મને નિમિત્તે છે. કર્મ કરવાની આપણને સત્તા છે, પરન્તુ તેનાં પ્રતિફળ મેળવવાની આપણને કાંઇ પણ સત્તા નથી. વિમળ મનુષ્ય તેજ છે કે જે અતિશય શાન્ત સ્થાનમાં વિશેષ ઉદ્યોગ અનુભવે છે, અને હજારો ઉદ્યમ અને વ્યાપારવાળા સ્થાનમાં નિર્જન સ્થાન અનુભવે છે તેણેજ નિરોધનું ગુપ્ત તત્ત્વ જાણ્યું છે. તેજ કર્મયોગીનો સિદ્ધાન્ત છે. સાંખ્ય યોગીના કર્મમાં કતૃત્વ-અભિમાન નહીં રહેવાથી કર્મ સાથે સંબંધ રહેતો નથી; અને કર્મયોગી ફલાસકિતનો ન્યાસ કરી કર્મો ઇશ્વરને અર્પણ કરી દીએ છે; તેટલા માટે તેમનો કર્મ સાથે સંબંધ રહેતો નથી સાંખ્ય-યોગી સંસારનો બાધ કરીને વિજ્ઞાનાનન્દઘન પરમાત્માના સ્વરૂપની સ્થાપના કરે છે, અને નિષ્કામ કર્મયોગી પ્રકૃતિ સહિત સંસાર અને પોતે પોતાને પણ પરમાત્માના સ્વરૂપમાં પરિણત કરી દીએ છે. ફળતઃ વાત તો એકજ છે.

"બ્રહ્મતેજનું ધ્યાન કર્મયોગ છે"

# (२१) પુરૂષાર્થ

પ્રારબ્ધ અને પુરૂષાર્થ પોત પોતાના સ્થાનમાં સત્ય છે. મંદ અને મધ્યમ પ્રારબ્ધ યોગ્ય પુરૂષાર્થ વડે ફેરવી શકાય છે ને તીવ્ર પ્રારબ્ધ દૂર કરવા પુરૂષાર્થને અવકાશ રહેતો નથી. દુઃખને ઉપાયથી દૂર કરવું કે તેવા પ્રારબ્ધના અંત પર્યંત સહન કરી તેને દૂર થવા દેવું તે જેને દુઃખ પ્રાપ્ત થયું હોય તેણે પોતાની મનોવૃત્તિનો વેગ જોઇ નક્કી કરવું જોઇએ. સામાન્ય રીતે સર્વ સ્થળે ઘણામાં ઘણો યોગ્ય પુરૂષાર્થ કરવો કેમકે તેનું પ્રાયશઃ પ્રત્યક્ષ ફળ મળે છે. અને પ્રારબ્ધ તો અદૃષ્ટ ને અજ્ઞાત છે. જેને પ્રારબ્ધ કહેવામાં આવે છે તે પૂર્વનો પુરૂષ પ્રયત્ન છે તેથી પણ તેનું બળવતરપણું સિદ્ધ થાય છે. પૂર્વના અભ્યાસનું નવા જન્મમાં અનુસંધાન થાય પણ સામાન્ય અભ્યાસવાળાને તેનું સ્મરણ ન થાય. પૂર્વના અભ્યાસનું સ્મરણ થયા વિના પણ પૂર્વના અભ્યાસના સંસ્કારો જીવને તેનો અભ્યાસ આગળ ચલાવવા પ્રેરે છે જીવ પ્રારબ્ધને વશ વર્તતો છતો પણ શાસ્ત્ર અને આચાર્યના ઉપદેશથી પુરૂષાર્થ કરવાને સમર્થ છે. ઇશ્વર જીવનાં પ્રારબ્ધ જાણતા હોય પણ જીવ પોતે પોતાના પ્રારબ્ધને જાણતો નથી તેથી જેમ વ્યવહારમાં તે પુરૂષાર્થ એટલે પ્રયત્ન કરે છે તેમ તેણે પરમાર્થમાં પણ પ્રયત્ન કરવો જોઈએ. સતત કર્મ— પુરૂષાર્થ અદૃશ્ય રીતે ઉચ્ચ પગથીએ—ઉપર અને ઉપર લઇ જાય છે. જે વસ્તુમાં મનુષ્યની પ્રીતિ હોય અને તેને લીધે જે પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય તેને પુરૂષાર્થ કહે છે. સુખ–દુઃખ દ્વિવિધ માનો કે ત્રિવિધ માનો, પણ દુઃખ કોઇને જોઇતું નથી એ વાત તો નિર્વિવાદ છે; તેથી સર્વ પ્રકારના દુઃખની અત્યન્ત નિવૃત્તિ કરવી અને આત્યંતિક અને નિત્ય સુખની પ્રાપ્તિ કરવી એ મનુષ્યનો પરમ-પુરૂષાર્થ છે. એમ વેદાન્ત અને સાંખ્ય બન્નેનું કહેવું છે. (ગીતા ૬/૨૧-૨૨).

મનુષ્ય એક બુદ્ધિમાન પ્રાણી હોવાથી પિંડ-બ્રહ્માંડનું તત્ત્વ ઓળખવું એજ તેનું મુખ્ય કામ અથવા પુરૂષાર્થ છે એવો શાસ્ત્રકારોનો સિદ્ધાન્ત છે; અને તેનેજ ધર્મશાસ્ત્રમાં મોક્ષ કહે છે. તોપણ દશ્ય સૃષ્ટિના વ્યવહાર તરફ નજર કરી આ પુરૂષાર્થ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ રીતે ચાર પ્રકારનો છે, એમ શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલું છે. કર્મ કરવું તે કાંઇ ધર્મ નથી પરન્તુ યોગ્યતાથી કરેલું કર્મ મુક્તિના પ્રદેશમાં લઈ જાય છે મનુષ્યનું પ્રવૃત્તિ એ મૂળ છે. તે મૂળ ઉપર ધર્મ, અર્થ, કામ એ ત્રિવર્ગ છે, તે થડ, શાખા અને પત્ર જેવાં છે; અને પછી નિવૃત્તિ રૂપી પુષ્પમાંથી મોક્ષરૂપ ફળ મળે છે. એ રીતે સર્વ અવયવો પરિપૂર્ણ થઈ ફળ આવે છે ત્યારે મનુષ્યનું જીવન સફળ થયું ગણાય છે અને તેનું નામજ પુરૂષાર્થ છે.

મનુષ્યમાં બે શક્તિઓ અસ્તિત્વ ધરાવે છે. એક સ્વતન્ત્ર અથવા સ્વાધીન એટલે કે કર્મ કરવાની શક્તિ અને બીજી પરતન્ત્ર અથવા પરાધીન (પ્રારબ્ધ ભોગ). પ્રારબ્ધ સ્વાધીન નથી પણ પરાધીન છે. પ્રારબ્ધ અને પુરૂષાર્થ એ બન્ને વાતો આપણે નિરન્તર મનુષ્યોમાં જોઇએ છીએ. વ્યષ્ટિ (વ્યક્તિ) રૂપે વિચાર કરવાથી જણાઇ આવશે કે એમાંના એક અંશને આપણે સ્વતન્ત્ર કર્મના નામથી ઓળખીએ છીએ, અને બીજા અંશને આપણે પરતન્ત્ર પ્રારબ્ધનું નામ આપીએ છીએ. જે કર્મ મનુષ્યે કરી લીધાં છે તેનાં ફળ ભોગવવામાં તે પરતન્ત્ર છે, અને જે કર્મ હજુ સુધી નથી કર્યાં તે કરવાને માટે તે સ્વતન્ત્ર છે. મનુષ્ય કર્મ કરી લીધા પછી એનાં પ્રારબ્ધ રૂપી ફળ ભોગવવાને માટે પરાધીન થાય છે; અને તેની સાથે સાથે નવાં કર્મ કરવાને માટે સ્વતન્ત્ર પણ રહે છે. મનુષ્યમાં રહેલાં બે ભિન્ન-ભિન્ન અંશોમાંના એકનું નામ પ્રારબ્ધ અને બીજાનું નામ કર્મ છે. ઘણા લોકો કર્મ અને પ્રારબ્ધને એકજ

શ્રેણીમાં મૂકે છે એટલે કે બન્નેનો એકજ અર્થ કરે છે; છતાં વેદાન્તની દ્રષ્ટિએ ભાગ્યનો અર્થ પરાધીનતા થાય છે, અને કર્મનો અર્થ સ્વતન્ત્રતા છે. યોગવાશિષ્ઠમાં કહ્યું છે કે "મનુષ્ય પોતેજ પોતાનું પ્રારબ્ધ બનાવે છે." વળી એ કહેવતો પણ આપણામાં પ્રચલિત છે કે "કરે તેવું પામે," "કરણી તેવી પાર ઉતરણી." જે અસંખ્ય કામનાઓ એકજ જન્મમાં પૂરી ન થતાં બાકી રહી હોય તે કામનાઓ પછી મનુષ્યને બીજો જન્મ લેવરાવે છે, અને જે કામનાઓને લીધે બીજો જન્મ લેવો પડે છે તે કામનાઓ તે નવા જન્મમાં ભાગ્યના નામથી ઓળખાય છે; એટલા માટેજ આપણા શાસ્ત્રમાં લખ્યું છે કે મનુષ્યનો જન્મ એની કામનાઓ અને સંકલ્પ પ્રમાણે થાય છે.

હું આત્મા છું, શરીર નથી એવો દિનરાત અભ્યાસ કરવો જોઇએ. એવો અભ્યાસ કરવો અને આત્માનંદનો અનુભવ કરવો એજ માનવ જીવનનો પુરૂષાર્થ છે; છતાં પણ આશ્ચર્ય છે કે જેની ચિન્તા નથી કરવાની એવા શરીરનીજ લોક ચિન્તા કર્યા કરે છે. એ બધાંને તો એના ભાગ્ય ઉપરજ છોડી દેવા જોઇએ. આત્મિક આનંદ પામવો અને શારીરિક ચિંતા નિર્મૂળ કરવી એવો જ્યાં પુરૂષાર્થ કરવો ઘટતો હતો તેને બદલે બધે ઉલટુંજ થયા કરે છે. જે બાબતને માટે પુરૂષાર્થ કરવાની ખાસ જરૂર છે તેને લોક ભાગ્ય ઉપર છોડી દે છે અને જે બાબત ભાગ્ય ઉપર છોડી દેવા જેવી છે તેને માટે ચિન્તા કર્યા કરે છે! આત્માનંદને માટે પુરૂષાર્થ કરવાનો છે તે બાબત તો ભાગ્યની ઉપર રાખે છે અને જે શરીરને ભાગ્ય ઉપર છોડી દેવાની જરૂર છે તેને માટે નાના પ્રકારની ચિંતાઓ અને કામનાઓ કર્યા કરે છે જો નિજાનન્દ-નિત્યાનન્દ પ્રાપ્ત કરવો હોય તો અનંત પુરૂષાર્થ કરવો જોઇએ; અને બીજી ત્રીજી કામનાઓ કરવાનું છોડી દેવું જોઇએ. શારીરિક કાર્યને પ્રારબ્ધ ઉપર છોડવાં, એ કાર્યો તો ભાગ્યાનુસાર થયાજ કરશે. આત્મામાં લીન

થઈ જવું એજ મુખ્ય કાર્ય છે. આત્માનંદમાં મસ્ત થઈને ઇશ્વર-પદને સંભાળવાનું છે; પોતાના સ્વરૂપને રાજરાજેશ્વરના સિંહાસનપર પદારૂઢ થવાનીજ વાર છે એમ થતાં બધાં કાર્યો એની મેળે થવા માંડશે. શેઠ જેમ પેઢી ઉપર બેસતા બધાં માણસો પોતપોતાનાં નિત્યનાં કામો કરવા મંડી પડે છે તેવી રીતે બ્રહ્મનિષ્ઠ-સંપૂર્ણ વિશ્વના સમ્રાટ્ મુક્ત પુરૂષોનુ કામ સ્વરૂપના આનંદમાંજ મગ્ન રહેવાનું હોય છે. બાકીનાં સંસારી કામો તો પ્રકૃતિ બિચારી પોતાના સ્વભાવને લીધે પોતાની મેળેજ કરતી રહેશે. પણ એ બધું ત્યારેજ થાય કે જ્યારે પુરૂષાર્થનો ઉચિત ઉપયોગ થાય; એટલે કે શરીરને ભાગ્ય ઉપર મુકી આત્મિક ઉન્નતિને માટે પુરૂષાર્થ કરવો. પુરૂષાર્થ કે જેના ઉપર આત્માની છાપ પડેલી છે તેને આત્માની તરફ સોંપવો અને શરીર કે જેના ઉપર ભાગ્યની છાપ છે તેને ભાગ્યનેજ હવાલે કરી દેવું મનુષ્ય જ્યારે ઉત્તમ શ્રેણિના કાર્યમાં રોકાય છે ત્યારે એનાં નીચલી શ્રેણિનાં કાર્યો બીજાઓ ઉઠાવી લે છે. એવી રીતે મનુષ્ય જેમ જેમ પોતાના સ્વરૂપ પ્રતિ પ્રગતિ કરતો જાય છે તેમ તેમ તેનાં સાસારિક અને શારીરિક કાર્ય કુદરતના નિયમ પ્રમાણે ઉલટાં વધારે સારી રીતે થયાં કરે છે. મનુષ્યમાં કયાં સુધી પર-તન્ત્રતા અને કયાં સુધી સ્વતન્ત્રતા છે અને કયાં સુધી પુરૂપાર્થ અને કયાં સુધી પ્રારબ્ધની ગતિ છે એનો વિચાર કરતાં એ બધું રેલગાડીના પાટા જેવું જણાય છે. રેલગાડી સ્વતન્ત્ર પણ છે અને પરતન્ત્ર પણ છે. એવીજ રીતે મગજમાં એક પછી એક અને એકજ પ્રકારના વિચારો ઉપજવાથી, મગજમાં પાટા-રસ્તા પડી જાય છે, અને સામાન, વિષય, પદાર્થ એ બધું જે જરૂરનું હોય તે બહારથી આવી મળે છે. ત્યારપછી એ વિચાર રૂપી રસ્તા પર કર્મ રૂપી રેલ ચલાવવી બહુજ સહેલી પડે છે. વળી એમ પણ છે કે જૂની સડકો ઉખાડી પણ શકાય છે. પોતાની સ્વતન્ત્રતાજ પરતન્ત્રતાજ બનાવે છે. પ્રારબ્ધની આધીનતામાં પણ સ્વતંત્ર છીએજ.

વિષય સુખનો ઉપભોગ મનુષ્યને પૂર્વ કર્માનુસાર પ્રાપ્ત થાય છે. (ગીતા ૯/૩). प्रारब्ध कर्मणां भोगादेव क्षयः પ્રારબ્ધ કર્મનો ક્ષય ભોગથીજ થઇ શકે છે. ભોગ વગર પ્રારબ્ધ ક્ષય થતો નથી. સુદામાજી કેવળ ભાગ્યનેજ જોતા અને કહ્યા કરતા કેઃ—

"પાવૈં કહાં મે અટારી અટા, જિનેકા હૈ લિખિ બિધિ ટૂટિય છાની;
જોમૈં દરિદ્ર લલાટ લિખો, કહુકો ત્યહિ મેટિ સકેગો અયાની."

પ્રારબ્ધ કર્મનાં ફળરૂપી દુઃખને ભોગવવાથી ઘણો લાભ થાય છે, તેથી જીવને કર્મ–બન્ધનથી છુટકારો મળે છે. પ્રારબ્ધ પણ એક શક્તિ છે જે અદ્દશ્ય–રૂપથી બધા સંસારને છુપાવી રહેલ છે. સુખ–દુઃખ આદિની પ્રાપ્તિમાં હેતુભૂત સ્ત્રી–પુત્રાદિની પ્રાપ્તિ અથવા નાશમાંજ પ્રારબ્ધની પ્રધાનતા છે. નવીન પુણ્ય–પાપ કરવામાં પ્રારબ્ધની પ્રધાનતા ગણાતી નથી. કોઇ મનુષ્યના દુરાચારોની ઉત્પત્તિમાં પ્રારબ્ધને હેતુ માનવાથી શાસ્ત્ર અને યુક્તિઓની સાથે અત્યન્ત વિરોધ ઉપસ્થિત થાય છે. જીવનમુક્તને પ્રારબ્ધ નથી. તુકારામ કહે છેઃ—

"ગુંગેકા ગુડ હૈ ભગવાન્, અન્તર બાહર એક સમાના;
કિસકા ધ્યાન કરૂં સવિવેક, જલ તરંગસેં હૈં હમ એક."

જેમ જલથી ભિન્ન તરંગોના અસ્તિત્ત્વમાં ભ્રમ છે તેમજ જીવન મુક્તમાં પણ પ્રારબ્ધ મિથ્યા છે. પ્રારબ્ધ મનુષ્યની પ્રારંભિક તિથિનું નામ છે; તેને નિત્યપ્રતિ પોતાની તરફ ખેંચવું તેવીજ વિક્ષિપ્તતા છે, જે પ્રારબ્ધમાં હોય તેજ મળે છે. પ્રારબ્ધાનુસાર ન્યુનાધિક્તા થતી જાય છે, પ્રારબ્ધની દોરીમાં પરોવેલ આ શરીર રહે યા જાય; જેની વૃત્તિ આનન્દ સ્વરૂપ બ્રહ્મમાં લીન થઇ ગઇ છે તે તત્ત્વ–વેત્તા પુરૂષ તેની તરફ ધ્યાન દેતા નથી. જે નિર્માણ થયેલું હશે તે તો દૂર ભાગવાથી પણ આવી મળવાનું છે, તેમાં કોઇથી વધઘટ થાય તેમ નથી. જ્યાં સુધી પ્રારબ્ધ કર્મ અવશિષ્ટ છે ત્યાં સુધી તો જ્ઞાનીની દેહ ચેષ્ટાઓ પણ ચાલતી રહેવાનીજ.

"તેરે મન કુછ ઓર હૈ, વિધનકિ કુછ ઔર."

સંસારી સુખ, ધન સમ્પતિ અને કીર્તિ પૂર્વ જન્મના ભાગ્યથીજ મળે છે. જેના ભાગ્યમાં ધન અથવા કીર્તિ નથી હોતી તે ચાહે તેટલો પરિશ્રમ કાં ન કરે તેને ધન અથવા કીર્તિ મળતીજ નથી. પ્રારબ્ધનો સંબંધ શરીરથી છે, જેણે શરીર ધારણ કરેલ છે તેને પ્રારબ્ધ ભોગવવુંજ પડશે. મહા પુરૂષોની એ ભોગોમાં જરા પણ આસક્તિ થતી નથી, એ બીજી વાત છે. તેઓ શરીરને અને પ્રારબ્ધને દેહનું વસ્ત્ર અને મેલ સમજી તે અનુસાર વ્યવહાર કરે છે.

"પઢે ફારસી બેચે તેલ, યહ દેખો બિધનકા ખેલ."

સમય આવવા ઉપર પ્રારબ્ધ બધા સુયોગોને પોતાથી લાવીને ઉપસ્થિત કરી દીએ છે. ભગવદ્ ભકિત રૂપ નિવૃત્તિ માર્ગનો પરમાનન્દ પૂર્વ કર્મને મટાડવાવાળો થાય છે તેથી તેની પ્રાપ્તિને માટે યત્ન કરવો જોઈએ.

વૈરાગ્ય પોતે પુરૂષાર્થનો પાયો છે."

(મહાત્માઓની મસ્તી).

"બુદ્ધિની આજ્ઞા જ્યારે મન ન માનતું હોય અને હઠીલું થઇ ધાર્યું કરવા કુદાકુદ કરી રહ્યું હોય ત્યારે તેને બીજે રસ્તે વાળવા ઇશ્વરનું નામ જપાય કે એને શાન્ત કરવા ધ્યાન ધરાય એ વ્યાજબી રીતે તે વખતનો પુરૂષાર્થ છે. કારણ કે એમ કરવામાં મન ઉપર બુદ્ધિનો ઉપયોગ થાય છે." (આર્યધર્મ).



# પ્રકરણ ૧૧ મું (કર્મત્યાગ–વૈરાગ્ય સન્યાસ)

## (૧) વૈરાગ્ય ભાવના

પોતાનું શ્રેય ઈચ્છનારે પોતાના ચિત્તનો વિવેક વૈરાગ્યની વૃદ્ધિ કરી તે વડે ચિત્તને વિષયાનુરાગ કરી નિયમમાં લાવવું જોઇએ. સર્વ દૃષ્ય વિષયો મિથ્યા ને જીવને બંધન કરનારાં છે તેથી તેમાં રાગ રાખવો તે બહુ હાનિકર છે એમ મનને સમજાવતા રહેવું તે વૈરાગ્યની ભાવના છે. વ્યવહાર ભાર ઉપાડી ન શકે એવા નબળા મનવાળાથી વૈરાગ્ય ભાર ઉપડી શકે નહિ. ને તેથી તે ઉભય ભ્રષ્ટ થાય. માણસ એકલોજ જન્મે છે, ને એકલોજ મરે છે તો પછી તેણે વચમાં પ્રતીત થતા પદાર્થોમાં દૃઢ રાગ શામાટે રાખવો જોઇએ ? તે પદાર્થોના સંબંધમાં તો તેણે આવી રીતે અસ્પૃહા જણાવવી જોઈએ. 'પુત્ર, સ્ત્રી ને દીકરીને શું કરૂં ?' તેમજ અન્ન તથા ભૂમિને પણ શું કરૂં ? કેમકે બન્ને હાથ ખંખેરીને અહિંથી એકલા જવું તથા આવવું છે. પ્રત્યેક મનુષ્યના કાર્યની તેની ભાવના અનુસાર સિદ્ધિ થાય છે; અને પરમાત્માની જો મનુષ્યના અમુક કામને સિદ્ધ કરવાની ઇચ્છા હોય છે તો કાર્યસિદ્ધિમાં તેવાં સાધનો પણ તત્કાળ મેળવી આપે છે એવો એ નિયમ છે; અને એ નિયમ ત્રિકાળાબાધિત સત્ય છે. વૈરાગ્યના બે પ્રકાર છે:—એક વૈરાગ્ય સહેતુક હોય છે અને અન્ય હેતુહીન નિર્થક પણ હોય છે; જો એ વૈરાગ્ય હેતુહીન હોય એટલે કે એક પ્રકારનો ઉન્માદજ હોય તો કેવળ બુદ્ધિહિન મનુષ્ય વિના અન્ય કોઇ પણ ચતુર મનુષ્ય તેને પ્રાપ્ત કરવાની ઈચ્છા કરવાનો નથીજ. જેના મનમાં ઈશ્વરનો પ્રેમ ઉત્પન્ન થઇ ગયેલ છે તેને સંસારનું બીજું સુખ સારૂં લાગતું નથી. ઇશ્વરની પ્રાપ્તિ માટે તો વૈરાગ્યની આવશ્યક્તા છે.

વૈરાગ્યના પર અને અપર બે ભેદ મનાય છે.

અને અપર વૈરાગ્યના ચાર પ્રકાર બતાવેલ છેઃ

યતમાન = સારા સાર વિવેચન.
વ્યતિરેક = ચિતગત દોષોને ક્રમપૂર્વક દૂર કરવા.
એકેન્દ્રિયત્વ = ઈન્દ્રિય નિરોધ કરવાનો યત્ન.
વશીકાર = તૃષ્ણા રહિત

પુનર્જન્મમાં બ્રહ્મલોક પર્યન્ત પણ મને પ્રાપ્ત ન થાય, એવી ઉત્કટ ઇચ્છાનું નામ તિવ્રવૈરાગ્ય છે. સત્વ, રજ, તમોગુણના વિષયોમાં તૃષ્ણા રહિત હોવાને પરવૈરાગ્ય કહે છે જ્ઞાનની પરાકાષ્ઠાનું નામ વૈરાગ્ય છે. શ્રુતિ આદેશ કરે છે કેઃ—"હે મનુષ્યો! વૈરાગ્ય યુકત (અનાસક્ત થઇને) કર્મ કરતાં કરતાં સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરો; તેથી તમે કર્મથી લિપાયમાન નહીં થાઓ —અર્થાત સંસારના દુઃખ-શોકથી મુક્ત થઇ જશો. એ સિવાય બીજો માર્ગ નથી. વૈરાગ્યના બે પ્રકાર થાય છે.

(૧) કરણ વૈરાગ્ય—ઈન્દ્રિય દુઃખોની દ્વારા ઉત્પન્ન થાય છે.
(૨) વિવેક પૂર્વક વૈરાગ્ય—વિવેક દ્વારા ઉત્પન્ન થાય છે.

વૈરાગ્ય યુક્ત તર્ક પ્રધાન પુરૂષો માટે વેદાન્ત-વિચાર વિશેષ લાભપ્રદ છે. વૈરાગ્ય ત્રણ પ્રકારના છેઃ

(૧) અપવિત્ર વસ્તુઓનો ત્યાગ કરવો એ સાધારણ વૈરાગ્ય
(૨) પ્રયોજન કરતાં વધારે મળેલી પવિત્ર વસ્તુઓનો પણ ત્યાગ કરવો એ વિશેષ વૈરાગ્ય છે.
(૩) ઈશ્વરથી દૂર કરનારી વસ્તુઓનો ત્યાગ કરવો એ રૂષિ જનોનો વૈરાગ્ય છે

નિરાશાની અંતિમ દશા વૈરાગ્ય હોય છે. જ્યારે કોઈનું કોઇ પણ સહાયક નથી હોતું ત્યારેજ તે નિર્ભય બને છેઃ

कोदेशः कानि मित्राणि कः कालः कौव्य यागमौ
कश्चाह काय मे शक्ति रितिचिन्त्यं मुहुर्मुहुः

દેશ શું છે! આ મિત્રો કોણ છે? સમય શું છે? વ્યય-આગળ એ શું ચીજ છે? હું પોતે કોણ છું? અને મારી શકિત શું છે? એ વાતોનું વારંવાર ચિન્તન કરવું જોઇએ. અર્થાત્ જે આ મનુષ્ય-જન્મની મહાનતા સમજે છે તેના હૃદયમાં ઉપલા પ્રશ્નો વારંવાર ઉઠતા રહે છે. મર્કટ વૈરાગ્ય ઠીક નથી. કદી કદી મનુષ્યોને ક્ષણિક વૈરાગ્ય થાય છે, જે વિપત્તિ પડવા પર એકદમ નષ્ટ થઇ જાય છે, વિષાદની અવસ્થાને પ્રાપ્ત થએલો જીવ મહા ભાગ્યવાન્ કહેવાય છે. (અર્જુન-વિષાદ યોગ.)

પદાર્થોમાં ગ્લાનિ થાય તેનું નામ વૈરાગ્ય.

"To those who asked for his favour, so that they might have prosperty etc, his answer was that his favour was such as would make them say of their own accord that they did not want it. As for instance, a man asked him again and again for his favour when his reply was that he was better as he was for his real favour meant poverty, worldly trouble, death of Kith and Kin etc. so that the world may be distasteful to him and he might set his heart on God alone." (સ્વામીનારાયણ)

"While આત્મનિષ્ઠ is a positive thing, the વૈરાગ્ય which is to accompany it is the corresponding negative virtue and as such it needs must be practised in full. વૈરાગ્ય means complete detachment from the world and all that it stands for આત્મનિષ્ઠ leads to freedom from the flesh and વૈરાગ્ય from the world. Both these must be complete virtue of chastity ranked very high and that it was practised as fully as possible in thought, word and deed."

(સ્વામીનારાયણ)

"વૈરાગ્ય is the abesence of satisfaction in any object except કૃષ્ણ (સ્વામીનારાયણ)

"ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના,
કરિયે કોટિ ઉપાયજી."

"શુદ્ધ બુદ્ધિથી કોઈ એક ખ્યાલપર મન ન કરવું તે ભાવના–એવી ભાવના કરવી કે

૧—ઘર એ હું નથી, શરીરને રહેવાનું સ્થાન છે.

૨—વસ્ત્ર એ હું નથી–ટાઢ તડકાથી બચાવવાની ચીજ છે.

૩—ધન, મિલ્કત એ હું નથી–જરૂરીયાતો પૂરવાનાં સાધન છે.

૪—શરીર એ હું નથી–હું જેમાં વસું છું તે ઘર છે.

૫–૬–૭—કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, અંતઃકરણ એ હું નથી પણ ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિના સંગ્રહ (store) રૂપ છે.

૮—શક્તિઓ વધતી વધતી અમર્યાદિત શક્તિ બને એટલે હુંજ પરમાત્મારૂપ બનું.

૯—સઘળા જીવો, સઘળા મનુષ્યો, મારો દેશ, મારૂં કુટુંબ, મારો શત્રુ પરમાત્માના કિરણો છે. (આર્યધર્મ)

"જો કોઇપણ વસ્તુ નિર્ભય હોય તો તે કેવળ વૈરાગ્યજ હોવાથી સુખમય જીવન કેવળ વિરાગી પુરૂષોજ ભોગવી શકે છે. સર્વસંગ પરિત્યાગી પુરૂષના જીવન સમાન નિર્ભય તથા સુખમય જીવન તો રાજાના ભાગ્યમાં પણ નથી હોતું." (ભિષ્મપિતામહ)

"Look here, you have shaved your heads, and have taken the vow of ascetic life, but is not the renunciation of this woman greater than your's? She had an only son, and when that son dies, she is not sorrow-stricken, where as you were griveously sorry over the death of an infant girl, and forgot to give me my cup of milk."

(સ્વામીનારાયણ : સહજાનંદ)

"It is very certain that honour, wealth, children and relatives are never ours for ever. Always take care of Hari's name-the property you hold inperpetuity. Try to drive out of your mind talks good or bad" ( *Pagal Harnath* )

"સમસ્ત સાંસારિક ભોગ અને વિષયાનંદની પ્રાપ્તિ રાત્રિ સમાન છે." ( ગીતા તત્ત્વાંક પાનું ૨૭૫ )

## (૨) ખરો વૈરાગ્ય

પરમાત્મા સિવાય બીજા કોઈનું પણ ચિન્તન ન કરવું એ ખરો વૈરાગ્ય છે. જે જ્ઞાની પુરૂષ કિંવા જ્ઞાન મંદિતા સ્ત્રી નિરન્તર જ્ઞાન-દ્રષ્ટિથી પોતાના શિર પર ભ્રમણ કરતા કાળચક્રને નિહાળ્યા કરે છે, તે સ્ત્રી કિંવા પુરૂષની ક્ષણભંગુર વિલાસ સાધનોના મધ્યમાં રહેવા છતાં તે વિલાસ સાધનોમાં લેશ માત્ર પણ સંલગ્નતા થતી નથી; અને તેઓજ કમળવત્ વિષયોથી અલિપ્ત રહે છે. ઇન્દ્રિયો અને બુદ્ધિના આનંદો પ્રત્યેનો સમગ્ર પ્રેમ સ્વયં પરમાત્મા પ્રત્યેના પ્રેમથી બાજુએ રહિ જાય છે અને અદશ્ય થઇ જાય છે, તેનો ઈશ્વર-પ્રેમ વિકાસ પામીને એવું સ્વરૂપ ધારણ કરે છે કે જે પરાભક્તિ કહેવાય છે. ભકતનો ત્યાગ-વૈરાગ્ય ભક્તિમાંથીજ જન્મે છે. અનુરાગ કિંવા પ્રભુ પરના મહાન મોહ દ્વારા ઉત્પન્ન થનો વૈરાગ્ય અથવા ઇશ્વર નહિ એવી સમસ્ત વસ્તુઓ પરની અનાસક્તિ એજ ભકતનો ત્યાગ છે.

ચક્ષુમય એટલે સવિવેક, અને તે વિવેક યુકત વૈરાગ્યજ ખરો વૈરાગ્ય છે; અને તેજ સ્થાયી નભે છે. જ્ઞાન રહિત વૈરાગ્ય તે અંધ વૈરાગ્ય સમજવો. જર્મન દાર્શનિક કેન્ટે કહ્યું છે કેઃ—

"Precepts without a concepts are blind, and concepts without precepts are empty.'

એકનાથજીએ કહ્યું છે કે:—"વિવેક વગર વૈરાગ્ય આંધળો અને વૈરાગ્ય વિના વિવેક પાંગળો છે." વૈરાગ્ય આદિ સાધન અપેક્ષિત છે. વૈરાગ્ય અસલી હોવો જોઈએ. બીજાની સમાલોચના ન કરવી એ વૈરાગ્યનું લક્ષણ છે.

सर्ववस्तु भयान्वितं भुविनृणां वैराग्य मेवाभयम् ॥

શ્રી શંકરાચાર્ય કહે છેઃ—"પોતાના દેહથી લઈ બ્રહ્મ-પર્યન્ત અનિત્ય ભોગ વસ્તુઓમાં દર્શન-શ્રવણ દ્વારા જે ત્યાગની ઇચ્છા થાય છે તેને વૈરાગ્ય કહે છે. બ્રહ્માથી સ્થાવર પર્યન્ત વિષયોમાં કાક-વિષ્ટા સમાન નિર્મળ વૈરાગ્ય કહેવાય છે. જ્યાં સુધી પશુ-પક્ષીની માફક બિલકુલ નાગા થઈ વીણીવીણીને દાણા ન ખવાય ત્યાં સુધી વૈરાગ્ય આવનો નથી. સાંસારિક સંપત્તિ તો કશી વિસાતમાં નથી. સ્વર્ગીય દૈવી-સંપત્તિને જતી કરીને સંસાર-સંપત્તિ પોતાની માની લેવામાં આવે છે, માટે ખરેખર વૈરાગી તો તેજ છે કે જેણે બન્ને સંપત્તિનો ત્યાગ કર્યો છે. એક માત્ર ઇશ્વરની પ્રાપ્તિ જેના હૃદયમાં વૈરાગ્ય ઉપજ્યો હોય તેજ ખરો વૈરાગ્યવાન કહેવાય. સ્વર્ગની લાલચ ઉપજવાથી જે વૈરાગ્યવાન થયો છે તે કાંઈ ખરો વૈરાગ્યવાન નથી. સંસારનો સંબંધ તોડી નાખવો; લોકોના સંસર્ગથી દૂર રહેવું; અને સર્વદા સત્ય અને પ્રભુ તરફજ ઝૂકેલા રહેવું એજ સાચો ત્યાગ—વૈરાગ્ય છે.

दुःखगर्भे मोहगर्भे वैराग्ये निष्ठिताः परं
ज्ञानगर्भं तु वैराग्यं त्वय्येकायनतां गतम् ॥

અર્થ—અન્ય એવા સંસારી જીવ દુઃખ-ગર્ભિત વૈરાગ્યને વિષે અને મોહ-ગર્ભિત વૈરાગ્યને વિષે મોહ પામેલા છે; જ્ઞાન-ગર્ભિત વૈરાગ્ય એકાશ્રયતાને પામે છે, અર્થાત્ એવો વૈરાગ્ય ખરો છે. ઉત્કટ વૈરાગ્ય તો પૂર્વ જન્મના શુભ-સંસ્કારોથી પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણે સમજાવ્યું છે કેઃ—"અંદરની વાસના, કામના, આસક્તિનો ત્યાગજ વાસ્તવિક વૈરાગ્ય છે અને સન્યાસ છે; તેને માટે જીવન,

કર્મ, સંસારત્યાગની આવશ્યકતા નથી. સાચો વૈરાગ્ય તો સંસારના આ દેખાતા સ્વરૂપનો સર્વથા અભાવ અને તેની જગાએ પરમાત્માનો નિત્યભાવ પ્રતીત થવામાં છે. લોક અને પરલોકના સમસ્ત પદાર્થોમાં દોષ અને દુઃખ દેખવું જોઇએ જેથી મનનો અનુરાગ હઠે છે."

શુકદેવજી કહે છેઃ—

"વૈરાગ સીખના ચાહતા તૂ, અનુરાગ યહાં પ્રારમ્ભ હુઆ,
ધ્યાનસે સમઝના યહ વર્ણન, ઇસ લિયે તુઝે ચેતાય દિયા;
ઇસ રસિક ખણ્ડ રાધ વિલાસ, અનુરાગ પૂર્ણ દિખલાતા હૈ,
લેકિન જિજ્ઞાસુ જ્ઞાનીયોંકો, વૈરાગ્ય માર્ગ સિખલાતા હૈ."

"જેના હૃદયમાં પ્રેમની જ્વાળા પ્રકટેલી હોય છે તે પુરૂષ કિંવા પ્રેમદાને સંન્યાસ સ્વીકારવા છતાં પણ સત્ય વૈરાગ્યના અભાવે વાસ્તવિક શાંતિનો સાક્ષાત્કાર નથી થતો" (ભિષ્મ પિતામહ).

"પોતાને શબવત કર્યા વગર દેવત્વ પમાશે નહિ. અમુક કાળને માટે વનમાં જવું જોઇએ. એક વખત ખરો વૈરાગ્ય સાધ્યા વગર સંસારમાં જશો નહિ. આજ જેટલું રડયા હશો તેના કરતાં અધિક પ્રમાણમાં કાલે સુખ પામશો." (જીવનવેદ–કેશવચંદ્રસેન).

"વૈરાગ્યવાન પુરૂષજ શ્રીકૃષ્ણના પ્રેમનો અધિકારી છે."
(ભક્ત લોચનદાસજી).

"આસક્તિનો સર્વથા અભાવ થવો એ દ્રઢ વૈરાગ્ય છે. તેને ગીતામાં અસંગ-શસ્ત્ર નામ આપેલ છે." (ગીતા તત્ત્વાંક પાનું ૮૧૩).

"સમસ્ત કર્મોમાં મમતા, આસક્તિ અને ફળનો ત્યાગ કરવો એ પૂર્ણ ત્યાગ છે." (ગી. ત ૮૮૩)

## (૩) વૈરાગ્યની ઉત્પત્તિ

આપત્તિ રાગમાંથી ઉત્પન્ન થાય છે પણ કર્મમાંથી થતી નથી. જેવા આપણે કર્મ સાથે રાગથી એકત્ર થઇએ છીએ તેવું

આપણને દુઃખ થાય છે; પણ જો આપણે તેની સાથે એકત્ર નથી થતા તો તે દુખ ઉત્પન્ન કરે છે. વિત્તમાંથી સ્વાર્થ અને સ્વાર્થમાંથી સંકલ્પ થાય છે. પ્રત્યેક સ્વાર્થી-કર્મ અથવા સ્વાર્થી-વિચાર, આપણને કાંઇક રાગ ઉત્પન્ન કરે છે, અને તત્કાળ આપણે ગુલામ બનીએ છીએ. ચિત્તમાં પ્રત્યેક ઉર્મિ જે હું અને મારૂં કહે છે તે તત્કાળ આપણી આસપાસમાં સાકળ નાંખી દે છે અથવા હડબેડીમાં ઘાલે છે; અને આપણને દાસ બનાવે છે. જેમ આપણે હું અને મારૂં વધારે વધારે કહીએ છીએ તેમ તેમ દાસત્વ વધે છે, અને દુઃખની વૃદ્ધિ થાય છે. કર્મયોગ આપણને સંસારની સર્વ પ્રતિમાઓનો ઉપભોગ કરવા કહે છે પણ તેઓની સાથે આપણી જાતે એકત્ર થવા કદી 'મારૂં" કહેવું નહીં. શ્યામાટે દેહાનુરાગ જોઇએ? તેને જવા દેવું જોઇએ; અને સ્વાર્થનો કૃષ્ણપટ વધારવો નહિ તથા શેખચલ્લીના તરંગ ઉઠાવવા નહિ કે 'હું તે ભોગવીશ' જેવો તે બુટ્ટો કે તરંગ ઉઠયો કે આપત્તિનો પ્રારંભ થાય છે.

**વૈરાગ્ય ઉત્પન્ન થવાના ઉપાયઃ—**

(૧) વિષયમાં દોષ દર્શન.
(૨) પ્રાપ્ત વિષયોમાં અનાસક્તિ.
(૩) વેદ વિહિત વર્ણાશ્રમ-ધર્મનું પાલન.
(૪) ઇશ્વર-ભક્તિ.
(૫) દૈવી સંપત્તિનું સંપાદન અને આસુરી સંપત્તિનું નિવારણ.
(૬) મહાત્માઓનો સત્સંગ.
(૭) ગીતા, વેદ, બ્રાહ્મણ, ઉપનિષદ, વિષ્ણુ સહસ્રનામ આદિ પવિત્ર ગ્રંથોનો પાઠ અને અનુષ્ઠાન.
(૮) સત્યાસત્ય વિવેક.
(૯) વેદાન્ત વિષયક ગ્રંથોનો વિચાર.
(૧૦) એકાન્ત-સેવન.

પરમાત્માજ અમારૂં ઘર છે. God is our house મીરાં કહે છેઃ—

"માતા છોડી પિતા છોડે, છોડે સગા સોઇ
અબ તો ગિરિધર ગોપાલ, દૂસરા ન કોઇ."

વિષય પાસે છતાં પણ તે માટે રાગ ન થાય; ઇન્દ્રિયોની સમીપ વિષય હોવા છતાં તેના ભોગમાં અરૂચી હોવાને વૈરાગ્ય કહે છે. વૈરાગ્ય ઘરમાં રહેતા છતાં પણ થઈ શકે છે. વૈરાગ્ય વગર પ્રેમ થતો નથી. પ્રેમ અને ભય વગર વૈરાગ્ય નથી. મા પાસેથી માગીને વૈરાગ્ય શકિત લેવી અને વિષયાસકિત રૂપ વૈરીને કાઢી મૂકવી. વૈરાગ્ય-શકિતમાં અદ્દભૂત સામર્થ્ય છે. વૈરાગ્યની પહેલી અવસ્થામાં ઇશ્વર ઉપર **વિશ્વાસ** ઉપજે છે; બીજી અવસ્થામાં **સહનશીલતા** ઉપજે છે; ને ત્રીજી અવસ્થામાં એટલે છેલ્લી અવસ્થામાં ઇશ્વરમાં **પ્રેમ** ઉપજે છે. વૈરાગ્યનો પિતા પશ્ચાતાપ છે; પશ્ચાતાપ વગર વૈરાગ્ય થઇ નથી શકતો. વૈરાગ્યનો પુત્ર ત્યાગ છે; ત્યાગનો સુખ નામનો પુત્ર છે અને શાન્તિ નામની પુત્રી છે.

"દુઃખનો અનુભવ વૈરાગ્યનું કારણ થાય છે."

(સરસ્વતિચંદ્ર ૩)

| | | |
|---|---|---|
| મોજમજા | = સેતાન | સંસારી થવું એ પાપ છે. |
| વિલાસ | = નરક | |
| શરીર | = નરકનો માર્ગ | સંગારજ મારૂં વન હતું. |

વિવેક અને વૈરાગ્ય એ બન્ને ભાઈ મળી પાપ જીવનનું શાસન કરવા લાગ્યા જેના પરિણામે સંસાર મારી પાસે આવી શકયો નહીં. (જીવનવેદ-કેશવચંદ્રસેન)

"સાચ અને જૂઠ સમજવા છતાં કેમ સંસારમાં લપટાઈ રહ્યો છે?" (જપજી—નાનકકૃત)

"જગતે હોય વિરાગ અતિ, ઉપજે તબ વિજ્ઞાન
તબ ઉપજે સિયપિય ચરણ, પ્રેમ ભકિત પરધાન."

(ભકત અનન્તદાસ)

'વૈરાગ્યના અનેક સાધન છે. કાંઇક નીચે મુજબ છેઃ

(૧) સંસારના પદાર્થોમાં વિચાર દ્વારા રમણીયતા, પ્રેમ અને સુખનો અભાવ દેખવો;

(૨) જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ આદિને દુઃખ દોષોવાળાં, અનિત્ય અને ભયાનક માનવાં;

(૩) સત્ શાસ્ત્રોનું અધ્યયન કરવું;

(૪) વૈરાગ્યવાનનો સંગ; તેને અભાવે તેનું વૈરાગ્ય પૂર્ણ ચિત્ર અથવા ચરિત્રોનું સ્મરણ;

(૫) સંસારનાં તૂટેલાં મહેલો, નગરો અને ગામોને જોવાં;

(૬) બ્રહ્મથી ભિન્ન સત્તાનો અભાવ;

(૭) શ્રવણ કરવું, તેને જાણવું અને તેના પર મુગ્ધ થવું."

(ગીતા તત્ત્વાંક પાનું ૪૮૬)

"જગતની પ્રત્યેક વસ્તુનેજ જન્મ, મૃત્યુ, જરા તથા વ્યાધિમય જોઇ જોઇને તેથી વૈરાગ્ય કરવો જોઇએ."

(ગી. ત. ૭૫૫)

## (૪) વૈરાગ્યનો અર્થ

કર્મયોગી કહે છે કે "પહેલાં તે સ્વાર્થ-વૃત્તિવાળાં સર્વ તરંગોનો વિનાશ કરો, અને તમારામાં તેની પર અંકુશ રાખવા શક્તિ આવે એટલે તેને અંતરમાં સ્થિત કરો. તે જાતનાં વમળમાં મનને પડવા દેશો નહિ; પછી જાઓ સંસારમાં અને ગમે તેટલું કામ કરો. જેવી રીતે પદ્મ-પત્ર પાણીમાં હોય છે અને તે પત્રને મુદલ જળ સ્પર્શ થતો નથી તેવા તમે થશો. આ વૈરાગ્ય કહેવાય છે વૈરાગ્ય સિવાય યોગ થઇ શકશે નહિ. સર્વ યોગનું મૂળ તત્ત્વ તે છે. અને એજ વૈરાગ્યનો વાસ્તવિક અર્થ છે." જો

કોઈ પણ વસ્તુ નિર્ભય હોય તો તે કેવળ વૈરાગ્યજ હોવાથી સુખમય જીવન કેવળ વિરાગી પુરૂષોજ ભોગવી શકે છે. સર્વ-સંગ પરિત્યાગી પુરૂષના જીવન સમાન નિર્ભય અને સુખમય જીવન તો રાજાના ભાગ્યમાં પણ નથી હોતું સંન્યાસ અને વૈરાગ્ય એ બુદ્ધિનાજ ધર્મો છે. દંડના, શિખાના કે જનોઇના નથી. સર્વ ઉપનિષદ્‌માં મોક્ષનો એકજ માર્ગ પ્રતિપાદ્ય છે; અને તે માર્ગ પણ વૈરાગ્ય કિંવા સંન્યાસનોજ છે ચતુર્થાશ્રમ ન લીધો તો પણ સાંસારિક કર્મ છોડી વૈરાગી થયેલા પુરૂષો ભક્તિ માર્ગમાં પણ નીકળવા અશકય નથી.

"મુંડ મુંડાવી ટોપી ઘાલી એમ ન થઈએ વેરાગીરે ભાગી તે મમતા વેરાગી."

"સંસાર વેવાર સર્વ સાચવીએ, વિકારથી વેગળા રહીએરે;
સર્વ ભૂત સમદ્રષ્ટિ પેખે તેને વેરાગી કહીએ રે."
(નરસિંહ મહેતો)

કોઇપણ કારણથી સંસાર ઉપરથી કંટાળો આવે ત્યારે વૈરાગ્યથીજ પ્રથમ સંસાર છોડી દેવાય અને પછીથી પૂર્ણ સિદ્ધિ પ્રાપ્ત કરી શકાય; એવાં ભક્તિમાર્ગમાં કિંવા સન્યાસ માર્ગમાં પણ પુષ્કળ ઉદાહરણ છે. સન્યાસ અને વૈરાગ્ય એ તો અર્થ કર્મ છોડી દેવાં એમ ન કરતાં ફળની આશા છોડવી એમાંજ ખરો વૈરાગ્ય કિંવા સન્યાસ છે એમ કહી ઉપનિષદ્કારના કર્મ સન્યાસના કરતાં નિષ્કામ કર્મયોગ અધિક શ્રેયસ્કર છે એવો ગીતા શાસ્ત્રમાં છેવટે સિદ્ધાન્ત કરેલો છે ઐહિક વિષયોમાં જેમનાં મનો ગુંથાઈ ગએલાં છે તેમના અનુભવથી એટલુંજ આપણા જાણવામાં આવી શકે છે કે, વિષય-સૌખ્યજ છે સર્વથી શ્રેષ્ઠ વસ્તુ છે. એ મોહિની બહુજ ભયંકર છે. એનો નાશ કરવો અને તેના સ્વરૂપની લહરીનો મનમાં ઉદ્‌ભવ થવા ન દેવો તેનુ નામજ વૈરાગ્ય છે. આપણા પોતાના અથવા બીજાના અનુભવથી ઉઠનારી બે પ્રકારની

પ્રેરણાત્મક લહરીઓને અંકુશમાં રાખવી અને એ રીતે ચિત્ત ઉપર તેનો અધિકાર ચાલતો અટકાવવો એજ વૈરાગ્ય છે. વૈરાગ્ય અર્થાત્ દોષ-દર્શન દ્વારા રૂપ-રસાદિ બધા વિષયોના ત્યાગની ઇચ્છા અને ભોગ્ય-વસ્તુના અભાવમાં બુદ્ધિની અદીનતા છે. સાધારણ વૈરાગ્યની પરિભાષામાં વિષયોથી રાગ-રહિત થવું મનાય છે. પોતાના શરીરથી માંડી બ્રહ્મલોક પર્યન્ત સમસ્ત અનિત્ય ભોગ પદાર્થોમાં પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દ પ્રમાણ દ્વારા ઉત્પન્ન થએલ ત્યાગની ઇચ્છાનું નામ વૈરાગ્ય છે; અથવા પ્રાપ્ત ભોગોમાં સ્વાભાવિક આસક્તિ-ની નિવૃત્તિનું નામ વૈરાગ્ય છે. યા પ્રારબ્ધાનુસાર પ્રાપ્ત થએલ વિષયોમાં રાગ રહિત થવું વૈરાગ્ય છે; અથવા વિષયોમાં રાગ-ત્યાગ કરી વર્તવાનું નામ વૈરાગ્ય છે. બધી કલ્પના કરીને પણ ભગવાન સ્વયં કેવળ સાક્ષિત્વથી રહે છે, એ તેનો વૈરાગ્ય ગુણ છે. ચરાચર આત્મા ભગવાનનું શરીર છે. સાંસારિક તમામ પદાર્થોને તથા લાલસાઓને પ્રથમ એકઠાં કરીને પછી વૈરાગ્યની સાંકળે તેમને બાંધવાં અને પછી ત્યાગ-વૈરાગ્યના દરિયામાં તેમને ડૂબાવી દેવાં. જે વસ્તુ પ્રભુથી દૂર રાખે છે તેને છોડી દેવી એનુંજ નામ વૈરાગ્ય છે. અધ્યાત્મ નદીને કાંઠે હાથમાં અસંગતા- અનાસક્તિનો કુહાડો લેવો અને તેનો પહેલો ઘા કરતાંજ સ્વર્ગ લોકથી તે પાતાળ લોક સુધી ખાડો પડી જશે; અને બીજો ઘા કરતાં તેનું નામ-નિશાન પણ રહેશે નહીં !! વૈરાગ્યની એ તો શરૂઆતનીજ દશા છે છતાં પણ પ્રભુ સિવાયની બધીજ બાબતો સ્વપ્ન-માફક અદશ્ય થઇ જાય છે. વૈરાગ્ય એટલે નિવૃત્તિ-સંસાર એટલે અવસ્તુ (જરાપણ નહિ હોવા છતાં છે એમ ભાસે છે તે) અને અવસ્તુ ઉપર વૈરાગ્ય તેનું નામ નિવૃત્તિ છે. જે વસ્તુઓ ઇશ્વરથી દૂર રાખે છે તેનાથી દૂર રહેવું એજ નિવૃત્તિ છે.

"અણગમો એજ વિરાગ. વિરાગ એટલે માનસિક ગુલામી-માંથી છુટકારો. મોહ જવો એજ વિરાગ." (આર્યધર્મ).

"વિષયો સામે હોય છતાં તેમાં પ્રીતિ ન રહે એ વૈરાગ્ય છે."
(ભકતરાજ અનંતપ્રસાદજી)

"ઈહ લૌકિક ઔર પારલૌકિક વિષયોની તૃષ્ણાથી રહિત થઈ ચિત્તને વશ કરી લેવાનું નામ વૈરાગ્ય છે."
(શ્રી રામાનુજાચાર્યજી, ગીતાતત્ત્વાંક પાનું ૨૨)

"સમસ્ત ભોગોથી વિરક્ત રહેવું તે વૈરાગ્ય છે."
(ગી. ત. ૩૩૫)

"બુદ્ધિથી વિચાર કરી ઇન્દ્રિયોના ભોગોમાં દુઃખ અને દોષોનું વારંવાર દર્શન કર્યા કરવું અને મનની તેમાં અરૂચી ઉત્પન્ન કરવી એ વૈરાગ્ય છે.

વ્યવહાર કાલમાં સ્વાર્થના ત્યાગની અને ધ્યાન સમયે મનને પરમેશ્વરના ચિન્તનમાં લગાડવાની ચેષ્ટા રાખવી અને મનને ભોગોની પ્રવૃત્તિથી હઠાવીને પરમેશ્વરના ચિન્તનમાં વારંવાર નિયુક્ત કરવું એ અભ્યાસ છે." (ગી. ત. ૩૩૯)

"વિષયાભિમુખી ગતિને રોકનાર બંધ વૈરાગ્ય છે."
(ગી. ત. ૪૮૬).

"વૈરાગ્ય=રાગ હઠી જવો તે. આભ્યન્તરિક અનાસક્તિ-વિવેકની પૂર્ણતા થવા પર વૈરાગ્ય અવશ્યમ્ભાવી છે."
(ગી. ત. ૭૭૨).

## (૫) રાગ પરિત્યાગ પદ્ધતિ

રાગ પરિત્યાગ કરવાની પદ્ધતિ કર્મયોગ આપણને આપે છે. રાગ પરિત્યાગ કરવાના બે માર્ગ છે એક તેઓને વાસ્તે કે જેઓ ઇશ્વરાસ્તિત્વ સ્વીકારતા નથી અથવા બહારની સહાય સ્વીકારતા નથી. તેઓએ સ્વેચ્છાનુસાર યુક્તિ કરવી, તેઓને માત્ર તેમના પોતાના સંકલ્પ સાથે કામ કરવાનું છે. મારે રાગ વિનાના થવું

જોઇએ એવી મનની શકિત અને વિવેકશક્તિથી કરવાનું છે. જેઓને ઇશ્વરની ઉપર શ્રદ્ધા છે તેમને થોડું દુર્ઘટ છે. તે કર્મફળ ઇશ્વરનામાં અર્પણ કરી દે છે, અને પછી કર્મ કરે છે; અને ફળના ભોકતા તે થતા નથી. જે જે તેઓ કરે છે, જુએ છે તે સર્વ તેને અર્થે. ફાવે તે સત્કર્મ આપણે કરીએ તેની પ્રસંશા આપણે ગ્રહણ કરવી નહીં. પ્રતિફળ બ્રહ્મને સમર્પણ કરવું. ધર્મ રાગ–રહિત થવાનો અને સ્વતંત્રતાથી કર્મ કરવામાં છે. વિશ્રાત અને સ્વતંત્ર થઇને કર્મ કરવું એ વસ્તુ પ્રાપ્તિ ઘણી દુર્ઘટ છે. આપણે શાંત સંપૂર્ણ શાત થવું અને આપણા તનમન સર્વે બ્રહ્મને સમર્પણ કરવું જોઇએ. દાસત્વને ધર્મ કરી સમજાવવું તે કેટલું સ્હેલ છે જે જે આધીનતામાં રહી કરવામાં આવે છે તેને વિકારી પ્રીતિ છે. શ્યામાટે કાંઇ પણ આધીનતા જોઇએ ? વૈરાગ્ય થવા પર માન, પ્રતિષ્ઠા, ઇન્દ્રિય સ્વાદ અને લોકલજ્જાની પરવા રહેતી નથી. વૈરાગીએ નિરંતર નામ–જપ કરતા રહેવું જોઈએ. સમયપર જે કંઇ લૂખો–સૂકો પ્રાપ્ત થાય તેનાપર નિર્વાહ કરવો અને કેવળ કૃષ્ણ કથા–કીર્તનને નિમિત્ત આ શરીરને ધારણ કરી રહેવું જોઇએ. વૈરાગ્યની શકિતને ધન્ય છે! મહાન વિલાસીઓને પરમ તિતિક્ષાવાન બનાવી દે છે.

"દયા એ રાગનું એક સ્વરૂપ છે." (ગ્રામ–લક્ષ્મી ભા. ૩)

"પત્ની, મિત્ર, ગુરૂ, જ્ઞાન એ ચીજો મ્હોંમાગી કિંમત ભર્યા વગર લેવા ઇચ્છનાર તેનો ખરો અને સંપૂર્ણ લાભ લઇ શકતો નથી. (મહાત્માઓની મસ્તી)

"કોઇ કોઇનો દ્વેષ અને હિંસા ન કરે તો સર્વ મનુષ્યો સુખી જીવન ગાળે. અતિ ઉચ્ચ સાધ્યને સિદ્ધ કરવા માટે કષ્ટ સહન કરવા ઉપરાત લોકોનો ઉપહાસ પણ સહન કરવો પડે તો એનાથી અધિક શ્રેષ્ઠ બીજું કાંઇ નથી." (કાઉન્ટ ટોલસ્ટોય)

" પશ્ચાતાપ કરવાથી અંતઃકરણની શુદ્ધિ થાય અને પુનઃ તેવું વર્તન કરવાનો મોહ થાય નહિ " ( કા. ટો. )

" In secular state sons and daughters are but banners of terrors. " ( Pagal Harnath )

" All the ties of this world are rotten. " ( P. H )

" એકજ રાગ શુભ દ્રષ્ટિથી ધારણ કર્યો હોય તો મોક્ષ આપે છે; અને તેજ રાગ અશુભ દ્રષ્ટિએ કર્યો હોય તો સંસારનો હેતુ થાય છે. " ( કુમારપાળ )

" કર્તૃત્વાભિમાનનો ત્યાગ કરવાવાળો સાંખ્યયોગી શુક્લ માર્ગથી ભગવાનના પરમ ધામને પ્રાપ્ત થઇ જાય છે. " ( ગીતા-તત્ત્વાંક પાનું ૫૬૩ )

## (૬) ફળાશાનો ત્યાગ

ફળાશાનો ત્યાગ કરવા માટે વૈરાગ્યથી ઇન્દ્રિય અને મનનો પૂર્ણપણે નિરોધ કરવો જોઇએ, એ નિર્વિવાદ છે. પણ ઇન્દ્રિયોને તાબામાં રાખી સ્વાર્થને બદલે વૈરાગ્યથી અથવા નિષ્કામ બુદ્ધિથી લોક સંગ્રહ માટે તેમને પોત પોતાના વ્યાપાર કરવા દેવા, અને સંન્યાસ માર્ગ પ્રમાણે તૃષ્ણા મારવા માટે સર્વ વ્યાપારનો એટલે કર્મ માત્રનો સમૂળ નાશ કરવો એ વચ્ચે જમીન આસમાન જેટલો ફરક છે. ગીતામાં જે વૈરાગ્ય અને ઇન્દ્રિય-નિગ્રહ ઉપદેશવામાં આવેલો છે તે પહેલા પ્રકારનો છે, બીજા પ્રકારનો નથી; અને તેજ પ્રમાણે અનુગીતામાં જનક અને બ્રાહ્મણના સંવાદમાં મનોનિગ્રહથી ફળની આશા છોડીને અને સુખ-દુઃખ સરખાં સમજીને (ગીતા. ૨/૩૮) નિષ્કામ બુદ્ધિથી લોકોપયોગ માટે સર્વ-કર્મ શાસ્ત્રોક્ત રીતે કર્યા જવાં એજ શાણપણનો માર્ગ ઠરે છે. માટેજ

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन
मा कर्मफल हेतुर्भूः माते संगोऽस्त्व कर्मणि ॥

આ શ્લોક (ગીતા ૨/૪૭) માં ભગવાન અર્જુનને એમ કહે છે કે તું આ કર્મભૂમિમાં જન્મેલો છે માટે પ્રથમ તો કર્મ કરવાનોજ તારો અધિકાર છે; એ વાત ખરી પણ અધિકાર કર્તવ્ય -કર્મ કરવા પૂરતોજ છે એ વાત પણ તારે લક્ષમાં રાખવાની છે. તારો અધિકાર છે તે પ્રમાણે ફળાશા છોડી કર્મજ કરતા રહેવું એ પ્રમાણે ભગવાને છેવટનું વિધાન કરેલું છે.

જ્ઞાને કરીને અને વૈરાગ્યથીજ કર્મનો ક્ષય થયા વિના મોક્ષ છે જ નહિ એમ જ્ઞાન-કાંડમાં એટલે ઉપનિષદમાં સ્પષ્ટ રીતે કહેલું છે એટલે આ બે સિદ્ધાંતો એકત્ર કરીને સર્વ કર્મ જ્ઞાનથી એટલે ફળની આશા છોડીને નિષ્કામ-બુદ્ધિથી એટલે વૈરાગ્યથી કરવાં જોઈએ એવું આખરમાં કહેલું છે. (ગીતા ૩/૧૭; ૧૭/૧૯)

फलेष्वेवाधिकारोये मा कर्माणि कदाचन

કર્મ કર્યા વગર ફળને ચાહવાવાળા તો ઘણા મળે છે. પરન્તુ એકતાર દિન-રાત અત્યન્ત પરિશ્રમ કરતાં છતાં પણ ફળ ન ચાહવાળા તો એક ભગવાન શ્રી કૃષ્ણજ છે.

૧—ગાદી ઉપર ઉગ્રસેનને બેસાડ્યા.
૨—જરાસંઘ, નરકાસુરનાં રાજ્ય તેમના પુત્રોને પ્રદાન કર્યાં.
૩—જીવનભરમાં એકવાર કોઈ રાજ્ય આદિ સ્વીકાર્યાં નહિ.

વિતૈષણા, લોકૈષણા, જિતેન્દ્રિય અને પરમોત્કૃષ્ટ યોગિરાજ હતા. જ્યારે નિજાધીન કામાદિ ભોગોમાં સ્વયં ભગવાનને વૈરાગ્ય થયો તો દૈવાધીન ભોગોમાં અન્ય પુરૂષોએ આસક્ત રહેવું કદાપિ ઉચિત નથી. यः कर्मफलं त्यजति कर्माणि सन्न्यसति ततो निर्द्वन्द्वो भवति—જે કર્મફળનો ત્યાગ કરે છે, કર્મોનો પણ ત્યાગ કરે છે ત્યારે બધાનો ત્યાગ કરી નિર્દ્વન્દ્વ થઈ જાય છે.

"શોક–મોહ એ બે લક્ષણવાળું જીવનું જે અનીસપણું તે ફળ–ત્યાગથી નાશ પામે છે." (સરસ્વતિચંદ્ર ભા. ૩)

"આશા રાખનાર છેતરાય છે." (સ. ૩)

"જે મનુષ્ય ફળાસકિત યા કર્તૃત્વાભિમાનથી રહિત થઇ કર્મ કરે છે તે અનાયાસ કર્મ બંધનથી મુકત થઇ જાય છે.
(ગીતા તત્ત્વાંક પાનું ૫૭૭)

"કર્મ ભગવાનને અર્પણ કરવું, ભગવાનને માટે કરવું અને કર્મફળનો ત્યાગ એ ત્રણે કર્મયોગ છે." (ગી. ત. ૭૩૨)

"શાસ્ત્ર સંમત બધાં કર્મોમાં મમતા, આસક્તિ અને કામનાનો સર્વથા ત્યાગ કરી દેવો એજ કર્મોનો ફળત્યાગ કરવો થાય છે. પાપ કર્મોનો સ્વરૂપથીજ ત્યાગ બતાવેલ છે.
(ગી. ત. ૭૩૧)

"કર્મફળ ત્યાગ કર્યા વગરનું ધ્યાન જેટલું ધ્યાન વગર કર્મ-ફળના ત્યાગથી લાભકારક છે તેટલું લાભકારક થતું નથી."
(ગી. ત. ૭૩૩)

"આસક્તિ દુર્ગુણ છે અને સમસ્ત અવગુણોનું મૂળ હોઇને ત્યાજ્ય છે. (ગી. ત. ૭૪૧)

## (૭) ફળાશાનો અર્થ

કેટલાકનું એમ કહેવું છે કે ફળાશા છોડવી પણ સર્વ પ્રકારની ઇચ્છા છોડવાનું કાંઇ કારણ નથી. આ આક્ષેપ અજ્ઞાન મૂલક ફળાશા શબ્દનો ખરો અર્થ ન સમજવાથી ઉત્પન્ન થયેલો છે. ફળાશા છોડવી એટલે સર્વ પ્રકારની ઇચ્છાનો ત્યાગ કરવો, અથવા મારા કર્મનુ ફળ કોઇને કદીપણ મળો નહીં અને મળે તો તે કોઇએ સ્વીકારવું નહીં એવી બુદ્ધિ રાખવી એમ અર્થ નથી; પણ **મને** અમુક ફળ અવશ્ય મળે માટે હું આ કર્મ કરૂં છું એવા

પ્રકારના ફળ બાબતની મમત્વયુક્ત આસક્તિ કિંવા બુદ્ધિના આગ્રહ માટે ' ફળાશા-સંગ ' કિંવા ' કામ ' એ નામો ગીતામાં આપેલાં છે. કર્મસૃષ્ટિના જ્ઞાન અથવા અજ્ઞાત વ્યાપારની સાથે મનુષ્યના પ્રયત્નનો સંયોગ થાય ત્યારે જે ફળ થવાનું તે કેવળ કર્મના કાયદા પ્રમાણેજ થવાનું છે; એટલે આપણે હાય હાય રાખીએ અથવા ન રાખીએ તોપણ તેથી તે ફળ-સિદ્ધિમાં કાંઈ ફરક પડતો નથી. એટલુંજ નહીં પણ આપણી ફળાશા માત્ર આપણને દુઃખકારક થવાનો સંભવ છે. ફળાશા ન રાખતાં આ પ્રમાણે કર્મ કર્યા જતાં પછી તે કર્મ કંઈ કારણથી કદાચિત નિષ્ફળ થાય તોપણ ઉદ્યોગ કરવાનું આપણા અધિકારનું કામ આપણે કરેલું છે. એટલે નિષ્ફળતાનું દુઃખ થવાનું આપણને કાંઈ કારણ રહેતું નથી આવા પ્રકારે ફળાશાને નષ્ટ થવા માટે જ્ઞાનથી મનમાં વૈરાગ્ય ઉપજાવવો પડે ખરો. વૈરાગ્ય છતાં કર્મ કરવામાં આવે છે એટલું નહીં પણ કર્મ કોઈને છૂટતાં નથી એ આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ. માટેજ અજ્ઞાની લોક જે કર્મ ફળાશા પૂર્વક કરે છે તેજ કર્મ જ્ઞાની પુરૂષો ફળ બદલ વિરક્ત રહીને શાંત ચિત્તથી કર્યે જાય છે. (ગીતા ૬/૩)

## (૮) વિરક્તતા

જેને જન્મ-મરણથી પોતાનો છુટકો કરી લેવો છે અથવા સાંખ્યોની પરિભાષામાં જેમને પ્રકૃતિથી પોતાનું ભિન્નપણું અથવા કૈવલ્ય કાયમ રાખવાનું મન છે તેમને ત્રિગુણાતીત થઇ વિરક્ત (સંન્યાસી) થયા સિવાય બીજો માર્ગ નથી. કપિલાચાર્યને આ વૈરાગ્ય અને જ્ઞાન જન્મથીજ પ્રાપ્ત થયેલાં હતાં પણ બધાને એ સ્થિતિ પ્રાપ્ત થવી શક્ય નથી. એટલે તત્ત્વ-વિવેક રૂપ સાધનથી પુરૂષ અને પ્રકૃતિ વચ્ચેનો ભેદ ઓળખીને પ્રત્યેકે પોતાની બુદ્ધિ શુદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. આવા પ્રયત્નથી બુદ્ધિ શુદ્ધ અને સાત્વિક થાય એટલે તેમાં જ્ઞાન-વૈરાગ્ય અને ઐશ્વર્ય એ ગુણો

ઉત્પન્ન થાય છે; અને તે મનુષ્યને છેવટે કૈવલ્યપદ પ્રાપ્ત થાય છે. મનુષ્યની ઇચ્છા હોય વા ન હોય પણ પ્રકૃતિની ઘટમાળ હમેશાં ફરતી હોવાથી મનુષ્યને પણ તે સાથે ફરવુંજ પડે છે (ગીતા ૩/૩૩; ૧૮/૬૦) પણ અજ્ઞાની લોક તેવી સ્થિતિમાં પ્રકૃતિને પરતન્ત્ર રહીને જે રીતે નાચે કૂદે છે તે પ્રમાણે ન વર્તતાં ઇન્દ્રિય નિગ્રહથી પોતાની બુદ્ધિને સ્થિર અને શુદ્ધ રાખીને જે પુરૂષ સૃષ્ટિક્રમ પ્રમાણે પ્રાપ્ત થયેલું કર્મ કેવળ કર્તવ્ય બુદ્ધિથી એટલે અનાસક્ત બુદ્ધિથી અને શાન્તપણાથી કરે છે તેજ ખરો વિરક્ત અને બ્રહ્મપદને પ્રાપ્ત થએલો અને ખરો સ્થિત પ્રજ્ઞ પુરૂષ છે. (ગીતા ૩/૭; ૪/૨૧; ૫/૭ -૯; ૧૮/૧૧ ). આ જગતમાં કર્મ છૂટવાં કોઇને પણ શકય નથી, એટલે કર્મનો બાધ ન આવે તે માટે હમેશાં પોતાના ધર્મ પ્રમાણે પ્રાપ્ત થયેલાં કર્મો ફળની આશા છોડી એટલે વિરક્ત બુદ્ધિ રાખી કરવાં એટલોજ એક માર્ગ મનુષ્યના તાબામાં હોવાથી ઉત્તમ છે. પ્રકૃતિ પોતાના વ્યવહાર હમેશાં કરતીજ રહેશે પણ તેમાં કર્તવ્યનું અભિમાન છૂટયું એટલે મનુષ્ય મુક્તજ છે (ગીતા ૩/૨૭, ૧૩/૨૯; ૧૪/૧૯; ૧૮/૧૬ ).

વિરક્ત જનોનાં મન અન્યથા શીર્ણ થાય છે અને વિકાર માત્ર શાન્ત થાય છે ત્યારે પણ રંક જીવ ઉપર દયા, સમૃદ્ધ સજ્જનનો અનુમોદ, દુર્જનોનાં દુષ્કૃત્યોની ઉપેક્ષા અને અલખની વિભૂતિનાં દર્શનની પ્રીતિ—એટલો તેમના મનનો સ્વભાવ શેષ રહે છે. જેમ રક્ત નથી તેમ વિરક્ત પણ નથી; માત્ર અરક્ત છે પછી વ્યવહારમાં અરક્ત અને વિરક્ત પર્યાય રૂપ હોવાથી ગમે તે બોલીયે તે જુદી વાત. સાચું વિરક્ત જીવન દિવ્ય અનુરાગથી પૂર્ણ હોય છે, તે ઉપરથી નારીયેલની માફક જટિલ પણ તેની અંદર મહા મધુર રસ ભરેલો હોય છે.

## (૯) વૈરાગ્યના અભ્યાસની જરૂર

ત્રિગુણાત્મક પ્રકૃતિના વિસ્તારથી છૂટી બુદ્ધિને અન્તર્મુખ, સાત્ત્વિક અથવા આત્મનિષ્ઠ એટલે આત્માની પ્રેરણાનો હુકમ સાંભળી તેનું જેમાં કલ્યાણ રહેલું છે તેજ કર્મ કરનારો નિશ્ચય કરનારી થવાને લાંબા વખત સુધી વૈરાગ્યનો અભ્યાસ કરવો પડે છે. સ્વાર્થપરાયણ લોક ઉપર ક્રોધ ન કરતાં અથવા તેમની લોભ બુદ્ધિ જોઇ આપણા મનની સમતા ન ખોતાં એવા લોકોના કલ્યાણને માટે સાધુ પુરૂષો પોતાનો ઉદ્યોગ કેવળ કર્તવ્ય સમજીને વૈરાગ્યથી શરૂજ રાખે છે. અભ્યાસ એટલે કોઇ પણ વાત પુનઃપુનઃ કરવી અને વૈરાગ્ય એટલે રાગ કિંવા પ્રીતિનો અભાવ અર્થાત્ નિરિચ્છપણું. અભ્યાસ અને વૈરાગ્યે કરીને ચિત્તવૃત્તિનો નિરોધ થાય છે.

અભ્યાસ એટલે શું ? મનને ચિત્ત સ્વરૂપમાં રાખવું, અને તેમાં લહરીનો ઉદ્ભવ થવા ન દેવો એટલે તે અભ્યાસ કહેવાય છે. એકજ દિવસમાં કાંઇ મનઃ—સંયમ થતો નથી, પરંતુ એને માટે સતત અભ્યાસ કરવો જોઈએ. મનમાં ઉદાસીનતા હોય તો તેના યોગે અભ્યાસનો ઉલ્લાસ અને ઇચ્છાની રમણીયતા સર્વથા નીકળી જાય છે. જ્યારે વેદમાંનો ઉપદેશનો અભ્યાસ કરવા માંડે છે તે વેળાએજ વેદમાં વર્ણવેલી અવસ્થાનો સાક્ષાત્કાર કરી શકાય છે. અસત્ય અને સત્યનો વિવેક એજ અભ્યાસનો મુખ્ય ઉદ્દેશ છે; એટલે કે પુરૂષ પ્રકૃતિ નથી અર્થાત્ એ જડ દ્રવ્ય નથી તેમજ એ મન પણ નથી. અને એ પ્રકૃતિ ન હોવાથીજ એમાં પરિવર્તનનો સ્વભાવ જોવામાં નથી આવતો એ જાણવું, એ અભ્યાસનો મુખ્ય ઉદ્દેશ છે. ગિરિકંદરા આદિ એકાન્ત સ્થાનોમાં કે જ્યાં ભૂમિ, પાષાણ અને વાલુકાથી વિહીન હોય છે અને જ્યાં મનુષ્ય અથવા જળપાત (ધોધ) આદિનો વિઘ્નકારક ધ્વનિ હોતો નથી એવા ચિત્તના સહાયક અને નેત્રોને આનંદદાયક સ્થાનોમાંજ

યોગનો અભ્યાસ કરી શકાય છે; એટલે કે ચિત્તનો સંયોગ ત્યાંજ બની શકે છે. અભ્યાસ એકાંતમાં—પોતાના ઓરડામાં એકલા રહિનેજ પ્રભાત (ઉષઃકાળ), મધ્યાહ્ન, સાયંકાળ અને મધ્યરાત્રિના સમયે જ્યાં સુધી નાડીઓની પૂરેપૂરી શુદ્ધિ થાય ત્યાં સુધી કર્યાં કરવો. શરીરની લઘુતા, ચળકતો વર્ણ, સારી ક્ષુધા અને નાદનું શ્રવણુ એ નાડીઓની શુદ્ધિ અથવા ચિહ્નો છે ૐ નો વિચાર ચાલુજ રાખવો કારણુ કે એથી જો પોતાના કાર્યમાં પ્રવૃત્ત હોય તો પણુ મનુષ્ય અભ્યાસ કરી શકે છે.

વૈરાગ્ય સુખથી વધારે બીજું કોઈ સુખ નથી. વૈરાગ્ય અને ત્યાગ તો ભગવદ્—ભક્તિની આધાર—શિલા છે.

"સૂધો મોખ મારગ ચલાયવેકો નામી રથ;
ઐસો હિતકર ભવ ભજંન વિરાગ હૈ.
*જ્યોં સમીર ગંભીર, ઘનાઘન જય કરે;*
વજ્ર વિનાશે શિખર, દિવાકર તમ હરૈ.
જ્યોં દવ પાવક પૂર, દહૈ વન કુંજકો;
ત્યોં ભંજે વૈરાગ્ય, કર્મ કે પુંજકો.

અસલી આનંદ તો વૈરાગ્યમાંજ છે. વિષયોમાં જે આનંદ પ્રતીત થાય છે તે તો વૈરાગ્યનો મેલ માત્ર છે. જેણે વૈરાગ્યનું રસાસ્વાદન કરી લીધું છે તે આ ક્ષણુભંગુર અનિત્ય સંસારી વિષયોમાં રાગ કેમ કરે ?

જે લોકો શીતળતા સિવાય અન્ય કાંઈ ઇચ્છતા નથી તેઓ ધીમે ધીમે સર્વ ધાર્મિક પ્રવૃત્તિનો ત્યાગ કરી પથારીવશ થવા પ્રયત્ન કરે છે." (જીવનવેદ-કેશવચંદ્રસેન)

"શીતળ ભાવ આવે છે ત્યારે હું જાણું છું કે કામ, ધૂર્તતા, કાયરતા વગેરે સર્વે તેની સાથે સાથે આવે છે જેઓ શીતળ છે તેઓ ભીરૂ છે." (જી. વે. કેશવચંદ્ર)

# (૧૦) ત્યાગ

यच्च काम सुखं लोके यच्च दिव्यं महत् सुखम्ः
तृष्णाक्षय सुखस्यैते नार्हतः षोडशींकलाम् ॥

આ જગતમાં કામ એટલે વાસના તૃપ્ત કર્યાથી જે સુખ થાય છે, અથવા સ્વર્ગનું જે મ્હોટું સુખ કહેવાય છે તે તૃષ્ણાક્ષયથી ઉત્પન્ન થતા સુખની એક આની પણ નથી. તૃષ્ણાનું ઉપર કહેલું પરિણામ ભગવદ્ગીતાને માન્ય નથી એમ નથી, તોપણ તે ટાળવાને કર્મ માત્ર ત્યાગ કરવાં ઉચિત્ત નથી એવો ગીતાનો સિદ્ધાન્ત હોવાથી તેમજ આ જડસૃષ્ટિમાં અચેતન એવાં જે કર્મો તે સ્વતઃ દુખનાં મૂળ નથી પણ મનુષ્ય તેમા જે ફળાશા, કામ અથવા સંગ રાખે છે તે ખરાં દુઃખનાં મૂળ-રૂપ છે એવો એક વખત નિશ્ચય થાય એટલે એ દુઃખ નિવારણ કરવા માટે વિષયમાં સંગ, કામ કિંવા ફળાશાનોજ મનોનિગ્રહથી ત્યાગ કરવો એટલું બસ છે ફળાશાનો આ પ્રમાણે ત્યાગ કરવા માટે વૈરાગ્યથી ઇન્દ્રિય અને મનનો પૂર્ણપણે વિરોધ કરવો પડે છે એ નિર્વિવાદ છે. त्यक्त्वा कर्मफलासगम् ( ગીતા ૪/૨૦ ) કર્મના ફળના આ સંગનો ત્યાગ કરીને પુરૂષ કર્મ કરે તોપણ તેથી તે બંધાતો નથી. सर्व कर्मफल त्यागं कुरु ( ગીતા ૧૨/૧૧ )-સર્વ કર્મના ફળનો ત્યાગ કરવો; कार्य मित्येवयत्कर्म नियतं क्रियते ( ગી ૧૮/૯ )-કેવળ કર્તવ્ય છે માટે જે કર્મ કરવામાં આવે છે તે સાત્વિક કર્મ કહેવાય છે, चेतसा सर्व कर्माणि मयि संन्यस्य ( ગીતા ૧૮/૫૭ )-ચિત્તથી સર્વ કર્મનો મારામાં મન્યાસ કરીને દુનિયામા વર્તન રાખ-ઇત્યાદિ ગીતામાં ઠેકઠેકાણે જે ઉપદેશ છે તેનુ બીજ આજ છે જેનો ત્યાગ કરવામા આવે એજ વસ્તુ વધતી જાય છે. જે પદાર્થની પરવા હોતી નથી અથવા તેથી મુખ ફેરવી લેવાય તો તે વધારે પ્રમાણમાં આવીને હાજર થાય છે. સૂર્યના પ્રકાશમાં જે છાયા તરફ ચાલવા

માંડે તો તે છાયા આગળને આગળજ નાસવા માંડે છે, પરંતુ જ્યારે તેનો ત્યાગ કરીને પ્રકાશ તરફ મોઢું રાખીને ચાલવામાં આવે તો એ બિચારી–છાયા પાછળ પાછળ દોડતી આવે છે. જે મનુષ્ય તમામ દુનિયાઈ ઇચ્છાનો ત્યાગ કરે છે એનો આત્મા સમસ્ત સંસારનો આત્મા બની જાય છે; પછી તેને કાંઇપણ મેળવવું કે શોધવું બાકીજ રહેતું નથી. કોઇપણ પ્રકારની લાલસા કે વાસના રહી જતી નથી.

જ્યાં સુધી માયાનો સંસર્ગ છે ત્યાં સુધી કર્મોનો ત્યાગ કદી પણ થઈ શકતો નથી એમ છતાં પણ જે કર્મત્યાગની વાત કરે છે તે કેવળ વ્યર્થ દુરાગ્રહને સેવે છે.

सङ्कल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वान शेषतः
मनसैवेंद्रियग्रामं विनियम्य समं ततः ॥
(ગીતા ૬/૨૪)

સંકલ્પમાંથી ઉત્પન્ન થનાર સર્વ વાસનાનો સર્વાંશે ત્યાગ કરી મનથીજ સર્વ ઈન્દ્રિયોને સર્વ બાજુથી જીતવી. વૈરાગ્ય પ્રાપ્ત થતાં સંકલ્પની યાત્રા સમાપ્ત થાય છે અને ધૈર્યના મંદિરમાં બુદ્ધિ સુખ પૂર્વક વાસ કરે છે.

આ સંસારમાં પદાર્થોથી શીઘ્ર ઉપરામ થઈ તેનાથી જકડવાવાળી બેડીઓને તોડી નાંખવી જોઇએ; ત્યારેજ પોતાના સંપૂર્ણ આત્માનું અલિંગન થઇ શકે અને શરીરનો એવો સ્પર્શ થાય કે કોઈ પણ અંગ તેથી વંચિત ન રહે. બધી આશાનો ત્યાગ કરી શકે તે મહાત્યાગીશ્વર પુરૂષજ પરમતત્ત્વને જાણી શકે છે. ઇશ્વરનો બીજો ગુણ ત્યાગ છે. શિવની સમાન સબ થઇને સર્વસ્વ ત્યાગ કરી બેસવું જોઇએ. શિવનું સ્વરૂપ ત્યાગની મૂર્તિ છે. સંસારના મોહની ભસ્મ, દ્વૈતની ભસ્મ એ ચિતા–ભસ્મ છે; મુંડમાળા વાસ્તવમાં સંસારના મોહ ત્યાગનું સૂચક છે, સર્પની કોપીન લગવે છે

તે તેના વિશ્વ-પ્રેમનું સૂચક છે જ્યારે મનુષ્ય પોતાના શરીરમાં અનાસક્તિ રૂપી ભસ્મ લગાવે અને સંસારનો વાસ્તવમાં ત્યાગ કરી દીએ ત્યારે ભગવાનનું દર્શન થઈ શકે છે. વિશેષ તપશ્ચર્યા પૂર્વક વિશ્વને ઉપકાર કરવાથીજ મહાત્યાગ ભાવની પ્રાપ્તિ થાય છે. સંસારમાં પાપ-વૃત્તિને અજ્ઞાનીનું અજ્ઞાન સમજીને તેની ઉપેક્ષા કરવી અને અહંકારથી શૂન્ય થઈ ત્યાગમાંજ આનંદ માનવો જોઈએ. સંન્યાસ યા સાંખ્યમાં કર્ત્તાપણાના અભિમાનના ત્યાગની પ્રધાનતા છે;- અને કર્મ યોગમાં ફલાસકિત ત્યાગ કરી સમત્વ બુદ્ધિ રાખવાની પ્રધાનતા છે. ધન કરતાં સ્ત્રીનો ત્યાગ કઠિન છે; અને સ્ત્રીની અપેક્ષા માનનો ત્યાગ કઠિન છે. માન છોડી બીજાઓને માન આપવું અને સાચા વિનયી થઇ ભગવાનનું ભજન કરવું. દુઃસંગ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. એક વાર નારી તરફ દ્રષ્ટિપાત કરવાનું પરિણામ ત્યાગની કફની ઉતરી જવાનું આવે છે; પરન્તુ તેમ કરવું જારી રહે તો અન્તર માંહેનું ધર્મ-વસ્ત્ર પણ ઉતરી જાય છે. આ લોક તથા પરલોકનો ચૂરો કર્યા વિના ઇશ્વરના દરબારમાં જવાતું નથી. ત્યાગથીજ કીર્તિ વધારે નિર્મળ થઇ જાય છે; અને દાઝવાવાળા પણ ત્યાગના પ્રભાવથી તેના ચરણોમાં શિર ઝુકાવે છે. ત્યાગનું સર્વોત્તમ ફળ તો ભગવત્પ્રાપ્તિજ છે. ત્યાગ વગર ભગવત્પ્રાપ્તિ થઇ શકતીજ નથી. સર્વસ્વ ત્યાગ કરવું એજ ભગવત્પ્રાપ્તિનું કારણ છે. પ્રભુ પ્રાપ્તિને માટે પ્યારામાં પ્યારી વસ્તુનો પણ પરિત્યાગ કરવો આવશ્યક છે. સર્વસ્વ ત્યાગ કર્યા વગર હૃદય -વલ્લભ-પ્રાણરમણ શ્રી કૃષ્ણનું ભજન થઈ શકતું નથી તેટલા માટે સર્વસ્વ ત્યાગી સન્યાસ ગ્રહણ કરવો. મન તો અત્યન્ત જ ચંચળ પશુની સમાન છે; તે સદા સ્થિર ભાવથી શ્રી કૃષ્ણ ચરણોની સુખમય શીતલ છાયામાં બેસીને વિશ્રામ કરતો નથી, સદા અહીં તહીં ભટકતોજ રહે છે તેને તાડન કરવા નિમિત્તજ સંન્યસ્ત-દંડ ધારણ છે. ત્યાગ વૈરાગ્ય વગર ટકતો નથી.

"કંચન તજના સહજ હૈ, સહજ તિયાકા નેહ;
માન—બડાઇ ત્યાગના, કબિરા દુર્લભ યેહ."

ત્યાગ સમાન સુખદાતા કોઈ નથી અર્થાત્ ત્યાગજ બધાથી વધારે સુખપ્રદ છે. સંકલ્પ મનને બાંધે છે અને સંકલ્પનો અભાવ મનની મુક્તિ છે. વિષયોથી વિરક્ત થવાથી મન સૂક્ષ્મ થઇ આત્મભાવને પ્રાપ્ત થાય છે. વાસના ત્યાગમાં ચિત્તનું અસલી રૂપ છે. વાસના અને મન પર્યાયવાસી છે. સરળ યુક્તિથી પ્રથમ તપસ્વી વાસનાઓનો પરિત્યાગ કરી મનમાં મૈત્રી આદિની શુદ્ધ વાસનાઓને રાખવી; પછી તેને પણ મનથી કાઢીને એક ચિન્માત્રાવસ્થાને પ્રાપ્ત થવાની વાસના મનમાં રાખવી; પછી મન અને બુદ્ધિથી તે વાસનાનો ત્યાગ કરતાં જે અવશ્ય શેષ રહે તેના ધ્યાનમાં સ્થિર રહેવું. કર્તૃત્વ ભાવનો પણ ત્યાગ કરવો. જેણે બુદ્ધિદ્વારા બધી શંકાઓ, ઇચ્છાઓ અને નિશ્ચયોનો ત્યાગ કરી દીધો છે તે મહા ત્યાગી કહેવાય છે

अहिंसा प्रतिष्ठायां तत्सन्निधौ वैर त्यागः

યથાર્થ ત્યાગ કામના અને વાસનાદ્વારાજ થઈ શકે છે. શરીરની વિદ્યમાનતામાં શરીરનો સ્વરૂપ ત્યાગ બની શકતો નથી તેથી વાસના ત્યાગનેજ યથાર્થ ત્યાગ માનવો જોઈએ. વાસના ત્યાગને માટે જંગલમાં જાવાની યા અમુક ક્રિયા કરવાની જરૂરત નથી. તેને માટે તો બ્રહ્મજ્ઞ ગુરૂદ્વારા આત્મ-પરમાત્મ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી અન્તઃકરણ વૃત્યવચ્છિન્ન વાસનાનો ત્યાગ કરવાનો છે. જીવતાં મુડદા બનવું પડશે. વિષયી માણસોને પદાર્થોના સંગ્રહમાં જેવો પ્રેમ હોય છે તેવોજ પ્રેમ જેને પદાર્થો તજવા તરફ ઉપજે છે તેજ ખરો ત્યાગી–વિરાગી બની શકે છે. ત્યાગી જનો પ્રભુના ઉપર નિર્ભર રહી ધનવાનો તરફ ઉપેક્ષા (નિ:સ્પૃહના) રાખે એના જેવી ઉત્તમ વાત બીજી નથી. ત્યાગી પુરૂષે સ્ત્રીઓ અને વિષયી પુરૂષોની આકૃતિથી પણ ડરવું જોઈએ; કેમકે જે પ્રકારે

સર્પથી ચિત્તમાં ક્ષોભ થાય છે તે પ્રકારે તેમની આકૃતિથી પણ થાય છે તો પછે તેમની સાથે વાર્તાલાપ અને સંસર્ગ કરવાથી દૂર રહેવું વધારે જરૂરનું છે.

"ત્યાગ એવો શબ્દ છે કે જેથી પ્રત્યેક જણ ધ્રૂજે છે અને ગભરાય છે પણ ત્યાગ વગર ગૃહસંસારમાં કોઈપણ સ્વર્ગ આણવાની કાંઈપણ શકયતા નથી. સત્યનું અને આત્માનું ખરૂં જ્ઞાન એજ ત્યાગ છે." (સ્વામી રામતીર્થ)

"ત્યાગનો અર્થ જાતિકા સ્વાર્થી અહંપણાથી મુક્ત થવાનો–હુંપણાના અસત્ય વિચારથી મુક્ત થવાનો છે."

(સ્વામી રામતીર્થ)

"જો કાંઈપણ બંધન હોય તો તે માત્ર ઈશ્વરમય અથવા ઈશ્વર પરાયણતા હોવી જોઈએ. આ ત્યાગનો રસ્તો છે. ત્યાગનો અર્થ દરેક વસ્તુ પવિત્ર કરવાની છે, સ્વાર્થમયતા અને પોતપોતાના બંધનો છોડી દેવાં જોઇએ." (સ્વા. રા.)

"મનુષ્ય પોતાનું જીવન કોઇ ઉપયોગી કાર્યમાં રોકે છે કે નિરૂપયોગીમાં રોકે છે એટલા ઉપરથીજ તેના જીવનનું ખરૂં મૂલ્ય નહી કરી શકાતું નથી, પણ તે કેટલે સુધી ત્યાગી બન્યો છે અને નિરભિમાની બન્યો છે તે ઉપરથીજ તેના જીવનનું મૂલ્ય આંકવું જોઇએ." (કાઉન્ટ ટોલસ્ટોય)

"મનુષ્યે દેવના ચરણોમાં હસતાં હસતાં પોતાના સુખનું બલિદાન આપવું તેને ત્યાગ કહે છે. સ્વાર્થ ત્યાગનું સંગીત–એ ત્યાગ શુષ્ક તપસ્યા, શાસ્ત્રના વિચાર કે ધર્મના પ્રચારથી સીમાબદ્ધ નથી. એ ત્યાગ કર્મમાર્ગનો છે અને જગતના ભલાને માટે પ્રચાર પામ્યો છે." (ભિષ્મપિતામહ)

"As Kabir the great Indian mystic said. 'It is easy to give up mammon and woman, but the

hardest thing to give up is pride ' This is specially true of those who have renounced the world, for pride is their last resort and their all."

( સ્વામીનારાયણ )

"એક સમાજ અથવા એક જાતિને તૈયાર કરતી વેળા અનેક વ્યક્તિગત અધિકારોનો કિંવા અનેક સ્વાર્થોનો ભોગ આપવો પડે છે. જો વ્યક્તિગત સ્વાર્થનું બલિદાન આપવામાં ન આવે તો એક સમાજ કે એક પ્રજા કદિ પણ તૈયાર થાય નહિ. ત્યાગ સ્વીકાર્યા વિના કોઈપણ કાળે ઐક્ય કિંવા સંપ થઇ શકે નહિ. સ્વાર્થની આહુતિ આપ્યા વિના દેશ હિતનો યજ્ઞ સંપૂર્ણ ફળપ્રદ થાય નહિ."

( સમ્રાટ–અકબર )

"ધનાઢય પુરૂષોના ભોગાનંદની ભીંત પાપરૂપી માયા પર ચણેલી હોવાથી તે ક્ષણભંગુર રહે છે અને તેવુંજ તેમનું અભિમાન પણ સત્વર ગળી જાય છે. ભોગના આનંદ કરતાં ત્યાગનો આનંદ જુદાજ પ્રકારનો હોય છે. ત્યાગનો આનંદ એજ શુદ્ધ અને અસલ છે. ભોગનો તો તેની છાયા છે–માત્ર માયાજ છે"

( ભકત ચંદ્રોજી–આદર્શ. ચ. સં. )

"સાચી સેવાને માટે સાચો અને પૂર્ણ ત્યાગ આવશ્યકનો છે. કઠોર તપ, આત્મચિન્તન અને ઇશ્વર ભજન."(સંતફ્રાન્સિસ.આ.ચ સં)

"વિષયોની સામે ન રહેવા દેવા તેને ત્યાગ કહે છે અને વિષયો સામે હોય છતાં તેમાં પ્રીતિ ન રહે એ વૈરાગ્ય છે."

( ભકતરાજ અનન્તપ્રસાદજી )

"કામનાઓનો ત્યાગ કરવા પર પણ તેનો સૂક્ષ્મ અંશ શેષ રહી જાય છે. એ શેષ બચેલા સૂક્ષ્મ અંશનો પણ ત્યાગ કરી દેવો–એ કામનાનો નિઃશેષતઃ ત્યાગ છે" (ગીતા તત્વાંક પાનું ૪૬૭)

"સમસ્ત કર્મોમાંથી મમતા, આસક્તિ અને ફળનો ત્યાગ કરી દેવો એ પૂર્ણ ત્યાગ છે. નિયત કર્મનો સ્વરૂપથી ત્યાગ કરવો ઉચિત નથી." (ગી. ત. ૮૮૩)

"નિષિધ અને કામ્ય કર્મોનો સર્વથા ત્યાગ કરીને યથાવશ્યક શાસ્ત્ર વિહિત કર્તવ્ય કર્મોનું અનુષ્ઠાન કરતો રહે તથા તે કર્મોમાં તથા તેના ફળમાં મમતા, આસક્તિ અને કામનાનો સર્વથા ત્યાગ કરી દીએ તેજ સાચો ત્યાગી છે. ઉપરથી ઇન્દ્રિયોની ક્રિયાઓનો સંયમ કરીને .મનથી વિષયોનું ચિન્તન કરવાવાળો મનુષ્ય ત્યાગી નથી; તથા અહંતા, મમતા અને આસક્તિ રહેવા છતાંએ શાસ્ત્ર વિહિત યજ્ઞ, દાન અને તપ આદિ કર્તવ્ય કર્મોનો સ્વરૂપથી ત્યાગ કરવાવાળો પણ ત્યાગી નથી." (ગી. ત. ૮૮૭)

"કર્મ ફળનો ત્યાગ કરવાવાળો ત્યાગી મનુષ્ય જેટલાં કર્મ કરે છે તે ભૂંજેલાં બીજની માફક હોય છે; તેમાં ફળ ઉત્પન્ન કરવાની શક્તિ હોતી નથી, તથા એ પ્રકારે યથાર્થ કરવા નિષ્કામ કર્મોથી પૂર્વ સંચિત સમસ્ત શુભાશુભ કર્મોનો પણ નાશ થઇ જાય છે." (ગી. ૪/૨૩) (ગી. ત. ૮૮૮)

## (૧૧) ત્યાગના પ્રકાર

મોક્ષ માટે કર્મજ છોડી દેવાં એવું ગીતા કોઇ ઠેકાણે કહેતી નથી; ઉલટું ત્યાગ કરવો એ શબ્દોથી ગીતા કર્મનો ત્યાગ કરવો એમ સમજતી નથી પણ ફળનો ત્યાગ કરવો એજ અર્થ સર્વત્ર વિવક્ષિત છે. મનોનિગ્રહ કાચો હોય ત્યાં કર્મનો ત્યાગ થાય તે પણ ગીતા પ્રમાણે મોહનો ત્યાગ છે એટલે તામસ ત્યાગ છે અથવા માત્ર મિથ્યાચાર રૂપ છે (ગીતા ૧૮/૭; ૩/૬). કામ કલેશના ભયથી એટલે દેહને કષ્ટ મળશે એવા ક્ષુદ્ર ભયથી કરેલો ત્યાગ રાજસ હોવાથી ત્યાગનું જે ફળ મળવું જોઇએ તે તેવા પ્રકારના ત્યાગ

કરનારને મળતું નથી. (ગીતા ૧૮/૮). નિઃસંગ બુદ્ધિએ કરી ફળની આશા છોડી કેવળ કર્તવ્ય સમજીને કર્મ કરવાં એજ ખરો (સાત્વિક) કર્મત્યાગ છે. કર્મ છોડવાં એ ખરો ત્યાગ નથી એવો સિદ્ધાન્ત કરેલો છે. (ગીતા ૧૮/૯). માયાનો ત્યાગ કર્યા વિના કૃષ્ણ પ્રેમ પામી શકાય નહીં. માયાનો ત્યાગ કર્યો છે એ બોલવું ઘણું સહેલું છે પણ માયાનો ખરેખરો ત્યાગ કરવો એ સહેલું કામ નથી.

दैवीह्येषा गुणमयी मम माया दुरत्यया
मामेव ये प्रपद्यन्ते माया मेतां तरन्ति ते ॥
(ગીતા ૭/૧૪)

જુનાં કપડાંની પેઠે સંસારનો ત્યાગ કરવો જોઈએ; પણ સંસારમાં રહીને—સંસારનાં કામકાજ કરીને કૃષ્ણ પર પ્રેમ રાખવો એ મધુર છે. મનુષ્ય પોતાનું જીવન કોઈ ઉપયોગી કામમા રોકે છે કે નિરૂપયોગીમાં રોકે છે એટલા ઉપરથીજ તેના જીવનનું ખરૂં મૂલ્ય નકી કરી શકાતું નથી; પણ તે કેટલે સુધી ત્યાગી બન્યો છે અને નિરભિમાની બન્યો છે તે ઉપરથીજ તેના જીવનનું મૂલ્ય આંકવું જોઈએ. સ્વાર્થ ત્યાગનો એવો અર્થ નથી કે આપણી પાસેથી કોઈ કંઇ લઇ જાય તો તેની દરકાર કરવી નહીં; પણ બીજા માટે શ્રમ કરી તેની જરૂરીયાત કેવી રીતે પુરી કરી શકાય તેના વિચાર કરી તે પ્રમાણે ચાલવું એજ ખરો ત્યાગ છે. સત્ય ભક્ત વ્યવહાર સમજી શકતો નથી એમ નહીં પણ સત્યથી છુટવાં કરતાં વ્યવહારનેજ તજવાનું પસંદ કરે છે. કીડી વેગે ચાલી જન સમાજ અને પોતાની ઉન્નતિ કરવા કરતાં જન સમાજનો સંબંધ ત્યજી સત્ય માર્ગ તરફ પક્ષીની માફક ઠેકડા મારવા યા ઉડવામાં વિશેષ સત્ય જણાય છે. સંસારીઓને ત્યાગનો પાઠ શીખવનાર પ્રત્યક્ષ ગુરૂની આવશ્યક્તા છે.

આત્મવિદ્યા અને અનાત્મવિદ્યાનો પરસ્પર ત્યાગ કર્યા વિનાજ તેમનું ગ્રહણ કરવાનું શ્રુતિયોમાં કહેલું છે, અને તેમ બનવું તે તો

કર્મ ત્યાગ કર્યા વિના ફળ ત્યાગીની આત્મવિદ્યામાંજ સંભવ છે. શ્રદ્ધા વિનાની પૂજા, હૃદય વિનાનું આતિથ્ય અને સ્નેહ વિનાની પર્યુપાસના એ સર્વ પાણી વિનાના તળાવ પેઠે ત્યાગ કરવા યોગ્ય છે. માન અને મદનો ત્યાગ કરી બુદ્ધિથી મુદિતાશયને માર્ગે પ્રવર્તવું એવી દીક્ષા છે. જેઓ સ્વાનુભવમાં લવલીન છે તે એવા સ્વરૂપમાં તન્મય છે કે તેને એવો વિકલ્પજ ઉઠતો નથી કે હું કાંઇ ગૃહણ કરૂં અથવા ત્યાગી દઉં. તે સ્વરૂપાસકત થઇ રહે છે; સ્વસ્વાદને ભોગવી રહે છે અથવા આ દશામાં પરમાત્માને લઇ શકે છે. પરમાત્મા ગૃહણ-ત્યાગના ઝગડાથી બહાર છે; કેમકે તે કૃતકૃત્ય થઇ ગએલ છે.

અર્જુનને આભ્યન્તરીય ત્યાગનો માર્ગ દેખાડયો એ પ્રમાણે વિશ્વ-પ્રકૃતિની ઉપર આત્મા પ્રધાનતા પ્રાપ્ત કરે અને સંસારમાં સ્વાધીન તથા શાન્તભાવથી કર્મ પણ કરી શકાય. બહારનો સન્યાસ નહી-આન્તરિક ત્યાગ-કામના, વાસના આસકિતનો ત્યાગ-એજ ગીતાની શિક્ષા છે. સાચા વૈરાગ્ય અને વિવેકની પ્રેરણાથી ઘર-સંસારનો ત્યાગ થવો કાંઇ મ્હોટી વાત નથી. ઘરનો ત્યાગ કર્યા બાદ પ્રભુનું સ્મરણ કરતાં કરતાં તેનાં પવિત્ર ધામો-તીર્થોમાં પરિભ્રમણ કરવું. સાધુજન કંચન અને કામિનીનો અંદર અને બહારથી સર્વથા ત્યાગ કરી દીએ છે. વાસ્તવમાં અંદરનો ત્યાગજ અસલી ત્યાગ છે; કેમકે મમતા, અભિમાન અને આસકિતથી રહિત મનુષ્ય ન્યાયયુકત કંચન અને કામિની સાથે સંબંધ રાખતાં છતાં પણ ત્યાગીજ મનાય છે. વિષયાભિમુખી ગતિને પલટીને ઇશ્વરાભિમુખી કરવાની આવશ્યકતા છે. તેને માટે બે ઉપાય છેઃ—(૧) વિષયોના સ્વરૂપથી ત્યાગ; (૨) વિષયોના આસકિતનો ત્યાગ. વિષયાસકિત અને વિષય બન્નેના ત્યાગનું નામજ ત્યાગ છે.

વિભિવધે પોતાના મુખથી સ્પષ્ટ કર્યું છે કેઃ—

परित्यक्ता मया लङ्का मित्राणि च धनानि च
भवद्गत हि राज्यं मे जीवितं च सुखानि च ॥

" મેં લંકા, મિત્ર, ધન, ધાન્ય બધાંને છોડી દીધાં છે મારૂં રાજ્ય-સુખ અને જીવન પર્યંત બધું આપજ છે. " બ્રહ્માનન્દથી પણ વધારે એ આનન્દ છે કે જે તેના ત્યાગથી પ્રાપ્ત થાય છે. આ ત્યાગ મહાત્યાગ છે.

સાધુ—

સાધુપુરૂષ પ્રાણીને ક્ષણભંગુર સમજી તે બીજાઓની રક્ષા કરે છે. જે મનુષ્ય અપકાર કરવાવાળા સાથે ઉપકાર કરે છે તેજ વાસ્તવમાં સાધુપુરૂષ છે. સાધુ એ છે કે જે અન્ય પ્રયોજન ન રાખી અનન્યભાવથી ભગવાનનું ભજન કરે છે.

अपिचेत्सुदुराचारो भजते मामनन्य भाक्
साधुरेव समन्तव्यः सम्यग्व्य वासितो हितः

પરમાત્માના અભાવનો મુખ્ય હેતુ સાધુ પરિત્રાણુજ છે. સાધુના લક્ષણો શ્રી કૃષ્ણે ઉદ્ધવને કહેલા છે. (ભાગવત સ્કંધ ૧૧ અ. ૧૧/૨૯-૩૩). પૈસાવાળા સાધુઓનો સંગ કરવો નહીં. કેવળ કથન કરવાવાળા કોઇ નથી. (૧) સહનશકિત, (૨) નિરભિમાનતા, (૩) નિરન્તર નામ-સ્મરણ, (૪) ભગવાન અવશ્ય મળશે એ બાબત પર પૂર્ણ વિશ્વાસ; એ ચાર વાતો પાસે હોય તો બધું છે એમ સમજવું, સાધુનું વસ્ત્ર પહેરવાથી કાંઇ સાધુ થવાતું નથી. જે વિષય આત્માને અપવિત્ર કરે છે તે વિષયનો જે પરિયાગ કરે તેજ સાધુ પુરૂષ છે. સાધુતાનો આધાર ત્રણ ગુણો ઉપર છેઃ- (૧) નિર્ધનતા-અસંગ્રહ વૃત્તિ જાળવી રાખવી, (૨) નિસ્વાર્થતા અને ઉદારતામાં દ્રઢતા રાખવી, (૩) લોકો ગમે તેટલી સ્તુતિ કે નિંદા કરે તે તરફ બેદરકાર રહેવું. સાધુજનોનું કોઇ અનિષ્ટ કરી શકતું નથી એ વાત સત્ય છે. સાચા સાધુની કાંઇ પણ ઇચ્છા

અને પરિશ્રમ હોય છે તો તે પોતાને માટે નહીં પણ માનવ-બંધુઓનેજ માટે હોય છે. સાધુ–સંન્યાસીના વેશમાં રાક્ષસને પણ લજાવે એવાં કૃત્યો કરનારા નીકળી આવે છે; તેમ વેશ્યા જેવી સ્ત્રીઓ પણ ઘણી સાલસ અને પરોપકારી નીકળી આવે છે. જેની સંગ્રહ કરવાની આદત થઇ જાય છે તે સાધુ હોવાપર પણ પોતાની આદત છોડતો નથી. સાધુને માટે સંગ્રહ કરવો એ દૂષણ છે; અને ગૃહસ્થે થોડો ઘણો સંગ્રહ કરવો એ ભૂષણ છે.

सिद्ध—स्वयमसिद्धः कथं परान्साधयति । જે અસિદ્ધ છે તે બીજાને સિદ્ધ બનાવી શકતો નથી. સિદ્ધ લોક અન્તર્મુખ છે. સાધક આંખો બંધ કરી બેસે છે. સિદ્ધ શ્રી કૃષ્ણ આંખો ખુલ્લી રાખી માયાને જુએ છે અને હસે છે.

શ્રી શંકર પાર્વતીજીને કહે છેઃ– "પરાયા અન્નથી જીંહ્વા દગ્ધ થઇ રહી છે; દાન લેવાથી હાથ અપવિત્ર થએલા છે; અને પરસ્ત્રી ચિન્તનથી મન કલુષિત થઈ રહ્યું છે એવી દશામાં જીવોને સ્વરૂપ-સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે?"

સિદ્ધિનો અર્થ કૃતકૃત્યતા ગણવો જોઇએ. શ્રી હરિથી વિનય, કર્તવ્યપરાયણતા, ઉદ્યોગ અને સદ્દભાવ એ સિદ્ધિનાં લક્ષણ છે. ઇષ્ટદેવની સિદ્ધિ તર્કથી નહીં પણ પ્રેમથી થાય છે.

"સજળ નયન તન પુલકિત નિજ, ઇષ્ટદેવ પહિચાની
પરેઉ દંડ જિમિ ધરનિતલ, દસા ન જાઇ બખાની"

"પય અહાર ફળ ખાઈ જપ, રામ નામ ષટ માસ
સકલ સુમંગલ સિદ્ધિ સબ, કરતલ તુલસીદાસ."

મૌન્ય—

ગોપનીય વસ્તુઓમાં મૌન્ય અર્થાત્ વાણી—સંયમ છે. મનુષ્ય પૂર્ણતયા મૌન્ય થવાથી જ મહાન સત્ય–પરમગુહ્યને ઉપલબ્ધ કરી શકે છે. લખીને અથવા સંકેતદ્વારા પોતાના ભાવો પ્રકટ

કરવાથી મૌન્યમાં વિઘ્ન આવે છે તેથી તે પણ બન્ધ કરવું જોઇએ. વાણીનો સંયમ જ્યાં સુધી પૂર્ણ ન થઇ જાય ત્યાં સુધી મૌન્ય રાખવું. કદી બોલવું તો રાતમાં પણ ભગવત-વિષય પરજ બોલવું. હૃદયને બોલવું પણ મોઢાંને ચૂપ રાખવું. મનનશીલ પુરૂષનો જે ભાવ છે તે મૌન્ય છે. મૌન્ય શબ્દનો પ્રસિદ્ધ અર્થ તો વાણીનો નિરોધ અથવા સંન્યાસ આશ્રમ છે. જ્યાં સુધી બધી ક્ષુદ્ર ઇન્દ્રિયો મૌન્ય ધારણ કરતી નથી ત્યાં સુધી શુદ્ધ-ચૈતન્ય અવાજ સંભળાતો નથી. વિવિધ પ્રકારની વાતો કરવી એ એક પ્રકારની બૂરી આદત છે. સાત દિવસમાં કમમાં કમ એક દિવસ મૌન્ય-વ્રતનો અભ્યાસ જરૂર કરવો જોઇએ. વાતચીતમાં બહુ શકિત ક્ષીણ થાય છે. મૌન્ય ગુપ્ત વિધિ છે. જ્યાં સુધી બને ત્યાં સુધી મૌન્ય રાખવું તે બહુજ સહાયક છે અને એક પ્રકારનું તપ છે. નમ્રતા પણ એક આવશ્યક ગુણ છે. બેશક ઘણી સારી રીતે બોલવું ઠીક છે, પરન્તુ મૌન્ય રાખવું એ તેના કરતાં વધુ ઉત્તમ છે. વકતાપણું આવવા છતાં પણ મૌન્ય રહેવું અને મૌન્યને પોતાનેજ બોલવા દેવું. બાહ્ય વકતા થવું હોય તો પણ પ્રથમ તો જીભનો પ્રવાહ બંધજ કરવો જોઇએ; કેમકે એમ કરવાથીજ અંદરનો પ્રવાહ પ્રબળ અને ખુલ્લો થાય છે. કારણ કે ઈશ્વરી મીઠાશ વાળી હજારો જીન્હાઓ અંતરમાં ગુપ્તપણે રહેલી છે. સત્ય-મિથ્યા ત્યાગવાનો અભિપ્રાય મૌન્ય-વ્રત ધારણ કરવું છે.

## બલિદાન

દત્તાત્રેયે રાજાને કહ્યું છે કેઃ—"અજ્ઞાન ખાઇશ, દ્વૈત પી લઇશ, બધાને દેખી લઇશ." રાજાને દેવીએ કહ્યુંઃ—"મેં તારી પાસેથી અહંકારનું બલિદાન ચાહ્યું હતું; પણ મારા બચ્ચાંને અકારણ મારી નાખવાનું કહ્યું નહોતું." માતાના પવિત્ર મંદિરોમાં તેનાં પ્યારાં સંતાનના ખૂનથી રંગીને માની અકૃપાના ભાજન

બનવાનું નથી. બલિદાન જરૂર કરવું પણ તે પોતાના સ્વાર્થ અને દોષોનું બલિ ચઢાવવું જોઈએ. કામ, ક્રોધ, લોભ, હિંસા, અસત્ય અને ઇન્દ્રિય વિષયાસક્તિ એ ચીજોને મા નષ્ટ કરે એવી પ્રાર્થના કરવી જોઈએ. બલિ દેવું હોય તો આત્માભિમાનનું બલિ દેવું. પોતાનું કર્તૃત્વાભિમાન ન રાખવું એને આત્મબલિદાન કહે છે

બલિદાન રહસ્ય—દાસોऽહમ્ નો દા નષ્ટ થતાં સોऽહમ્ ન રહે તો પૂજાની પૂર્ણતા ક્યાં થઇ ? એ કારણથી બલિદાન પૂજાનું પ્રધાન અંગ છે. ઉત્તમ બલિદાન આત્મ બલિદાન છે. કામ અને ક્રોધ રૂપી બન્ને વિઘ્નકારી પશુઓનો બલિદાન કરી ઉપાસના કરવી જોઇએ એ શાસ્ત્રોક્ત બલિદાન રહસ્ય છે. ઇન્દ્રિયોમાં જીહ્વા અને જનનેન્દ્રિય ઘણી પ્રબળ છે અને તેના દુરૂપયોગથી ઘણી ભારે હાનિ થાય છે કેવળ શરીર રક્ષણાર્થ સાત્ત્વિક પદાર્થનું ભોજન કરવું એ જિહ્વા-પશુનું બલિદાન છે. તેને છાગ–બલિ કહે છે. પોતાની ધર્મ-પત્નિ સિવાયની બધી સ્ત્રીયોને જગત્માતા સમજવી અને પોતાની સ્ત્રી સાથે વિહિત મૈથુન કરવું એ જનનેન્દ્રિય રૂપ પશુનું બલિદાન છે, તેને કપોત-બલિ કહે છે.

"સ્ત્રીપુરૂષનો એકાંતવાસ અવશ્ય નિષેધનેજ પાત્ર છે."

(ગુજરાતની માતા)

"સર્વ સાવદ્ય વસ્તુનો ત્યાગ કરવો તેનું નામ સમ્યક્ ચારિત્ર કહેવાય છે." (કુમારપાળ)

"નિષિદ્ધ કર્મો ત્યાગથી મનુષ્ય શુદ્ધ થઇ ભગવાનને શરણે જવાનો અધિકારી બને છે."

(સ્વામી વિદ્યાનંદજીઃ ગીતા તત્ત્વાંક પાનું ૪૬)

"ભગવાનને શરણે ગયેલ વિહિતકર્મોનો ત્યાગ કરી એકાગ્રતા અને અનન્ય ભક્તિથી ચિન્તનમાં તત્પર થાય છે. ભગવચ્ચિન્તનમાં

વધારે પ્રેમોદ્રેક થવાથી પરવશતાની અવસ્થામાં વિહિતકર્મ આપો આપ છૂટી જાય છે." (ગી. તત્વાંક પાનું ૪૬)

"દેહધર્મ, ઇન્દ્રિયધર્મ, પ્રાણધર્મ, મનોધર્મ, બુદ્ધિધર્મ આદિ ધર્મોનો પરિત્યાગ કરી ભગવાનરૂપ આત્માને શરણ થવું જોઇએ. દેહાદિક ધર્મોની ઉપેક્ષા કરવી એજ બધા ધર્મોનો પરિત્યાગ છે. આત્મા સિવાય સંપૂર્ણ નામ રૂપાત્મક વસ્તુઓને મિથ્યા માનવી એજ સર્વ ધર્મો છોડવાનું છે." (ગી. ત. ૪૭)

"सर्व धर्मान परित्यज्य मामेकं शरणं व्रज એજ ગીતાની શકિત છે." (શ્રી રામચંદ્ર કામતઃ ગી. ત. પા. ૬૫)

"પિતા તજ્યો પ્રલ્હાદ, બિભીષન બંધુ, ભરત મહતારી
બલિ ગુરૂ તજ્યો, કંત બ્રજવનિતન ભયે જગ મંગલકારી."

જ્યારે ધર્મ ભગવદ્ શરણાગતિમાં બાધક થાય અને તેના ત્યાગનું પ્રયોજન આવી પડે ત્યારે તેને નિર્ભયતા પૂર્વક છોડીને શ્રી હરિનું શરણ લઇ લેવું જોઇએ.

(શ્રી જયરામદાસજી. ગી. ત. ૬૮)

"ત્યાગનામની સાત શ્રેણીઓ :—

૧ નિષિધ કર્મનો સર્વથા ત્યાગ.
૨ કામ્ય કર્મોનો ત્યાગ–સ્વાર્થનો ત્યાગ કરી કેવળ લોકસંગ્રહને માટે કરવું તે સકામ કર્મ નથી.
૩ તૃષ્ણાનો સર્વથા ત્યાગ.
૪ સ્વાર્થ ખાતર બીજા પાસે સેવા કરાવવાનો ત્યાગ.
૫ સંપૂર્ણ કર્તવ્ય કર્મોમાં આળસ અને ફળની ઇચ્છાનો સર્વથા ત્યાગ.
૬ સંસારના સંપૂર્ણ પદાર્થોમાં અને કર્મોમાં મમતા અને આસક્તિનો સર્વથા ત્યાગ.

૭ સંસાર, શરીર અને સંપૂર્ણ કર્મોમાં સૂક્ષ્મ વાસના અને અહંભાવનો સર્વથા ત્યાગ." (ગીતા તત્ત્વાંક પાનું ૧૬૧)

"સાંખ્યયોગીને માટે કર્મોનો સ્વરૂપતઃ ત્યાગ કરવાની વાત નથી, અંદરનો ત્યાગજ પ્રધાન છે; અને કર્મયોગીને માટે સ્વરૂપથી કર્મોનો ત્યાગ ન કરવો વિધેય છે." ( ગીતા ત. ૨૮૮ )

"કર્મયોગી પુરૂષ સમસ્ત સંકલ્પોનો ત્યાગ કરે છે. સર્વ સંકલ્પોનો ત્યાગી મહાત્માજ આદર્શ યોગી છે." (ગી ત. ૪૪૧)

"સંકલ્પોના ત્યાગનો અર્થ સ્ફુરણા યા તમામ વૃત્તિનો ત્યાગ નથી." ( ગી. ત. ૪૪૩ )

"શાસ્ત્રવિહિત કર્મોને દુઃખરૂપ સમજીને; શારીરિક ક્લેશના ભયથી ત્યાગ કરી જે સન્યાસ લીએ છે તે રાજસ ત્યાગ છે નામ માત્રનો ત્યાગ છે. ફલેચ્છાનો ત્યાગજ સાત્વિક ત્યાગ છે.

( ગી. ત. ૮૮૪–૮૮૫ ).

"સમસ્ત કર્મોને ભગવાનમાં સમર્પણ કરી દેવાં તે એનો ત્યાગ છે. અર્થાત્ બધું ભગવાનનું સમજી મન, ઇન્દ્રિય અને શરીરમાં તથા તેની દ્વારા કરવાનાં. કર્મોમાં તથા તેના ફળ રૂપ સમસ્ત ભોગોમાં મમતા, આસકિત, અભિમાન અને કામનાનો સર્વથા ત્યાગ કરી દેવો અને કેવળ ભગવાનને માટેજ ભગવાનની આજ્ઞા અને પ્રેરણા અનુસાર જે સેવા કરાવે તે કાષ્ઠની પૂતળીની માફક કરતા રહેવું તે સમસ્ત ધર્મોનો પરિત્યાગ થાય છે, તેનો સ્વરૂપથી ત્યાગ કરવો નહીં. બધા પ્રકારે કેવળ માત્ર એક ભગવાન, પરજ ભકત પ્રહલાદની માફક નિર્ભર રહેવું તેજ પરમેશ્વર શરણે જાવા બરોબર છે." (ગી. ત. ૯૫૬; ૯૫૭).

## (૧૨) સંસારમાં ત્યાગ

સત્ય વાત છે કે સંસારમાં રહેવું અને રામ સુખ સાંચવવું એ ઉભય ક્રિયાઓનું સંમકાલીન સંમેલન ઘણું વિકટ, સૂક્ષ્મ અને

દુર્લભ છે. અને તે મેળવતાં મેળવવાનાં ઉભય ક્રિયામાં ઉભય ભ્રષ્ટ થવાય છે, પણ ચિત્ત તે પરમ લાભને પામી શકે છે તેનું મહાત્મ્ય અલૌકિક થાય છે. તેમનાથી લોકનું અપૂર્વ કલ્યાણ થાય છે; અને લોક જેને ઇશ્વરેચ્છા કહે છે; અને જે અલખનું લખ વાસના સ્વરૂપ કહેવામાં આવે છે, તે વાસના આવા ચિત્તની સિદ્ધિથીજ થાય છે. સમજુ વર્ગ સુખને સ્થાને સ્વતંત્રતા શોધે છે; અને સમજુઓમાં પણ દૂરદર્શી હોય છે તે અન્ય સ્વતંત્રતાને સ્વચ્છંદ જેવી માને છે, અને માત્ર ઉપાધિથી દૂર રહેવાની આ ઉપલા આકાશના જેવી સ્થિતિનેજ સ્વતંત્રતા ગણી સન્યાસ અથવા ત્યાગ શોધે છે. એવા પણ જીવે છે કે જે જીવરાજ શેઠના પ્રવાસને સફળ કરવા તેમની ઉપાધિઓમાં ગુલાબ પેઠે બંધાઈ વીંટાઇ રહે છે—પાણીમાં ને પવનમાં કમળ પેઠે રહે છે ! ! પણ કમળ ઉપર પાણી રહે ને હાથેલીમાં પારો રહે એમ ઉપાધિઓ ચારેપાસ તરવરવા છતાં આ જીવો એ ઉપાધિઓથી અસ્પૃષ્ટ રહે છે અને તે છતાં પોતાનો સમાગમ પામેલા પાણીને સુશોભિત અને સુગંધિત કરે છે; તેમજ પારાના વિષયથી નિર્લેપ રહી પારાનો લોક-કલ્યાણકર પ્રયોગ કરે છે.

મનુષ્ય આ જગતમાં જન્મ્યો એનુંજ નામ તે ભવસાગરમાં અર્થાત્ સંસાર-સમુદ્રમાં પડ્યો એમ કહેવાય છે; પરન્તુ તેમ કહેવા કરતાં તે સંશય-સાગરમાં પડ્યો એમ કહેવું વિશેષ શોભે તેમ છે. સંસારનો અર્થજ સંશય એવો ગ્રહણ કરવામાં આવે તો તે અર્થ મનુષ્યને આત્મ-જ્ઞાનના માર્ગમાં ઉત્તમ સહાયક થઇ પડે તેમ છે. કેમકે જન્મ-પર્યન્ત તે સંશયમાંજ ગુંચવાએલો રહે છે. સત્ય તથા અસત્ય, સન્માર્ગ અને કુમાર્ગ, અનુકૂળ અને પ્રતિકૂળ, સુખ અને દુઃખ ઇત્યાદિ દ્વંદ્વોના યથાર્થ જ્ઞાનના અભાવે ચક્ષુ રહિત અને ત્રિદોષ-જ્વરના ભોગ થઈ પડેલા એકાદ નૌકાપતિની નૌકાની પેઠે

તેની જીવન નૌકા સંસાર-સમુદ્રની યાત્રામાં વિવિધ દુઃખ અને વિઘ્ન રૂપી ખડકોની સાથે વારંવાર અથડાયાજ કરે છે.

વિવાહિત સ્ત્રી-પુરૂષ પણ વૈરાગ્ય સંપાદન કરી શકે છે. વ્યવસાયાત્મિકા બુદ્ધિનું ચોથું રૂપ વૈરાગ્ય છે. સંસારમાં રહિને સર્વથા નિર્લિપ્ત રહેવું શુદ્ધ ઐશ્વર્ય ધર્મ છે. સત્ત્વ શુદ્ધિ અને જ્ઞાનોદય થયા વગર રૂપ-રસાદિ વિષય ભોગ સંભોગની અન્તર્ગત રહે છે; તેથી ક્રમશઃ ભોગ ત્યાગ થવાની કાંઇ સંભવતા નથી. વિચારથી ત્યાગ ન થાય તો હઠથી ત્યાગ કરવો પણ ઉત્તમ છે. દુનિયાથી મોઢું ફેરવવું અને ભગવાનની તરફ મુખ રાખવું એજ કઠિન છે. અસલ વાત એવી છે કે ચાહે પોતાના મનમાં ચાહ્યા કરે તેથી શું થાય ? જયારે ભગવાન ચાહે ત્યારે દુનિયાથી મુખ ફેરવાય; અને ભગવાન પણ જયારે દૃઢ અનુરાગ અને સાચી ભાવના દેખે છે ત્યારે ચાહે છે અને પોતાનું પાત્ર સમજી લે છે. જે સાધક પૂર્ણ ઈશ્વર—ભાવના દ્વારા સાંસારિક ભાવનાને ચિત્તથી દૂર કરી શકે છે તે સહજ મૃત્યુ—સંસાર સાગરને પાર કરી નિરન્તર શ્રી ભગવાનના પરમ પદમાં સ્થિત રહે છે. જયાં સુધી એક ગામ છોડાય નહીં ત્યાં સુધી બીજા ગામમાં પહોંચાય નહીં તેમ માણુસ જયાં સુધી સંસારનો સંબંધ છોડી શકતો નથી ત્યાં સુધી પ્રભુના દરબારમાં પહોંચી શકતો નથી. પાપનો પરિત્યાગ ત્રણ કારણોથી થઇ શકે:— (૧) નરક ભય, (૨) સ્વર્ગ કામના, (૩) ઈશ્વરથી લજ્જા. તમામ પુસ્તકો ને જળમાં પધરાવી અરણ્યનો આશ્રય લેવો અને માણુસ પ્રત્યેની આશા અને વિશ્વાસનો ત્યાગ કરવો— તે મનુષ્ય સાધક કહેવાય છે. ઘણા લોકો કહે છે કે ગૃહસ્થ ધર્મ જો નિષ્કામ— ભાવથી કરાય તો સર્વ શ્રેષ્ઠ છે; પરન્તુ એ રોચક અને શ્રુતિ—મધુર શબ્દ છે. જેઓ પૂર્વ જન્મની સંચિત વાસનાઓ અનુસાર સર્વ ત્યાગ કરવામાં સમર્થ થઇ શકતો નથી તેમના આશ્વાસન નિમિત્ત એ શબ્દ છે.

સંસાર—સમ્યક=સારી પેઠે સરે તે સંસાર
—આરંભ રૂપે હોય ત્યારે બંધન
—નો વિરામ તે મોક્ષ

"સંસાર અને સંસારી ઉભયનો લક્ષ્યમાં અતર્ભાવ છે."
(સરસ્વતિચંદ્ર ભાગ ૩)

"સંસારમાં વિવાહિત જીંદગી ચશ્માના જેવી છે-જે માણસ તમારાથી જુદો હોય તે શખ્સના ખીસામાં યાદદાસ્ત આવે છે રાત્રે શરીરોનો મિલાપ થાય છે, ત્યારે દિવસે ઓરતે ધાર્મિક જોડાણ રાખવું જોઇએ. જો એક વખતે શરીરના જોડાણ સાથે રાત્રે ધાર્મિક જોડાણની અસર ન થાય તો પછે દિવસમાં તો તેણીએ તે ગાબડું પૂરવાનુંજ છે દરેક ભેટ વખતે એવો વિચાર લાવવો જોઈએ કે તેણી ઇશ્વરતાનો અંગીકાર કરે છે. હું તેજામયને ભેટું છું."

"સંસારીઓને ત્યાગનો પાઠ શીખવનાર પ્રત્યક્ષ ગુરૂની આવશ્યકતા છે." (કાઉન્ટ ટોલસ્ટોય)

"I have already lost my caste, family and honor. Over this to lose the second land-mark would no doubt be most enjoyable and most distressing at the same time.

'Venom and nector mingled together very delicious!

Without possessing the refinements of Shri Narayan one can not obtain Nector and Laxmi. Venom and Venom only for the nonchalant like Shiv."
(Pagal Harnath)

"I am devoid of caste, family, disposition, shame and fear" (P. H)

"પ્રાયે સંસારની સ્થિતિ એક સરખી રહેતી નથી."

(કુમારપાળ).

"મારે જગતનો ત્યાગ કરવો હતો અને જગતે પોતાની મેળે મારો ત્યાગ કર્યો." (દેવેન્દ્રનાથ ટાગોર).

"સંસારની આધિનતાનો ત્યાગ કરી ઈશ્વરને સંપૂર્ણ રીતે આધિન રહી શકીએ." (બ્રહ્મબોધ–દેવેન્દ્રનાથ ટાગોર)

"અંતઃકરણમાં કર્મપ્રવૃત્તિની સાથે સન્યાસ પ્રવૃત્તિનું, શુદ્ધ પ્રવૃત્તિ સાથે શુદ્ધ ત્યાગની પ્રવૃત્તિનું એક તુમુલ યુદ્ધ શીરૂ થાય છે."

(શ્રી અક્ષયકુમાર. ગી. ત. ૮૧)

"પોતાને સંપાદન થએલ બધા સાધનોનો પરિત્યાગ કરી પરમ પ્રભુને પોતાનું સાધન માનવું એજ ગીતાનું રહસ્ય છે."

(શ્રીધરાચાર્યજી. ગી. ત. ૯૦)

"સાંખ્ય, વેદાન્તિક જ્ઞાનયોગ, બૌદ્ધધર્મનો સંસાર ત્યાગ, સન્યાસની શિક્ષા છે, પરંતુ ગીતા ત્યાંથી અટકતી નથી."

(શ્રી અનિલવરણ. ગી. ત. ૧૧૮)

"કર્મમાં અકર્મ દેખવાવાલો મનુષ્ય આસક્તિ, ફલેચ્છા અને મમતાના ત્યાગ પૂર્વકજ કર્તવ્ય–કર્મોનું યથાયોગ્ય આચરણ કરે છે." (ગીતા તત્ત્વાંક ૩૫૯)

## (૧૩) લોક સંગ્રહ

लोक संग्रह मेवाऽपि संपश्यन् कर्तुमर्हसि, (ગી. ૩/૨૦).

'લોક સંગ્રહ તરફ પણ દ્રષ્ટિ કરીને કર્મ કરવાં જ જોઇએ' એમ કર્મ યોગના સમર્થન માટે ભગવાને અર્જુનને છેવટે પણ બહુજ મહત્વની વાત કહિ છે. લોક સંગ્રહ એટલે 'મનુષ્યનો કેવળ જમાવ' કરવો અથવા પોતાનો તો કર્મ છોડવાનો અધિકાર છે પણ અજ્ઞાન લોકો કર્મ છોડે નહીં માટે તેમને સારૂં લાગે તે માટે

તેમના પ્રમાણે આચરણ કરવાનો ઢોંગ કરવો એવો અર્થ નથી. કારણ લોકોએ અજ્ઞાન રહેવું અથવા તેમને અજ્ઞાન રાખવા માટે જ્ઞાની પુરૂષોએ કર્મ કરવાનો ઢોંગ કરવો એ શીખવવાનો ગીતાનો હેતુ નથી. "લોકનો સંગ્રહ કરવો" એટલે તેમને એકત્ર સંબદ્ધ કરી તેમની પરસ્પરની અનુકૂળતાથી જે સામર્થ્ય ઉત્પન્ન થાય છે તે સામર્થ્ય તેમનામાં આવે તેવી રીતે તેમનું પાલણ પોષણ અથવા નિયમન કરવું અને તે દ્વારા તેમની સુસ્થિતિ કાયમ રાખી પછી તેમને શ્રેયઃ પ્રાપ્તિના માર્ગ ઉપર લઇ જવા એવો અર્થ થાય છે "રાષ્ટ્રનો સંગ્રહ" એ શબ્દ આવાજ અર્થમાં મનુસ્મૃતિમાં વપરાયેલ છે (મનુ ૭/૧૧૪). શાંકર-ભાષ્યમાં लोकसंग्रह = लोकस्योन्मार्ग प्रवृत्ति निवारणं લોકને ઉન્માર્ગ પ્રવૃત્તિમાં પડતાં વારવા તે—એવી આ શબ્દની વ્યાખ્યા આપેલી છે અને તે ઉપરથી અજ્ઞાનથી ઠેકાણા વિના ગમે તેમ વર્તતા હોય તેવા લોકને ડાહ્યા કરી સારી સ્થિતિમાં એકત્ર રાખવા અને આત્મોન્નતિના માર્ગ ઉપર લાવી મૂકવા એવો સંગ્રહ શબ્દનો અર્થ થાય છે તે અપૂર્વ અથવા નિરાધાર નથી એમ જણાય છે સંગ્રહ શબ્દનો એ અર્થ થયો પણ લોક સંગ્રહ એ પદમાં લોક એ શબ્દનો અર્થ કેવળ મનુષ્યવાચી નથી એમ પણ કહેવું જોઈએ જગતમાં બીજાં પ્રાણીઓ કરતાં મનુષ્ય શ્રેષ્ઠ હોવાથી માનવ જાતિના કલ્યાણનોજ મુખ્યત્વે કરી લોકસંગ્રહ એ પદમાં સમાસ થાય છે એ વાત ખરી તોપણ ભૂલોક, સત્યલોક, પિતૃલોક, દેવલોક, ઇત્યાદિ જે અનેક લોક એ-લે જગ્યાઓ ભગવાને નિર્માણ કરેલ છે તેનુ પણ યોગ્ય ધારણ–પોષણ થાય અને તે રીતે સર્વ સારી રીતે ચાલુ રહે એવી ભગવાનની ઇચ્છા હોવાથી મનુષ્ય-લોકની સાથેજ આ સર્વ લોકનો વ્યવહાર પણ સુસ્થિતિથી ચાલે–એવો વ્યાપક અર્થ લોકસંગ્રહ પદથી વિવક્ષિત છે એમ કહેવું જોઇએ.

જ્ઞાની પુરૂષને કર્મ છોડવાનો અધિકાર પ્રાપ્ત થાય છે તે મતજ પ્રથમ તો ગીતાને માન્ય નથી; અને તે શ્યા માટે માન્ય નથી તે બતાવવા ગીતામાં જે કારણો આપ્યાં છે તેમાં લોક–સંગ્રહ એ એક મુખ્ય કારણ છે. ભગવાન પણ 'સાધુનું સંરક્ષણ, દુષ્ટોનો નાશ અને ધર્મનું સંસ્થાપન' એ લોક–સંગ્રહનાં કાર્યો કરવા સારૂ જ્યારે વખતો વખત અવતાર લે છે (ગી ૪/૮) ત્યારે જ્ઞાની પુરૂષોએ લોક–સંગ્રહ કરવાનું છોડી દઇ બેસી રહેવું એ સર્વથા અનુચિત છે स्वार्थोयस्य परार्थ एव सपुमानेकः सतामग्रणीः–પરાર્થ એજ જેનો સ્વાર્થ થયો છે તેજ પુરૂષ સાધુઓમાં શ્રેષ્ટ છે. લોક સંગ્રહ ફળની આશા રાખીને કરવાનો નથી. લોક સંગ્રહ કરવો તે પણ કેવળ કર્તવ્ય–બુદ્ધિથીજ કરવો જોઇએ. સ્વર્ગ સુખની પેલી તરફનું અમૃતત્વ તેની પ્રાપ્તિ કરવાની જેની ઇચ્છા હોય–અને આજ માત્ર પરમ પુરૂષાર્થ છે–તેણે તો પહેલાં સાધન રૂપે અને પછીથી એટલે સિદ્ધ-અવસ્થામાં લોકસંગ્રહ માટે એ રીતે મળીને મરણ પર્યન્ત ભૂત માત્રમાં એકજ આત્મા છે એ જ્ઞાનયુક્ત બુદ્ધિથી નિષ્કામ કર્મ કરવાનો માર્ગજ સ્વીકારવો. મૃત્યુ લોકનાં પ્રપંચ સારી રીતે ચલાવવાં અને તેમાંથી સારીરીતે પાર ઉતરવું એને ગીતામાં લોકસંગ્રહ એ નામ આપેલું છે. ગમે ત્યારે પણ લોક સંગ્રહ માટે દુષ્ટનો નિગ્રહ કરવો એ ભગવાનની પેઠે સાધુ પુરૂષોનું ધર્મ દ્રષ્ટિએ પ્રથમ કર્તવ્ય છે. સાધુ પુરૂષને કોઇવાર આવું અસાધુ કૃત્ય કરવાનો પ્રસંગ આવે ત્યારે તેની જવાબદારી શુદ્ધ બુદ્ધિ વાળા સાધુ પુરૂષ ઉપર ન રહેતાં તે દુષ્ટ પુરૂષનેજ તે બાબત જવાબદાર ગણવો જોઇએ એમ ધર્મ શાસ્ત્રમાં પણ સ્પષ્ટ રીતે કહેલું છે. (મનુ. ૮/૧૯). પોતાનો ધર્મ છે માટે તે છોડવો ન જોઈએ એવો સર્વ ગીતાશાસ્ત્રનો ઇત્યર્થ છે. આનેજ લોક સંગ્રહ અથવા ખરો કર્મયોગ કહે છે. લોકનું કલ્યાણ એજ પરમ લક્ષ્ય ઇશ્વરનો મુદિત આશય છે. માનવ સમાજના નેતાઓને માટે ત્યાગ અને આત્મો-

ત્સર્ગની સર્વ શ્રેષ્ઠ મુર્તિ ઈશ્વર છે. પ્રચાર કાર્ય ત્યાગી–મહાનુભાવજ કરી શકે છે. ભક્તિભાવ અને ભજન-પૂજનમા બધાને અધિકાર છે પરન્તુ લોકોને કાર્ય કરવા માટે શિક્ષા દેવાનુ કામ તો ત્યાગીઓનું જ છે. ઉપદેશક યા નેતા તો ત્યાગીજ થઇ શકે છે.

ભગવાન કરતાં કોઇપણુ અધિક જ્ઞાની, અધિક નિષ્કામ અથવા અધિક યોગારૂઢ પુરૂષ હોવો શકય નથી. ત્યારે જ્ઞાની પુરૂષોએ લોક સંગ્રહ કરવાનું છોડી દઇ 'જે પરમેશ્વરે આ સર્વ લોક ઉત્પન્ન કર્યા છે તે તેનું જોઇએ તેવું ધારણુ-પોષણુ કરે; તે તરફ જોવું એ મારૂં કામ નથી એમ સમજી બેસી રહેવું એ સર્વથા અનુચિત છે; કારણુ જ્ઞાન પછી પરમેશ્વર, હું અને લોક એ ભેદજ રહેતો નથી; અને જો રહે તો તે જ્ઞાની નથી, માત્ર ઢોંગીજ છે એમ કહેવું જોઇએ. ચાતુર્વર્ણ્યના ધંધાની વહેંચણી લોકસંગ્રહને માટે પ્રવૃત્ત થએલી છે એમ મનુસ્મૃતિમાં કહેલ છે અને ગીતાનો અભિપ્રાય પણુ તેવો જ છે. (મનુ. ૧/૮૭; ગીતા ૪/૧૩; ૧૮/૪૧). લોક સગ્રહ એ હાલના વખતમાં પાશ્ચાત્ય દેશમાં એક મહત્વનું શાસ્ત્ર થઈ બેઠું છે. લોક સંગ્રહ કરવા સારૂ જનક સંન્યાસ ન લેતાં મરણુ પર્યન્ત રાજ્ય કરતા રહ્યા હતા; અને મનુએ પહેલ વહેલા રાજા થવાનું કબુલ કર્યું હતું. લોક સંગ્રહ કરવો એજ બ્રહ્માત્મૈક્ય જ્ઞાનનું ખરૂં પર્યવસાન છે એમ તે પછી ગીતાનું કહેવું છે. જ્ઞાનીનો વ્યવહાર તેના પોતાના માટે નથી પણુ જગતના કલ્યાણુને માટેની તેની પ્રવૃત્તિ નષ્ટ થતી નથી. સાધુજનોના લક્ષ્ય ધર્મની પ્રવૃત્તિનું મૂળ પ્રયોજન આવું છે. જ્યાં સુધી તેમનાં શરીર વિદ્યમાન છે ત્યા સુધી લોકનું કલ્યાણુ કરવામાં આયુષ્ય ભોગવવું એનેજ તેઓ ધર્મ ગણે છે. લક્ષ્યધર્મ સ્વભાવથી સર્વદેશીય અને સનાતન છે; કારણુ જગતનું કલ્યાણુ કરવું એ સર્વદા સર્વત્ર સાધુજનનુ લક્ષણુ ગણાયું છે ને ગણાશે. પ્રત્યેક જીવાત્માનો ઉત્કર્ષ થાય તો તે સર્વ જીવોનું કલ્યાણુ છે. એક જીવના અધર્મથી સર્વ જીવનું કલ્યાણુ થતું હોય

તો તે કલ્યાણમાં અકલ્યાણનું બીજ રોપાયું ગણવું. એક જીવના ધર્મથી અનેક જીવોને દુઃખ થતું હોય તોપણ તેજ માર્ગે સર્વનો ઉત્કર્ષ ગણવો.

"સ્વાર્થ ત્યાગ તથા આત્મ બલિદાન વિના ભાગ્યેજ પરોપકાર કરી શકાય છે." (ભિષ્મ પિતામહ)

"પ્રાણીઓનો ઉદય પતન માટે, જીવન મૃત્યુ માટે અને વિરોધ દુઃખને માટે થાય છે.

જેઓ ઉપકાર કરી પારકાનું કાંઇ લેતા નથી તેજ સત્પુરૂષ કહેવાય છે." (કુમારપાળ)

"લોકોપકારક કર્મો સિવાયનાં જેટલાં પુણ્ય-પાપ કર્મો છે તે તમામ પુનર્જન્મનો હેતુ હોવાથી બંધન કર્ત્તા છે. અન્ય યોનિયોમાં કરેલાં કર્મ બંધન કર્ત્તા નથી થતાં કેવળ મનુષ્ય યોનિમાં કરેલાં કર્મો બંધનનો હેતુ છે." (ગીતા તત્ત્વાંક પાનું ૨૯૩)

"સૃષ્ટિ સંચાલનને સુરક્ષિત બનાવ્યે રાખવું, તેની વ્યવસ્થામાં કોઈ પણ પ્રકારની અડચણ પેદા ન કરતાં તેમાં સહાયક બનવું તેને લોકસંગ્રહ કહે છે." (ગી. ત. ૩૦૬)

"અર્જુન—આપના કથનાનુસાર લોક સંગ્રહને માટે યુદ્ધાદિ સમસ્ત કર્મ જેવા આપ કરાવશો તે નિમિત્ત માત્ર બનીને લીલા રૂપથી હું તેવાંજ કર્મો કરીશ." :(ગી. ત. ૯૬૪).

## (૧૪) સ્વાર્થત્યાગ

સ્વાર્થ ત્યાગનું સંગિત—એ ત્યાગ શુષ્ક તપસ્યા, શાસ્ત્રના વિચાર કે ધર્મના પ્રચારથી સીમાબદ્ધ નથી. એ ત્યાગ કર્મ માર્ગનો છે અને જગતના ભલાને માટે પ્રચાર પામ્યો છે. સ્વાર્થ-ત્યાગ તથા આત્મ-બલિદાન વગર ભાગ્યેજ પરોપકાર કરી શકાય છે. ગીતાના અઢારમા અધ્યાયમાં ત્યાગના જે ત્રણ પ્રકાર કહેલા

છે તેનું બીજ આમાંજ છે. જ્ઞાન ન હોય તો પણ કેટલાક લોકો માત્ર કાય-કલેશના ભયથી કર્મ કરવાં છોડી દે છે એને ગીતામાં રાજસ ત્યાગ એવું નામ આપેલ છે. (ગીતા ૧૮/૮) તેમજ જ્ઞાન ન હોય પણ કેવળ શ્રદ્ધાએજ કરીને કેટલાએક લોક યજ્ઞયાગાદિ કર્મ કરે છે પણ કર્મ કરવાનો આ માર્ગ મોક્ષપ્રદ નથી માત્ર સ્વર્ગ આપનારોજ એમ ગીતા કહે છે. (ગી. ૯/૨૦)

त्यजेदेकं कुलस्यार्थे ग्रामस्यार्थे कुलं त्यजेत्
ग्रामं जनपदस्यार्थे आत्मार्थे पृथिवीं त्यजेत् ॥

કોઇ સંકટ આવી પડે ત્યારે કુળનું હિત થતું હોય તો એક માણસને તજવો પડે તો તજવો; ગામના હિત માટે કુલ પણ તજવું; અને દેશનું હિત કોઇ ગામને તજવાથી થતું હોય તો તે ગામ તજી દેવું; અને આત્માને માટે પૃથ્વી સુદ્ધાંનો ત્યાગ કરવો. સર્વ સ્વાર્થનો પરાર્થમાં લય કરી ને પોત પોતાનાયોગ્યતા પ્રમાણે વ્યવહારમાં પ્રાપ્ત થયેલાં સર્વ કર્મો સર્વ ભૂતના હિતને માટે મરણ પર્યન્ત નિષ્કામ બુદ્ધિ વડે કેવળ કર્તવ્ય સમજીને કરતા રહેવું એજ ખરો વૈરાગ્ય અથવા નિત્ય સંન્યાસ છે.

"સ્વાર્થ ત્યાગનો એવો અર્થ નથી કે આપણી પાસેથી કોઇ કંઇ લઈ જાય તો તેની દરકાર કરવી નહિ; પણ બીજા માટે શ્રમ કરી તેમની જરૂરીયાતો કેવી રીતે પુરી કરી શકાય તેનો વિચાર કરી તે પ્રમાણે ચાલવું એજ ખરો સ્વાર્થ ત્યાગ છે."

(કાઉન્ટ ટોલસ્ટોય)

"જે પોતાનું છે તે બધાનું છે એમ માનીએ તો જે બધાનું છે તે પોતાનું થાય છે." (હરિભકત હિંમતદાસ)

## (૧૫) નિગ્રહ

सदृशं चेष्टते स्वस्याः प्रकृते ज्ञानवानपि
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥

इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ
तयोर्नवशमागच्छेतौ ह्यस्य परिपंथिनौ ॥

જ્ઞાનવાન પુરૂષ પણ પોતાનાં પ્રકૃતિ સ્વભાવને અનુરૂપે વર્તે છે. સર્વભૂત માત્ર પણ પોતપોતાની પ્રકૃતિ તરફ વળે છે; તો પછી નિગ્રહ એટલે જબરાઇથી શું થવાનું હતું ? ઇન્દ્રિય અને શબ્દ સ્પર્શાદિ વિષયો તેમની વચ્ચેના રાગ-દ્વેષ પ્રથમથીજ વ્યવસ્થિત થએલાં છે. તેમને વશ ન થઇ જવું; કારણ કે તેજ મનુષ્યના માર્ગમાં આડા ઉભા રહેનારા (દુશ્મનો) છે. નિગ્રહ શબ્દનો કેવળ સંયમન એવો અર્થ નથી પણ જબરાઇથી અથવા હઠ એવો છે ઇન્દ્રિયનું યોગ્ય સંયમન ગીતાને ઇષ્ટ છે પણ હઠથી કિંવા જબરાઇથી ઇન્દ્રિયની સ્વાભાવિક વૃત્તિઓને નરદમ મારી નાંખવી એ શકય નથી, એવું કહેલું છે. માટે ઇન્દ્રિયોને નરદમ જબરાઇથી મારો નાંખવાની વૃથા હઠમાં ન પડતાં યોગ્ય સંયમથી તેમને પોતાના તાબામાં રાખી તેની સ્વભાવ-સિદ્ધ વૃત્ત-ઓનો લોકસંગ્રહમાં ઉપયોગ કરવો એજ ડાહ્યા માણસનુ કર્ત-વ્ય છે. કામ રૂપી આસકિત છોડી લોક સંગ્રહને માટે સર્વ કર્મો સ્વધર્મ પ્રમાણે કરવા માટે ઇન્દ્રિયો તાબામાં જોઇએ તેટલુંજ ઇન્દ્રિય-નિગ્રહ શબ્દથી વિવક્ષિત છે. ઇન્દ્રિયોને જબરાઇથી નરદમ મારી નાખી સર્વ કર્મનો ત્યાગ કરવો એવો ઉપદેશ નથી. (ગીતા ૨/૫) પરમેશ્વરમાં નિષ્ઠા ન હોય અને તેમ છતાં કેવળ ઇન્દ્રિય-નિગ્રહનો જેણે યોગ કર્યો અગર તાલીમ લીધી તે જારણ, મારણ, વશીકરણ વિગેરે લોકોને ત્રાસ દેનારાં કૃત્યો કરવામાંજ માત્ર પ્રવીણ બને છે; એ અવસ્થા ગીતાને તો શું પણ મોક્ષ માર્ગને પણ ઇષ્ટ નથી. ઇન્દ્રિય-નિગ્રહ સિદ્ધ થાય તો પણ એ (ભૂતાત્મૈ-કય) જ્ઞાન ન થાય ત્યાં સુધી તે ફોકટ છે; અને તે માટે પરમેશ્વરનું જ્ઞાન નિરૂપણ કરવાની જરૂર છે.

ઇન્દ્રિય નિગ્રહ એટલે કેવળ બાહ્ય ક્રિયા છે અને જે માટે ઇન્દ્રિયોની આ કસરત કરવાની છે તેનો વિચાર તો હજી થયો નથી. કામ-ક્રોધાદિક શત્રુ ઇન્દ્રિયોમાં થાણું નાંખી જ્ઞાન-વિજ્ઞાનનો નાશ કરે છે. (ગીતા ૩/૪૦–૪૧); એટલે પ્રથમ તું ઇન્દ્રિય નિગ્રહ કરી શત્રુને ઠાર કર એવું ભગવાનેજ ઇન્દ્રિય-નિગ્રહનું પ્રયોજન કહેલું છે. પ્રત્યેક નિગ્રહી માણસના અન્તઃકરણમાં કાંઇને કાંઇ પણ એકાદું અત્યંત નાજુક સ્થાન હોય છે જ. બીજી બધી બાબતોમાં નિશ્ચયથી દુરાગ્રહી અને હઠીલા પુરૂષોનું એકાદ પણ માનસિક મર્મસ્થાન હોયજ છે. મનુષ્યોની ઇન્દ્રિયોનું વિવેચન અધિભૂત, અધિદૈવ કે અધ્યાત્મ એવા ત્રણ પ્રકારે થઇ શકે. આ ઇન્દ્રિયોથી ગ્રાહ્ય જે વિષય તે અધિભૂત; અને સૂક્ષ્મ સ્વભાવ એટલે સૂક્ષ્મ ઇન્દ્રિયો તે તે ઇન્દ્રિયોનું અધ્યાત્મ; ઇન્દ્રિયો પણ આ બન્ને દ્રષ્ટિથી છોડી અધિદૈવત દ્રષ્ટિથી વિચાર કરતા તે તે દેવતા તે ઇન્દ્રિયોના વ્યાપાર ચલાવે છે. ઉપનિષદ્‌માં ઉપાસના માટે બ્રહ્મસ્વરૂપનાં જે પ્રતીક વર્ણવ્યાં છે તેમાં મન એ અધ્યાત્મ અને સૂર્ય કિવા આકાશ એ અધિદૈવત પ્રતીક છે એમ કહેલું છે. (છાંદોગ્ય ૩/૧૮/૧).

નિસ્પૃહતાજ ત્યાગીનું ભૂષણ છે. જે બીજા પાસે ધનની ઇચ્છા કરી સંગ્રહ કરે છે તે કદી ત્યાગી થઈ શકતોજ નથી. ત્યાગી માટે તો તેણે ભોજનની ચિન્તા કરવી ન જોઇએ. તેને તો પ્રારબ્ધ ઉપર છોડી દેવું જોઇએ.

" મનુષ્યની અંતર્ગત સર્વ ગ્રાહક ઇન્દ્રિયો સમાનતાથી જાગ્રત રહેતી નથી. વિચાર શક્તિ ઘણી મોડી જાગૃત થાય છે. "

(કાઉન્ટ ટોલસ્ટોય.)

" નિગ્રહ અને અનુગ્રહ કરવામાં શક્તિમાન તો મ્હોટા પુરૂષોજ હોય છે. " (કુમારપાળ).

## મનોનિગ્રહ

અહિંસા, સત્ય અને અસ્તેય એ બધાની સાથેજ ઇન્દ્રિય નિગ્રહની પણ સામાન્ય ધર્મમાં ગણના કરવામાં આવી છે. બુદ્ધિનિષ્ઠ જ્ઞાનની પરિપૂર્ણતા થવા સારૂ અને પછી તે જ્ઞાનને બુદ્ધિથી નીચે ઉતરી આચરણમાં અને કૃતિમાં આવી ફળરૂપ થવા માટે આ જ્ઞાનને હમેશા શ્રદ્ધા, દયા, વાત્સલ્ય, કર્તવ્ય પ્રેમ ઇત્યાદિ ઇત્યાદિ બીજી નૈસર્ગિક મનોવૃત્તિઓની અપેક્ષા છે અને જે આ જ્ઞાન મનોવૃત્તિઓને શુદ્ધ અને જાગ્રત કરી તેમના સાહ્યનું જરૂર ગણાતું નથી તે જ્ઞાન કોરૂં, અપૂર્ણ, તર્કટી, નિષ્ફળ અને કાચું સમજવું જોઇએ. માર્કંડેય નારદને કહે છે કેઃ—

मानसं प्राणिनामेव सर्व कर्मैक कारणम्
मनोनुरूपं वाक्यच वाक्येन प्रस्फुटं मन: ॥

લોકનાં સર્વ કર્મનું મન એજ એક મૂળ કારણ છે જેવું મન તેવું વાકય, અને વાકયથી મન પ્રકટ થાય છે. સારાંસ–મન (એટલે મનનો નિશ્ચય) પ્રથમ થયા પછી સર્વ કર્મની યોજના થાય છે. કામ, ક્રોધ, લોભ, એ મનુષ્યના શત્રુ સમાન હોઈને તેમના પર વિજય મેળવ્યા સિવાય કોઇનાથી પોતાનું અથવા સમાજનું કલ્યાણ થઇ શકે એમ નથી. ઈન્દ્રિય–સંયમ સિવાય જનસમાજે કરવાની યોગ્યતા પ્રાપ્ત થતી નથી. જે મનુષ્ય પોતાની ઇન્દ્રિયો પર વિજય મેળવી શકે છે તેજ પુરૂષ શૂરવીર છે. મનનું અનિયમિતપણું એજ દુઃખનું કારણ છે એટલા માટે ઈન્દ્રિયનિગ્રહ કરવો એજ ઉત્તમ છે.

## ઉદાત્ત મનોવૃત્તિઓ

કારૂણ્ય, દયા, પરોપકાર આદિ મનુષ્યના મનમાં સ્વાભાવિક રીતે થનારી ઉદાત્ત મનોવૃત્તિઓજ મનુષ્યને એકદમ અમુક કૃત્ય કરવામાં પ્રવૃત્ત કરે છે. આ ઉદાત્ત મનોવૃત્તિજ યોગશાસ્ત્રનો ખરો

પાયો છે. આ મનોવૃત્તિ કોઇએ આપણુને આપેલી નથી પણુ નૈસર્ગિક અથવા સ્વભાવિકજ છે. અને એક દ્રષ્ટિ પ્રમાણે તે। તે સ્વયંભૂ દેવતાજ છે. કારૂણ્ય, દયા, પરોપકારતા, કૃતજ્ઞતા, કર્તવ્ય, પ્રેમ, ધૈર્ય ઇત્યાદિ સદ્‌ગુણોની જે સ્વભાવિક મનોવૃત્તિ તે પણુ દેવતાજ છે. મનોદેવતાના ઘરની ધર્મ-અધર્મની યાદીમાં નમૃતા સાથે પૂજ્ય ભાવને અત્યંત પહેલું એટલે ઉંચું સ્થાન આપ્યું છે; તે નીચે કારૂણ્ય; તે પછી કૃતજ્ઞતા, તે પછી ઔદાર્ય, વાત્સલ્ય ઇત્યાદિ ક્રમેક્રમે ઉતરતી પાયરીની મનોવૃત્તિઓ બતાવી છે. મનની નિરનિહાળી વૃત્તિઓને દેવતાનું સ્વરૂપ અનેક ઠેકાણે મહાભારતમાં આપેલું જોવામાં આવે છે. अनुकूल वेदनीयं सुखं—જે સંવેદન આપણુને અનુકૂળ લાગે તે સુખ—प्रतिकूल वेदनीयं दुःखं—જે સંવેદન પ્રતિકૂળ લાગે તે દુઃખ-એવી વ્યાખ્યા સુખ-દુઃખને આપીને સંવેદનના પ્રકાર બનાવ્યા છે. સુખ-દુઃખ દ્વિવિધ મનાય કે ત્રિવિધ મનાય પણુ દુઃખ કોઇને જોઇતું નથી એ વાત તો નિર્વિવાદ છે. સુખી થવાનો સરળ રસ્તો પરોપકારાર્થ દેહ અર્પણુ કરવો એજ છે. સુખની પ્રાપ્તિ તો અન્યને મારવાના કાર્યમાં ન હોઇ ને તેના માટે પોતાના દેહનો ભોગ આપવામાં છે. જેવી મનોવૃત્તિ હશે અને જેવા આદર્શો હશે તેવીજ સ્થિતિ થશે. આપણું માનસિક દારિદ્રયજ આપણુને રંક બનાવે છે-રાખે છે. મનોવૃત્તિ વિચાર સંજ્ઞાનો બાહ્ય આકાર છે. મનનો વિચાર કરતાં બહુધા મનના મુખ્ય અંગને વિસારી મૂકીએ છીએ; એ મુખ્ય અંગ તે મનોવૃત્તિ —લાગણી છે. હૃદય-વૃત્તિ કે જે સ્વામિની છે અને બુદ્ધિ તેની દાસી છે, તેજ શ્રદ્ધા અને ધૈર્યનું નિવાસસ્થાન છે. હૃદય-વૃત્તિને લીધેજ સર્વ કાર્યની પ્રવૃત્તિ થાય છે, અને એનાથીજ સર્વ કાર્ય કરવાની શકિત પ્રાપ્ત થાય છે. એ સ્વામી—હૃદયની સુધારણા નથી થતી ત્યાં સુધી બુદ્ધિ-દાસીને સુધારવાથી કાંઇ ફળ મળતું નથી. મનજ શરીર બનાવે છે, અને પ્રત્યેક મન (ચિત્ત) તો અનંત

શક્તિનો એક વિશેષ અંશ માત્રજ છે; અને તે વિશેષ અંશ બહારથી જોઇએ તેટલા વિપુલ પ્રમાણમાં શક્તિનું ગ્રહણ કરી શકે છે.

"વૃત્તિ હંમેશ અંતર્મુખ રહેવાથી પોતાના ગુણો કરતાં પોતાના દોષ વિશેષ ત્વરાથી દેખાય છે. મનુષ્યનો સર્વજન્મ પાપાચરણમાં વહી જાય છે પણ નિદ્રા વખતે તે એકપણ ખરાબ કામ કરતો નથી." (કાઉન્ટ ટોલસ્ટોય)

"Knowing that snakes tigers and even mad elephants are all His, I loved them and received love from them in return. I could not then realize whether I was dead or alive. Without food and rest and leaving aside all worldly pleasures and banishing even the very desire for such pleasures from my heart I enjoyed unbounded happiness"

(Pagal Harnath)

"ભીષ્મ પ્રતિજ્ઞા—'હવેથી હું મરણપર્યંત મૌનવ્રતમાંજ જીવન વીતાવીશ.' (સદાશિવેન્દ્ર)

મૌની થયા પછી મસ્તી અને નિરીહતાનો રંગ દિનપર દિન ઘેરો થાય છે." (આદર્શ ચ. સં.)

"મનના નિરોધનું સ્થાન હૃદય છે. દ્વાર સંયમ પછી અને મનોનિરોધ પહેલાં પ્રાણોને સ્થિર કરવાની આવશ્યકતાનો અનુભવ થાય છે." (પં. ગોપીનાથજી. ગી. ત. ૯૬)

## (૧૬) સન્યાસ

જગતના સર્વ વ્યવહારને નિઃસાર સમજી અને તેનો ત્યાગ કરી જેઓ સ્વસ્થ બેસે છે તેને સન્યાસી કહેવો જોઇએ; પછી તેણે પ્રત્યક્ષ ચતુર્થાશ્રમ લીધો હોય વા ન લીધો હોય. સારાંશ-ગીતાનો

કટાક્ષ ભગવાં અથવા ધોળાં વસ્ત્ર ઉપર કે વિવાહ અથવા બ્રહ્મચર્ય ઉપર નથી; પણ જ્ઞાની પુરૂષ જગતનો વ્યવહાર આચરે છે કિંવા નથી આચરતો એટલી એકજ બાબતમાં નજર રાખીને સન્યાસ અને કર્મયોગ આ બે માર્ગનો ગીતામાં ભેદ બતાવેલો છે. બાકીની બાબત ખાસ ગીતા ધર્મને અંગે એવી મહત્વની નથી સન્યાસ અથવા ચતુર્થાશ્રમ એ શબ્દો કરતાં કર્મ સન્યાસ અથવા કર્મત્યાગ એ શબ્દો વધારે અન્વર્થ અને વધારે નિ:સંદેહ છે. સન્યાસ લઈને અથવા જગત છોડીને વનમાં રહેનારાની અથવા નિર્બળતાને લીધે જગતના અનેક અન્યાય મુંગે મ્હોડે સહન કરી લેનાર અશક્ત અને ઉદરંભરી લોકની વાત નિરાળી છે. સંપ્રદાયના દ્વેષિલા ગ્રંથકારોએ સન્યાસ માર્ગના કોટિક્રમને કર્મયોગમાં ઘુસાડી દઇ સન્યાસ અને કર્મત્યાગ એ બે સ્વતંત્ર માર્ગ નથી એવી સમજણ ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો છે પણ આ મત ખરો નથી. કર્મ બંધનમાંથી છુટવાનો, કર્મ ન કરવાં એ માર્ગ નથી; પણ બ્રહ્માત્મૈકયના જ્ઞાનથી બુદ્ધિ શુદ્ધ રાખીને પરમેશ્વરની પેઠેજ વર્તવાથી આખરે મોક્ષ મળે છે. કર્મ છોડવાં એ ભ્રમ છે, કારણ કર્મ કોઈને પણ છુટતાં નથી. યથાશક્તિ અને યથાધિકાર નિષ્કામ કર્મ કરતાં જતાં કર્મબંધ છુટી ચિત્તશુદ્ધિ થતાં આખરે પૂર્ણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય; તે પછી સિદ્ધ અવસ્થામાં જ્ઞાની અને સ્થિતપ્રજ્ઞ પુરૂષોએ કર્મ કરતાંજ રહેવું, કે જે કાંઇ મેળવવાનું છે તે પ્રાપ્ત થયાથી કૃતકૃત્ય થઇ જતાં માયા–સૃષ્ટિનો સર્વ વ્યવહાર નિરર્થક અને જ્ઞાનવિરૂદ્ધ સમજીને તદ્દન છોડી દેવો એ મહત્વના પ્રશ્નનો વિચાર કરવો જોઇએ.

યોગ સંન્યસ્ત કર્માણં। હે અર્જુન ! યોગદ્વારા જેણે સર્વ કર્મોનો સંન્યાસ કર્યો છે, તે પુરૂષને કર્મ બંધન કરી શકતાં નથી (ગીતા ૪/૪૧).

ज्ञेयः स नित्य संन्यासी यो न द्वेष्टि न कांक्षति
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥
(ગીતા. ૫/૩).

હે અર્જુન ! જે પુરૂષ કોઇનો દ્વેષ કરતો નથી તથા અભિલાષ ધરતો નથી તેને નિત્ય સંન્યાસી જાણવો. કારણકે તે દ્વંદ્વ રહિત થઇને સંસાર બંધનમાંથી સુખેથી મુક્ત થાય છે. જેની બુદ્ધિને હું કર્ત્તા છું એવો વિકાર થતો નથી, તે સંસારમાં રહ્યા છતાં કર્મ-બંધનથી ગ્રસ્ત થતો નથી. માટે જ્યારે મનની કલ્પના નષ્ટ થાય છે ત્યારેજ સંન્યાસ સાધ્ય થઇ શકે છે. અને આ કારણથીજ કર્મત્યાગ તથા કર્મયોગ એ બન્ને સમાન છે. સંન્યાસમાં લિંગ સંન્યાસી અને અલિંગ સંન્યાસી એવા બે ભેદ છે. બ્રાહ્મણેતર વર્ણને માટે સંન્યાસની વિધિ તો છે. પ્રભુ પ્રાપ્તિ માટે કોઈપણ પ્રકારનો બાહ્યવેશ બનાવવાની આવશ્યક્તા પણ નથી. પ્રભુ તો અન્તર્યામી છે. કોઇપણ તીર્થમાં ઘર-દ્વાર છોડી પ્રતિજ્ઞા પૂર્વક રહેવાને ક્ષેત્ર-સંન્યાસ કહે છે.

" When one realises in his heart that every object belongs to શ્રીકૃષ્ણ he will have no attraction for anything although he may call everything his own. This is સંન્યાસ or perfect control of the self, "

( Pagal Harnath )

" અંદરના ત્યાગ-આંતરિક સાધના ત્યાગની આવશ્યકતા છે; બહારના સંન્યાસની કાંઈ આવશ્યકતા નથી. "

( શ્રી અનિલવરણ ગી. ત. ૧૧૫ )

" સાંખ્ય યોગનો પર્યાયવાચક શબ્દ સન્યાસ છે

કર્મસંન્યાસનો અર્થ જ્ઞાનયોગજ માનવો જોઇએ કર્મનો સર્વથા ત્યાગ નહીં.

सम्=सम्यक પ્રકારથી न्यास=ત્યાગ=પૂર્ણત્યાગજ સંન્યાસ છે.
પ્રસંગાનુસાર વિભિન્ન અર્થમાં લેવાય છે.
ભગવદર્પણ ( ગી. ૩/૩૦, ૧૨/૬, ૧૮/૫૭ )
કામ્ય કર્મોનો ત્યાગ ( ગી. ૧૮/૨ )
મનથી કર્મોનો ત્યાગ ( ગી. ૫/૧૩ )
કર્મયોગ ( ગી. ૬/૨ )
કર્મોનો સ્વરૂપતઃ ત્યાગ ( ગી. ૩/૪ )
સાંખ્યયોગ અર્થાત્ જ્ઞાનનિષ્ઠા ( ગી. ૫/૧-૨-૬; ૧૮/૪૯)"
( ગીતા તત્ત્વાંક ૪૦૩ )

"કર્મયોગી કર્મ કરતાં છતાં એ સદા સંન્યાસી છે. તે સુખપૂર્વક અનાયાસજ સંસારબંધનથી છુટી જાય છે. (ગી. ૫/૩), તેને શીઘ્રજ પરમાત્માની પ્રાપ્તિ થઈ જાય છે; (ગી ૫/૬) પ્રત્યેક અવસ્થામાં ભગવાન તેની રક્ષા કરે છે. ( ૯/૧૨ )

કર્મયોગી=નિત્ય સંન્યાસી." ( ગીતા તત્ત્વાંક પાનું ૪૦૫ )

"વૃત્તિનો અભાવ થઈ જવો તે તેનો સંન્યાસ છે."
( ગીતા ત. ૪૪૧ )

## ત્યાગ અને સંન્યાસ વચ્ચે તફાવત

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः
सर्वकर्मफलं त्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥
( ગીતા ૧૮/૨ )

કામ્યકર્મો તેનો સંન્યાસ કરવો એટલે છોડી દેવાં. તેને ડાહ્યા પુરૂષો સંન્યાસ કહે છે; અને સર્વ કર્મફળનો ત્યાગ કરવો તેને વિચિક્ષણ પુરૂષો ત્યાગ એવું નામ આપે છે. બન્નેનો ધાત્વર્થ છોડવું એવોજ છે. સર્વ કર્મનો પરમેશ્વરમાં સંન્યાસ એટલે સર્વ કર્મ પરમેશ્વરને અર્પણ કરવાં એવુંજ તેમણે કહેલું છે. (ગી ૩/૩૦; ૧૨/૬) સર્વ કર્મ ન છોડતાં પણ સંન્યાસ અને ત્યાગ એ બે

તત્ત્વો કર્મયોગ માર્ગમાં કાયમ રહે છે, એ અર્જુનના લક્ષમાં રહે તે માટે ત્યાસ એટલે કામ્ય કર્મનો નરદમ સંન્યાસ અને ત્યાગ એટલે જે કર્મ કરવાં તે સર્વમાં ફળાશાનો ત્યાગ એવી વ્યાખ્યા આ શ્લોકમાં આપી છે. પાછળ સંન્યાસ (કિંવા સાંખ્ય) અને યોગ એ બન્ને તત્ત્વતઃ એકજ છે એમ બતાવતાં સંન્યાસી એ શબ્દનો (ગી ૫/૩–૬; અને ૬/૧–૨) અને પછી આ અધ્યાયમાં ત્યાગી એ શબ્દોનો (ગી. ૧૮/૧૧) અર્થ આ પ્રમાણેજ કરેલો છે; અને પ્રકૃત સ્થળમાં એજ અર્થ ઇષ્ટ છે. જેણે વધારે ઉચ્ચ સ્થાન સુધી પહોચવું હોય તેણે તો સર્વ પ્રકારના સંસર્ગનો ત્યાગ કરવો. પછી ભલે તે સારો હોય કે નઠારાનો હોય પણ એ વિષે વિચાર કરવાનો નથી—અહીં તો ઉભયના ત્યાગનું તાત્પર્ય છે. સર્વ નીતિશાસ્ત્રો, સમસ્ત માનવી કૃત્યો, અને મનુષ્યના સર્વ વિચારો એક સ્વાર્થ ત્યાગની કલ્પના પરજ અવલંબી રહેલા હોય છે. મનુષ્ય જીવનની સમસ્ત કલ્પનાઓનો એક સ્વાર્થ ત્યાગમાંજ સમાવેશ કરી શકાય છે. સર્વ અધમ સમાગમ (નઠારી સોબત) નો ત્યાગ કરવો જોઇએ. ખાસ કરીને પ્રારંભમાં તો એનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ. જેથી મનની વિચ્છન્નતા થવાનો સંભવ હોય તેવાં સાંસારિક સંગથી દૂર રહેવું જોઇએ. અહંતા તથા મમતાને દેશનિકાલ કરવાં જોઈએ. જ્યાં સુધી આપણે અહંવડે નિર્માયલી સૃષ્ટિનો ત્યાગ ન કરીએ ત્યાં સુધી સ્વર્ગના સામ્રાજ્યમાં કદાપિ પ્રવેશ કરી શકવાના નથી. એમ કર્યા વિના સ્વર્ગીય ભૂમિકામાં કોઇએ પ્રવેશ પણ કર્યો નથી; અને ભવિષ્યમાં કોઇ કરી શકવાના નથી અહંભાવનું વિસ્મરણ અને સર્વથા અજ્ઞાન તેમજ શરીરધારી હોવા છતાં શરીરનું વિસ્મરણ તેજ વિશ્વ (સંસાર) નો ત્યાગ છે સર્વ બંધનોને તોડી નાંખો અને સંસારનો ત્યાગ કરો; પરંતુ જ્યાં સુધી આ જગતનો ત્યાગ ન થાય અને એ બંધનમાં નાંખવાનું ન અટકે ત્યાં સુધી એમ

થવું સર્વથા અશકય છે. જો શરીરથી જગતનો ત્યાગ ન થઇ શકે તો મનથી ત્યાગ કરી દેવો; હૃદયોનાં હૃદયથી એનો ત્યાગ થવો જોઇએ. જ્યારે એક મનુષ્ય અન્ય એકજ વ્યક્તિના હિત માટે સ્વાર્થ ત્યાગ કરવાને શક્તિમાન થાય ત્યારેજ તેણે સમાજના કલ્યાણ માટે સ્વાર્થ ત્યાગ કરવાનો ઉચ્ચાર કરવો; તેથી પ્રથમ એ શબ્દનો ઉચ્ચાર માત્ર પણ કરવો નહીં. સર્વ ધર્મોને આધારભૂત તત્ત્વ તે ત્યાગ છે આત્મ તત્ત્વને બીજા શ્યાથી શુદ્ધ કરી શકાય ? ત્યાગથીજ ત્યાગ એ શબ્દનો અર્થ શો ? નીતિમાં એકજ પ્રામણ્ય છે. નિઃસ્વાર્થતા—સ્વાર્થ રહિત થવું. નિતંત નિઃસ્વાર્થતા એ ધ્યેય છે. આ યુગમાં સંન્યસ્ત યોગ્ય લાગતું નથી અને જ્ઞાન પ્રાપ્તિને અંતે જે સંન્યસ્ત થવું જોઇએ તે જ્ઞાન પ્રાપ્ત થતાં પહેલાં લેવા અધિકાર પણ નથી.

"લૌકિ અને વૈદિક તમામ કર્મોના સંન્યાસની આવશ્યકતા છે."
(સ્વામી વિદ્યાનન્દજી ગી. ત. પા. ૪૭)

## (૧૭) સંન્યાસનો અર્થ

સંન્યાસ એ શબ્દ જરા સંદિગ્ધ હોવાથી તેના અર્થનો વધારે ખુલાસો કરવાની જરૂર છે. સંન્યાસ એ શબ્દનો 'લગ્ન ન કરવું;' અથવા કર્યું હોય તો બૈરી-છોકરાંને છોડી ભગવાં ધારણ કરવાં; અથવા કેવળ ચતુર્થાશ્રમ લેવો એટલોજ અર્થ આ ઠેકાણે વિવક્ષિત નથી. જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જગતનો વ્યવહાર કેવળ કર્તવ્ય બુદ્ધિથી લોક-કલ્યાણ માટે ચલાવવો કે તેને મિથ્યા માની સમૂળગો છોડી દેવો તે મુખ્ય મુદ્દો છે. એ વ્યવહાર જે કરે છે તે કર્મયોગી છે. જેને જગતનો વ્યવહાર નિઃસાર લાગે છે તે સંસારમાંથી નિવૃત્ત થાય છે અને અરણ્યમાં જઇ સ્મૃત્તિ-ધર્મ પ્રમાણે ચતુર્થાશ્રમ લે છે. તેથી કર્મ-ત્યાગના આ માર્ગને સંન્યાસ એવું નામ આપવામાં આવેલું છે. પણ તેમાં મુખ્ય વાત કર્મત્યા-

ગની છે; ભગવાં વસ્ત્રની નથી. ટીકાકારો કર્મયોગ એ મોક્ષ પ્રાપ્તિનો સ્વતંત્ર માર્ગ નથી; પ્રથમ ચિત્ત શુદ્ધિ માટે કર્મ કરી આખર સંન્યાસ લેવોજ જોઇએ; સંન્યાસ એજ છેવટની એટલે મુખ્ય નિષ્ઠા છે એવો ગીતાનો તાત્પર્યાર્થ કાઢે છે. પણ આ અર્થ સ્વીકારીએ તો સાંખ્ય (સંન્યાસ) અને યોગ (કર્મયોગ) એવી આ જગતમાં દ્વિવિધ એટલે બે પ્રકારની નિષ્ઠા છે એમ (ગી. ૩/૩) જે ભગવાને કહેલું છે તેમાં દ્વિવિધ એ પદનું કાંઇ સ્વારસ્ય રહેતું નથી. ગીતામાંજ જ્ઞાની પુરૂષ કર્મનો સંન્યાસ ન કરતાં જ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ અનાસક્ત બુદ્ધિથી પોતાનો સર્વ વ્યવહાર કરે છે એવું અનેક ઠેકાણે વર્ણન છે. (ગીતા ૨/૬૪; ૩/૧૯; ૩/૨૫; ૧૮/૯). કર્મ ફળનો આશ્રય ન કરતાં એટલે ફળાશાને મનમાં ઘર ન કરવા દેતાં જે શાસ્ત્ર પ્રમાણે પોતાનાં વિહિત કર્મો કરે છે તેનેજ સંન્યાસી અને તેનેજ કર્મયોગી કહેવો: કામ્ય બુદ્ધિ કિંવા ફલાશાનો ત્યાગ કરવો એજ ખરો સંન્યાસ છે; માટે ફલાશાનો કિંવા સંકલ્પનો ત્યાગ કરી કર્તવ્ય કર્મ કરનારને જ ખરો સંન્યાસી કહેવો જોઈએ.

सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।

એ સન્યાસ શબ્દનો અર્થ છે. સંન્યાસયોગને જ્ઞાનયોગ, સાખ્ય આદિ પણ કહે છે. વિવિદશા સંન્યાસમાં કુટીચક, બહૂદક, હંસ અને પરમહંસ છે. સન્યાસીઓથી ભિન્ન સાધુ, વૈરાગી, ગુંસાઇ, ખાખી આદિ છે તેઓ સંન્યાસાશ્રમમાં ગણાય નહીં કારણકે એમાં સન્યાસનું એક પણ લક્ષણ નથી.

સન્યાસાશ્રમનું સ્થાન—

વૈદિક ધર્મમાં કહેલા ચાર આશ્રમો પૈકી સંન્યાસાશ્રમનું સ્થાન કયાં છે? મન્વાદિ સર્વ સ્મૃતિઓમાં બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમો ઉપદેશી અધ્યયન, યજ્ઞયાગ,

દાન કિંવા ચાતુર્વર્ણ્ય ધર્મ પ્રમાણે પ્રાપ્ત થતા બીજાં કર્મોનાં શાસ્ત્રોક્ત આચરણ પહેલાં ત્રણ આશ્રમમાં હળવે હળવે ચિત્તની શુદ્ધિ થયા પછી આખરે સર્વકર્મ સ્વરૂપ છોડી દેવાં અને સન્યાસ લઇ મોક્ષ સંપાદન કરવો એમ કહેલું છે. સ્વાર્થ પરાયણ આત્મબુદ્ધિના અથવા વિષયાસક્તિના દોષોને-જલદીથી પચાવી દઈ છેવટે મનુષ્યે પારિવ્રાજ્યના પરમ સ્થાનમાં જવું જોઇએ. (સંન્યાસ લેવો જોઇએ). પારિવ્રાજ્ય એટલે સંન્યાસ એજ સર્વથી શ્રેષ્ઠ સ્થાન છે. આ રીતનો ક્રમ વર્ણવેલો છે. એક આશ્રમથી બીજા આશ્રમમાં જવાનો આજ ક્રમ મનુસ્મૃતિમાં આપેલો છે. અંગ ઉપર જ્યારે કરચલીઓ પડવા લાગે, અને માથે પળીઆં આવે, અને જ્યારે પોતાના સંતાનનું સંતાન જુએ ત્યારે ગૃહસ્થે વાનપ્રસ્થ થઇ સંન્યાસ લેવો-એવી મનુએ સ્પષ્ટ મર્યાદા બાંધેલી છે. (મનુ. ૬/૨). સંસાર પ્રપંચ યથાશાસ્ત્ર પુરો કરી આપણાં છોકરાં આપણાથી સવાઇ કરતાં થાય એટલે ઘડપણમાં આપણી અણગમતી કડકટથી તેમની ઉમેદોને આડે ન આવતાં આપણે કેવળ મોક્ષપરાયણ થઈ સંસારમાંથી આનંદ સાથે નિવૃત્ત થવું જોઇએ; એવો આ આશ્રમ વ્યવસ્થાનો મૂળ હેતુ હતો એમ આ ઉપરથી સ્પષ્ટ સમજાઇ આવે છે. સર્વ સંગોને છોડી પરિવ્રાટ-સંન્યાસી થવું ચતુર્થાશ્રમમાં છે.

"ગૃહસ્થ ધર્મજ સર્વથી કઠણ છે. સરખામણીમાં યોગ પણ એના જેવો કઠણ નથી. એના કરતાં સન્યાસ ધર્મ વધારે કઠણ છે." ( દેવી ચૌધરાણી )

## (૧૮) સંન્યાસી ધર્મ

સંન્યાસીને માથે તેના આશ્રમ પ્રમાણે આવા ધર્મ છે. મધપુડામાંથી મધ લઈ લીધા પછી તે નકામો થાય છે તેમ શાસ્ત્રનાં રહસ્ય જાણી લેનાર સંન્યાસીને પુસ્તક માત્ર નકામાં પડે છે. પરમાત્માને પામી તે કૃતકૃત્ય થાય છે; પણ તેટલું કરી બેસી

રહેવામાં તેના આયુષ્યનો ધર્મ સમાપ્ત નથી. પરમાત્માની જે ગતિ અનાત્મવાન જનને અજ્ઞેય છે તે આવા ત્યાગીએ જોવાની છે, અને સંસારને બોધવાની છે. ત્યાગીને માટે આ ધર્મ લખ્યા છે અને તે પછી સંસારના ઉદ્ધારને માટે સંસારમાં એના અનુભવોના ઉદ્‌ગાર અને ઉદ્‌બોધન કરવાનાં છે. કૃતકૃત્ય ત્યાગીને શિર પણ લોક કલ્યાણના આવા ધર્મ પ્રાચીન કાળથી મુકાયા છે; અને સંસારી તેમ ત્યાગી ઉભયને શિર એ ધર્મનું બન્ધન આયુષ્ય પર્યન્ત અનિવાર્ય છે.

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः
स संन्यासी च योगी च न निरग्नि नं चाक्रियः ॥

(ગીતા ૬/૧)

જે અગ્નિસેવા અને વિહિત કર્મો કરતા નથી તેજ કેવળ સંન્યાસી અને યોગી છે એમ નથી, પરંતુ જે કર્મનાં ફળની ઇચ્છાનો પરિત્યાગ કરી વિહિત કર્મો કરે છે તે પણ સંન્યાસી અને યોગી છે.

હે પાર્થ ! યોગી અને સંન્યાસી આ જગતમાં એકજ છે. તે એક બીજાથી ભિન્ન છે એમ માનીશ નહિ; કારણ કે થોડો વિચાર કરતાં તે એકજ છે એમ સમજાય છે. તેમના પર માત્ર બે નામોનો આરોપ છે એ વાત છોડી દે; કારણ કે બ્રહ્મદ્રષ્ટિથી જોતાં એ ઉભયમાં ભેદ નથી. માટે યોગ અને સંન્યાસ એ એકજ વસ્તુ છે

यं संन्यासमिति प्राहु योगं तं विद्धि पांडव
न ह्य संन्यस्त संकल्पो योगी भवति कश्चन ॥

(ગીતા ૬/૨).

જ્ઞાતાઓ જેને યોગ કહે છે તે સંન્યાસ જ છે એમ તું સમજ. કારણ કે સંકલ્પનો સંન્યાસ (ત્યાગ) કીધા વિના યોગી થઇ શકાતું નથી.

જે સંન્યાસી છે તે યોગી જ છે. એવો એક વાકયનો ધ્વજ આ જગતમાં અનેક શાસ્ત્રોએ ફરકાવ્યો છે. જે પુરૂષમાં ત્યાગવૃત્તિથી સંકલ્પ નષ્ટ થયો છે તેને યોગનો સાર જે બ્રહ્મ તેની પ્રાપ્તિ થાય છે એમ અનુભવથી સિદ્ધ થયું છે.

ફકીરીની શોભા ત્રણ બાબતોમાં છેઃ—

(૧) હૃદયની વિશાળતા; (૨) અન્તઃકરણની શાન્તિ; (૩) નિષ્પાપ બુદ્ધિ.—

સંન્યાસ-ધર્મ તો ભકિત માર્ગનો વિરોધી છે એમ અજ્ઞાની કહે છે, તેને ભકિત માર્ગનો પતોજ નથી. સંન્યાસી થયા વગર કોઈ પણ મનુષ્ય ભકિત માર્ગનું અનુસરણ કરી શકેજ નહીં. ભકિત માર્ગના બધા પ્રધાન પુરૂષો ઘરબાર ત્યાગી સન્યાસીજ થયા છે.

सत्यन्नास्ति परो धर्म मौन्नास्ति परं तपः
विचाराद्मपरं ज्ञानं त्यागा न्नास्ति परं सुखम् ॥

સંન્યાસી પાસે દણ્ડજ પરમ ધન છે તેનાથી પોતે પોતાના ઉદ્ધત સ્વભાવનો ભંગ કરી દે છે. તે વાંસનો દંડ માત્ર નથી; તેમાં બધા દેવતાઓનું અધિષ્ઠાન છે.

"નારિ મુઈ ઘર સંપત્તિ નાસી, મુંડ મુંડાઇ ભયે સંન્યાસી."

સંન્યાસી જગતને નારાયણનુંજ રૂપ દેખે છે. જેને કામિની —કાંચનનો લોભ છે, અને પોતાની ઇન્દ્રિયો પર એટલો પણ નિગ્રહ કરી શકતો નથી તેને પોતાની પાસે રાખવા ઉચિત નથી.

## (૧૯) સંન્યાસની પ્રગતિ

ગીતાના કર્મ યોગની, પાશ્ચિમાત્મ કર્મ ત્યાગના પક્ષની સાથે અથવા આપણા સંન્યાસ માર્ગની પાશ્ચિમાત્મ કર્મત્યાગ પક્ષની સાથે તૂલના કરતાં આ સંબંધે થોડોક ખુલાસો કરવાની જરૂર છે. દુઃખમય અને નઃસાર સંસારમાંથી નિવૃત્ત થયા વિના

મોક્ષ-પ્રાપ્તિ થતી નથી એ મત વૈદિક ધર્મમાં પ્રથમ ઉપનિષત્-કારોએ અને સાંખ્ય તત્ત્વજ્ઞોએ ફેલાવ્યો. તેની પૂર્વે વૈદિક ધર્મ પ્રવૃત્તિપર એટલે કર્મકાણ્ડાત્મકજ હતો, પણ વૈદિક સિવાયના ધર્મોનો વિચાર કરીએ તો તેમાંના ઘણાઓએ પહેલેથીજ સંન્યાસ માર્ગ સ્વીકારેલો છે એમ દેખાય છે. દાખલા તરીકે જૈન અને બૌદ્ધ એ બે ધર્મો મૂળથી નિવૃત્તિ પર છે; અને ખ્રિસ્તનો ઉપદેશ પણ તેવોજ છે. સંસારનો ત્યાગ કરી યતિધર્મથી રહેવું અને સ્ત્રીઓની સ્હામું જોવું નહીં અને તેમની નજીકમાં બોલવું નહિ એવો બુદ્ધનો પોતાના શિષ્યોને જે પ્રમાણે છેવટનો ઉપદેશ છે, તે પ્રમાણે મૂળ ખ્રિસ્તી ધર્મનું પણ કહેલું છે. 'તું' તારા પડોશી ઉપર તારા પોતાના ઉપર જેટલી પ્રીતિ રાખે છે તેટલીજ પ્રીતિ રાખ' મ ખ્રિસ્તે તો 'તું' જે ખાય પીએ અથવા કરે તે ઈશ્વર માટે ર' એમ પોલે કહેલું છે અને એ બે ઉપદેશો આત્મૌપમ્ય બુદ્ધિથી ઇશ્વરાર્પણ પૂર્વક કર્મ કરવાનો ગીતાનો જે ઉપદેશ છે તેના જેવાજ છે. ( ગીતા ૬/૨૯; ૯/૨૭ ): પણ તેટલાથી ગીતા પ્રમાણે ખ્રિસ્તી ધર્મ પણ પ્રવૃત્તિ પર છે એમ સિદ્ધ થતું નથી. ઘરબાર વેચી નાખી અથવા ગરીબ લોકને આપી દઇ તું મારો ભક્ત બન એવો ખ્રિસ્તે સાફ ઉત્તર આપ્યો છે. ઐહિક સંપતિ અને પરમેશ્વર એ બેની વચ્ચે હમેશનો વિરોધ છે. એટલે મા, બાપ, ઘરબાર, બૈરાં છોકરાં, ભાઇ બ્હેન, તેમનો અને વળી ખુદ પોતાના જીવનો પણ દ્વેષ કરી જે પુરૂષ મારીજ પાછળ પાછળ આવતો નથી તે મારો ભક્ત થાય તે કદાપિ પણ શકય નથી. એવી રીતનો ખ્રિસ્તનો તો સ્ત્રીને સ્પર્શ સુદ્ધાં ન કરવો એજ ઉત્તમ પક્ષ છે; એવો ખ્રિસ્તના શિષ્ય પોલનો સ્પષ્ટ ઉપદેશ છે. પાશ્ચાત્યોમાં કર્મ-ત્યાગનો પક્ષ અને આપણી તરફનો સંન્યાસ માર્ગ એ બન્ને ઘણે અંશે એક સરખાજ હોઇને તે માર્ગોનું સમર્થન કરવાની પાશ્ચાત્ય અને પૂર્વની પદ્ધતિ પણ એકજ છે એમ કહેવાને કાંઇ હરકત નથી.

## (૨૦) સંન્યાસ નિર્ણય

ભક્તિમાર્ગમાં આરંભદશામાં તેમજ સિદ્ધદશામાં અને જ્ઞાનમાર્ગમાં વિવિદિષા દશા (જાણવાની ઇચ્છારૂપ દશા) માં અને વિદ્વદ દશા ( જ્ઞાનપ્રાપ્ત થવાની દશા ) માં વૈરાગ્યની વિશેષતાના અભિપ્રાય ઉપરથી સંન્યાસ કરવાનું કહેલું છે. એટલે જ્યારે વૈરાગ્ય ઘણો થાય ત્યારે સંન્યાસ લેવાનું કહેલું છે.

विरहानु भवार्थं तु परित्यागः प्रशस्यते
स्वीय बंध निवृत्त्यर्थं वेषः सोऽत्र न चान्यथा ॥

ભગવાનના વિરહનો અનુભવ કરવાને માટે તો ત્યાગ વખણાય છે; અને તે ત્યાગનો કષાયવસ્ત્ર વિગેરે વેષ છે તે પોતાના સંબંધિ વિગેરેનું બંધન થાય નહીં તે માટે છે બીજું કાંઇ તેમાં કારણ નથી. જ્યાં સુધી સંન્યાસનો વેષ ન હોય ત્યાં સુધી સ્ત્રીપુત્રાદિક બળાત્કારથી ગૃહકાર્યમાં યોજે છે; 'અને જ્યારે વેષ દેખે ત્યારે પોતાની મેળેજ તેનાથી જુદાં પડી જાય છે તે સારૂ તે વેષ રાખવો જોઇએ બીજું કાંઈ કારણ નથી. નિષ્કામ સંન્યાસીઓનીજ સત્ય-લોકમાં સ્થિતિ છે અને સકામ હોય છે તેને તો બીજા લોકમાં પણ સ્થિતિ હોય છે. મર્યાદા માર્ગીય ત્યાગના ગુરૂ કૌંડિન્ય રૂષિ છે અને પુષ્ટિમાર્ગીય ત્યાગના ગુરૂ શ્રી ગોપીજનો છે.

उर्ध्वरेतः सुच शब्दे हि—

જેને વીર્ય ઉંચું રહેલું છે તેવા પુરૂષોમાં સંન્યાસાશ્રમ સિદ્ધ થવાનું વેદમાં લખેલું છે. વિરહના અનુભવ માટે ત્યાગ કરો! તે પ્રમાણે નહીં થાય તો કેવળ ત્યાગ કરવાથો પુરૂષાર્થની સિદ્ધિ થશે નહીં. કદિકદિ રંગેલા વસ્ત્રોમાં રંગીલું હૃદય પણ મળી આવે છે; મતવાલો યોગી પણ નજરે પડી જાય છે પરંતુ એટલું તો ખરૂંજ કે આત્માનો પ્રકાશ કાંઇ ભગવાં વસ્ત્રો ઉપરજ નિર્ભર નથી. જ્યાં સુધી હૃદય નથી રંગાયું ત્યાં સુધી વસ્ત્રો રંગવાથી પોતાનું કે પારકું ભલું કયાંથી થઈ શકવાનું છે?

# પ્રકરણ ૧૨મું જ્ઞાન યોગ

## (૧) જ્ઞાન

જે દિવસે ત્રિગુણાત્મક પ્રકૃતિ જુદી અને હું જુદો એવું જ્ઞાન પુરૂષને થાય છે તે દિવસે તે મુક્ત જ છે. (ગીતા ૧૩/૨૯, ૩૦; ૧૪/૨૦). કારણ વસ્તુતાએ જોતાં પુરૂષ મુળથી કર્ત્તા પણ નથી તેમ બદ્ધ પણ નથી, તે સ્વતંત્ર છે, અને સ્વભાવથીજ કેવળ નિર્ગુણ-અકર્ત્તા છે. જે કાંઇ થાય છે તે પ્રકૃતિ જ કરે છે. કિંબહુના ! મન અને બુદ્ધિ એ સુધાં પ્રકૃતિનાજ વિકાર છે, અને બુદ્ધિને જે જ્ઞાન થાય છે તે પ્રકૃતિના કૃત્યનુંજ ફળ છે. આ જ્ઞાન ત્રણ પ્રકારનું છે. સાત્વિક, રાજસ અને તામસ. (ગીતા ૧૮/૨૦-૨૨) સૃષ્ટિમાંના અનેક પદાર્થોમાં એકજ અવ્યક્ત મૂળ દ્રવ્ય છે એ જેથી સમજાય તેનું નામ જ્ઞાન. (ગીતા ૧૮/૨૦)

આ જ્ઞાન મતિ, શ્રુત, અવધિ, મનઃ પર્યંય અને કેવળ આ ભેદોથી પાંચ પ્રકારનું હોવાની કલ્પના કરવામાં આવેલ છે. ઇન્દ્રિય રૂપી મૃગોને બાંધવાને માટે જ્ઞાનજ એક દ્રઢ ફાંસી છે, અર્થાત જ્ઞાન વગર ઇન્દ્રિયો વશ થતી નથી; તથા ચિત્ત રૂપી સર્પનો નિગ્રહ કરવાને માટે જ્ઞાનજ એક ગારૂડ મહા મન્ત્ર છે; અર્થાત મન પણ જ્ઞાનથીજ વશીભુત થાય છે.

સાંખ્ય મત પ્રમાણે આખરે પુરૂષ અને પ્રકૃતિ એ બેજ સ્વતંત્ર અને અનાદિ મૂળ તત્વો નિષ્પન્ન થાય છે; અને પુરૂષને પોતાના દુઃખની અત્યંત નિવૃત્તિ કરી મોક્ષ પ્રાપ્ત કરવા માટે પ્રકૃતિથી પોતે ભિન્ન છે એવા જ્ઞાનથી કેવળપણું જાણી લઇ ત્રિગુણાતીત થવાની જરૂર છે. જ્ઞાન કેવળ તર્કથી પ્રાપ્ત થતું નથી. પચીસની પેલીપાર એક છવીસમું એવું જે પરમ તત્વ છે તેને જાણ્યા વિના મનુષ્ય બુદ્ધ થતો નથી, એવું સર્વત્ર કહેલું છે સૃષ્ટિના

પદાર્થોનું આપણી ઇન્દ્રિયોથી આપણને જે જ્ઞાન થાય છે તેજ આપણી સૃષ્ટિ છે. એટલે પ્રકૃતિ કિંવા સૃષ્ટિને કોઇ વાર જ્ઞાન એ નામ આપવામાં આવે છે; અને તે દ્રષ્ટિએ પુરૂષ જ્ઞાતા પણ થાય છે પણ ખરૂં જ્ઞેય જે છે (ગીતા ૧૩/૧૨) તે પ્રકૃતિ અને પુરૂષ એ બન્નેની પેલી પાર છે. ઇન્દ્રિયોને પ્રત્યક્ષ થનાર કોઇ કેવળ જડ પદાર્થ નથી, પણ ઇન્દ્રિયો દ્વારા મન ઉપર પડતા અનેક સંસ્કારોને જોનાર આત્મા જે એકીકરણ કરે છે તેનું જ્ઞાન એ ફળ છે એમ કહેવું પ્રાપ્ત થાય છે. અને એજ હેતુથી ભગવદ્ ગીતામાં પણ अविभक्तं विभक्तेषु —વિભક્તમાં અવિભક્તપણું', નિર નિરાળા પદાર્થોની પાછળ રહેલું એકત્વ જેનાથી સમજાય છે તેનું નામ ખરૂં જ્ઞાન. એવું જ્ઞાનનું લક્ષણ આપેલ છે. (ગીતા ૧૮/૨૦)

જડ-ચૈતન્ય વિષે વિચાર કરનારા લોકો જેનું આચરણ કરે છે અને જેથી બ્રહ્મ-સ્વરૂપની પ્રતીતિ થઇ તત્ક્ષણજ તેમાં તદ્રુપ બની જવાય છે એવા એક સંપ્રદાયનું નામ જ્ઞાનયોગ છે જ્ઞાનનો સાક્ષાત્કાર થતાં બુદ્ધિની નજર કુંઠિત થાય છે. જે પ્રમાણે નદીના કિનારા પર નાવનું લંગર નાંખ્યું એટલે તે હાલતી નથી તે પ્રમાણે જ્યાં બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી, વિચારના પગ પાછા પડે છે, અને તર્કનો નાદ ઉતરી જાય છે તેનેજ જ્ઞાન કહેવામાં આવે છે. શેષ સર્વ પ્રકારનાં પ્રપંચ જ્ઞાનને વિજ્ઞાન કહેવામાં આવે છે.

જે જ્ઞાનને માટે યોગી લોકો સ્વર્ગની આડવાટ ઓળંગીને બ્રહ્મરન્ધ્ર આકાશને ગળી જાય છે, સિદ્ધિની ગરજ રાખતા નથી, રિદ્ધિની સ્પૃહા કરતા નથી અને કઠિન યોગ સાધન આચરે છે; તપરૂપી કિલ્લા ઉલંઘી કોટયવધિ યજ્ઞો ઓવારી નાંખી કર્મ કાંડ રૂપી વલ્લીને ઉખેડી નાંખે છે; પુષ્કળ પ્રકારના ઉપાસના માર્ગ સ્વીકારી કોઇ ખુલ્લાં અંગ સાથેજ ફરે છે; અને કેટલાક સુષુમ્ણાના ગુપ્ત માર્ગમાંજ વિચરે છે. એવું જે જ્ઞાન છે તેની પ્રાપ્તિને માટે

સર્વ રૂષિઓ મનમાં ઉત્કટ ઇચ્છા ધારણ કરીને વેદ રૂપી વૃક્ષના પત્ર પર ચાલે છે. કેટલાક ગુરૂ સેવા પરથી ઓવારી નાંખે છે. જે જ્ઞાનની પ્રાપ્તિ થતાં અજ્ઞાન નષ્ટ થાય છે; અને જીવ તથા આત્માનું ઐક્ય થાય છે, જે જ્ઞાન ઈન્દ્રિયોને વિષયની ઇચ્છા ધરવા દેતું નથી, કર્મોની આકાંક્ષાને છિન્ન ભિન્ન કરી નાંખે છે અને મનની ચિંતાને દૂર કરે છે. જે જ્ઞાનનો લાભ થવાથી દ્વૈતનો અભાવ થાય છે અને અદ્વૈતનો સુકાળ પડે છે; જેના યોગથી ગર્વનાં નામ-નિશાનનો પણ સર્વથા નાશ થઈ જાય છે; જે માયાનો પત્તો લાગવા દેતું નથી અને જેનામાં આપ-પર ભાવ પ્રવેશ પણ પામતો નથી; જે સંસારને સમૂળ ઉખેડી નાંખે છે, સંકલ્પ રૂપી કાદવને ધોઇ નાંખે છે અને સર્વ વ્યાપક પરબ્રહ્મનો મેળાપ કરાવી આપે છે; જેની પ્રાપ્તિ થતાં પ્રાણ પાંગળો બની જાય છે (ઇન્દ્રિયો દ્વારા વિષયોપભોગ મેળવવાની તેની પ્રવૃત્તિ બંધ પડે છે) અને જેની સત્તાથી સર્વ જગતના વ્યાપારો ચાલે છે, અને જેના પ્રકાશથી બુદ્ધિ પ્રૌઢ થઇ જીવ આનંદમય થાય છે; એવું જે જ્ઞાન તે પવિત્રતાનો ભંડાર છે, અને તેની પ્રાપ્તિ થતાં વિષયોથી આવૃત્ત થયેલું મન નિર્મળ બને છે. આત્માને હું જીવ છું એવો જે ક્ષય રોગ લાગુ પડેલો હોય છે તે તેની પ્રાપ્તિથી લય પામે છે. જ્ઞાનનો કેવળ નિશ્ચય આત્મ દર્શન વિના વ્યર્થ છે. જો જ્ઞાનના પ્રકાશથી પરમાત્માની પ્રાપ્તિ ન થાય તો તે બુધ્ધિ બંધની પેઠે નિરર્થક છે. જેની બુદ્ધિ જ્ઞાનના પ્રકાશ સાથે જ્ઞેયને આલિંગન દે છે તે હાથો હાથ પરતત્ત્વની પ્રાપ્તિ કરી લે છે.

જ્ઞાની લોકો તત્ત્વથી આત્માને જાણે છે. તર્કના આશ્રયને તિલાંજલી દઇ અંતિમ એટલે સર્વ શ્રેષ્ઠ આશ્રય આભ્યન્તર જ્ઞાન (Intuition) ની શરણ લેવી જોઇએ આભ્યન્તર-જ્ઞાનની પ્રક્રિયા આંતરિક (આત્માકાર) હોય છે, અને તે દ્વારા સત્યનો પ્રકાશ તત્કાલજ બુધ્ધિ પર પડે છે. આભ્યન્તરિક જ્ઞાનનો અર્થ અન્તર્જ્ઞાન

છે, તે અંદરથી ઉત્પન્ન થાય અથવા સન્નિકર્ષ–જ્ઞાન કે અપરોક્ષાનુભવ છે. યોગ (mysticism) અને ધર્મને માટે આન્તરિક જ્ઞાન અપેક્ષિત છે. ઇસા મસીના શબ્દોમાં " Blessed are the pure in heart for they shall see God " જ્યાં સુધી સુખ–દુઃખનો બોધ છે ત્યાં સુધી જ્ઞાન અજ્ઞાનથી ઢંકાએલ છે, એટલા માટે સત્ અને ચિત્‌નો એકી વખતે અનુભવ થતો નથી. ચિત્ત શુદ્ધિ પછી જ્ઞાનનો ઉદય થાય છે.' કર્મકાંડ ચિત્ત શુદ્ધિ માટે છે; ઉપાસના કાંડ ચિત્ત સ્થિર કરવા માટે છે; જ્ઞાનકાંડ મુક્તિ લાભ માટે છે. બધાં સાધનોનો રાજા કહેવરાવવાનો ગર્વ જ્ઞાનને છે. જ્ઞાના દેવતુ કૈવલ્યમ્ જ્ઞાનની પ્રાપ્તિ માટે મુખ્યતઃ ત્રણ વાતની આવશ્યકતા છેઃ— તેલ બુદ્ધિ, (૨) સાધન ચતુષ્ટય સંપન્નતા; (૩) શબ્દ પર નિષ્ણાત જ્ઞાની ગુરૂનો પ્રસાદ.

સમજવું અને ન સમજવું શું છે ? સમજવાવાળો સમજ્યો નથી અને સમજમાં આવે એવું તત્ત્વજ ;કયાં છે ? જે મૂક બનીને પ્રભુનું દર્શન કરે છે, અને દર્શનમાંજ તલ્લીન થઈ જાય છે તેણે જાણ્યું છે. જાણવું અર્થાત્ ભેદ-ભાવ સમજવો. જ્ઞાનથી એકત્વનું દર્શન કરવાવાળાને શોક થતો નથી; પરન્તુ ભક્તિથી એકત્વનું દર્શન કરવાવાળા મહાત્માને તો ક્ષોભ પણ હોતો નથી. 'ઇશ્વરનું જ્ઞાન બે પ્રકારનું છે. બધું ઇશ્વરથીજ છે એ ગૌણ જ્ઞાન અને ઇશ્વરજ બધું છે એ મુખ્ય જ્ઞાન. વેદ મંત્રોની અંતિમ સિદ્ધિ પરમાત્મપદનું જ્ઞાનજ છે. વિજ્ઞાન અને જ્ઞાન આ વિશ્વમાં ફેલાએલું છે, તે સ્પષ્ટ એમ કહી રહેલ છે કે તેમની પાછળ છુપાએલ એક અનન્ત જ્ઞાન–રાશિ બેઠો છે.

જ્ઞાનનાં ત્રણ અંગ છેઃ—(૧) ઇચ્છાશક્તિ, (૨) પ્રજ્ઞાશક્તિ, એક પ્રજ્ઞાશક્તિ આપણી અંદરજ છે જે 'ભવિષ્યત તરફ દ્રષ્ટિ રાખે છે અને ઉદ્દેશ સ્થિર કરવા આદિ કાર્ય કરે છે, (૩) નીતિ જ્ઞાન–

જે રીતે સત્કર્મની પ્રશંસા કર્યા વગર રહેવાતું નથી તે રીતે બૂરા કર્મોની ઘૃણા કર્યા વગર પણ ચિત્ત માનતું નથી. તેથી એ સિદ્ધ છે કે આપણે સત્ અસત્‌ની વિવેચનાથી રહિત દાયિત્વ–હીન નથી પણ નીતિ જ્ઞાનયુક્ત અને દાયિત્વ વિશિષ્ટ મનુષ્ય છીએ; (૪) શ્રદ્ધા- આત્માની અંદર એક ભાવ શ્રદ્ધા છે. શીરૂમાં મનુષ્યના હૃદયમાં આ ચતુર્વિધ જ્ઞાનનું બીજ વાવેલું હતું તેનાં અનેક પ્રમાણ છે. આત્મજ્ઞાનજ બ્રહ્મજ્ઞાનનુ સોપાન છે. માનવ આત્મા પોતાના જ્ઞાનના ચાર અંગોના આધાર ઉપર પરમાત્માને ચાર પ્રકારે ઉપલબ્ધ કરે છેઃ—(૧) કારણવાદ, (૨) પ્રજ્ઞાવાદ, (૩) નીતિવાદ, (૪) શ્રદ્ધાવાદ– આધ્યાત્મિક ભાવથી ઇશ્વર–પિતૃત્વ ઉપલબ્ધ કરવું એ શ્રદ્ધાવાદ છે.

પશુમાં દ્વૈતનું જ્ઞાન અને મનુષ્યમાં અદ્વૈતનું જ્ઞાન રહે છે. પરરાજ્ય ત્યાગ કરી સ્વરાજ્યમાં પ્રતિષ્ઠિત થવાની ચેષ્ટાનુ વ્યક્ત સ્વરૂપજ માનવ જીવન છે. ધીર જ્ઞાની પુરૂષ વિલક્ષણ રહસ્યને જાણી શકે છે. ( ગીતા ૨/૧૬ ). અન્તર્જ્ઞાન બધાથી પ્રબળ પ્રમાણ છે. મનુષ્યની શ્રેષ્ઠતા જ્ઞાન ઉપર નિર્ભર છે જે કપાળનો વિશેષ ગુણ છે.

आहार निद्रा भय मैथुनञ्च समानमेतत् पशुभिर्नराणाम्
ज्ञानं हितेषामधिको विशेषो ज्ञानेनहीनाः पशुभिः समानाः ॥

જેટલા અંશમાં જ્ઞાનરૂપ બ્રહ્મની સાથે અન્તઃકરણનો સંબંધ થાય છે તેટલા અંશમાં તેના સામાન્ય જ્ઞાનની અભિવ્યક્તિ થાય છે. જ્ઞાનોદય થવાના કારણે નવાં કર્મ થતાં નથી, અને પુરાણાં કૃત–કર્મ ક્રમશઃ સુખ અને દુઃખરૂપ ફળભોગદ્વારા ક્ષીણ થાય છે. જ્ઞાન પૂર્ણતા પ્રાપ્ત થતાં જીવ પરમ–મુક્તિનો અધિકારી થાય છે. કાશી–સ્થાન મહાત્મ્યને કારણ જ્ઞાનનો ઉદય થાય છે, અને ત્યાં મુક્તિ પ્રાપ્ત કરવામાં બાધા આવતી નથી. જ્ઞાનનું તત્વ Energy છે.

अन्तर्ज्योतिर्बहिर्ज्योति प्रत्यग् ज्योतिः परात्परः
ज्योतिर्ज्योतिः स्वयं ज्योति रात्मज्योतिः शिवोऽस्म्यहम् ॥

જ્ઞાનથી જીવસૃષ્ટિનો નાશ થાય છે. ઇશ્વર પ્રાપ્તિનો ઉપાય એક માત્ર જ્ઞાન છે; એ જ્ઞાન ભક્તો સિવાય બીજું કોઇ જાણતું નથી. વિદ્વાન એ જ્ઞાનને ભાગવત કહે છે. આ વિશ્વના આદિમાં જે પ્રકાશ વસ્તુ હતી તે અન્તમાં પણ રહેશે, અને તે મધ્યમાં વર્તમાન છે એ વિવેકનું નામ જ્ઞાન છે. શ્રી ભગવાનને અનન્ય-ભાવથી એક માત્ર ધ્યેય બનાવવાનું પરિણામજ જ્ઞાન-પ્રાપ્તિ છે. નિઃસ્વાર્થ પ્રેમની પરિપક્વતાનું નામજ શુદ્ધ જ્ઞાન છે. ( ગીતા ૧૭/૬-૧૦ ) શ્રી કૃષ્ણ-પ્રાપ્તિની મુખ્ય સાધના કર્મયોગ ( ગીતા ૯/૨૭ ); અભ્યાસયોગ ( ગીતા ૬/૪૭ ) અને જ્ઞાનયોગ ( ગીતા ૭/૧૬ ) છે. પ્રાપ્તિનું લક્ષણ मद्भावायोपपद्यते ( ગીતા ૧૩/૧૮ ). અહંભાવને દેહાદિથી હઠાવીને આત્મામાં લગાવવું એજ જ્ઞાન છે. જેમાં બધું કાંઇ છે, અને જે બધામાં છે તથા જે સર્વકાળ અને સ્થાનમાં એકરૂપ રહે છે તેજ પૂર્ણ છે. બધી જગાએ એકજ, પૂર્ણ વ્યાપ્ત છે એવું જ્ઞાન ब्रह्मज्ञान છે; એ સર્વવ્યાપક પૂર્ણ હુંજ છું એવું જ્ઞાન आत्मज्ञान છે; એકત્વ જ્ઞાનની વિસ્મૃતિને અજ્ઞાન, માયા, અવિદ્યા આદિ કહે છે. જ્ઞાનનો પંથ કૃપાણની ધાર છે; ભક્તિ-માર્ગમાં એવો ભય છે કે હરેક ધૂર્તને 'વેષ-ભગવાન' સમજી પોતાના બન્ને લોક ચોપટ થાય છે, તેટલા માટે શ્રીકૃષ્ણ ભગવાને કર્મયોગ પર જોર દીધેલ છે.

ભવસાગરને પાર કરવા માટે જ્ઞાનજ નૌકારૂપ છે ( ગીતા ૪/૩૬ ). હૃદયમાં પવિત્રતાનો વાસ થઇજ જાય ( ગીતા ૪/૩૮ ) અને પરમ શાન્તિ સ્થાપિત થઇજ જાય છે ( ગીતા ૪/૩૯ ). જે ભગવાનનો ભક્ત છે તેજ જ્ઞાની ( ગીતા ૭/૧૭ ). જ્ઞાનના ચાર સ્રોત હોય છે. સ્વાભાવિક જ્ઞાન-પશુપક્ષીને, તર્કજ્ઞાન-મનુષ્યને,

અન્તર્જ્ઞાન-super-mind અને બ્રહ્મજ્ઞાન. જ્ઞાનના સાત ક્ષેત્ર છેઃ- પ્રભાવ, પ્રત્યક્ષ, અન્તર્દ્રષ્ટિ, અન્તર્જ્ઞાન, તપ, દિવ્યજ્ઞાન અને પરમાનન્દ અવસ્થા. જે દેખવામાં આવે છે તે મિથ્યા છે-કાલ્પનિક છે. જ્ઞાનચક્ષુ ધારણા, ધ્યાન, સમાધિ વગર ખુલતી નથી. જ્ઞાન-સાધન સ્વતંત્ર છે, અને તેની ગતિ શુકગતિ છે. નિત્ય-પ્રવૃત્તિ નિવૃત્તિ ધર્મની વાતો યથાર્થ ઉપાસના છે. જ્ઞાનનો ઉન્મેષ થવા પરજ તેનો આરંભ થાય છે, અને તેની સમાપ્તિ થતાંની સાથેજ જ્ઞાનની પૂર્ણતા સિદ્ધ થાય છે. આત્મજ્ઞાન બ્રહ્મજ્ઞાન છે, અને બ્રહ્મજ્ઞાન આત્મજ્ઞાન છે. સ્વરૂપમાં જાગવાનું નામ જ્ઞાન છે તેની સાત ભૂમિકા છેઃ—

| | |
|---|---|
| જાગૃત અવસ્થામાં | ૧-શુભેચ્છા-વૈરાગ્ય-પૂર્વક સત્સંગ, સત્શાસ્ત્રાભ્યાસ.<br>૨-વિચારણા-સત્ય ગ્રહણ અને અસત્ય ત્યાગે<br>૩-તનુમાનસી-તત્ત્વનો અભ્યાસ અને વિષયોથી વૈરાગ્ય |
| તત્ત્વજ્ઞાની અવસ્થા | ૪-સત્ત્વાપત્તિ-સત્ય આત્મામાં સ્થિર રહેવું. |
| જીવન મુક્ત અવસ્થા | ૫-અસંશક્તિ-શુદ્ધ વિભૂતિમાં અસંશકત.<br>૬-પદાર્થાભાવની—દશ્યનું વિસ્મરણ—પદાર્થોને તુચ્છ માનવા. |
| વિદેહ મુક્ત | ૭—તુરીયા—છઃ ભૂમિકાઓની એકતા—જીવન મુક્ત અવસ્થા. |

મર્યાદા યુક્ત જ્ઞાનની પ્રાપ્તિ માટે રામાયણ છે. અપાર કર્મ જાળને બાળવાનું સાધન જ્ઞાનાગ્નિ છે જે ભગવાનની અનન્ય શરણાગતિથી પ્રજ્વલિત થાય છે. જ્ઞાનનો અર્થ ઇશ્વરની સત્તા અને મહત્તા ઉપર પૂર્ણ વિશ્વાસ હોવો એ છે. જ્ઞાન નિષ્કામ કર્મ અને ઇશ્વરની ભક્તિથી થાય છે. આચરણ વગર બ્રહ્મજ્ઞાનની વાતો વ્યર્થ છે. જે મનુષ્ય એષણા ત્રણના પૂર્ણ ત્યાગ રૂપ અન્તઃકરણની વૃત્તિથી વિશિષ્ટ છે તેજ જ્ઞાનનો અધિકારી છે. જેને દેહ બુદ્ધિ છૂટતી નથી તેને કલ્પના અન્ત સુધી જ્ઞાનની પ્રાપ્તિ દુર્લભ છે.

ભેદમય સંસારમાં અભેદ દેખવું એજ આત્મબુદ્ધિ-શુદ્ધ જ્ઞાન છે. અદ્વૈત બ્રહ્મમાં દ્વૈત મન નથી, પરન્તુ તે અભય, વિજ્ઞાન, આનન્દ રૂપ તથા સર્વ ભેદોથી રહિત છે સમાધિ નિષ્ઠની સમાધિ જ્ઞાનથી થાય છે. દેહ ગાડી છે, બુદ્ધિ બૂઢા બળદો છે, અહંકાર ગાડીવાન છે તે મિથ્યા છે; પરન્તુ ગાડીનો માલિક આત્મા છે તે સત્ય છે.

પ્રતીતિ અથવા જ્ઞાનની બે કોટિ છે:—
(૧) પૂર્ણ (સકલ) વિશ્વનું સકલ જ્ઞાન;
(૨) ત્રિવિધ જગતનું પરિચ્છિન્ન જ્ઞાન.

આ બન્ને કોટિયોની વચ્ચે જ્ઞાનની માધ્યમિક અવસ્થાઓ પણ છે, જેના દ્વારા એક શુદ્ધ-ચૈતન્ય અથવા આત્મા જડ પ્રકૃતિમાં આબદ્ધ થાય છે. આને સમજવાને માટે સ્થૂળ-વિશ્વ, સૂક્ષ્મ-સંસ્કાર યા વાસના અને બીજ સ્વરૂપ સ્પન્દન તેનાથી પાર થઇ ચિત્સ્વરૂપનું અથવા ચિન્માચિનું અનુસંધાન કરવું પડે છે. આજકાલ મનુષ્ય સર્વત્ર આ જડ જગત્ અને માનવ-પ્રકૃતિનું તેને જે જ્ઞાન છે તે અનુસાર વસ્તુ-તત્ત્વને અભિવ્યક્ત કરવાનો પ્રયાસ કરે છે.

" To know God is to correspond with God and to correspond with the Eternal Environment "

ચિત્ત શુદ્ધિ વગર જ્ઞાન નથી અને વેદોક્ત કર્મ યા યજ્ઞ વગર ચિત્ત શુદ્ધિ નથી. શાસ્ત્ર જ્ઞાન જ્યારે ભક્તિ ભાવ (મધુર-લલિતા ભાવ) સાથે મળે છે ત્યારે તે પણ વિદ્યા શક્તિનું સહાયક થાય છે. જ્ઞાનની સફળતા કર્મ અને ઉપાસના છે. બ્રહ્મ કાંઇ કરતું નથી, શક્તિજ બધું કરે છે-એવું જ્ઞાનજ સમ્યક્ જ્ઞાન છે. બ્રહ્માકાર વૃત્તિ અને બ્રહ્મભાવમાં કાંઇ ફેર નથી.

"કરમન બ્રહ્માકાર, એક ભામે શિવ-શકતી."

સાત્વિક જ્ઞાનનાં લક્ષણુ ગીતામાં (અ. ૧૮/૨૦) જણાવેલ છે. જ્ઞાન અને વિશ્વાસ બન્ને (સુવર્ણ અને સુગંધ) નો સંયોગ થયો પ્રભુદર્શન પામવાને માટે બહુજ જરૂરનું છે. જે જ્ઞાન આચરણમાં મુકાતું નથી તે પ્રાણુ વગરના શરીર જેવું છે. (૧) કયામત (પ્રલય) નું જ્ઞાન એક પ્રભુનેજ છે; (૨) વરસાદ કયારે વરસશે તે પણુ તેજ જાણે છે; (૩) જરાયુ કોપમાં (ગર્ભ સ્થળમાં) કયી જાતનું બાળક છે તે પણુ તેજ જાણે છે; (૪) કાલે શું બનશે તે કોઇપણુ જાણતું નથી, માત્ર તે પ્રભુજ જાણે છે; (૫) કોનું કયે સ્થળે મૃત્યુ થશે તે પણુ કેવળ પ્રભુજ જાણે છે. જે ષટ-સંપત્તિ ચતુષ્ટ સાધન સંપન્ન મુમુક્ષુ છે તેજ અધ્યાત્મ જ્ઞાનનો અધિકારી છે.

સત્યનું જ્ઞાન થવાથી સારી રીતે નિશ્ચિત થઈ જાય છે કે વસ્તુતઃ આત્માથી અતિરિક્ત કોઇ પદાર્થ નથી. મન પણુ અસત્ છે. તત્વાતીત ચૈતન્યજ જ્ઞાન છે. જ્ઞાન યોગાભ્યાસ વગર પ્રાપ્ત થતું નથી. બહારની તરફ મુખ કરેલ મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોને બહારના વિષયોથી નિવૃત્ત કરી અન્તર્મુખ રાખી પરમાત્મામાં મળવાનું નામજ વાસ્તવિક જ્ઞાન છે.

योगहीनं कथं ज्ञानं मोक्षदं भगवतीश्वरि
सर्व चिन्ता परित्यागो निश्चिन्तो योग उच्यते ॥

ઘટની સાથે મનનો યોગ થયો તો ઘટજ્ઞાનની ઉત્પત્તિ થાય-ઘટની નહીં! જ્યારે પટની સાથે યોગ થાય ત્યારે પટ-જ્ઞાનની ઉત્પત્તિ થાય-પટની નહીં! બાહ્ય જગત્ અને તેના ઘટપટાદિ પદાર્થ સ્વપ્રતિષ્ઠ-સ્વતન્ત્ર છે. અદ્વૈત જ્ઞાન વગર મુક્તિ થતી નથી. ધ્યાન-યોગથી આત્મા જાણી શકાય છે. દેહબુદ્ધિના સૂક્ષ્મ-સંસ્કારમાં अहं ब्रह्म એ પ્રમાણેની સ્ફુર્તિ થાય છે. હું દેહ છઉં એવી અન્યા સ્ફુર્તિ અને હું બ્રહ્મ છઉં એવી યથાર્થ સ્ફુર્તિ એ બન્નેની કેવળ જ્ઞાન ચૈતન્યમા નિવૃત્તિ થઇ જાય છે; કેવળ-જ્ઞાન ચૈતન્ય પોતામાં

પોતાપણાથી રહેલું હોય છે. જ્ઞાનનાં બે રૂપઃ—(૧) સ્થૂળ, (૨) સૂક્ષ્મ. આધિદૈવિક અને આધિભૌતિક રૂપ દેખવાને માટે સમાધિની આવશ્યકતા છે.

" What is Knowledge-જ્ઞાન ?
प्रज्ञानं ब्रह्म ( મહાવાક્ય )

Brahman is Knowledge. That stage which is our goal-where we find everything in us; or ourselves in every otherthing We realise the nothingness of everything else and there is nothing but Bliss-Peace-and Shanti. શાંતિ in all three states-creation, preservation and destruction ( સૃષ્ટિ, સ્થિતિ અને સંહાર ). Only healthy thoughts can grant knowledge. Only healthy brain can vibrate healthy thoughts and only healthy body can have healthy brains.

When the body is lost where can brains come in, and in the absence of the brains where can knowledge ( જ્ઞાન ) come in ?

( Kalpak Vol. 33 p. 290 )

" તર્કના પ્રદેશમાં અધ્યાત્મને ખેંચી લાવવાનું કામ મ્હોટામાં મ્હોટા દેવ માટે પણ અશક્ય છે." ( મૃત્યુના મ્હોંમાં )

" કહે મનસુર મસ્તાના, હક મૈંને દીલ મેં પહેચાના
વોહી મસ્તોકા પયખાના ઉસીકે બીચ આતાજા."

( મહાત્માઓની મસ્તી).

" હું કોણ ? હું અનંતનો અંશ એ ત્રણ શબ્દોમાંજ સર્વ ગૂઢત્વ સમાએલું છે." (કાઉન્ટ ટોલસ્ટોય).

"બ્રહ્મતેજ જ્ઞાન ઉપર આધાર રાખી રહેલ છે."
(અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન)

"મહાન પુરૂષો પોતાની અસાધારણ પ્રતિભાના બળથી આ વિશ્વરૂપી મહાગ્રંથમાંથી પોતાને ઉપયોગી થઇ પડે એવું જ્ઞાન સ્વતંત્રપણેજ મેળવી લે છે." (સમ્રાટ અકબર).

"મનુષ્યકા જો ધર્મ હૈ ઉસકા હ્રદયસે પાલન કરના તથા આધ્યાત્મિક વસ્તુઓમેં શ્રદ્ધા રખના હી જ્ઞાન હૈ જબ તુમ ઈસ જીવન કે રહસ્ય કો નહીં સમઝ શકે તો તુમ મૃત્યુ કે રહસ્યકો કૈસે સમઝ શકતે હો? (મહાત્મા કનફ્યુશસ. આદર્શ ચ. સં)

"જ્ઞાન તે અમારા ભોજનની સામગ્રી, તમારી દયા તે ભંડાર ઘટઘટમાં શબ્દ દ્વારા આહવાન કરો છો. તમને હ્રદયમાં પામવા જોઇએ." (જપજી–નાનકકૃત)

"જ્ઞાનનો અંત નથી, ભક્તિના સંબંધમાં કે બ્રહ્મ દર્શનના સંબંધમાં શિક્ષાનો અંત નથી."
(જીવન વેદ–કેશવચંદ્રસેન).

"શુદ્ધાન્તઃકરણ પુરૂષની પરિશુદ્ધ આત્મામાં સ્થિતિનું નામ જ્ઞાન યોગ છે." (શ્રી રામાનુજાચાર્ય).

"જ્ઞાન યોગ અને ધ્યાન યોગ ભગવત્પ્રાપ્તિનું અસાધારણ સાધન છે." (પં. અમોલકરામજી ગીતા તત્ત્વાંકપા ૫૨)

"ગીતાનું મુખ્ય તાત્પર્ય જ્ઞાનમાં છે. કર્મ યા ભક્તિમાં નથી. જ્ઞાન અજ્ઞાનનો વિરોધી છે, પ્રવૃત્તિનો નહી."
(સ્વા. ઉડીયાજી ગી. ત. ૫૪)

"સાંખ્યનો અર્થ જ્ઞાન છે. सम्यक् ख्यायते ज्ञायते परमात्माऽनेनेति सांख्यं तत्त्व ज्ञानम्." (ગીતા તત્ત્વાંક પાનું ૮૮૯).

## (૨) જ્ઞાન સ્થાન—ભૂમિકા

જ્યાં જ્ઞાન જ્ઞેય રહિત થાય છે, ચૈતન્ય નિર્હેતુક થાય છે, અને આત્મા સ્વયં દીપ્તિથી ઝળકવા માડે છે તેને ચિદાકાશ કિંવા જ્ઞાન સ્થાન કહેવામાં આવે છે. કુંડલિની જાગૃત થઇને જ્યારે સુષુમ્ણામાં પ્રવેશ કરે છે ત્યારે સર્વ જ્ઞાન ચિદાકાશમાં રહેલું હોય છે, અને તે જે વેળાએ મસ્તિષ્કમાં રહેલા પોતાના અંતિમ સુખ પર્યંત જઇ પહોંચે છે તે વેળાએ નિર્વિષય જ્ઞાન ચિદાકાશમાં હોય છે જ્ઞાનતંતુ દ્વારા સર્વ શારીરિક જ્ઞાન અને ગતિ આપનારી પૃષ્ઠ રજ્જુમાંના જ્ઞાનતંતુની જે દોરીઓ તેજ યોગીની ઇડા અને પિંગળા છે. છુપાવી રાખ્યા પ્રમાણે સમસ્ત જ્ઞાન જે ચક્રમાં રહેલું હોય છે તેનેજ મૂળાધાર, જ્ઞાનકંદ કિંવા મૂળ સ્થાન કહેવામાં આવે છે. મનો વ્યાપારના બે પ્રકાર—એક તો જાણવું એટલે જ્ઞાન એટલે કે અહં અથવા હું એ ભાવનાને વળગી થનારો વ્યાપાર અને અજ્ઞાન-અજાણપણું એટલે અહંભાવના વ્યતિરિક્ત-તેનીજ સત્તા નીચે થનારો જે વ્યાપાર તે. જ્ઞાન તે ઇન્દ્રિય જ્ઞાનથી પર છે, અને તે જ્યારે જ્યારે મનુષ્યના પૂર્વજ્ઞાન અને બુદ્ધિ વિચારથી વિરૂધ્ધ નથી હોતું ત્યારે તેજ જ્ઞાન પ્રમાણ રૂપ થઇ પડે છે. અજ્ઞાન તે સર્વથા અધમ સ્થિતિ છે. જ્ઞાન કોઈ એક પ્રકારના મિશ્રણથી ઉત્પન્ન થાય છે પણ તે ખરૂં નથી. જ્ઞાન મનુષ્ય માત્રમાં બીજરૂપે રહેલું હોય છે, પરંતુ તેની આસપાસના અનંત જ્ઞાનનો પણ વિચાર કરવો પડે છે. જ્ઞાનની મર્યાદાજ નથી, અને તે અમર્યાદ જ્ઞાનનેજ યોગીઓ ઇશ્વરના નામથી ઓળખે છે. જ્ઞાન અનાદિકાળથી અસ્તિત્વ ધરાવે છે, અને તેના અસ્તિત્વનો સંબંધ ઇશ્વર સાથે જોડાએલો છે. જ્ઞાનનો છેલ્લો સરવાળો તો સર્વદા તેનો તેજ છે; કેવળ વિશેષતા એટલીજ કે કોઇવાર તે વિશેષ વ્યક્ત હોય છે, અને

કોઇવાર ન્યૂન વ્યકત હોય છે. તેને મેળવવાનું સાધન કેવળ અંતરમાંજ છે અને કેવળ અંતરમાથીજ તે પ્રાપ્ત થઈ શકે છે. જ્ઞાન પછીની અવસ્થા સમાધિ છે.

જ્ઞાનભૂમિકા આઠ છેઃ—

૧ ચિત્=બિન્દુની અવસ્થામાં સ્થિત ચેતના.
૨ ચિતિ=વ્યાપિની.
૩ ચિત્ત=આન્તરિક અને બાહ્ય ક્રિયા શીલતા.
૪ ચૈતન્ય=બહારથી મોઢું ફેરવી અંદર જાવાવાળો બોધ.
૫ ચેતના=બોધની ધારણા
૬ ઇન્દ્રિય કર્મ=ઇન્દ્રિય વ્યાપાર દ્વારા જે અનુભવ થાય છે તે.
૭ દેહ=શરીર
૮ કલા=ચન્દ્ર, સૂર્ય, અગ્નિની આડત્રીસ કલાઓ આદિ જે શરીરની સૂક્ષ્મ ક્રિયાશીલ શકિતઓ છે.

ચિત્

આત્મા અખંડ જ્ઞાન સ્વરૂપ છે જેનું વેદાન્તની પરિભાષાનું નામ ચિત છે. આત્માનું સ્વરૂપભૂત લક્ષણ મુકતતા છે–બન્ધન નથી. મૃત્યુ પછી સૂક્ષ્મ-દેહનાં બુદ્ધિ તત્ત્વ કે જેમાં બધા સંસ્કારો તથા સ્મૃતિઓનો અહો રહે છે તે સાથે ચૈતન્યતા અથવા ચિચ્છકિત બીજા સ્થૂળ દેહમાં ચાલી જાય છે, એથી એમ સિદ્ધ થાય છે કે સ્થૂળ દેહના નાશ સમયે ચિતનો નાશ થતો નથી. આ ચિત્ મનુષ્ય, પશુ તથા વૃક્ષ પ્રત્યેક જીવધારીમાં સ્થિત છે. ચિતમાં જડનો કાંઇક ગુણ અને જડમાં ચિતનો કાંઇક ગુણ અનિવાર્ય છે. બાહ્ય દ્રવ્ય સત્તામાં અવશ્ય ચૈતન્યતા પણ છે. ચિત્ત માંથી ઉપાધિ રૂપ ત કારને કાઢતાં ચિત્ત થાય તે ચિતસ્વરૂપ શિવમાં લય થવાનું છે. ચિત (જ્ઞાન) ચૈતન્યથી ભિન્ન નથી. ચિત્ (ઇશ્વર ચૈતન્યથી) ચિત્ત (જીવ-ચૈતન્ય) ભિન્ન નથી. ચિત્ (જ્ઞાન)નું વિશ્વચર રૂપ જ્યોતિ

છે; તેના ત્રણ ભેદ છે:—નામ, રૂપ અને કર્મ.—તેનાથી બધા પદાર્થોનો પ્રકાશ (જ્ઞાન) થાય છે.

## ચિતિ

પુંસ્ત્વ દ્રષ્ટિથી ચિત્ત અને સ્ત્રીત્વ દ્રષ્ટિથી ચિતિ કહે છે. ઈચ્છા શકિતને શ્રુતિમાં एकोऽहं बहुस्याम् કહેલ છે. ઇચ્છા શકિત દ્વારા માયા બળ પર કામ, તપ અને શ્રમ નામના ત્રણ બળ બીજા ઉત્પન્ન થાય છે. બળપર બળનો સંસર્ગ તેનું નામ સૃષ્ટિ છે. બળપર બળની ચિતિ (ચિનાઇ) નો આરંભ થાય છે. ચિતિ દ્વારા નિષ્કલ અવ્યય પુરૂષમાં પાંચ કળાઓ પ્રકટ થઇ જાય છે. ઇચ્છા શકિત ઉત્પન્ન થતાંજ તેનું નામ मन थाय છે. ચિતિના કારણથી આ મનને चित्पुरुष या चिदात्मा પણ કહે છે. ચિતિ બે પ્રકારની છે. અન્તશ્ચિતિ અને બહિશ્ચિતિ-બન્નેની પાંચ કળા છે. અન્તશ્ચિતિની જ્ઞાન અને વિજ્ઞાન એવી બે કલા છે, અને બહિશ્ચિતિની મન, પ્રાણ, વાક, શુદ્ધ ચેતન અને શુદ્ધ ચિતિ એકજ તત્ત્વના બે નામ છે જે તત્ત્વ મન, વાણિ આદિ ઇન્દ્રિયોથી અગોચર છે તે ચિતિ—શકિત છે.

## ચૈતન્ય

ચૈતન્યની છ શકિત છે. જ્ઞાન, ઈચ્છા, ક્રિયા, માત્રિકા, કુણ્ડલિની અને પરા. આ તુરીય ચૈતન્ય-શકિત શિવનું દિવ્ય શરીર છે. આ શકિતનો આધાર બતાવ્યા વગર ઇશ્વરનો કોઇ અવતાર થઈ શકતો નથી ललाटे सिद्ध दर्शनम् પરન્તુ શ્રી કૃષ્ણનો વાસ હ્રદયમાં છે. हृद्देशेऽर्जुन तिष्ठति

## ચિત્ત

ચિત્તનો સ્વભાવ ત્રણ પ્રકારનો મનાય છે. પ્રખ્યા, પ્રવૃત્તિ અને સ્થિતિ—

પ્રખ્યા=દીઠેલા અથવા સાંભળેલા પદાર્થોનો મનમાં વિચાર કરતા રહેવું.
પ્રવૃત્તિ=તે વિષયો સાથે સંબંધ કરવો.
સ્થિતિ=વિષયોમાં સ્થિત થાવું.
ચિત્તની પાંચ અવસ્થા છેઃ—
ક્ષિપ્ત=તમામ મનોરથોમાં ચિત્ત ડામાડોળ-રજોગુણ.
વિક્ષિપ્ત=રજોગુણ પ્રધાન-વચમાં વચમાં સત્વગુણ.
મૂઢ=તમોગુણ પૂર્ણ પ્રધાન.
એકાગ્ર=રજો-તમો ગુણ લય-સત્વગુણ.
નિરૂધ્ધ=કેવળ ઈશ્વરમાં તલ્લીન.
ચિત્તની પાંચ વૃત્તિયો છેઃ—
પ્રમાણ=પ્રત્યક્ષ, અનુમાન, આગમ.
વિપર્યય=વિપરીત યા મિથ્યા જ્ઞાન.
વિકલ્પ=આધારશબ્દ જ્ઞાન-વંધ્યા પુત્ર.
નિદ્રા=અભાવ જ્ઞાનપર અવલંબિત છે.
સ્મૃતિ=વાર વાર અંદર અંદરજ જાહેર કાર્ય કરવું.

अभ्यास वैराग्याभ्यां तन्निरोधः

ચિત્ત રૂપી નદીના બે પ્રવાહ છેઃ—

૧ કૈવલ્યના શિખરથી નીકળીને વિવેક ભૂમિમાં વહે છે અને કલ્યાણ સાગરમાં જઇ મળે છે.

૨ સંસાર રૂપ પર્વતથી નીકળીને વિષયોની ભૂમિ પર વહેતાં વહેતાં પાપ સાગરમાં પડે છે.

મુમુક્ષુ પુરૂષ ચિત્તના આ બન્ને પ્રવાહોને ક્ષણ ક્ષણ પર જોતા રહે છે પાપની તરફના પ્રવાહને રોકવાને વૈરાગ્યના બંધની જરૂર છે; ઇશ્વર પ્રણિધાના દ્વા થી અભ્યાસ રૂપી નહેરની જરૂર છે.

ચેતના—

પાર્થિવવાદનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે ચેતનતા શરીરના પરમાણુઓના સંગઠનનું વિશેષ પરિણામ છે. હીપ્નોટીઝમથી સિદ્ધ છે કે ચેતનતા શરીરથી સ્વતન્ત્ર અને ઉત્કૃષ્ટ છે. દ્રવ્ય સિવાય ચૈતન્યતા (awareness) અથવા ચિત્ (consciousness) કહે છે. પ્રત્યેક જીવિત શરીરમાં જન્મથી મૃત્યુ પર્યન્ત આ ચેતનતા બની રહે છે. શરીરના મૃત્યુદ્વારા નાશ થવા પર પણ આ ચેતન-સત્તા બની રહે છે. કોઇપણ એક સર્વ વિશિષ્ટ ચેતનની અપેક્ષા રહેજ છે. જગતની ઉત્પત્તિ સ્થિતિ અને નાશના પ્રત્યેક કાર્યમાં કોઇ સર્વજ્ઞ શકિતનો હાથ અવશ્ય છે, ચેતન-સત્તાની સ્થિતિના પ્રકારમાં-(૧) અભિમાનીના રૂપમાં શરીર, અને (૨) આધેયના રૂપમાં પૃથ્વી છે; આધેય ભોગને માટે હોય છે; પરંતુ ઇશ્વર સર્વમય છે તેથી તે નિરાધાર છે. શરીર વિશિષ્ટ ચેતન-સત્તાને પ્રત્યક્ષ કરે છે. આત્મા કદી પ્રત્યક્ષ થતો નથી. સમસ્ત વિશ્વ ઇશ્વરનુ શરીર છે, અને શરીર વિશિષ્ટ ઇશ્વર પ્રતિક્ષણ પ્રત્યક્ષ થઇ રહે છે. જેને આપણે આત્મા યા જીવ કહીએ છીએ તે સત્તા છે; પરિણામ નહીં તેથી તે અનાદિ, અનન્ત અને નિત્ય છે. જ્ઞાતા અને જ્ઞેયના બે વિભિન્ન સ્વરૂપોમાં કેવળ એકજ તત્ત્વ જ્ઞાન અથવા ચેતના છે. વિશ્વ માત્ર ચિન્મય છે—ચિતિમય છે. ચિતિનું પ્રકટ સ્વરૂ ચૈતન્ય છે. ચેતનની પણ ત્રણ શ્રેણીયો છે-(૧) શુદ્ધ બ્રહ્મ, (૨) માયા સબળ બ્રહ્મ (૩) જીવ.

ઇશ્વરીય સત્તા ચેતન છે; જ્ઞાન, શકિત અને દ્રવ્ય એ ત્રણ વિવિધ રૂપોમાં આ વિશ્વ રૂપમાં વિદ્યમાન છે. જડ-ચેતન ભાવ ઇશ્વરીય સત્તાજ છે. કેવળ બ્રહ્મજ ચૈતન્ય વસ્તુ છે. મન, બુદ્ધિ, ઇન્દ્રિયો અને અન્ય સમસ્ત વસ્તુઓ જડ છે. પ્રસ્પન્દન કાર્યથી જે અભિવ્યકત થાય છે તેને શાસ્ત્રમાં સંવિત્ અથવા ચૈતન્યના

નામથી વર્ણવેલ છે, તેનું બીજું નામ ચિત્કલા છે. અગ્નિના સંપર્કથી ઘી જે પ્રકારે ગળીને ધારા રૂપમાં વહે છે તે પ્રકારે પ્રકાશાત્મક શિવના સંપર્કથી વિમર્શ રૂપા પરા-શક્તિ દ્રુત થાય છે, તથા તેથી એક પરમાનન્દમય અમૃતની ધારા એક પ્રકારથી ઉપયુક્ત ચિત્કલા અને બીજા પ્રકારથી બ્રહ્માનન્દનું સ્વરૂપ છે. જ્યાં બાહ્ય પ્રપંચ (phenomenon) છે ત્યાં પ્રત્યક્ ચૈતન્ય પણ છે. સમાધિનો આશ્રય લીધા વગર પ્રત્યક ચૈતન્યનો સાક્ષાત્કાર થતો નથી. નિર્નિમેષ નેત્રોથીજ ચિત્તનો નિરોધ થાય છે. એવી દશા શ્રદ્ધા અને વિશ્વાસના યોગથી ઉત્પન્ન કરી શકાય છે. અગ્નિ-શિખાઓમાં પરિચ્છિન્ન અવિચ્યત્રી ચેતના-શક્તિ છે.

ઇન્દ્રિયકર્મ

મનનો ખેલ (બ્રહ્મનો ચિદ્વિલાસ) જ છે. અવ્યય પુરૂષમાં અક્ષરને ક્ષર પ્રપચનો સંગ હોતો નથી. काम क्रोध मोह स्मृति भ्रंश बुद्धिनाश सर्वनाश कारणत्वात् દુઃસંગ, કામ, ક્રોધ, મોહ, સ્મૃતિભ્રંશ, બુધ્ધિ નાશ અને સર્વ નાશનું કારણ છે. સર્વ નાશના કારણભૂત વિષયોનું ચિન્તન થવાથી વિષય અને વિષયી પુરૂષોનો સંગજ પ્રધાન છે તેજ દુઃસંગ છે; તેટલા માટે તેનો સર્વથા ત્યાગ કરવો જોઈએ. तरङ्गायिता अपी मे सङ्गात्समुद्रायन्ति. એ (કામ ક્રોધાદિ) પહેલાં તરંગની માફક (ક્ષુદ્ર આકારમાં) આવીને પણ (દુઃસંગથી વિશાળ) સમુદ્રનો આકાર ગ્રહણ કરી લીએ છે. માણસના સહવાસની લાલચથી લોભાઈ પ્રભુનો સહવાસ કરવાનું ચૂકવાનું નથી.

રાજા અને મોટા માણસોના સંસર્ગથી દૂરજ રહેવું જોઈએ. કારણ કે એમનો મનોભાવ બાળકોના જેવો અસ્થિર અને તેમનો પ્રતાપ વિફરેલા વાઘના જેવો જોરાવર અને નુકશાનકારક હોય છે. નીચેની પાચ બાબતો હમેશાં આપણી સંગમાંજ રહે છે.

(૧) પરમેશ્વર—સાથે મેળાપ સાચવવો અને તે કહે તે મુજબ વર્તવું.

(૨) દુનિયાઇ જીવન—થી વિરૂદ્ધ ચાલવું.

(૩) પાપ વાસના અથવા શયતાન—ની સાથે શત્રુતા કરવી.

(૪) ઘરસંસાર—સંબંધમાં ધીરજ રાખવી

(૫) જનસમાજ—પ્રત્યે દયાળુ આચરણ રાખવું અતિ સહનશીલતા રાખી શકાય તોજ મૂર્ખ લોકોનો સંગ રાખવો જોઇએ.

જ્ઞાન સ્વરૂપ આત્મદેવ પ્રભુ છે અને પ્રકૃતિ દેવી તેની કર્મ શકિત છે. કર્મ શકિત તેની અનન્ત ઘટના શકિતમા સદા રહે છે, અને તેનાથી ભાવનાઓ અથવા વાસ્તવિક ભાવ યા વિજ્ઞાનની સદ્રૂપ પ્રકટ થાય છે.

દેહ—

જ્યારે જીવ ગર્ભમાં રહે છે ત્યારે અહર્નિશ પ્રભુની પ્રાર્થના કરે છે કે "નાથ! મને ઉગારો, હું સતત આપનુ નામ સ્મરણ કરીશ." જ્યારે વિષય પોત પોતાની નિકટ આભ્યન્તર રૂપમાં વિલીન રહે છે ત્યારે ઇન્દ્રિય અથવા શબ્દ-સ્પર્શાદિ પંચ તન્માત્રા, મન તથા પુરૂષ આ સત્તર તત્ત્વોનું લિંગ-શરીર બને છે—

क—પૃથ્વી, ख જળ, ग તેજ, घ વાયુ ङ આકાશ.

च—ગન્ધ, छ રસ, ज રૂપ, झ સ્પર્શ, ञ શબ્દ.

ट—ઘ્રાણ, ठ ઉપસ્થ, ड હાથ, ढ પગ, ण વાક્

त—નાથ, थ જીભ્હા, द આંખ, ध ત્વક્, न કાન.

प—પ્રકૃતિ, फ અહંકાર, ब બુદ્ધિ, भ મન, म પુરૂષ.

અન્તઃકરણમા એક ભંડાર છે, તે ભંડારમાં એક રત્ન છે, અને એ રત્નનું નામ પ્રભુ પ્રેમ છે. એ રત્ન જે મેળવી શકે છે

તેજ રૂપિ (બ્રહ્મવેત્તા) થઈ શકે છે. બાહ્ય જળથી ક્યાં સુધી ન્હાયા કરવું? અન્તઃકરણને ધોવાની મહેનત કરવાથી ઉદ્ધાર થાય છે.

અસલી ચીજ તો હૃદય છે હૃદય દીધું તો બધું દીધું. યથાર્થ જ્ઞાન સ્થિર અને નિર્મળ હૃદયમાંજ સમાઇ શકે છે. હૃદયની નિર્મળતાને માટે નિષ્કામ-કર્મ અને સ્થિરતાને માટે ઉપાસનાની આવશ્યકતા છે જેની ઉપાસના થાય તેવોજ ઉપાસક થાય છે. મનુષ્યનું હૃદય સૂર્યનો સૂર્ય છે. તે સર્વ શક્તિમાન પ્રભુનું મંદિર છે. હૃદયની અવસ્થા વિશેષનું નામ જગદીશપુરી છે. હૃદય તો કામ-ક્રોધાદિ ચોરોનું સ્થાન રાખ્યું છે. ભકતોનું હૃદય તો સ્મશાન-વેરાન-અને ઉજડ થઇ જાય છે, એ સ્થાનમાં જ્ઞાન થાય છે ત્યાં અહંકાર અથવા માયા અને કર્મ બાળીને રાખ કરવામાં આવે છે. ભગવાનનું હૃદય દુષ્ટોને માટે વજ્રથી પણ કઠોર, અને ભકતોને માટે ફૂલોથી પણ કોમળ છે. મનુષ્યના હૃદયનો પરિચય વિશુદ્ધ સાહિત્યથી મળે છે. તે સ્વપ્નમય કલ્પનામય છે- dreaming and-immagining—એ જીવનનો પ્રથમ સ્તર છે. તે વૃન્દાવન છે. હૃદયને પ્રભુના ચરણોમાં ચઢાવતી વખત સર્વથા શૂન્ય, સર્વથા નિરાવરણ રહેવાની આવશ્યકતા છે. હૃદય જ્યારે હરિના ચરણો પર ચઢાવવામાં આવે છે ત્યારે સંસારની કોઇ પણ ચર્ચા ગમતી નથી. હૃદય ક્ષીરસાગર છે, જેમાં શેષનાગની સેજ પર ભગવાન (ચેતન-તત્ત્વ) સૂતેલા છે. જ્યાં સુધી ભગવાન સૂતા છે ત્યાં સુધી વિષય-વાસના રૂપ સહસ્ર-જીહ્વાઓ ફુત્કાર કરતી ત્રસ્ત કર્યા કરે છે; પરન્તુ જેવું ઉત્થાન થાય છે કે શેષનાગ (આધિ ભૌતિકતા) ની આ સહસ્ર-જીહ્વાઓ ત્રસ્ત થઇ સમેટાઇ જાય છે, અને શેષનાગ પણ ધન્ય બની પૂજાનું પાત્ર થાય છે. બધાની ઉત્પત્તિ સ્થિતિનું કારણ હૃદય છે. અહીં હૃદય શબ્દથી માયા-વિશિષ્ટ અન્તર્યામી-પરમાત્મા ગણવાના છે. બધું જગત

સાક્ષાત્ અથવા પરંપરાથી એક પરમાત્મા : રૂપ હૃદયમાં રહે છે. તેમાંથી વૃત્તિ સહિત અન્તઃકરણ સાક્ષાત્ હૃદયમાં રહે છે; અને બીજું જગત અન્તઃકરણ દ્વારા પરંપરાથી હૃદયમાં રહે છે, અનેક પ્રકારની વાસનાઓથી બુદ્ધિ રૂપ ચિત્રકાર અહં-મમ અભિમાન રૂપ વર્ણોથી પરમાત્મ રૂપ હૃદયમાં જગત રૂપ ચિત્ર રચે છે. તેટલા; માટે માયા—વિશિષ્ટ પરમાત્મા તથા બુદ્ધિ એ બન્ને જગતના કારણ રૂપ છે. સર્વ પ્રપંચ રૂપ ચિત્રનો આશ્રય પરમાત્મા રૂપ હૃદય છે. હૃદયે સૂક્ષ્મ શરીરનો આશ્રય કર્યો છે, કેમકે સૂક્ષ્મ—શરીર વગર સ્થૂળ શરીર રહેતું નથી અને સ્થૂળ શરીર વગર સૂક્ષ્મ-શરીર પણ રહેતું નથી. જ્યારે સૂક્ષ્મ શરીર સ્થૂળ શરીરથી પૃથક્ થાય છે ત્યારે માંસમય-હૃદય સહિત સ્થૂળ શરીરને શ્વાનાદિ ખાઇ જાય છે. સૂક્ષ્મ-શરીરનો આધાર હૃદય સહિત સ્થૂળ શરીર કહેવાય છે.

પુરૂષની ઉગ્ર અને કઠોર પ્રકૃતિને માત્ર રમણી-હૃદય સંયમિત કરી શકે છે. હૃદય સદા હાથમાં રાખવું જોઇએ. જો હૃદય હાથમાં હશે તો તેમાં પેસવાનો રસ્તો કોઇને નહીં મળે. ઇશ્વરના માર્ગમાં તો આંખો કે જીભની જરૂર નથી, માત્ર એક પવિત્ર હૃદયની જરૂર છે. માણસને હૈયું તો એકજ હોય છે, તેમાં બે વ્હાલી વસ્તુઓ રહી શકે નહીં. હૃદયનું મૃત્યુ એ મ્હોટામાં મ્હોટું દુર્ભાગ્ય સમજવું. સંસારમાં મનની આસક્તિ થવી એ હૃદયનું મૃત્યુ છે. જ્યાં સુધી હૃદય પોતે બોલે નહીં ત્યાં સુધી જ્ઞાનીઓ તો મોનજ રહે છે. તેમની જીભ જ્યારે પણ બોલે છે ત્યારે હૃદયમાં જે વાત હોય છે તેજ બોલે છે. હૃદયના રક્તનું મૂલ્ય હૃદયજ સમજી શકે છે. પરમેશ્વર અને વિકારો એક હૃદયમાં રહી શકતા નથી. હૃદયની કોટડી ઘણીજ ન્હાની છે; જ્યાં વિષયોની ભક્તિ છે ત્યાં સાધુ મહાત્માઓ પ્રત્યે ભક્તિ રહી શકતી નથી, અને જેના હૃદયમાં સાધુ મહાત્માઓ અને ભગવદ્-ભક્તો પ્રત્યે શ્રદ્ધા છે ત્યાં

કોમ રહી શકતોજ નથી. જે હૃદય પ્રધાન છે, ભાવુક છે, સરળ છે તેના મનમાં શંકા ઉઠતીજ નથી; તે તો સદા પોતાના પ્યારા પ્રભુના ગુણગાનજ સાંભળવી ચાહે છે. જગત ચાહે સત્ય હો અથવા અસત્ય હો તેનું તેને કાંઈ પ્રયોજન નથી. જગત નથી, હું બ્રહ્મ છું એ મસ્તિષ્કના વિચારો છે; હૃદયમાં તો પ્રભુ પ્રેમ અને હું તમારો છું એ ભાવના છે.

કલા—

૧૫ કલા + રસ = ૧૬ કલાઓ ઇશ્વર અને જીવ બન્નેમાં છે. ૬૪ કલાઓમાંથી ૫૦ માતૃકા-કલાઓ જે પશ્યન્તી, મધ્યમા અને વૈખરી ભાવો દ્વારા સ્થૂળ વર્ણોના રૂપમાં અભિવ્યક્ત થાય છે, તેનું નામ સંવિત્ કલા છે. પાંચ કલા અવ્યય પુરૂષની–આનન્દ, વિજ્ઞાન, મન, પ્રાણ, અન્ન છે. શક્તિ પ્રધાનતઃ ૧૬ કલાઓમાં વિભક્ત છે. શક્તિનો સોળમો ભાગ અથવા બીજા અંશની કલા મૂર્તિ સંજ્ઞા છે. કલા બે પ્રકારની અન્તઃ અને બાહ્ય. બાહ્ય કલાના ૧૬ ભેદોમાં ૪ નાં નામ-નિવૃત્તિ, પ્રતિષ્ઠા, વિદ્યા અને શાન્તિ છે; બાકીની ૧૨ નો પતો નથી પણ–પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ તન્માત્રા અને સોળમું મન ગણવામાં આવે છે.

"એક સિદ્ધાંત બુદ્ધિપૂર્વક આપણા ચિત્તને પૂર્ણરીતે ગ્રાહ્ય બને અને તેનું આચરણ કરવાનું ધૈર્ય ઉત્પન્ન થાય તેનું નામ શ્રદ્ધા. જેનાં તળીયાનાં પાટીયાં તૂટેલાં છે એવા કોઠારમાં તમે ગમે તેટલું ધાન્ય નાંખશો પણ તે ત્યાં રહી શકશે નહિ. તેજ પ્રમાણે પ્રભુનું ત્રિમૂર્તિત્વ, પ્રભુને મનુષ્યનો દેહ ધારણ કરી મનુષ્યના પાપ માટે દેહદંડ ભોગવ્યો. એવા પ્રકારની વાતોરૂપી ફાચરો મારી જેમનાં મસ્તકમાંના જ્ઞાનતંતુઓને તમે વિદીર્ણ કરી નાખ્યાં છે તે મસ્તકમાં સાચી શ્રદ્ધા કેવી રીતે એકત્ર થશે તેનો વિચાર કરો."

(કાઉન્ટ–ટોલસ્ટોય).

"તેને માટે હૃદયનાં શત શત જ્ઞાન-દ્વાર ખુલ્લાં છે તે પરમ પિતા અહીંજ છે, તે આપણા અંતરમાં છે. તેનું સુરમ્ય નિકેતન આપણું હૃદય છે. તેની અને આપણી વચ્ચે અંતરપટ શો છે? આપણે પોતેજ અંતરપટ છીએ. આપણી વિષય-કામના, આપણી વિષય વાસના એજ વ્યવધાન છે. હૃદયને પવિત્ર કરો, અંતરમાં કોઇ છૂપું પાપ રાખતા હો તો તેને દૂર કરો. તેમ કર્યે અત્યારેજ તેનું પ્રસન્ન મુખ જોવા પામશો." (બ્રહ્મબોધ-દેવેન્દ્રનાથ ટાગોર)

"જ્ઞાન, ભક્તિ અને કર્મને જુદા પાડશો નહિ. શુદ્ધ ભક્તિ એજ જ્ઞાનનું તેજ છે. અને ભક્તિ તથા જ્ઞાનની એકતા થાય તો બધાં કર્મ બરાબર થઇ શકે છે, અને બધાં કર્મમાં પ્રકટ ભગવાનનો પ્રગટ અનુભવ થાય છે." (સ્વામી રામદાસ.)

"કર્મયોગનું અનુષ્ઠાન કર્યા વગર ચિત્તશુદ્ધિનો ઉપાય સહજ પ્રાપ્ત થતો નથી; ચિત્તશુદ્ધિ વગર જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી; જ્ઞાન વગર મોક્ષની પ્રાપ્તિ પણ થતી નથી."

(શ્રી રસિક મોહન. ગીતા તત્ત્વાંક પા. ૭૭)

અન્તર્જ્ઞાનજ પ્રથમ ગુરૂ છે. અન્તર્જ્ઞાન મન, બુદ્ધિ આદિની પાછળ છુપાએલ રહેલ છે. અંદર જે જ્યોતિ છે તેથી અન્તર્જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. તર્કદ્વારા અન્તર્જ્ઞાનની શોધ થઇ શકતી નથી.

"જ્ઞાન consists in discrimination rightly between the nature and the individual soul (જીવ), the eternal world (માયા) and the supereme Being"

(સ્વામીનારાયણ).

"આદર્શ સ્થિતિમાં ખરી કેળવણી તો માબાપની નીચેજ હોય, આદર્શ સ્થિતિમાં બાહ્ય મદદ ઓછામાં ઓછી હોવી જોઇએ મેં હૃદયની કેળવણીને એટલે ચારિત્ર ખીલવવાને હમેશાં પ્રથમ-પદ આપ્યું છે, અને તેનો પરિચય ગમે તે વયે અને ગમે તેટલી

જાતના વાતાવરણોમાં ઉછરેલા બાળકો અને બાળાઓને ઓછા વત્તા પ્રમાણમાં આપી શકાય. ચારિત્રને મેં તેમની કેળવણીના પાયારૂપે માન્યું. પાયો પાકો થાય તો બીજું બાળકો અવકાશ મળ્યે મદદ લઇને કે આપ બળે મેળવી લે. શારીરિક કેળવણીની આવશ્યકતા સમજતો હતો. શારીરિક કેળવણીના સંબંધમાંજ શારીરિક ધંધાની કેળવણી કંઇક ઉપયોગી ધંધો શીખવવો એ ઇરાદો હતો. શિક્ષણ પ્રત્યેકને તેની માતૃભાષા મારફતેજ આપવાનો આગ્રહ હતો. ઉપરાંત ગુજરાતી હિંદુ બાળકોને કંઇક સંસ્કૃતનો અને સૌને કંઇક હિંદીનો પરિચય કરાવવો. વિદ્યાર્થીનું પાઠ્ય-પુસ્તક શિક્ષકજ હોય એમ મને લાગ્યું છે. શિક્ષકોએ પુસ્તકોમાંથી શીખવેલું એવું થોડુંજ મને યાદ છે. જેઓએ પોતાને મુખેથી શીખવેલું તેનું સ્મરણ આજે પણ રહી ગયું છે. બાળકો આંખેથી ગ્રહણ કરે છે તેના કરતાં કાનેથી સાંભળેલું ઓછા પરિશ્રમથી ને ઘણું વધારે ગ્રહણ કરી શકે છે. વિદ્યાર્થીઓનાં શરીર અને મનને કેળવવા કરતાં આત્માને કેળવવામાં મને બહુ પરિશ્રમ પડયો. ધર્મ પુસ્તકોનું સામાન્ય જ્ઞાન તેમને હોવું જોઇએ. આત્માનો વિકાસ કરવો એટલે ચારિત્ર ઘડવું, ઇશ્વરનું જ્ઞાન મેળવવું, આત્મજ્ઞાન મેળવવું. આ જ્ઞાન મેળવવામાં બાળકોને મદદ ઘણીજ જોઇએ, ને તેના વિનાનું બીજું જ્ઞાન વ્યર્થ છે, હાનિકારક પણ હોય એમ હું માનતો. શરીરની કેળવણી શરીરની કસરતથી અપાય, બુદ્ધિની બુદ્ધિની કસરતથી, તેમ આત્માની આત્માની કસરતથી. આત્માની કસરત શિક્ષકના વર્તનથીજ પામી શકાય. આંકણી મારવાનો પશ્ચાતાપ આજ લગી રહ્યો છે. મને ભય છે કે મેં તેને મારીને મારા આત્માનું નહિ પણ મારી પશુતાનું દર્શન કરાવ્યું હતું. આત્મિકજ્ઞાન આપવાના પ્રયત્નમાં હું પોતે આત્માના ગુણને વધારે સમજવા લાગ્યો.” શિક્ષક અને વાલી તરીકે તેમના હૃદયમાં પ્રવેશ કરવાનો હતો, તેમનાં સુખ-દુઃખમાં ભાગ લેવાનો હતો, તેમના જીવનની ગૂંચો

ઉકેલવાની હતી, તેમની ઉછળતી જુવાનીના તરંગોને સીધે માર્ગે દોરવાના હતા. શિક્ષકને અક્ષરજ્ઞાન ભલે ઓછું હોય, પણ તેનામાં ચારિત્રબળ જોઇએ." ( ગાંધીજી )

સપ્તજ્ઞાન ભૂમિકા.

(૧) સાત્વિક સરધા ધેનુ સુહાઇ, જૌં હરિકૃપા હૃદય વસુ આઇ
જપ, તપ વ્રત યમ નિયમ અપારા,જે શ્રુતિ કહ શુભ ધરમ અચારા.
તેતૃન હરિત ચરૈ જબ ગાઇ, ભાવ વચ્છ શિશુ પાઇ પેન્હાઇ
નોઈ નિવૃત્તિ પાત્ર વિશ્વાસા, નિરમલ મન અહીર નિજ દાસા.

(૨) પરમ ધરમમય પય દુહિભાઇ, અવટૈ અનલ અકામ બનાઇ
તોષ મરૂત તબ છમા જુડાવૈ

(૩) ધૃતિ સમ જાવંન દેઇ જમાવે.

(૪) મુદિત મથૈ વિચાર મથાની, દમ અધાર રજ્જુ સત્ય સુવાની
ત્તમ મથિ કાઢિ લેઇ નવનીતા, વિમલ વિરાગ સુભગ સુપુનીતા.

(૫) જોગ અગિનિ કરી, પ્રગટ તબ, કરમ શુભાશુભ લાઈ
બુદ્ધિ સૈરાવૈ જ્ઞાનઘૃત, મમતા મલ જરિ જાઇ.

(૬) તવ વિજ્ઞાન નિરૂપની બુદ્ધિ વિશદ ઘૃત પાઇ
ચિત દીઆ ભરી ધરૈ દૃઢ, સમતા દિઓટી બનાઇ
તીનિ અવસ્થા તીનિ ગુન તે કપાસ તે કાઢી
તૃમ તુરીય સંવારિ પુનિ, વાતી કરૈ સુગાઢી.

(૭) યહિ વિધિ લેસૈ દીપ, તેજ રાશિ વિજ્ઞાન મય
જાતહિ તાસુ સમીપ, જરહિં મદાદિક સલભુસબ.

"ભગવત્પ્રાપ્તિજ જીવનનું રહસ્ય હોવું જોઇએ, તેને માટે પરમાત્માનું જ્ઞાન થવું આવશ્યક છે; જ્ઞાન પ્રાપ્તિ માટે ભક્તિ હોવાની આવશ્યકતા છે; ભક્તિ પ્રાપ્તિને માટે ચિત્તશુદ્ધિ આવશ્યક છે, અને ચિત્તશુદ્ધિ માટે યજ્ઞાનુષ્ઠાન જરૂરનું છે."

( શ્રી વસન્તકુમાર ગી. ત. ૧૧૧ )

"જ્ઞાનમાર્ગમાં સંસાર, શરીર અને કર્મોમાં ઉદાસીનતા વિશેષ રૂપથી રહે છે." (ગીતા તત્વાંક પાનું ૭૪૪)

"The source of all true Knowledge is the self; the mind cannot know, but can only reflect the light that comes from within. The source of all true strength is the self, our body and mind are only channels for the manifestation of the inner force."

(કલ્યાણ. નવેંબર ૧૯૩૯ વો. ૬, નં. ૧૧, પા. ૭૮૨)

## (૩) જ્ઞાનના પ્રકાર

જૂદા જૂદા જ્ઞાનનાં લક્ષણો અતિશય વ્યાપક છે. આપણાં બૈરી છોકરાં એજ જાણે સંસાર છે એવું જે જાણવું તે તામસ જ્ઞાન કહેવાય છે. આથી જરા ઉપર ચઢયા એટલે દ્રષ્ટિ અધિક વ્યાપક થતાં પોતાનાં ગામનાં અથવા દેશનાં માણસ તે પોતાનાં એમ લાગવા માંડે છે; તથાપિ જૂદા જૂદા ગામના અથવા દેશના લોક જૂદા જૂદા એવી દ્રષ્ટિ હજુ રહે છે. આ જ્ઞાન રાજસ જ્ઞાન કહેવાય. પણ આના કરતાં પણ ઉપર ચઢી સર્વ ભૂત માત્રમાં જ્યારે એક આત્મા ઓળખાય ત્યારે તે જ્ઞાન પૂર્ણ અને સાત્વિક થાય (ગીતા ૧૮/૨૦, ૨૧, ૨૨). સારાંશ વિભકતમાં અવિભકત કિંવા નાનાત્વમાં એકત્વ ઓળખવું એ જ્ઞાનનું ખરૂં લક્ષણ છે. અને આ પ્રમાણે नेहनानास्ति किंचन એ જગતમાં નાનાત્વ નથી, એ જેણે ઓળખી લીધું તે મુકત અને मृत्योः समृत्युमाप्नोति य इह नानेव पश्यति (બૃ. ૪-૪-૧૯). જે આ જગતમાં નાનાત્વ જુએ છે તે જન્મ મરણના ફેરામાં પડે છે એમ બૃહદારણ્ય અને કઠોપનિષદમાં કહેલું છે (કઠ. ૪/૧૧) આ જગતમાં જે કાંઈ જાણવાનું છે તે આજ છે. (ગી. ૧૩/૧૬). તેમાંજ જ્ઞાનની પરમ અવધિ છે. જ્ઞાન એ શબ્દ ઉપરથી (૧) એકીકરણની માનસિક

ક્રિયાનો સંપૂર્ણ ભાવ, (૨) તે સંપૂર્ણ ભાવને લીધે દેહ-સ્વભાવ ઉપર થતું પરિણામ એવા બે અર્થ ગીતામાં વિવક્ષિત છે.

## (૪) સાત્વિક-જ્ઞાન

બુદ્ધિને સાત્વિક જ્ઞાન થયું એટલે 'હું જુદો છું, પ્રકૃતિ જુદી છે.' એવું જ્ઞાન પુરૂષને પ્રાપ્ત થાય છે. સત્વ, રજસ્ અને તમસ્ એ ગુણો પ્રકૃતિના છે. પુરૂષ નિર્ગુણ છે; ત્રિગુણાત્મક પ્રકૃતિ તેનો અરીસો છે. (મહાભારત. શાં. પર્વ. ૨૦૪/૮) આ અરીસો જ્યારે સાફ હોય છે એટલે પ્રકૃતિનો વિકાર જે બુદ્ધિ તે જ્યારે સાત્વિક બને છે ત્યારે પ્રકૃતિ જૂદી અને હું જૂદો એવું જે પોતાનું ખરૂં સ્વરૂપ છે તે સ્વચ્છ અરીસામાં પુરૂષની નજરે પડે છે; અને પ્રકૃતિ લજવાઈ ગઈ હોય તેમ પછીથી તે પુરૂષ પાસે નાચવાનું બંધ કરે છે. આ અવસ્થા પ્રાપ્ત થઇ એટલે પુરૂષ સર્વ બંધનથી છૂટે છે; અને તેને પોતાનું સ્વાભાવિક કૈવલ્યપદ પ્રાપ્ત થાય છે. જ્ઞાનના ત્રણ ભેદ કરી ભિન્નરૂપે અથવા નાનારૂપે થનાર સૃષ્ટિજ્ઞાન તે રાજસ અને આખર એ નાનાત્વનું એકત્વના રૂપમાં આવતું જ્ઞાન તે સાત્વિકજ્ઞાન એમ કહેલું છે. (ગીતા ૧૮/૨૦, ૨૧).

"સૌથી મ્હોટા મરત દત્તાત્રય એની અવધૂત ગીતા ઉચ્ચતમ જ્ઞાનની દશા પ્રગટ કરે છે. શરૂઆતવાળાને ઇશ્વર પ્રેમ જરૂરનો છે, પછી આત્મા પર પ્રેમ જરૂરનો છે, પછી આત્મા-અનાત્મા એ ભેદ પણ દૂર કરવાનો છે. નિશ્ચય નયથી તો આખું જગત મિથ્યા છે પણ જ્યાં સુધી જગત સાચું લાગે છે ત્યાં સુધી તો જગતની ક્રિયાઓ પણ કરવીજ જોઇશે. યજ્ઞાદિક ક્રિયાઓ દ્વારા વેદ રચનારાઓએ મનુષ્યના મનને અમુક સ્વરૂપ આપવા ઈચ્છયું હતું કે જે કામ શબ્દો માત્ર વાંચવાથી કે બોલવાથી નજ થઇ શકે. તમામ ક્રિયાકાંડ મનનો અમુક ઘાટ ઘડવાની કસરતો છે. બ્રાહ્મણોએ વેદના-અંતરૂપ જ્ઞાનની સીમા રૂપ ઉપનિષદો લખ્યાં.

आत्मानं सततं विद्धि सर्वत्रैकं निरन्तरम्
अहं ध्याता परं ध्येयम् खण्डं खण्ड्यते कथम् ॥

સર્વત્ર એક, જેમાં અંતર નથી એવો જે સતત સળંગ એક છે એવો તું આત્મા છે તો પછી આધ્યાતા અને પેલો ધ્યેય એવું રહ્યુંજ કયાં ? અખંડને ખંડાય કેમ ?

प्रमादेत न संदेहः किं करिष्यामि वृत्तिवाम्
उत्पद्यन्ते विलीयन्ते बुदबुदश्च यथा जले ॥

ગફલતથી મ્હારામાં વૃત્તિ ઉઠી તેને હું શું કરીશ ? જળમાં પરપોટા ઉઠે છે પણ આપો આપ એમાંજ લય પામે છે તેમ વૃત્તિયો ઉઠી તો ઉઠવા દો, ઘણીએ આપો આપ સમાઇ જશે ! મને તેની પણ ચિંતા નથી.

ज्ञानामृतं समरसं गगनोपमोऽहम्

હું જ્ઞાનામૃત સમ–રસ ગગનોપમ છું. ”

(મહાત્માઓની મસ્તી).

"બ્રહ્મ સર્વમાં, સર્વ બ્રહ્મમાં અને સર્વ બ્રહ્મ એ ત્રણ પ્રકારનો અનુભવ થાય તોજ પ્રભુમય જીવન ગાળી શકાય. આજ ખરૂં આત્મજ્ઞાન છે, કે જેથી મોક્ષ સુખ મેળવી શકે છે. ”

( અરવિન્દઘોષનું તત્વજ્ઞાન )

" જ્ઞાનદ્રષ્ટિ સંપન્ન સાધુ પુરૂષ બ્રહ્મદ્રષ્ટિ દાન કરી બધાને કૃતાર્થ કરે છે. ” ( જપજી–નાનકકૃત )

## (૫) તત્વ જ્ઞાન

પદાર્થ માત્રના નામ-રૂપાત્મક પાગરણની નીચે મૂળ તત્ત્વ શું છે તે વેદાન્તીએ જોવાનું છે; અને તત્ત્વ જ્ઞાનનો ખરો વિષય પણ તેજ છે. મનુષ્યની ઇન્દ્રિયોને નામ-રૂપ સિવાય બીજા કશાનું પ્રત્યક્ષ જ્ઞાન નથી થતું પણ આ અનિત્ય નામ-રૂપના પાગરણની

નીચે આંખે ન દેખાતું-એટલે અવ્યક્ત-એવું જે કાંઈ નિત્ય દ્રવ હોવુંજ જોઈએ, અને તેનાથીજ સર્વ સૃષ્ટિનું એક રૂપે આપણને જ્ઞાન થાય છે એટલે આત્મા એજ જ્ઞાતા-જાણનાર થયો. આ જ્ઞાતાને જે જ્ઞાન થાય છે તે નામરૂપાત્મક સૃષ્ટિનું થાય છે એટલે નામ-રૂપાત્મક બાહ્ય સૃષ્ટિ તે જ્ઞાન થયું; અને નામ-રૂપાત્મક સૃષ્ટિની પાછળ જે વસ્તુ-તત્ત્વ તે જ્ઞેય છે. જ્ઞાન એટલે માનસિક જ્ઞાન પ્રથમ પ્રાપ્ત કરીને, ઈન્દ્રિયોને કબજે કરી બ્રહ્મીભૂત થવાની અવસ્થા-પ્રાપ્તી સ્થિતિ એવો અર્થ સર્વત્ર વિવક્ષિત છે.

ज्ञानेन कुरुते यत्नं यत्नेन प्राप्यते महत्

જ્ઞાન એટલે માનસિક અવસ્થા રૂપી જ્ઞાન પ્રાપ્ત થયા પછી મનુષ્ય યત્ન કરે છે, અને યત્ન દ્વારાજ તેને આખરે મહત્તત્ત્વ (પરમેશ્વર) પ્રાપ્ત થાય છે; એ પ્રમાણે જનકે સુલભાને કહેલુ છે. સૃષ્ટિના અનેક પ્રકારના જે અનેક વિનાશી પદાર્થો છે તે સર્વમાં એકજ અવિનાશી પરમેશ્વર ભરપૂર રહેલા છે એ સમજવું એતું નામ જ્ઞાન.

अध्यात्म ज्ञान नित्यत्वं तत्त्वज्ञानार्थ दर्शनम्
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥
(ગીતા ૧૩/૧૧).

અધ્યાત્મ જ્ઞાનમાં નિત્યબુદ્ધિ, અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તોનું પરિશીલન તેને જ્ઞાન કહે છે. આ સિવાયનું જે બીજું તે અજ્ઞાન છે. એક શરીરનું બીજ મૂકયું તો ત્યાંથી બીજું શરીર ઉગે છે પણ જ્ઞાન અને કલાનાં બીજ રોપાતાં નથી. જ્ઞાન અને કલાઓ તો અગ્નિ હોત્રના અગ્નિ પેઠે વંશપરંપરા અખંડ જાળવી રાખવાના છે. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિને માટે ભગવાનની પ્રસન્નતા સિવાય કોઇપણ ઉપાય નથી. (ગીતા ૧૦/૧૦, ૧૧). સમાધિ વિશેષના અભ્યાસથી તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે.

" તત્ત્વજ્ઞાનમાં ધર્મની કુમાશ છે અને સાયન્સની નિષ્ઠુરતા પણ છે." ( આર્યધર્મ )

" પરમાર્થ તત્ત્વ નો પરમ શકિત સ્વરૂપ છે. આત્મા will to power રૂપ છે અને will to power સર્વત્ર છે. પરમાર્થ તત્ત્વ તો નિર્વ્યાકુલ અને સ્થિર (confirmed) છે. આખો સવાલ અંતઃકરણ બદલવાનો છે. આત્મા તો કાંઈ બદલાતોજ નથી. મહિનાઓ સુધી નિરંતર-પ્રભાત અને સંધ્યા સમયે એકાન્ત સ્થાનમાં આઠ આઠ વખત અવધુત ગીતાના શ્લોકોનું રટન કરવામાં આવે તો અંતઃકરણ બદલાઈ નિડર, મસ્ત, આનંદી ખાસીયત વાળું બને છે." ( મહાત્માઓની મસ્તી )

| ધર્મ | અધર્મ |
|---|---|
| નગર—વિમળ ચિત્ત | સમલ ચિત્ત |
| કિલ્લો—વિનય | દુર્નય |
| ખાઈ—મર્યાદા | દુષ્ટસેવા |
| રાજા—અર્હંદ્ધર્મ | મોહ |
| સ્ત્રી—વિરતી | અવિરતિ |
| પુત્રો—શમદમાદિક | ક્રોધાદિક |
| પુત્રી—કરૂણા | હિંસા |
| મંત્રી—શુદ્ધ બુદ્ધિ દાયક સિદ્ધાંત | મિથ્યા શ્રુત |
| સેનાપતિ—શુભધ્યાન | દુર્ધ્યાન |
| સૈનિકો—સમ્યક્ત્વ | મિથ્યાત્વાદિક (કુમારપાળ) |

" સાતતત્ત્વ—સત્—વસ્તુ, ચિત્-સ્વરૂપ, આનંદ, વિજ્ઞાન-સ્વરૂપ ને રૂપ, મન, પ્રાણ, શરીર." (અરવિંદઘોષનું તત્ત્વ જ્ઞાન)

" જ્ઞાન શબ્દના ભિન્ન ભિન્ન અર્થ:—

શાસ્ત્રી અને શ્રેષ્ઠ પુરૂષ દ્વારા ભગવાનના ગુણ પ્રભાવ તથા સ્વરૂપની વાતો સાંભળી તેને સમજી લેવી. (ગીતા ૧૨/૧૨).

પરમેશ્વરનું નિત્ય વિજ્ઞાનાનન્દ ઘન સ્વરૂપજ છે. (ગી ૧૩/૧૭)
શાસ્ત્રોનું અધ્યયનાધ્યાપન (ગી.૧૮/૪૨)
પરમાત્માનું તત્ત્વજ્ઞાન. (ગી ૧૮/૨૬ થી ૩૯)
પરમાત્માના સ્વરૂપને સાક્ષાત્ કરાવનાર તત્ત્વજ્ઞાન—( ગી. ૧૪/૧-૨) (ગી. ૫/૧૬)
વ્યાવહારિક જ્ઞાન-રાજસ જ્ઞાન (ગી. ૧૮/૨૧)
તત્ત્વજ્ઞાનનો સાધન સમુદાય (ગી. ૧૩/૧૧)
સાંખ્ય યોગ. (ગી. ૩/૩)

(ગીતા તત્ત્વાંક પાનું ૩૯૭-૯૮)

" સર્વત્ર અને સદાકાળ પરમાત્માનેજ દેખવો તેને તત્ત્વથી જાણવો કહે છે. " (ગી. ત ૭૯૯)

" પરાભક્તિ = જ્ઞાનની અંતિમ સ્થિતિ અથવા તત્ત્વજ્ઞાન કહે છે. ( ગી. ત. ૯૩૬ )

## (૬) તત્વજ્ઞાની

પુદ્ગલ કે ગુણ પર્યાયકો પુદ્ગલરૂપ તથા ધર્મ-અધર્મ, આકાશ તથા કાળને તેના અસલ રૂપમાં જાણ્યા હોય તથા એવોજ નિશ્ચય કર્યો હોય તેને સમ્યગ્-દ્રષ્ટિ, તત્ત્વજ્ઞાની યા મહાત્મા કહે છે. તેની ભેદ જ્ઞાનરૂપી કલા આત્માને ક્ષીર-પાણીની સમાન મળેલ દેખીને પણ વિચારના બળથી આત્માને આત્મરૂપ અને પુદ્ગલને પુદ્ગલરૂપ દેખી લે છે આ ભેદ જ્ઞાનના બળથી એ જ્ઞાની પોતાના ઉપયોગને શુદ્ધ-આત્માના અનુભવમાં જોડવાનો અર્થાત્ આત્મધ્યાન કરવાનો અભ્યાસ કરે છે. એ અભ્યાસના બળથી તેનાં કર્મ-મળ કપાતાં જાય છે અને તે એક દિવસ અક્ષય અનંત કેવળજ્ઞાન પ્રાપ્ત કરી લીએ છે. આયુષ્ય સુધી જીવન્મુક્ત અવસ્થામાં રહે છે; પછી પુદ્ગલોથી રહિત થઈ પરમ શુદ્ધ સિદ્ધ-ભગવાન થાય છે. જ્ઞાની

જીવ પોતાનો ઉપયોગ બધી ઇન્દ્રિયોના વ્યાપારોથી હટાવીને તે ઉપયોગનો અંદર પ્રવેશ કરાવે છે; અર્થાત્ આત્મામાં તન્મય થઇ સ્વાનુભવનો આનન્દ લે છે. એક ગૃહસ્થી ન્યાયપૂર્વક ઇન્દ્રિયોના વિષયોને સેવતાં છતાં પણ અન્તરાત્મા રહી શકે છે. તેની ગાઢ-રૂચિ પોતાના સ્વરૂપના અનુભવની હોય છે. સમ્યક્-દ્રષ્ટિની બીજી અવસ્થા એ છે કે જેમાં તે ઇન્દ્રિયોનો સંકોચ કરી, આત્મમનન તથા આત્માનુભવ કરે છે તેથી પણ ઉંચી અવસ્થા એ છે કે જેમાં પરિગ્રહાદિ છોડીને સતત આત્માનુભવી રહેવાનો યત્ન કરે છે. સાચો પ્રેમી સ્વભાવતઃ ઉંચો જ્ઞાની હોય છે. અસીમ પ્રેમનો અગાધ અનુભવી થાય એજ પરમજ્ઞાન છે. જ્ઞાનીઓ ત્રણ પ્રકારના:-(૧) બાહ્યજ્ઞાનીઓ, (૨) અધ્યાત્મજ્ઞાની, (૩) પરમાત્મદર્શીજ્ઞાની.

" આત્મદર્શી કહે છે :—

લોકોનું તરવું એ મારે મન હવે ગૌણ વિષય છે. મ્હારો આનંદ મારી મઝા છે. મારો આનંદ એ મારૂં ધ્યેય-ધ્યેય એ આનંદની નીચે છે. ઉપર ન હોઇ શકે ! અને મુકિત તો મારૂં સાધન મુકિત તો સદાકાળ-દર ક્ષણે મારી સાથેજ જોઇએ, અને એની ભૂમિકા વગર તો આનંદનું ધ્યેય પણ કેમ પ્રાપ્ત થાય ?

થએલા કલેશ (તપ) અને વધતી જતી ઉત્કંઠા (ઇચ્છાશક્તિ) એ તત્ત્વોથીજ મહાપુરૂષ કે જ્ઞાની, મદદગાર, સખા કે ગુરૂનો જોગ મળી આવે છે.

ગુરૂકે સખાની ગરજ કોને છે?

(મહાત્માઓની મસ્તી)

" જ્ઞાની તે છે વૈરી વડે વૈરીથીજ અને બુદ્ધિ વડે બુદ્ધિથી છૂટે છે; અને નિજાનંદમાં લય પામે છે. " ( મ. મ. )

જ્ઞાની પુરૂષના અંતઃકરણમાં સંશય, ભ્રમ કે મોહ લેશ પણ રહેતો નથી, તેના સંપૂર્ણ સંશય અજ્ઞાન સહિત નષ્ટ થઇ

જાય છે. બ્રહ્મનું સ્વરૂપ તેને પ્રત્યક્ષ થઇ જાય છે; તેટલા માટે તેને બ્રહ્મચિત્ કહેવામાં આવે છે–બ્રહ્માણ સ્થિતઃ કહેલ છે.

( ગીતા તત્ત્વાંક પાનું ૪૨૩ ).

" યોગી = જ્ઞાની ભક્ત જ્ઞાની ભક્તમાં અમર્ષ, ઉદ્વેગ કે ભય હોતો નથી. " ( ગી. ત. ૭૩૭ ).

## (૭) તત્વજ્ઞાનીની સ્થિતિ.

જે આત્માના અનુભવનો રસ આવતો જાય છે તેની સામે વિપત્તિની કોઇ વાત ઝલકતી નથી. બીજું એ જ્ઞાની પોતાનાં કરેલાં કર્મોનું ફળ સમજી કરજ ચુકવાઇ રહ્યું છે એમ સમજી લે છે. જ્ઞાનીએ ભેદ જ્ઞાનના બળથી પોતાના શરીરને આત્માથી ભિન્ન જાણી લીધેલ હોય છે. તત્ત્વજ્ઞાની પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરવાનું ચાહે છે; તેણે પોતાના આત્માના સાચા સ્વરૂપની શ્રદ્ધા કરવી જોઈએ; એવી રીતે કે સર્વ ભાવ કર્મ, દ્રવ્ય કર્મ, નોકર્મથી ભિન્ન પોતાના આત્માની પ્રતીતિ થાય. જ્ઞાનીએ આ ભેદ વિજ્ઞાનનો વારંવાર અભ્યાસ કરવો જોઇએ. જે પુરૂષ જ્ઞાની હોય છે તે પોતાના મનમાં કષાયની તીવ્રતા થવા દેતો નથી અને જ્ઞાનના બળથી યથાર્થ વિચાર કરે છે અને સુખી રહે છે. જ્યારે કોઇ એવું નિમિત્ત મળે કે તે કારણને લઇ કોઇપણ તરેહનો કષાય જાગૃત થાય અને રાગ દ્વેષ રૂપપરિણતી થવા લાગે તો તે વખતે તત્ત્વજ્ઞાનીને ઘટે છે કે તેણે નિશ્ચય-નયની શરણ ગ્રહણ કરી નિશ્ચય-નયના આશ્રયથી આત્માના સ્વરૂપનો વારંવાર વિચાર કરવો કે, આ આત્મા રાગદ્વેષ રહિત વિતરાગ જ્ઞાનાનંદમય છે. એવું સ્વરૂપ ચિન્તન થતાંજ પોતાની કષાય મટતી રહે છે, રાગદ્વેષ રહેશે નહીં અને તે નિરાકુલ થઇ જશે. તત્ત્વજ્ઞાની પરલોકમાં પણ પોતાના શુભ ભાવોના પ્રતાપથી સાતાકારી સંબંધોમાં પ્રાપ્ત થઇ જાય છે. આત્મજ્ઞાનીને એ માર્ગ ઉપર ચાલવું પડે છે કે જે સાક્ષાત્ મોક્ષદ્વીપમાં લઇ જવાવાળું

છે. એવા માર્ગમાં જતાં વિકટ અસાતાકારી સંબંધ ઘણો થોડો આવે છે. જ્ઞાની દ્રવ્ય-દ્રષ્ટિથી પદાર્થનો અનુભવ કરે તો તેને બધા પદાર્થ પોતાને તન્મય છે. તે નિજ આત્માને ગ્રહણ કરી સ્વસ્થ થઇ જાય છે અને મોક્ષદ્વીપના માર્ગમાં ચાલવા લાગે છે.

બ્રહ્મના આનન્દને જાણવાવાળાને એવો સંતાપ થતો નથી કે મેં પુણ્ય કેમ કર્યું નહીં; તેમ પાપ કેમ કર્યું? કારણ તે પાપ-પુણ્યને પોતાનો આત્મા જાણે છે સાચો જ્ઞાની ત્યારે સમજાય કે ચાહે શિરપર દુઃખનો પહાડ તૂટી પડે તોપણ નિષ્ઠાથી વિચલિત થાય નહીં. જ્ઞાનીઓ વિષય સેવન કરવા છતાં જ્યારે પોતાના નિર્વિષય અને કેવળ આત્મભાવને વિકૃત થવા નથી દેતો ત્યારે તેઓ કૈવલ્ય પર વર્ચસ્વ મેળવનારા છે. જ્ઞાનીયોની સમાધિજ સ્નાન સમાધિજ જપ, સમાધિજ યજ્ઞ અને સમાધિજ તપ છે

" જ્ઞાની હસે છે!—ત્યાગ ઇચ્છવો અને અગવડથી ડરવું; યોગની શાન્તિ ઇચ્છવી અને યોગથી મળેલ અસાધારણ શક્તિને મહાન કાર્યમાં વહેવડાવવામાં રહેલી ઉપાધિથી કંટાળવું; આ નિર્બળ કલિયુગના ડાહ્યા પુરૂષોની શાહુકારી છે! ક્રિયા (action) ની લ્હેજત ઇચ્છવી અને ક્રિયાનો પ્રતિધ્વનિ (reaction) ન ઇચ્છવો એ ધર્માત્માઓની શાહુકારી !! " (મહાત્માઓની મસ્તી)

धर्मस्य तत्वं निहितं गुहायाम्

"પરને માટે સ્વાર્થનો ત્યાગ કરવો એજ બધા ધર્મોનું મૂળ છે. એ તત્ત્વોનો શોધ પોતાનાજ હૃદયમાં કરવો. મનને એકાગ્ર કર, કાન માંડીને શ્રવણ કર; તને તારા હૃદયમાં એ સુમધુર, આચ્છાદિત, ધ્રુવ, ગાઢ, ગંભીર સંગીત આપોઆપ સંભળાવા માંડશે. " (વ્યાસ-ભિષ્મપિતામહ)

" વિવેકની વિસ્મૃતિથી જ્ઞાનીને મોહ થયો હોય તો તે વિવેકનીજ સ્મૃતિના ચમકારાની સાથે એ મોહ ઉતરી જાય છે. " (સરસ્વતિચંદ્ર ભાગ ૪)

સ્થિત પ્રજ્ઞ = સંયમી—જ્ઞાની. પરમાત્માના સ્વરૂપને પ્રત્યક્ષ કરીને નિરંતર તેમાં સ્થિત રહેવું તે સંપૂર્ણ પ્રાણીઓની રાત્રિમાં જાગનાર છે. સમસ્ત સાંસારિક ભોગ અને વિષયાનંદની પ્રાપ્તિ રાત્રિ સમાન છે. સમુદ્રમાં જલની ભાંતિ સ્થિત પ્રજ્ઞામા સમાઇ જવાનું છે. જે સ્વયં કાંઇપણ ભોગની કામના કરતો નથી તે પરમ શાંતિને પ્રાપ્ત કરે છે. પરમાત્માના સ્વરૂપમાં અચલ સ્થિતિ પરંતુ વ્યવહારમાં તે અક્રિય નથી" (ગીતા તત્ત્વાંક પાનું ૨૭૪-૭૫-૭૬-૭૭)

"શરીરથી સર્વથા અતીત થઇ જવું એ જ્ઞાનીનું ગુણાતીત થવું છે" (ગી. ત. ૨૮૯)

"જ્ઞાનીની ક્રિયાઓ કર્તાપણા વગરની હોવાથી રાગ-દ્વેષ અને અહંતા-મમતાથી સર્વથા શૂન્ય હોય છે, જેથી તે ચેષ્ટા માત્ર છે તેને કર્મની સંજ્ઞા નથી" (ગી. ત. ૩૨૨)

"તત્ત્વજ્ઞાન દ્વારા શરીરથી સર્વથા સંબંધ ત્યાગ થઈ જવો એ જન્મ, મૃત્યુ, જરા અને દુઃખોથી સર્વથા મુક્ત થવા જેવું છે" (ગી. ત. ૮૦૮)

## (૮) તત્વજ્ઞાનીની ગતિ

તત્ત્વજ્ઞાની રૂચિ વગર પણ વચન અને કાયા વડે વ્યવહાર કરે છે, પણ તન્મય થતો નથી. સમ્યક્દ્રષ્ટિ સ્ત્રી, પુત્રાદિથી વચન-કાયનો વ્યવહાર કરતાં છતાં પણ તેને પોતાના સમજતો નથી તત્ત્વજ્ઞાની પોતે પોતાના આત્મા સિવાય બીજા કોઇને શ્રેય સમજતો નથી; તેમ કોઇને વિશ્વાસ યોગ્ય કે રમણીક જાણતો નથી. તત્ત્વજ્ઞાની-સમ્યગ્ દ્રષ્ટિ જીવ ચાહે મુનિ પદમાં હોય યા ગૃહસ્થ પદમાં હોય તો પણ પોતાના આત્મ-સ્વરૂપ અને તેમાં વિદ્યમાન નિરાકુલ સુખ અને શાન્તિમાં અટલ વિશ્વાસ રાખીને નિરન્તર આત્માનુભવનીજ રૂચિ અને તેનીજ ભાવના રાખે છે; બીજા

કાર્યોમાં આસક્તિ બુદ્ધિ કરતો નથી. મનમાં પ્રેમ સ્વરૂપનેજ રાખે છે. આત્મકાર્ય સિવાય બીજાં શરીરાદિની રક્ષા અને બીજાના કાર્યોને બુદ્ધિમાં જમાવતો નથી પ્રયોજન વશ પોત પોતાની પદવીને અનુકૂળ જે કાંઇ આરંભ ઘરનો કે બહારનો કરે છે તેમાં વચન અને કાયાને લગાડે તો છે, પરન્તુ મનને તેમાં તત્પર અર્થાત્ લવલીન કરતો નથી. તેથી આત્મકાર્ય સિવાયનાં બીજાં કામોને કરીને તરત ભૂલી જાય છે. પોતાના આત્મ-કલ્યાણની સ્મૃતિ પોતાના અંતઃકરણમા સદા જાગૃત રાખે છે. તત્વજ્ઞાની આ સર્વ જગતને ઇન્દ્રજાળની સમાન દેખે છે, અને આત્મ લાભની ચાહના રાખે છે. કદી આત્મકાર્ય સિવાયના અન્ય કાર્યમાં વચન અને કાયને લઇ જાય છે તો ત્યાંથી હટાવીને ફરી મનમાં પશ્ચાતાપ કરે છે કે હું અનાત્મામાં કેમ ચાલ્યો ગયો ? તત્ત્વજ્ઞાનીની દશા એવા બાળકની સમાન છે કે જેનું મન ખેલમાં રમી રહે છે. એ પ્રમાણે સમ્યગ્-દ્રષ્ટિનું ચિત્ત આત્માનુભવમાં રમી રહે છે. આત્માને આત્મારૂપ અને પુદ્ગલ સ્વરૂપ સમજવાનોજ જ્ઞાનીનો સ્વભાવ છે. તે કારણથી સમ્ય-ગ્દષ્ટિ જીવ વ્યવહારમાં ભિન્ન ભિન્નનો વ્યવહાર કરતાં છતાં પણ આત્માના પર્યાય સ્વભાવના નિશ્ચયથી કદી પડતો નથી. અનુભવ વખતે સર્વ આત્માઓનો એક સમાન અનુભવ કરી પરમ સમતા ભાવમાં લીન રહે છે રાગદ્વેષની કલ્પના માત્રનો ત્યાગ કરી દે છે. તત્ત્વજ્ઞાની એકાંતમાંજ રહેવાનું ચાહે છે. તેને એવી વાતનો આદર છે કે મનુષ્યોની ભીડ તેની પાસે ન થાય, અને તેમના પ્રશ્નોથી આકુળતા ન ઉપજાવે. પ્રયોજન વશ કાંઈ કહેવું પડે તો કહીને શીઘ્રજ બીજી વાતને ભૂલી જાય છે એટલો તેને આત્મ પ્રેમ રહે છે. તાત્પર્ય એ છે કે તે કારણથી જન-સમુદાયથી વાર્તાલાપ કરવો છોડી દેવો જોઇએ. જ્ઞાનીએ મરણનો ભય ન રાખવો જોઇએઃ કેમકે મરણથી કેવળ શરીરનો બદલો થાય છે, આત્મા તો સદા અવિનાશી હોવાથી બન્યોજ રહે છે.

બોધવાન વ્યક્તિ ત્રણ પ્રકારની ક્રિયા કરતા દેખાય છે

(૧) કર્મકાંડી—વસિષ્ઠાદિ.

(૨) ઉપાસક—નારદાદિ.

(૩) વિરક્ત—શુકદેવ, વામદેવ આદિ.

તેમના વ્યાપાર અલગ અલગ છે તો પણ બોધમાં કાંઇ અન્તર નથી. તેમની એ ક્રિયાઓ બાળકની માફક લીલા માત્ર થતી હતી

"તત્વ વિચારણામાં જેટલું કષ્ટ છે અને વીર્યનો વ્યય છે તેટલાં કષ્ટ અને વ્યય બીજા કશામાં નથી."

(મહાત્માઓની મસ્તી).

"સુંદર કહત તાંહિ કોઉ નહી જાનિશ કૈ
દીવા કરી દેખિયે, ઐસો નહિ લાઈ હૈ."
"સુંદર શબ્દહુ જાનિ શકૈ નહિ
આતમ આપકું આપ હી જાનૈ."
"સુંદર મૌન ગૃહી યહ જાનિ કૈ
કૌનહુ ભાતિ ન વ્હૈ નિરધારો."
"સુંદર જ્ઞાનીકી ઐસી દશા યહ
જાનૈ નહીં કછુ રાગ વિરાગે."
"સુંદર જ્ઞેય રૂ જ્ઞાન હુ બ્રહ્મહી
આપહુ બ્રહ્મહી જાનત જ્ઞાની."
"હૈ સબહી અધ–ઉર્દ્વ સુ કેવલ
સુંદર કેવલ જ્ઞાન વહી હૈ"

(મહાત્માની મસ્તી).

"જ્યૂંઘટ નાશ ભયો વ્યોમસુ, લીન ભયો પુનિ હૈ નભમાંહી
ત્યું પુનિ મુક્તિ જહાં વપુ છાંડત, સુંદર મોક્ષ શિલા કહું કાંહી ?"

સુંદર જ્ઞાન પ્રકાશ ભયો જબ, એક અખંડિત બ્રહ્મ અનૂપા
ત્રિગુણ અતીત સાક્ષી તૂરીયા સ્વરૂપ જાન
સુંદર કહત વાકે જ્ઞાનકો પ્રકાશ હૈ
ત્રિગુણ અતીત જૈસે પ્રતિબિંબ મિટી જાત
સુંદર કહત એક સુરજહી હોતે હૈ
બાહિર વ્યોહાર ઠાને, મન મેં સ્વપન જાને
સુંદર જ્ઞાનીકી કછુ અદ્દભુત ગતિ હૈ
અજ્ઞકું જગત યહ, સકલ સંતાપ કરે
જ્ઞાનીકું સુંદર સબ, બ્રહ્મકો વિલાસ હૈ (મ. મ.)

"યોગી અને આત્મજ્ઞાની આંતર્ય ચક્ષુથી જુએ છે તો એનાથી એમ બોલાઇ જાય છે કેઃ—'અહો ! દુનિયા હયાતીમાંજ નથી અને તે છતાં બીજાઓને સાંભળીને મે પણ દુનિયાનું ભૂત સાચું માન્યું હતું. અજ્ઞાને ઉત્પન્ન કરેલી દુનિયા જ્ઞાનના પ્રકાશ સામે ક્ષણ માત્રમાં કેવી લુપ્ત થાય છે ? (મ. મ)

"It is a mad man who can understand another mad man's words and in his eyes alone they have some value. Sentiments like these will not be any use to Philosophers and Knowledge-hunters.

A prudent man is never in the least disturbed by false words or false rumours.

Even the Lord himself has opponents and detractors. If all were equal in intelligence, there would have been one established religion and one fixed form of the Lord in this world Everybody here thinks according to his own light and gives vent to his ideas when convenient."

( Pagal Harnath )

"જ્ઞાનચક્ષુપવાળો એક આત્મજ્ઞાનીજ જાગે છે."

( કુમારપાળ )

"તત્ત્વજ્ઞાની મહાપુરૂષની સર્વત્ર બ્રહ્મદ્રષ્ટિ થઇ જવાને કારણે લોકદ્રષ્ટિથી વ્યવહારમા યથાયોગ્ય ભેદ રહેતાં પણ તેનો આત્મભાવ અને પ્રેમ સર્વત્ર સમ રહે છે."

( ગીતા તત્ત્વાંક પાનું ૪૨૧ )

"જેની સર્વત્ર સમબુદ્ધિ થઇ ગઇ છે તેણે આ વર્તમાન જીવનમાં સંસારને જીતી લીધો-જીવન મુક્ત થઇ ગયો."

( ગી. ત. ૪૪૨ )

## (૯) જ્ઞાનની અવસ્થા

પુરૂષના જ્ઞાનની અવસ્થા સાત પ્રકારની છે. જે વેળાએ એ પ્રજ્ઞા (જ્ઞાન) ના આગમનનો આરંભ થાય છે તે વેળાએ આપણે હવે જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ એવી આપણને જાણ થતી જાય છે, એ પ્રજ્ઞાની પ્રથમાવસ્થા થઇ. જે વેળાએ દ્વિતીય અવસ્થાનો ઉદય થાય છે તે વેળાએ આપણાં સર્વ પ્રકારનાં દુઃખોનો સંહાર થઇ જાય છે. તૃતીય અવસ્થામાં આપણે સમસ્ત જ્ઞાનના અધિકારી થઇએ છીએ, અને સર્વજ્ઞતા આપણી પોતાની થઇ જાય છે. ચતુર્થ અવસ્થા ચિન્મુક્તિના નામથી ઓળખાય છે, અને એ અવસ્થામાં આપણે સ્પષ્ટતાથી જાણી શકીએ છીએ કે સર્વ પ્રાકૃતિક કઠિનતાઓ અને પ્રયાસોનો આપણામાંથી લોપ થઇ ગયો છે. એ પછીની અવસ્થામાં ચિત્તને પોતાને એવો સાક્ષાત્કાર થાય છે કે જ્યારે આપણે ઇચ્છીએ તે વેળાએ પોતાનાં મૂળ કારણોમાં તે લીન થઇ જઇ શકે છે. અંતે સપ્ત ભૂમિકા (અવસ્થા) માં આપણને એમ જણાઇ આવે છે કે આપણે આપણા આત્મામાં સ્થિર થઇ ચૂકયા છીએ. જે દ્વારા આપણે ઈશ્વરને જોઇ શકીએ છીએ તેજ તત્ત્વજ્ઞાન કિંવા ધર્મનું અંતિમ સાધ્ય છે. એવોજ ભારતવર્ષમાં તત્ત્વ શબ્દનો અર્થ થાય છે.

સુંદર જ્ઞાન પ્રકાશ ભયો જબ, એક અખંડિત બ્રહ્મ અનૂપા
ત્રિગુણ અતીત સાક્ષી તૂરીયા સ્વરૂપ જાન
સુંદર કહત વાકે જ્ઞાનકો પ્રકાશ હે
ત્રિગુણ અતીત જૈસે પ્રતિબિંબ મિટી જાત
સુંદર કહત એક સુરજહી હોતે હૈ
બાહિર વ્યોહાર ઠાને, મન મેં સ્વપન જાને
સુંદર જ્ઞાનીકી કછુ અદ્ભુત ગતિ હૈ.
અજ્ઞકું જગત યહ, સકલ સંતાપ કરે
જ્ઞાનીકું સુંદર સબ, બ્રહ્મકો વિલાસ હૈ. (મ. મ.)

“યોગી અને આત્મજ્ઞાની અંતર્ચક્ષુથી જુએ છે તો એનાથી એમ બોલાઇ જાય છે કેઃ—‘અહો ! દુનિયા હયાતીમાંજ નથી અને તે છતાં બીજાઓને સાંભળીને મેં પણ દુનિયાનું ભૂત સાચું માન્યું હતું. અજ્ઞાને ઉત્પન્ન કરેલી દુનિયા જ્ઞાનના પ્રકાશ સામે ક્ષણ માત્રમાં કેવી લુપ્ત થાય છે? (મ. મ.)

"It is a mad man who can understand another mad man's words and in his eyes alone they have some value. Sentiments like these will not be any use to Philosophers and Knowledge-hunters.

A prudent man is never in the least disturbed by false words or false rumours.

Even the Lord himself has opponents and detractors. If all were equal in intelligence, there would have been one established religion and one fixed form of the Lord in this world. Everybody here thinks according to his own light and gives vent to his ideas when convenient."

( Pagal Harnath )

" જ્ઞાનચક્ષુવવાળો એક આત્મજ્ઞાનીજ જાગે છે. "

( કુમારપાળ )

" તત્ત્વજ્ઞાની મહાપુરૂષની સર્વત્ર બ્રહ્મદ્રષ્ટિ થઇ જવાને કારણે લોકદ્રષ્ટિથી વ્યવહારમાં યથાયોગ્ય ભેદ રહેતાં પણ તેનો આત્મભાવ અને પ્રેમ સર્વત્ર સમ રહે છે. "

( ગીતા તત્ત્વાંક પાનું ૪૨૧ )

" જેની સર્વત્ર સમબુદ્ધિ થઇ ગઇ છે તેણે આ વર્તમાન જીવનમાં સંસારને જીતી લીધો-જીવન મુક્ત થઇ ગયો. "

( ગી. ત. ૪૪૨ )

## (૯) જ્ઞાનની અવસ્થા

પુરૂષના જ્ઞાનની અવસ્થા સાત પ્રકારની છે. જે વેળાએ એ પ્રજ્ઞા (જ્ઞાન) ના આગમનનો આરંભ થાય છે તે વેળાએ આપણે હવે જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ એવી આપણને જાણ થતી જાય છે, એ પ્રજ્ઞાની પ્રથમાવસ્થા થઇ. જે વેળાએ દ્વિતીય અવસ્થાનો ઉદય થાય છે તે વેળાએ આપણાં સર્વ પ્રકારનાં દુઃખોનો સંહાર થઇ જાય છે. તૃતીય અવસ્થામાં આપણે સમસ્ત જ્ઞાનના અધિકારી થઇએ છીએ, અને સર્વજ્ઞતા આપણી પોતાની થઇ જાય છે. ચતુર્થ અવસ્થા ચિન્મુક્તિના નામથી ઓળખાય છે, અને એ અવસ્થામાં આપણે સ્પષ્ટતાથી જાણી શકીએ છીએ કે સર્વ પ્રાકૃતિક કઠિનતાઓ અને પ્રયાસોનો આપણામાંથી લોપ થઇ ગયો છે. એ પછીની અવસ્થામાં ચિત્તને પોતાને એવો સાક્ષાત્કાર થાય છે કે જ્યારે આપણે ઇચ્છીએ તે વેળાએ પોતાનાં મૂળ કારણોમાં તે લીન થઈ જઇ શકે છે. અંતે સપ્ત ભૂમિકા (અવસ્થા) માં આપણને એમ જણાઇ આવે છે કે આપણે આપણા આત્મામાં સ્થિર થઇ ચૂકયા છીએ. જે દ્વારા આપણે ઇશ્વરને જોઇ શકીએ છીએ તેજ તત્ત્વજ્ઞાન કિંવા ધર્મનું અંતિમ સાધ્ય છે. એવોજ ભારતવર્ષમાં તત્ત્વ શબ્દનો અર્થ થાય છે.

તત્ત્વજ્ઞાનની પદ્ધતિમાં સ્થૂળ, સામાન્ય અને કેવળ (સૂક્ષ્મ) એવી રીતે ત્રણ ભૂમિકાઓ કહેલી છે. ઉચ્ચતમ સાર કિંવા તત્ત્વ કે જેમાં સર્વ વસ્તુઓ સંમત થાય છે તે એકજ છે.

धूमेना व्रियते वन्हि यथादर्शोमलेन च
यथोल्बेनावृतो गर्भ स्तथा तेनेदमावृतम् ॥
आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्य वैरिणा
काम रूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥
( ગીતા ૩/૩૮, ૩૯ )

જે પ્રમાણે ધૂમાડાથી અગ્નિ, મળથી દર્પણ, તથા ઓરથી ગર્ભ વિંટાયેલો હોય છે તે પ્રમાણે શુદ્ધજ્ઞાન આ કામથી ઢંકાયેલું હોય છે. હે કૌંતેય ! જ્ઞાનની સાથે સદા વૈર રાખનાર અને અગ્નિની પેઠે સદા અતૃપ્ત રહેનાર કામથી જ્ઞાન નિરંતર આવૃત હોય છે. ભેદ દ્રષ્ટિ રહેવાથી ભક્ત પ્રાણનાથને આત્મ સમર્પણ કરવામાં કદી સમર્થ્ થતો નથી. ભગવાન શ્રીકૃષ્ણે વસ્ત્રાહરણના અભિનયમાં એજ બતાવેલ છે. ભેદ-ભ્રમનો હેતુ સ્થૂળ-સૂક્ષ્મ શરીર સહિત કારણ-અજ્ઞાનજ છે. અજ્ઞાનરૂપ કારણ નિવૃત્ત થવા પર કલ્પિત ભેદ પણ નિવૃત્ત થઈ જાય છે. સ્વરૂપમાં અભેદ અને વ્યવહારમાં આવશ્યક ભેદ રાખવો જોઈએ.

" જ્ઞાન ઉજ્જવલ થયે સમજાય કે બધું અનંત છે. એજ જ્ઞાન ખંડનું વિશેષ તત્ત્વ.

સરમ ખંડ=બ્રહ્માનંદ.
જ્ઞાનખંડ=આનંદનો પ્રારંભ.
આનંદખંડ=માં સૌંદર્ય જોવાય.
ધર્મ ખંડનું વકતવ્ય—જગતમાં પ્રકૃતિમાં જીવમાં ભગવાન્ સત્ય સ્વરૂપે અવસ્થિત છે.
જ્ઞાન ખંડનું વકતવ્ય—અનંતભાવે ભગવાનને જાણવા.

આનંદ ખંડનું વકતવ્ય—ભગવત્ રૂપનું દર્શન કરવું.

કૃપાખંડ—ત્યાં મહા બળવાન યોદ્ધાઓને (જેઓએ જગત જીત્યું છે તેનો) વાસ છે. સત્ ખંડ નીચેજ કૃપાખંડને સ્થાન આપ્યું છે.

સત્ય ખંડ—સત્યખંડે બીજા જીવાત્માને કાંઇ કાર્ય નથી તે સ્થાને બ્રહ્મ પૂર્ણરૂપે વિદ્યમાન છે. તે ખંડે જીવને ભગવાન્ કૃપા વડે લઈ જાય છે." (જપજી-નાનકકૃત)

"જ્ઞાનનિષ્ઠાના અવાન્તર ભેદ :—

૧ જે કાંઈ છે તે બ્રહ્મજ છે. (ગીતા ૧૩/૧૫)

૨ જે કાંઈ દૃશ્ય વર્ગ પ્રતીત થાય તે માયામય છે. વાસ્તવિક રીતે એક સચ્ચિદાનંદ ઘન બ્રહ્મથી અતિરિકત કાંઇ છેજ નહીં. (ગી. ૫/૧૭).

૩ જે કાંઇ પ્રતીત થાય છે તે બધું મારૂં સ્વરૂપ છે. હુંજ છું. (ગી. ૬/૨૯).

૪ જે કાંઇ પ્રતીત થાય છે તે માયામય છે, વાસ્તવમાં છેજ નહીં; કેવલ એક ચેતન આત્મા હુંજ છઉં. (ગી. ૧૩/૨૭-૩૪)
(ગીતા તત્ત્વાંક પાનું ૧૫૯)

## (૧૦) જ્ઞાન-યજ્ઞ

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥
(ગીતા ૪/૩૩.)

હે પરંતપ! દ્રવ્યમય યજ્ઞ કરતાં જ્ઞાનમય યજ્ઞ શ્રેષ્ઠ છે. કારણ હે પાર્થ! સર્વ પ્રકારના સર્વ કર્મનું પર્યવસાન જ્ઞાનમાંજ થાય છે. પરમેશ્વરની પ્રાપ્તિ તો તેના સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરી તે જ્ઞાનને યોગ્ય આચરણથી પરમેશ્વરની પ્રાપ્તિ સિદ્ધ કરવી તે માર્ગ

ખરા પરમેશ્વર સ્વરૂપનું જ્ઞાન થતાં જગતમાં ભૂતમાત્રમાં એકજ આત્મા છે તે ઓળખવું અને તે પ્રમાણે વર્તવું એ અધ્યાત્મજ્ઞાનની પરાકાષ્ઠા છે, અને જેને તે સ્થિતિ પ્રાપ્ત થાય તેજ પુરૂષ ધન્ય અને કૃતકૃત્ય છે.

ज्ञानाग्निः सर्व कर्माणि भस्मसात्कुरुतेऽर्जुन
જ્ઞાનરૂપ અગ્નિથી સર્વ કર્મ ભસ્મ થાય છે.

(ગીતા ૪/૩૭).

बीजान्यग्न्युप दग्धानि न रोहंति यथा पुनः
ज्ञानदग्धै स्तथाक्लेशौ नात्मा संपद्यते पुनः ॥

જેમ ભૂંજેલાં બી ફરીને ઉગતાં નથી તેમ જ્ઞાનથી (કર્મના) કલેશ બળી ગયા પછી આત્મા ફરીને જન્મ લેતો નથી. જે જ્ઞાનના યોગે આ વિશ્વના અસ્તિત્વના બંધનથી મુક્ત થઇ સ્વતંત્રતા (મોક્ષ) મેળવી શકાય છે તે જ્ઞાન ઐહિક વૈભવ આપી શકતું નથી એમ કદાપિ ધારવું કે માનવું નહીં–એજ જ્ઞાન જડ વૈભવ પણ આપી શકે છે. જ્ઞાન યોગથી જીવ–બ્રહ્મનું ઐકય સધાય છે માટે કહ્યું છે કે "અલક્ષ્યમાં પણ પ્રવેશ કરે છે" અલક્ષ્ય એટલે તો બ્રહ્મજ નૂતન વેદાન્તીઓ તો જ્ઞાન યોગનેજ સાધે છે, કર્મ યોગને નથી સાધતા. અહંકાર ને મમતામાંથી ઉત્પન્ન થયેલી સકામ અને વાસનાયુક્ત પ્રીતિ આપણા શરીરમાંથી ખસી જાય તો તે જ્ઞાનનું સાફલ્ય છે.

ઓ જ્ઞાન સ્વરૂપ! આનંદરૂપ! જો ભારતવર્ષના બાવન લાખ સાધુ–સંતોમાં એક હજાર પણ એવા હોય કે જેમના હૃદયમાં જ્ઞાન–ગંગાની એક નાનકડી નહેર પણ વહેતી હોય તો ભારતવર્ષ તો શું પણ સમસ્ત સંસાર કૃતાર્થ થઇ જાય!

"જે જ્ઞાન આપણે પ્રાપ્ત કરીએ તે જ્ઞાનને જો આપણે આચારમાં ન ઉતારી શકીએ તો એ જ્ઞાનની કિંમતજ શું છે?

એવા નિષ્ક્રિય જ્ઞાન કરતાં તો મૂર્ખતાજ ઉત્તમ છે. મનુષ્ય એક શ્રેષ્ઠ પ્રાણી ગણાય છે તેનું કારણ એજ છે કે તેનામાં વિવેક શકિત–તુલના શકિત રહેલી છે. આ શકિતની ઉત્પત્તિ કરવી તથા તેનો સદુપયોગ કરવો એ પ્રત્યેક મનુષ્યનું ખાસ આવશ્યક કર્તવ્ય છે." (સમ્રાટ–અકબર).

"ભેદ જ્ઞાન થવાથી જડ–ચૈતન્યનો ભેદ યથાર્થ સમજાય છે. આઠ પ્રવચન માતાના ખોળામાં ખેલે છે–ક્ષમારૂપી ખડગ વડે મોહ રાજાને પરાજય પમાડે છે, અંતરંગ સંવેગરૂપ નદીમાં પરમાનંદના સમુહ રૂપ આત્માને સ્નાન કરાવે છે, કાયારૂપી રથને રત્નત્રયીના યોગ રૂપી સુગંધ ચલાવે છે, વિવેક રૂપી પર્વતમાંથી અનુભવ રૂપી રસ–કુપિકા પ્રાપ્ત કરીને સૌભાગ્યવંતા સંતોષના મંદિરમાં રહેલા ક્ષાયિક ભાવને તે સોંપી દીધી છે; પાંચ મેરૂ સમાન પાંચ મહાવ્રતને અતુલ બળી થઇને ઉપાડે છે, પાંચ ઈંદ્રિયો રૂપી મૃગને સિંહની જેમ કબજે કરી સંવર રૂપી વાડમાં રૂંધે છે, પરિસહોને સમભાવે સહન કરે છે, અને તેનાજ વડે આત્મગુણની પુષ્ટિ અને મુકિતની પ્રાપ્તિ થાય છે એમ માને છે."

(ચંદરાજા)

"જ્ઞાન જેટલે અંશે સત્યને ધારણ કરે છે, પ્રીતિ જેટલી વિશાળ બને છે, અને આપણી ઇચ્છાને જેટલે અંશે તેની ઇચ્છાને આધિન કરાય છે, તેટલેજ અંશે આપણે તેની પાસે આવીએ છીએ. આપણે જેટલે અંશે સાધુ–ભાવ, પુણ્યભાવ, ધર્મભાવ પામીએ તેટલે અંશે તે શુદ્ધ અપાય–વિઘ્નને ગ્રહણ કરી શકીએ છીએ બધી ખોટી ભ્રમણાઓનો ત્યાગ કરી પહેલાં તો પોતાને પવિત્ર કરવા અને સર્વ કરતાં મ્હોટો ઉપાય જે તેની પ્રાર્થના કરવાનો છે તે ગૃહણ કરવો. તેઓ જો એમ કરશે તો નક્કી સત્ય સ્વરૂપને જોવા પામશે." (બ્રહ્મ. બોધ : દેવેન્દ્રનાથ ટાગોર).

"જ્ઞાતા જ્ઞેય અનાદિ અનન્ત, જ્ઞાન તણો ભક્તિમાં અંત."
(સાગર મહારાજ).

"જ્ઞાનની પુષ્ટિથી મત્ત બનેલા આત્માને બંધનો ફેડતાં વાર શી ?"
(જપજી–નાનકકૃત).

"કેવળ પઢવાથી કામ થતું નથી. પઢી-સાંભળી તે પ્રમાણે કરવું પડે તોજ ભગવાનની પરાભક્તિ પ્રાપ્ત થાય, અને પરાભક્તિ મલ્યેથી ભગવત્કૃપાથી ભગવાનનું યથાર્થ જ્ઞાન થાય; યથાર્થ જ્ઞાન થતાંજ ભગવાનમાં પ્રવેશ થઇ જાય છે."

(ગીતા તત્ત્વાંક પાનું ૧૨૨)

"શાસ્ત્રજ્ઞાન માત્રથી કોઇ મનુષ્ય ,આસક્તિ રહિત થતો નથી."
(ગી. ત. ૩૧૨)

"જ્ઞાની દ્વારા કેવળ લોક હિતાર્થ ઉચિત ચેષ્ટા થાય છે."
(ગી. ત. ૩૧૩).

"જ્ઞાન સૂર્ય એક વખત ઉદય થયા પછી કદી તે અસ્ત થતો નથી."
(ગી. ત. ૩૮૯).

"જ્ઞાન રૂપ નૌકા નિત્ય છે, તેનું અવલંબન કરવાવાળો મનુષ્ય નિઃસંદેહ પાપમાંથી તરી જાય છે, તેના પતનની જરી પણ શંકા રહેતી નથી."
(ગી. ત. ૩૯૧)

"ભગવાનને તત્ત્વથી જાણી લીધા બાદ તેનો પુનઃ જન્મ થતો નથી, તે તેનો અંતિમ જન્મ થાય છે. (ગી. ત ૫૧૭).

"જ્યાં સુધી પ્રકૃતિ અને પુરૂષનું પૂર્ણ જ્ઞાન હોતું નથી ત્યાં સુધી તેનો વારંવાર નાની યોનિયોમાં જન્મ થાય છે તત્ત્વ જાણી લીધા પછી પુનર્જન્મ થતો નથી." (ગી. ત. ૭૭૧)

"સર્વત્ર અને સદા સર્વદા કેવળ પરમાત્માનેજ દેખવો તેને તત્ત્વથી જાણવું કહે છે." ( ગી. ત. ૭૯૯ ).

# (૧૨) જ્ઞાન પ્રાપ્તિના ઉપાય

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया
अज्ञानेनावृत्तं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥

( ગીતા ૫/૧૫ ).

ધ્યાનમાં રાખ કે તે જ્ઞાન પ્રણિપાતથી, પ્રશ્નથી અને સેવાથી તત્ત્વવેત્તા જ્ઞાની પુરૂષો તુને ઉપદેશસે.

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते
तत्स्वयं योग संसिद्धः कालेनात्मनि विंदति ॥

( ગીતા ૪/૩૮ ).

જ્ઞાનના જેવું પવિત્ર આ લોકમાં ખરેખર બીજુ' કાંઇ નથી તે જ્ઞાન કાળે કરીને જેને યોગ સિદ્ધ થયો છે તે પુરૂપ પોતાનામાં પ્રાપ્ત કરી લે છે.

श्रद्धावांल्लभते ज्ञानं तत्पर: संयतेन्द्रिय:
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥

( ગીતા ૪/૩૯ ).

આ જ્ઞાન જે શ્રદ્ધાવાન પુરૂષો ઇન્દ્રિય સંયમ ન કરી તેનીજ પાછળ પડે છે તેને પ્રાપ્ત થાય છે, 'અને જ્ઞાન પ્રાપ્ત થતાંવે'ત તેને પરમ શાન્તિ થાય છે. સારાંશ બુદ્ધિથી જે જ્ઞાન અને શાન્તિ થાય છે તે શ્રદ્ધાથીજ મળે છે. ( ગીતા ૧૩/૨૫ )

સાંખ્ય પ્રમાણે આત્મજ્ઞાન થવાને માટે ઇન્દ્રિય નિગ્રહથી બુદ્ધિ સ્થિર, નિષ્કામ, વિરક્ત અને સમ થવી જોઈએ; અને યોગ પ્રમાણે પણ આત્મજ્ઞાન થવા માટે ઇન્દ્રિય નિગ્રહથી બુદ્ધિ સ્થિર, નિષ્કામ, વિરક્ત અને સમ થવી જોઇએ. ગ્રંથો અસંખ્ય છે અને સમય સંક્ષિપ્ત છે એટલા માટે સર્વથી વિશેષ જે તાત્વિક ગ્રન્થ

હોય તેનું ગ્રહણ કરી લેવું એજ જ્ઞાનનું મુખ્ય રહસ્ય છે. અંતરમાં પ્રત્યક્ષ અનુભવનું સામર્થ્ય ઉત્પન્ન થયા વિના મનનું મનુષ્યના અન્તઃ સ્વભાવનું અને વિચારોનું જ્ઞાન કદાપિ થઇ શકતું નથી. જેને આપણે મયુક્તિક અને તાર્કિક જ્ઞાનના નામથી ઓળખીએ છીએ તે સર્વ જ્ઞાન આપણને લાગણી અથવા જાણવાપણાથીજ પ્રાપ્ત થાય છે. આપણું સમસ્ત જ્ઞાન—પછી આપણે તેને દર્શન, બુદ્ધિ કે સાહજિક બુદ્ધિના નામથી ઓળખીએ તે એક જૂદી વાત છે—એકજ માર્ગથી આપણને પ્રાપ્ત થાય છે; અને તે માર્ગ અનુભવની સંજ્ઞાથી ઓળખાય છે. ઇન્દ્રિય પ્રાપ્ત જ્ઞાન જે મૂળ શક્તિથી થાય છે તેનું નામ ભાવના શક્તિ. એ બે શક્તિઓ મનુષ્ય જાતિમાં સ્વભાવિક રહેલી છે. આ દૃશ્ય જગતના જ્ઞાન સારૂ એ બે ભાસના અને ભાવના જ્ઞાન રૂપી સાધન પરિપૂર્ણ છે; પરંતુ અદૃશ્ય પરમેશ્વર સંબંધી જ્ઞાન માટે એ બે સાધન સહિત એક ત્રીજાની પણ અપેક્ષા રહે છે, અને તેના સંસ્કાર અંતઃકરણમાં છે એમ જણાય છે. ધર્મવાસના શક્તિ એ અદૃશ્ય પરમેશ્વરને જાણવા સારૂ જે અંતઃકરણની શક્તિ સમર્થ થાય છે તે ભાસના અને ભાવના શક્તિથી જૂદી છે; તે પણ મનુષ્ય જાતિમાં બીજ રૂપે રહેલી છે એમ વિચાર કરતાં જણાય છે. તે મૂળ શક્તિનું નામ ધર્મવાસના શક્તિ અથવા શ્રદ્ધા કહિએ તો ચાલી શકે છે. શ્રદ્ધા બીજ પણ સહેજ છે ભાસના, ભાવના અને વાસના એ ત્રણ શક્તિઓ મૂળમાં ઈશ્વર દત્ત હોય એમ વધારે સંભવ છે.

"ગુરૂ સિદ્ધાન્તો નથી આપતો, દૃષ્ટિ આપે છે. શિષ્ય શિષ્ય મટી ગુરૂમાં ભળી જાય-પોતે હદમાંથી છૂટી બેહદમાં જાય-પુરૂષ સિદ્ધ થાય." કબીરની ચિકિત્સા. (મહાત્માઓની મસ્તી).

"પૂર્ણત્વની તૂલનાથી સામાન્ય અવગુણ પણ અધિક ભયંકર જણાય છે." (કાઉન્ટ ટોલસ્ટોય).

"ગુ = અજ્ઞાન + રૂ = નાશ કરનાર = ગુરૂ. જે ગુરૂમાં સૃષ્ટિ, સ્થિતિ, લય, નિગ્રહ અને અનુગ્રહ એ પાચ પ્રકારનું સદા ભાસે એવા હંસ સ્વરૂપ સદ્‌ગુરૂનું સ્મરણુ તથા સ્મરણુ કરવું.

ઠાઠ માઠ એક ઠગકી રીતી, આઠો જામ રખ્ખે આચાર
જીવ દુઃખાવે મ્હેર ન આવે, ઉનપેં રીઝે કયું કીરતાર."

(સંદિગ્ધ સંસાર અને મણિમય મુક્તિ).

"પરકીયભાષા—માનસિક અધિકારી.

જેમાં નિરંતર ઇતિહાસ આવે છે. નિર્મુળ અને કૃતિ મધુર મનને લોભાવવા વાળી અને ચિત્તમાં આનંદ આપનાર અને ધર્મ સિદ્ધિ યુક્ત શાસ્ત્ર વર્ણનની પદ્ધતિ–

લૌકિકભાષા—રાજસી અધિકારી
લૌકિક રીતનું વર્ણન, સમાધિ ભાવોવાળી ભાષા.
સમાધિભાષા—સાત્વિક અધિકારી—

જે ભાષા કાર્ય બ્રહ્મ અને કારણુ બ્રહ્મના જ્ઞાનનો પ્રકાશ કરે છે. જે ભાષામાં સમાધિ સિદ્ધ ભાવો પૂર્ણ થાય છે તે."

(સંદિગ્ધ સંસાર અને મણિમય મુક્તિ).

"આપણી જીવન રક્ષા માટે ઇશ્વરે માતાના સ્તનમાં દૂધ દીધું ને માતાના હૃદયમાં સ્નેહ દીધો. તેણે આપણુને જ્ઞાન ધર્મનું શિક્ષણુ દઇ અને તિતિક્ષા ધૈર્યનું અછેદ્ય કવચ પહેરાવીને આ પૃથ્વીનું કઠોર વ્રત આપણી પાસે લેવરાવ્યું છે"

(બ્રહ્મબોધ-દેવેન્દ્રનાથ ટાગોર).

"જ્ઞાનની પ્રાપ્તિમાં શ્રદ્ધા જ પ્રધાન હેતુ છે."

(ગીતા તત્ત્વાંક પાનું ૩૯૪).

"જે મનુષ્ય સંપૂર્ણ ગીતાનું પ્રતિદિન સ્વાધ્યાય કરે છે અને રાત દિન મનન કરતો રહે છે તેનો જ્ઞાન ભંડાર અવશ્ય ખુલી જાય છે." (ગી. ત. ૧૦૬૧)

## (૧૩) જ્ઞાનનું આવરણ

ना दत्ते कस्य चित्पाप न चैव सुकृतं विभुः
अज्ञानेनावृत्तं ज्ञानं तेन मुह्यन्ति जंतवः॥
(ગીતા ૫/૧૫).

વિભૂ એટલે સર્વ વ્યાપી પરમાત્મા કોઈનું પાપ કે પુણ્ય કાંઈ લેતા નથી; જ્ઞાન ઉપર અજ્ઞાનનું આવરણ પડયું છે અને તેથી (માયાથી) પ્રાણી મોહ પામે છે. કોઈ પણ કર્મ મુક્તિ આપી શકે તેમ નથી; માત્ર જ્ઞાનજ મુકત કરી શકે છે. જ્ઞાન અનિવાર્ય છે, મન તેને સ્વીકારી કે અસ્વીકારી શકતું નથી. જ્યારે તે આવે છે ત્યારે મનને તેનો સ્વીકાર કરવો પડે છે; એટલે એ મનનું એક કર્મ નથી પણ માત્ર તેનો પ્રકાશ મનમાં આવે છે. કર્મ અથવા ઉપાસના પાછા પોતાના સ્વભાવમાં લાવી મુકનારાં છે. દેહને આત્મા માનવો એ મોટામાં મોટી ભ્રમણા છે અર્થાત્ એ ભ્રમણાના અભાવે આ દેહમાં જીવવા છતાં પણ આપણે મુકત થઈ શકીએ છીએ. સાધારણતઃ શરીરનો આત્મા સાથે કશો પણ સંબંધ નથી. ભ્રમણા અથવા માયા અસત્યને સત્ય તરીકે સ્વીકાર્યા કરે છે પણ તેમાંનું કાંઇ છે જ નહીં. જો કર્મદ્વારા મુક્તિ મેળવવાની ઇચ્છા હોય તો કર્મમાં પ્રવૃત્ત થવું, પરંતુ તેથી કોઈ પણ પ્રકારના પરિણામ—ફળની આકાંક્ષા ન રાખવી એટલે કે નિષ્કામ કર્મને સ્વીકારવું આવા પ્રકારનું કર્મ જ્ઞાનના પ્રદેશમાં લઈ જાય છે, અને તે જ્ઞાન મુક્તિનો મેળાપ કરાવી આપે છે. જ્ઞાનની પ્રાપ્તિ થવા પૂર્વેજ કર્મને સર્વથા ત્યાગી દેવાથી તે કર્મ ત્યાગ વિપત્તિના પ્રદેશમાં લઈ જાય છે. માયા પોતેજ પોતાને ઉત્પન્ન કરે છે, અને પોતેજ પોતાનો સંહાર કરે છે, માયા આવા પ્રકારની છે. કહેવાતા સર્વ જ્ઞાનનો આધાર માયાપર રહેલો હોવાથી તે જ્ઞાન એક વિકૃત મંડળ છે, અને તેથી સમય આવતાં તે જ્ઞાન પણ પોતેજ પોતાનો સંહાર કરી નાંખે છે.

જ્ઞાનપરના આવરણ સંબંધે ગીતા અધ્યાય ૩ શ્લોક ૩૮-૩૯ માં આગળ જ્ઞાનની અવસ્થા પ્રસંગે જણાવવામાં આવેલું છે.

"અજ્ઞાન વશ પોતાથી અને પરમેશ્વરમાં કર્તા, કર્મ અને કર્મફળ સંબંધની કલ્પના કરી મોહિત થઇ રહે છે."

(ગીતા તત્ત્વાંક પાનું ૪૧૮).

## (૧૪) વિદ્યા

મોક્ષ પ્રાપ્ત કરવા માટે અધ્યાત્મ શાસ્ત્ર પ્રમાણે જ્ઞાન એ એકજ માર્ગ છે. જ્ઞાન એટલે વ્યવહાર જ્ઞાન અથવા નામ રૂપાત્મક સૃષ્ટિ શાસ્ત્રનું જ્ઞાન એમ નહીં પણ જ્ઞાન એટલે બ્રહ્મ અને આત્માના ઐકયનું જ્ઞાન એનેજ વિદ્યા પણ કહે છે. અને "कर्मणा बध्यते जंतु: विद्यया प्रमुच्यते—મનુષ્ય કર્મથી બંધાય છે અને વિદ્યાથી મુકત થાય છે. તેમાં પણ વિદ્યા એ શબ્દનો જ્ઞાન એજ અર્થ વિવક્ષિત છે. વિદ્યા એટલે ઈશ્વર પ્રાપ્તિનો (ઉપાસના રૂપ) માર્ગ અને તે જે પ્રકરણમાં કહેવામાં આવેલાં છે તે પ્રકરણ સુદ્ધાંને વિદ્યા એજ નામ આપેલું છે. શાંડિલ્ય વિદ્યા, પુરૂષ વિદ્યા, પર્યંક વિદ્યા, પ્રાણોપાસના ઇત્યાદિ અનેક પ્રકારની ઉપાસનાઓ ઉપનિષદમાં વર્ણવેલી છે. રાજવિદ્યા શબ્દથી ભકિતમાર્ગજ વિવક્ષિત છે એમ સિદ્ધ થાય છે. અવિદ્યા અને વિદ્યા, અસંભૂતિ અને સંભૂતિ, એ બબેમાંથી કોઇ એક ઉપર રાગ અને બીજા ઉપર દ્વેષ તે દ્વૈત સ્વરૂપજ છે, અને તે રહસ્ય સિદ્ધાંતીઓને ઇષ્ટ નથી. વિદ્યા બુદ્ધિને વ્યાયામ અને શકિત આપે છે. વિદ્વાનો વિદ્યનો ઉપયોગ કરવાની શકિત પામે તો તેમનામાં દેશ-સેવાની શકિત સ્ફુરે છે, વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને પ્રેમ એ પંચ પર્વા વિદ્યા છે. વિદ્યા અપરા-ક્ષરનું જ્ઞાન અને પરા અક્ષર તત્ત્વનું જ્ઞાન એવા બે પ્રકાર છે. ભકિતજ વિદ્યાનું જીવન છે. નારદજીએ પોતાની સર્વ વિદ્યા સનત્કુમાર પાસે કહેલ છે કેઃ- વેદ, ઇતિહાસ, પુરાણ,

વ્યાકરણ, કર્મ, ગણિત, દેવ શાસ્ત્ર, નિધિ (ભૂમિમાં દટાએલ ધનનું જ્ઞાન થાય છે) ન્યાય, વાકો વાકય, નીતિ શાસ્ત્ર, નિરૂકત શાસ્ત્ર, શિક્ષા અને કલ્પ ત્રણેનું નામ વેદ વિદ્યા, આયુર્વેદ (ભૂત-વિદ્યા), મન્ત્ર, ધનુર્વિદ્યા (ક્ષત્રવિદ્યા), જ્યોતિષ શાસ્ત્ર (નક્ષત્ર વિદ્યા), ગારૂડિ વિદ્યા (સર્પ દેવ વિદ્યા), ગાન્ધર્વ શાસ્ત્ર (જન વિદ્યા), કડવાં વચનોને બદલે મીઠા બોલવા, દોષને બદલે ગુણ દેખાડવા, બુરાઈનો બદલો ભલાઇથી દેવો, નિન્દા કરવાવાળા કે મારવાવાળાને માટે ભગવાન પાસે ક્ષમા ચાહવી એ સદ્‌ગુણી કાર્યોનું નામ વશીકરણ વિદ્યા છે. બ્રહ્મ વિદ્યાની અપેક્ષા કર્મ વિદ્યા ગુહ્ય છે. વિષયાનુગામી કલ્પના અવિદ્યા છે. બ્રહ્માનુગામી કલ્પના સુવિદ્યા માયા છે. મૂળમાં એકનાંજ બે રૂપમાં પ્રકટ થયેલ છે. વિવેકથી એક બીજીમાં વિલીન થઇ જાય છે. વિદ્યાનું સ્વરૂપ તો વિનયથીજ ખીલે છે.

પરમાત્માને જે જ્ઞાન દ્વારા એક-અવિભક્ત-અવિનાશી રૂપમાં જાણવામાં આવે છે તે જ્ઞાનનું નામજ બ્રહ્મ વિદ્યા છે. સર્વ વ્યાપિની ઇશ્વરીય શકિત પોતાને અભિવ્યકત કરે છે ત્યારે તે બે પરસ્પર વિરોધી શકિતઓના રૂપમાં પ્રકટ થાય છે. એમાંથી એક શકિત ઇશ્વરોન્મુખ હોય છે તેને સંસ્કૃતમાં विद्या કહે છે. બીજી શકિત સંસાર પ્રવણ હોય છે અને अविद्या કહેવાય છે. પહેલી મોક્ષ અને આનન્દને દેવાવાળી છે અને બીજી બન્ધન અને દુઃખનું કારણ થાય છે. બિન્દુ તત્ત્વને વિદ્યા, સદ્વિદ્યા અથવા શુદ્ધ વિદ્યા પણ કહે છે. સદ્વિદ્યાને પરાત્પર દશા કહે છે. સૂર્ય વિદ્યાનું નામ નિગમ વિદ્યા છે. પૃથ્વી વિદ્યાનું નામ આગમ વિદ્યા છે. નાક, કાન બન્ધ કરવા ઉપર જે નાદ સંભળાય છે તે તેની (વૈશ્વાનર અગ્નિની) શ્રુતિ છે. પ્રસિદ્ધ દશ મહા વિદ્યામાં षोडशी વિદ્યા श्री વિદ્યાનું પરિણત સ્વરૂપ છે—બ્રહ્મવિદ્યા છે. વિદ્યા વગર પશુપાશ કદી છૂટી શકતો નથી. વિદ્યાજ અમૃત છે. सा विद्या या विमुक्तये (શ્રુતિ)-જેના દ્વારા મુકિત પ્રાપ્ત થાય છે તે વિદ્યા શબ્દ કેવળ જ્ઞાન નહીં

પણ યથાર્થ જ્ઞાન યા તાત્ત્વિક જ્ઞાનને દ્યોતિત કરે છે. અધ્યયન દ્વારા તથા શુદ્ધ આત્મજ્ઞાન સમ્પાદન દ્વારા ચિદ્રુપા વિદ્યાની પ્રાપ્તિ થાય છે. આધ્યાત્મિક વિદ્યાનું વાસ્તવિક જ્ઞાન યોગ વગર થઈ શકતું નથી. પ્રાણાપાનના યોગથી જેણે મનને બુદ્ધિમાં અને બુદ્ધિને આત્મામાં લીન કરવાનો અભ્યાસ સુસાધ્ય થઇ ચૂકયો છે તે સ્વરૂપમાં અવસ્થાન કરવાવાળો યોગી ગણુ તેને યથાતથ્ય સમજી શકે છે. આધિદૈવિક વિદ્યાને વૈષ્ણવ લોકો શ્રી કૃષ્ણની મ્હોટી બ્હેન કહે છે. તે સચ્ચિદાનન્દાત્મક છે. વિદ્યાવસ્થા આત્માનુભવની પરાવસ્થાનું નામ છે. વિદ્યા સંપ્રાપ્તિનાં સાધનઃ–સ્વાધ્યાય, યોગ તથા ઉપાસના બધાંથી મ્હોટાં સાધન છે. પરાપ્રપત્તિ એજ આત્મસમર્પણ છે–પરમ યોગ છે–સ્વરાજ્ય સિદ્ધિ છે. જેના દ્વારા અવિનાશી બ્રહ્મનું જ્ઞાન થાય છે તેને પરા વિદ્યા કહે છે. અપરાવિદ્યા જીવોને જન્મ–મરણથી છોડાવી શકતી નથી. વિદ્યા સમાન સંસારમાં કોઇ નેત્ર નથી; સૂર્યનો પ્રકાશ પણ આ વિદ્યા—ચક્ષુના પ્રકાશથી કમી છે.

"વિદ્યા અને અવિદ્યા એ બેને જે સાથે લાગી જાણે છે તે અવિદ્યા વડે મૃત્યુને તરે છે અને વિદ્યાથી અમૃતનો ભોગ કરે છે."

( સરસ્વતિચંદ્ર ભાગ ૩ ).

"ધર્મોએ માત્ર સઘળી વિદ્યા અને સઘળા વિજય મેળવનાર અંતઃકરણને ઘડવાનું કામ કરવાનું છે. શાસ્ત્રો ખોટાં નથી, સમજનારા ખોટા છે." (આર્યધર્મ)

વિચાર દ્વારા પૂર્ણતયા હૃદયંગમ નહીં હુઈ વિદ્યા અથવા બુદ્ધિ વ્યર્થ પરિશ્રમ કે તુલ્ય હૈ; ઔર વિચારસે હીન વિચાર મહા ભયંકર તથા દુઃખદ હૈ. (મહાત્મા કનફ્યુશસ. આ. ચ. સં.)

વિશુદ્ધ ભગવત પ્રેમ અનન્ય ભકિત એજ બ્રહ્મ વિદ્યા છે.

"The man who has known the Person of God will not be proud in the least even if he can look

into the past, present and future; neither would he bless nor curse and sometimes he may do this; he would be without fear alto-gether and sometimes he msy fear even. but he would not feel joy or sorrow on account of these things Whosoever has such deep faith in God will never do anything evil, but if he were to do something improper owing to the force of circumstances, such a man does not fall from the path of salvation " ( સ્વામીનારાયણ ).

## (૧૫) માયા—અવિદ્યા

ઉપાસના માટે વ્યક્ત સ્વરૂપની જો કે ભગવાને પ્રસંશા કરી છે તોપણ પરમેશ્વરનું શ્રેષ્ઠ સ્વરૂપ અવ્યક્ત-ઇન્દ્રિયોને અગોચર છે. તે પરમેશ્વર અવ્યક્તનો વ્યક્ત બને છે, તે તેની માયાજ છે. અને તે માયા તરી જઇ તેની પેલીપાર રહેલા શુદ્ધ અને અવ્યક્ત સ્વરૂપનું ભાન થયા વિના મનુષ્યને મોક્ષ મળતો નથી. मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम—માયા એટલે પ્રકૃતિ છે; અને તે માયાના અધિપતિ પરમેશ્વર છે, અને તેજ પોતાની માયાથી વિશ્વ નિર્માણ કરે છે એવી સૃષ્ટિની ઉત્પત્તિ આપેલી છે. પરબ્રહ્મમાંથી વ્યક્ત ઇશ્વર નિર્માણ થવાનું કારણ માયા, અને જીવ નિર્માણ થવાનું કારણ અવિદ્યા, એવા સ્વરૂપે કરીને એકજ એવી માયાના બે ભેદ પડે છે. જે માયાવડે અષ્ટધા પ્રકૃતિ-સૃષ્ટિની સર્વ વિભૂતિ-તેમાંથી ઉત્પન્ન થાય છે. (ગીતા ૪/૬) તેજ માયાના અજ્ઞાનથી જીવ મોહ પામે છે. (ગીતા ૭/૪-૧૫) એમ ગીતાનું કહેવું છે. સગુણ સૃષ્ટિ (પ્રકૃતિ) તે નિર્ગુણ પરમેશ્વરની જ એક દૈવી માયા છે.

(ગીતા ૭/૧૪).

दैवीह्येषा गुणमयी मम माया दुरत्यया
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

માયા એ પરમેશ્વરનીજ કોઈ પણ વિલક્ષણ અને અનાદિ લીલા છે. એ અદ્વૈત વેદાન્તને પણ માન્ય છે; કારણ માયા એ ઇન્દ્રિયોએ ઉત્પન્ન કરેલો દેખાવ છે તો ઇન્દ્રિયો એ પરમેશ્વરની સત્તાથીજ આ કામ કરતી હોવાથી માયા એ આખરે પરમેશ્વરનીજ લીલા છે એમ કહેવું પડશે એ માયા તત્ત્વતઃ સત્ય કે મિથ્યા એટલોજ માત્ર વાદ છે. અને આ બાબતમાં જે નામ રૂપાત્મક માયાથી અવ્યકત પરમેશ્વર વ્યકત મનાય છે તે માયા-પછી તેને અલૌકિક શકિત કહીએ કે બીજું કાંઇ કહીએ-અજ્ઞાનથી ઉત્પન્ન થયેલી દેખાવની વસ્તુ અથવા મોહ હોઈ ખરૂં પરમેશ્વર તત્ત્વ તેથી જુદું છે.

ભગવાનની માયાને તર્ક શાસ્રથી વિરોધ છે. આંહી માયા શબ્દનો અર્થ પ્રકૃતિના ત્રિગુણમય વિકાર નથી પરન્તુ,આશ્ચર્યમયી શક્તિ છે. कर्तुमकर्तुमन्यथा कर्तुम् વાળા ભગવાનની શકિત પણ તેજ છે. જગત માયા દ્વારા ઉત્પન્ન થાય છે. માયા પણ ઇશ્વર રૂપજ છે એ બ્રહ્મવાદ છે. અનન્તથી સાન્ત હોવાનું નામ માયા છે. માયાથી બચવાનો ઉપાય मामेवये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते એજ છે. अघटन घटना पटीयसी માયા છે. જેનો ભેદ ભાવ છૂટી જાય છે તેજ પરમ શાન્તિને પામે છે. પરા અર્થાત શુદ્ધ સત્ત્વગુણી પ્રકૃતિમાં બીજરૂપથી સ્થિત રજોગુણ, તમો ગુણની પ્રબળતાને કારણે તેમાં एकाकी न रमते—एकोऽहं बहुस्यां प्रजायेय—એ સંકલ્પ ઉત્પન્ન થયો. એ સંકલ્પજ તે એકમાં બે રૂપ માયાજ છે. તેને ગુણમયી માયા અથવા અપરા પ્રકૃતિ કહે છે. માયા બે પ્રકારની—(૧) ભગવત્ સ્વરૂપથી દૃઢ સંબંધ કરાવવાવાળી; (૨) ભગવત્ સ્વરૂપથી જુદા પાડી સંસારમાં દૃઢ સંબંધ કરાવવાવાળી. જે પુરૂષ શ્રી કૃષ્ણ ચરણ કમળનું આસ્વાદન કરી ચૂકયો છે તે ફરીને દુર્ગતિપ્રદ માયાના વિષયોમાં કદી અનુરકત થતો નથી. તેથી વિપરીત જે માણસ સાંસારિક કર્મોથીજ પાપનો નાશ કરે

છે તે મહામૂઢ છે; તેના બન્ધનનો નાશ થતો નથી. અમિત રસનું માન (પરિચ્છેદ-સીમા) જે બળ કરી દીએ છે તેને માયા (માનનું કારણ) કહે છે. માયા દ્વારા સીમા બદ્ધ થવા પર માયા વિશિષ્ટ રસ નું નામ અવ્યય પુરૂપ છે. અસત્તા, જડતા અને દુઃખ એ ત્રણ માયાના સ્વરૂપ છે. मा = નહીં અને या=જે; એટલે કે જે નથી અને દેખાય છે તેજ માયા છે. ઇશ્વર અને જીવની વચમાં જડતા (માયા) નો પડદો પડેલો છે તે હટયા વગર જીવ અને ઇશ્વરનું ઐકય અર્થાત્ મીલન થતું નથી. એમ સમજવું જોઇએ કે ઇશ્વર કાંઇ કરતો નથી, તેમ હું કાંઇ કરતો નથી પણ ઇશ્વરની માયા—શકિતજ બધું કાર્ય કરી રહી છે.

ભકતને ભગવાન પાસે જવાના રસ્તામાં માયાનાજ સમુદ્ર છેઃ—

(૧) સાંસારિક પુરૂપોની સંગતિથી નિન્દા-સ્તુતિનો વિસ્તાર; તેને તરવાને માટે વિષયોથી વૈરાગ્ય અને ગુરૂમાં શ્રદ્ધા એજ સુદૃઢ જહાજ છે.

(૨) વિષયરત પુરૂપોની પ્રશંસા—એકાન્તવાસરૂપ નૌકાથી તેને પાર કરવાં જોઇએ.

(૩) ભોગોની તૃષ્ણા—સદા મૃત્યુની સ્મૃતિરૂપ બેડાપર ચઢી તેને પાર થવાય.

(૪) અતિલોભ તથા લોકલાજ—સન્તોષ રૂપી શંગથી તેને પાર કરવાં જોઇએ.

માયારૂપી સમુદ્રથી પાર થતાંજ આનન્દ લોકમાં પહોંચાય છે.

માયાનો સ્વભાવ બે પ્રકારનો છેઃ—(૧) આવરણ શકિત રૂપ; (૨) વિક્ષેપ શકિત રૂપ—જાગૃત રૂપ અને સ્વપ્ન રૂપ. મોહિની માયાના બે અસ્ત્ર—કનક અને કામિની છે. કલિયુગ કલહ યુગજ છે. સાધારણ સ્થિતિમાં અને અસાધારણ સ્થિતિમાં પણ લોક

કલ્યાણાર્થ અદ્વૈતવાદ કૃપા માર્ગને કાપતો નથી. ભકિતવાદ વગર અદ્વૈતવાદની ઉત્પત્તિ થઇ શકતી નથી.

"પરમ શકિત અતુલિત બલમાયા, તવ પ્રભાવ નિગામાગમ ગાયા
સહજે તુમ નિજ ભૃકુટિ વિલાસા, ત્રિભુવન સાજિ પોખિ પુનીનાસા.
ધરિયહ સોમ્ય સરૂપ સુહાવા, કત અબ નિજ બલ તેજ દુરાવા;
એહિ વિધિ અબ એહ ખલુ બલુ સારા, કીજે અબ યાકો સંહારા.

कस्तरपि कस्तरति माया ?

यः सङ्गस्त्यजति यो महानुभावो सेवते निर्ममो भवति

પ્રશ્ન—કોણ તરે છે, માયાથી કોણ તરે છે ?

ઉત્તર—જે બધા સંગોનો પરિત્યાગ કરે છે, જે મહાનુભાવોની સેવા કરે છે, અને જે મમતા રહિત થાય છે તે તરે છે. यो विविक्त स्थानं सेवते। यो लोकबन्धमुन्मूलयति। निस्त्रै गुण्यो भवति। योग क्षेम त्यजति॥ જે નિર્જન સ્થાનમાં નિવાસ કરે છે; જે લૌકિક બન્ધનને તોડી નાંખે છે; જે ત્રણ ગુણોથી પર જાય છે અને જે યોગ તથા ક્ષેમનો પરિત્યાગ કરી દે છે તેજ તરે છે.

પોતાની જે શકિતના બળથી શ્રી ભગવાન बहुस्यां प्रजायेय એ સંકલ્પ અનુસાર એકદમ નાના જગત્ રૂપી રૂપોને ધારણ કરી જગત્‌ની સૃષ્ટિ કરવાવાળો કહેવાય છે તેનું નામ માયા છે. માયા શકિતની બે અવસ્થાઃ—(૧) વ્યકત–કાર્ય–વ્યાકૃત; (૨) અવ્યકત–કારણ–અવ્યાકૃત જેમાં સંસાર લીન થાય છે. માયાનાં નામ–મહામાયા વિચિત્ર કાર્ય કરવાના કારણથી; પ્રધાન–બધા જગતનું પ્રકૃષ્ટ નિધાન (આશ્રય) હોવાના કારણથી; અને પ્રકૃતિ બધા જગતનું ઉપાદાન કારણ હોવાથી—એ નામોથી પ્રસિદ્ધ છે. શકિત વગર શકિતમાન અને શકિતમાન વગર શકિત નથી. માયા શકિતનો પ્રાદુર્ભાવ થતાં તે अहम અને इदम ને પૃથક્ કરી દીએ

છે. પરમાત્માની માયા રૂપિણી એ શકિતજ તે મૂળ પુરૂષની પ્રકૃતિ છે; તેનાં ત્રણ અંગ છેઃ—

(૧) હૃદય સ્થાની તો સ્વયં ઇચ્છા શકિત છે.

(૨) શિરઃસ્થાની જ્ઞાન શકિત છે.

(૩) હસ્ત–પાદ સ્થાની ક્રિયા શકિત છે.

| આધ્યાત્મિક— | પૌરાણિક— | તાંત્રિકઃ— |
|---|---|---|
| चित् જ્ઞાન શકિત— | મહાસરસ્વતિ— | ऐं વિષ્ણુ–સત્વ |
| आनन्द ઇચ્છા શકિત— | મહાકાળી — | क्लीं મહેશ–તમ |
| सत् ક્રિયા શકિત— | મહાલક્ષ્મી — | ह्रीं બ્રહ્મા–રજ |

પરમાત્માની ઇચ્છા શકિતયોનું રૂપાન્તર અનન્ત દ્રવ્ય શકિતયો છે તેને અર્થ શકિત પણ કહે છે. मीयते अनया इति माया જે જ્ઞાનથી તેને જાણી શકાય તેનું નામ માયા છે. જડ માયા તેની બહિરંગા શકિત હોવાથી લજ્જાના કારણે તેની સન્મુખ ઠેરતી નથી. ભગવાનની માયા શકિત ત્રણ પ્રકારની છેઃ–

પ્રથમ શકિત અનન્ત પ્રકૃતિને સ્પર્શ કરવા પરભગવાનનેજ જગદ્રૂપથી પ્રકાશિત કરે છે; બીજી મોહિની માયા શકિત જીવોને વ્યામોહ કરી તે જીવાર્થ સૃષ્ટિમાં આસકત કરી દીએ છે. ભેદ સંસારના કારણભૂત અંશનું નામ માયા છે; અને અભેદને દેખાડવા વાળા અંશનું નામ વિદ્યા છે સામાન્ય–વિશેષ ભાવ રહિત સ્વગતાદિ–ભેદ શૂન્ય જે બ્રહ્મ સ્વરૂપ છે તેમાં માયા નામનો એક મિથ્યા પદાર્થ માનવો પડે છે. જગત માયાનો વિલાસ છે. વસ્તુતઃ માયા સત્સ્વરૂપ નથી, જગત પ્રતીતિ ગની સંગતિને લીધે તેની કલ્પના કરવામાં આવી છે, તથાપિ તેનું સામર્થ્ય અતકર્ય છે. एकमेवाद्वितीयम् બ્રહ્મ સ્વરૂપના આશ્રયથી માયા બ્રહ્મને પુરૂષ બનાવી પોતે પ્રકૃતિ બનીને અનન્ત બ્રહ્માંડ ઉત્પન્ન કરે છે. एकाकी न रमते, એકોऽहं बहुस्याम् એવી સ્ફૂર્તિ થઇ તેને આદિ સ્ફુર્તિ યા મૂળ માયા કહે છે. તે જ્ઞાન–ક્રિયા શકિત રૂપથી દ્વિવિધા થઇ.

જ્ઞાન+ ક્રિયા, શિવ+શક્તિ, પુરૂષ+પ્રકૃતિ, ગણેશ+સિદ્ધિ, રામ+સીતા, કૃષ્ણ+રૂક્મિણી. એ તમામ એકજ જોડી છે, પરંતુ વિશ્વ પ્રપંચને માટે એકનાં બે રૂપો થઈ ને રમવા લાગેલ છે. આજ કાલનો સંપૂર્ણ સમાજ તેનાથી સહયોગ કર્યા વગર રહી શકતો નહોતો કેમકે સાંપ્રતિક સામાજિક માયાજ તેના તરફ પ્રવૃત્ત કરે છેઃ–

कर्तुनेच्छसियन्मोहात्करिष्यस्यवशोऽपितत्

"ચઢ કર નહીં ઉતરને વાલી ભક્તિ જ્ઞાનકી મદિરાકો
ભક્ત જ્ઞાનીયોંને પી કરકે પાવન પદકો કયો પ્યાલા ?
લીલામય લીલા વ્હાલાકા, પી કર પ્યાલા પર પ્યાલાં
મહા મોહિની બને કયોં બનતી, મતવાલી માયા લાલા ?

ઈન્દ્રિયોની નગ્ન-લીલા એજ માયા છે, પરબ્રહ્મની અંદર પોતે પોતાને પરિચ્છિન્ન અને પરિવૃત્ત કરવાવાળું જે તત્ત્વ છે તેને માયા કહે છે. બરાબર ક્રીડા ચાલી જાય તેને માટે કર્મબન્ધનું જે પ્રબળ ચક્ર ચલાવેલું છે તેમાં માયાનો પ્રધાન હાથ છે. જ્યાં સુધી સ્વયં એ કૌતુક કરવાવાળાનો આશ્રય જીવ લેતો નથી ત્યાં સુધી તે એ ભૂલ-ભૂલૈયાની બહાર નીકળી શકતો નથી. શૂન્યવાદનું સુસંસ્કૃત ઉપાન્તર શંકરાચાર્યજીનો માયાવાદ છે. જ્ઞાનીયોને પણ મોહ થાય છે કેમકે મહામાયા-ભગવતી અર્થાત્ ભગવાન્ વિષ્ણુની યોગ નિદ્રા (તમોગુણ પ્રધાન શક્તિ) જ્ઞાની (બુધ્ધિમાન) પુરૂષોના ચિત્તને પણ બળપૂર્વક ખેંચીને મોહયુકત કરી દીએ છે. તે ભકતોને વરપ્રદાન કરે છે; અને તે પરમા અર્થાત્ બ્રહ્મજ્ઞાન રૂપા છે.

"જે બધી સારી વાત છે તે ઈશ્વરની છે. જે ખરાબ વાત છે, કુબુદ્ધિ છે, અસત્ય છે, અવિદ્યા છે તેઃ બધું મ્હારૂં છે."

(જીવનવેદ-કેશવચંદ્રસેન).

"અવિદ્યા રૂપી ભ્રમ મટી જવો એજ બ્રહ્મમાં પ્રવેશ કરવો થાય છે." (ગીતા તત્ત્વાંક ૫૪૩).

"અક્ષર સ્વરૂપને જાણવાથી અવિદ્યાથી મુકત થાય છે, પરંતુ ભગવાનને તત્ત્વથી જાણવાનું બહુજ કઠિન છે."
(કલ્યાણ ડીસેંબર ૧૯૩૯ પા. ૧૩૪૧).

## (૧૬) અજ્ઞાન-માયાનદી

સ્વરૂપનું અજ્ઞાન, દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ અને અન્તઃકરણાધ્યાસ એ પંચપર્વા અવિદ્યા છે. તે જીવને લાગે છે, બ્રહ્મને નહીં. વિ । અને અવિદ્યા બન્ને ભગવાનની માયારૂપ શકિતને આધીન છે. માયા નદી નિર્ગુણ બ્રહ્મરૂપી પર્વતના તુટેલા ભાગમાં હતી ત્યારે પ્રથમ તેમાં સંકલ્પ રૂપી જળનો ઉદય થયો અને તેમાં પંચમહાભૂતનો નાનો સરખો પરપોટો ઉદ્‌ભવ્યો; જે નદીનાં વિસ્તારરૂપી પ્રવાહથી અને કાળ ગતિના વેગથી કર્મ તથા મોક્ષના ઉંચા કાંઠા ઉલંઘીને ચાલી જાય છે; જે સત્ત્વાદિ ગુણરૂપી મેઘની વૃષ્ટિથી ભરાઇને ભ્રાંતિરૂપ મહાપૂરથી યમ-નિયમ રૂપી શહેરોને ઘસડી લઇ જાય છે; જેમાં દ્વેષ રૂપી વમળો પડી જે મત્સ રૂપી વલણથી વહે છે; જેમાં ઉન્મત્તતા આદિ પ્રચંડ મત્સ્યો તરફડે છે; જેમાં પ્રપંચ રૂપી ભેદના પ્રવાહો ચાલે છે, અને કર્માકર્મના પૂરમાં સુખ-દુઃખ રૂપી કચરો તરતો તરતો જઇને કાંઠા પર નીકળી જાય છે; જેમાં વિષય સુખ રૂપી દ્વીપ પર કામ રૂપી મોજાંઓ અથડાય છે, અને ત્યાં જીવ સમુદાય રૂપી ફીણ મોટા પ્રમાણમાં દેખાય છે; અહંકાર રૂપી પ્રવાહ અને વિદ્યા, ધન તથા સામર્થ્ય એ ત્રણ મદના જુસ્સાથી ત્યાં વિષય તરંગો ઉછાળા મારે છે; ઉદય અને અસ્તના પૂરથી જન્મ મરણના પાષાણો તુટી પડી તે ઠેકાણે શરીર રૂપી પરપોટા ઉત્પન્ન થાય છે ને લય પામે છે; જેમાં મોહને ભ્રાંતિ રૂપી મત્સ્યો ધૈર્ય ધરી માંસને

સ્વાહા કરી જાય છે; તે સ્થળે અજ્ઞાન રૂપી પ્રચંડ બળવો ઉત્પન્ન થાય છે; ભ્રાંતિ રૂપી ડહોળાયલું પાણી શ્રદ્ધા રૂપી કાદવમાં પડે છે, અને રજોગુણના ખડખડાટથી સ્વર્ગ પ્રાપ્તિની પ્રચંડ ગર્જના ઉદ્ભવે છે; વળી તમો રૂપી પ્રવાહ તથા સત્ત્વ રૂપી સ્થિર પાણીનું તળાવ તરી જવું કઠિન છે; વધારે શું કહેવાય ? આ માયા નદી મહા વિનાશકારિણી છે.

જે અનન્ય ભાવથી ઇશ્વરને શરણે જાય છે તે આ દુસ્તર નદીને સહેજ તરી શકે છે, એટલુંજ નહીં પણ તે આ કાંઠે હોવા છતાં પણ માયા રૂપી જળ નષ્ટ થાય છે. જેને સદ્‌ગુરૂ રૂપી નાવિક મલ્યો હોય, જેણે બ્રહ્મ સાક્ષાત્કાર રૂપી સઢ મજબૂત રીતે પકડયો હોય, જેને આત્મ નિવેદન રૂપી નૌકા હસ્તગત થઈ હોય, જે અહંભાવનો બોજો ફેંકી દઈ વિકલ્પ રૂપી પવનનું તોફાન ચૂકવી અને સ્ત્રી-સંતતિ પ્રતિના પ્રેમ રૂપી પાણીના પ્રવાહને ટાળીને જીવાત્માના ઐકય રૂપી ઘાટ પર ઉતરે છે; આ ઘાટ પર જેને આત્મબોધ રૂપી નૌકા પણ હાથ લાગે છે, અને જે તે દ્વારા નિવૃત્તિને પેલે પાર જઇ પહોંચે છે એવા લોકો વૈરાગ્ય રૂપી હલેસાં ઓ વડે अहं ब्रह्मास्मि એ ભાવનાના બળથી મુક્તિ તટ પર અવશ્ય અચૂક આવી પહોંચે છે. આ ઉપાય વડે ઇશ્વરને જે ભજે છે તે આ માયા રૂપી નદીને તરી જાય છે; પરંતુ આવા ભક્તો ઘણા હોતા નથી, કોઈ વિરલજ હોય છે.

ભ્રમનું કારણ સર્વત્ર એકજ હોય છે અને તે અજ્ઞાન છે. અજ્ઞાનથી પર જવાનો રસ્તો વિચાર છે.

"ઘૂંઘટકા પટ ખોલરે, તો હિ પીય મિલેંગા."

ઘૂંઘટ અર્થાત્ અજ્ઞાનનો પડદો ખોલવો જોઇએ. અજ્ઞાનને શાસ્ત્રમાં સ્વાશ્રય-સ્વ વિષય રૂપ કહેલ છે, અર્થાત્ અન્ધકાર જે ઘરને આશ્રય રહે છે તે ઘરને આચ્છાદન કરે છે. એ પ્રકારે અજ્ઞાન-

રૂપી અન્ધકાર શુદ્ધ આત્મને આશ્રય રહે છે અને તેને આચ્છાદન કરે છે અજ્ઞાન ભાવ રૂપ છે અને ભાવ રૂપ અજ્ઞાનનો નાશ બ્રહ્મ વિદ્યાથી થાય છે. ઇશ્વરના કૃત્યમાં સંદેહનું કારણ પણ અજ્ઞાનજ છે. તેનો નાશ પૂર્ણ જ્ઞાનથીજ થવાનો સંભવ છે બધા અજ્ઞાની જીવો વારાંગનાની સમાન છે કામ, ક્રોધ, લોભ, મોહાદિ અનેક પતિ ભોગવે છે. અહં-મમ અભિમાનથી ઉત્પન્ન થઈ અનેક પ્રકારના શબ્દ સમૂહ જે અજ્ઞાની જીવમાં રહે છે તે અજ્ઞાની જીવ આ લોકમાં સ્ત્રી છે વિજ્ઞાન રૂપ પરમાત્મામાં જડ અજ્ઞાન રહે છે-દુઃખરૂપ અજ્ઞાન વિજ્ઞાન-આનન્દ રૂપ આત્માનો આશ્રય કરે છે અજ્ઞાનાત્મક સિદ્ધાન્તોઃ-(૧) દેહાત્મવાદી, (૨) ઇન્દ્રિયાત્મક વાદી, (૩) પ્રાણાત્મ વાદી, (૪) આત્મવાદી. પ્રાણ શ્વાસ તો જડ છે અને તેથી મનનેજ આત્મા માનવો. જાણવાપણાને જે ન સમજવું તે અજ્ઞાન છે.

"અજ્ઞાન ફક્ત ચિત્તની એકાગ્રતાથી આવે છે. પ્રભુના અવ્યક્ત સ્વરૂપમાંજ એકાગ્ર થઇ રહેવાથી પ્રભુનું વ્યક્ત રૂપ જે જગત છે તેનું અજ્ઞાન છે" ( અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન )

"દશ્ય કોટિમાં દશ્યના દ્રષ્ટિ બિંદુથી જોવાથી જીવ જગત અને ઇશ્વર વચ્ચે ભેદ દેખાય છે. આ દ્રષ્ટિને અજ્ઞાન કહે છે કે જેમાં આપણે રહિએ છીએ. આપણું અજ્ઞાન તે તપની ક્રિયા છે."
( અ. ઘો. ત. )

"ચિતને અનેક રૂપે થવાની દશા થતાં તેની ક્રિયામાં તદન બાહ્ય રૂપ સુધી જવા માટે ચિત્ પોતાના તપથી એકાગ્ર થવાથી તેને તેના મૂળ સ્વરૂપમાં તે વખતે અજ્ઞાન રહે છે કે જે દુઃખ રૂપે પરિણામ પામે છે. અનેક રૂપે આનંદ લેવો હોય તો અજ્ઞાન વગર અનેક રૂપે રહી શકાય નહિ.

આત્માનું મૂળ સ્વરૂપ પાછળ રાખી તેનું અજ્ઞાન આગળ રાખવામાં પણ આનન્દ રહેલ છે તેથી જીવને ઇશ્વરથી વિયોગ

થાય છે. પણ વિયોગ થાય તોજ પછી યોગનો આનન્દ બરાબર મળી શકે. "
( અ. ઘો. ત. )

"અજ્ઞાન એ સર્વજ્ઞ પ્રભુનું એક પ્રકારનું ડહાપણ હોવું જોઇએ. પ્રભુની એક પ્રકારની શકિત હોવી જોઇએ. જગતના ચક્રને બરાબર નિયમમાં ચલાવવા માટે પ્રભુએ અજ્ઞાનને એક જરૂરી વસ્તુ તરીકે રાખેલું હોવું જોઇએ જેવું જગત થવાનું હતું. એવું થવાની જરૂર હોવાથી અજ્ઞાન પણ તેમાં એક ઉપયોગી બાબત તરીકે આવે છે. "

જો સર્પપણ રજ્જુની માફક સત્ય ન હોય તો તે રજ્જુમાં સર્પ બુદ્ધિ થવાનો સંભવ નથી. ઉલટું જગત પણ બ્રહ્મની માફક સત્ય માનવાથી દ્રષ્ટાંત વધારે ઘટે છે; પણ તેમાં પણ એક એ પ્રશ્ન રહે છે કે બ્રહ્મથી અતિરિકત કોઇ પણ વસ્તુ ન હોય છતાં બ્રહ્મમાં જગતનો ભાસ કેમ થાય છે?

ઇશ ઉપનિષદ્‌માં સત્ય કહ્યું છે કે " અનેક રૂપને મિથ્યા સમજી માત્ર એક રૂપમાંજ લય થવું તે પણ અજ્ઞાનની દશા છે. એક અને અનેક બન્નેથી અતીત દશા પ્રાપ્ત કરી બન્નેનો સાથે અનુભવ થવો તે જીવની ઉત્તમમાં ઉત્તમ ગતિ છે. "
(અ. ઘો. ત.)

"જ્ઞાનની પરિમિતતા તેજ સર્વત્ર અજ્ઞાન રૂપે દેખાય છે.

અપરિમિત અને અભેદ્ય બ્રહ્મ સ્વરૂપમાં પરિમિત ભેદ કરનાર આવું અજ્ઞાન કેવી રીતે આવે છે તેનું મૂળ ચિત્‌ની એક પ્રકારની શકિતમાં રહેલું છે. તે તપ કહેવાય છે, કે જે તપથી પ્રભુએ પોતામાં જગત ઉત્પન્ન કરી જગતની ક્રિયાઓ નિયમમાં રાખી છે.

અજ્ઞાન પ્રભુની ક્રિયામાં એક શકિત છે તે પ્રભુનું સમસ્ત સ્વરૂપ નથી.

અજ્ઞાનનો સ્વભાવ પરિમિત થવું, ભેદ કરવો તે બ્રહ્મના શુદ્ધ સ્વરૂપમાં નથી, પણ બ્રહ્મના ક્રિયાત્મક રૂપમાં અમુક ક્રિયા કરવા માટે તેનો બીજી ક્રિયા સાથે સંબંધ કરવા માટે ઉપયોગ કરવા રાખેલ છે." (અ. ઘો. ત.)

"અજ્ઞાન વશ મનુષ્ય આત્માને કર્ત્તા માની બેસે છે. આ આત્મા વાસ્તવમાં સર્વથા અસંગ છે. (બૃહ. ઉ. ૪/૩/૧૫)."

(ગીતા તત્ત્વાંક પાનું ૮૯૨)

"આત્મ તત્ત્વ ન જાણવાના કારણે સમસ્ત પ્રાણિયોના શરીરમાં અલગ અલગ અને અનેક આત્મા સમજવા એ ભ્રમ માત્ર છે." (ગી. ત ૮૯૭).

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम्
परंभाव मजानन्तो ममभूत महेश्वरम्

મનુષ્ય શરીરનો આશ્રય લીધેલ હું ઇશ્વરનું મૂઢ મનુષ્ય અપમાન કરે છે કેમકે તેઓ મને-પરમેશ્વરના પરમ ભાવને જાણતા નથી." (ગીતા તત્ત્વાંક પા. ૧૦૪૧)

## (૧૭) વિજ્ઞાન

એક મૂળ ભૂત અવ્યક્ત દ્રવ્યમાંથી ભિન્ન ભિન્ન અનેક વ્યકત પદાર્થો પ્રત્યેક કેવી રીતે નિર્માણ થયા (ગીતા ૧૩/૩૦) તે જેનાથી સમજાય તે વિજ્ઞાન; અને તેમાંજ ક્ષરાક્ષર વિચારનો સમાવેશ થાય છે એટલુંજ નહીં પણ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ જ્ઞાન અને અધ્યાત્મ એ વિષયો પણ તેમાંજ આવે છે. એકજ નિત્ય-પરમેશ્વરથી વિવિધ નાશવંત પદાર્થો શી રીતે થાય છે તે સમજવું તેનું નામ વિજ્ઞાન છે. એનેજ ક્ષરાક્ષર વિચાર એવું કહે છે. વિજ્ઞાનનો અર્થ અનુભાવિક-બ્રહ્મજ્ઞાન કિંવા બ્રહ્મ સાક્ષાત્કાર એવો કેટલાક કરે છે; પણ પરમેશ્વરના જ્ઞાનનાજ સમષ્ટિ રૂપ (જ્ઞાન) અને

વ્યષ્ટિ રૂપ (વિજ્ઞાન) એવા બે ભેદ હોવાથી તેજ જ્ઞાન-વિજ્ઞાન શબ્દથી અભિપ્રેત છે એમ લાગે છે. (ગીતા ૧૩/૩૦; ૧૮/૨૦).

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्य न सूयवे
ज्ञान विज्ञान सहितं यज्ज्ञात्वा मोक्षसेऽशुभात्
(ગીતા ૯/૧)

"તું દોષદર્શી નથી માટે ગુહ્યમાં ગુહ્ય એવું વિજ્ઞાન સહિત જે જ્ઞાન જે જાણવાથી તું પાપથી મુકત થઈશ તે હું તુંને કહું છું."

મનુષ્ય મનુષ્યમાં ભેદ કેમ પડે છે તેના ઉપર ઉપસંહાર તરીકે જણાવેલ છે કેઃ-"દૈવી સંપત્તિના છવીસ ગુણો અને તેરમાં અધ્યાયમાં કહેલાં જ્ઞાનના વીશ લક્ષણો (ગીતા ૧૩/૭-૨૧) વસ્તુત એકજ છે, અને એજ કારણથી અજ્ઞાનનો આસુરી સંપત્તિમાં સમાવેશ કર્યો છે. ઉચ્ચ વેદાંત તે અગમ્ય વિજ્ઞાન છે સર્વથી ઉચ્ચતમ જ્ઞાન બ્રહ્મ વિદ્યા છે કે જે આત્માને જાણે છે, અને વિજ્ઞાન (science) મધ્ય જ્ઞાન છે. વિજ્ઞાનને હઠયોગ યા પ્રાણ શકિતમાં આબદ્ધ ન કરી દેવું જોઇએ. પ્રાણ વિદ્યાનો અર્થ આધ્યાત્મિકતા નથી. પ્રાણ શકિત પ્રાપ્ત થઇ શકે છે, પરંતુ તેનો ઉપયોગ સ્વાર્થમય અનૈતિક પ્રયોજનો માટે થઇ શકે છે વાસ્તવિક આત્માનું જ્ઞાન એજ વિજ્ઞાન છે તે અન્તરતમ આત્મા છે! તેજ બ્રહ્મત્વ છે. આનન્દનો અભેદ વિજ્ઞાન છે. દુઃખ વિજ્ઞાન રૂપ નથી. એક પરતત્ત્વના પ્રકાશમાં જેનું નામ super-mind (પર-વિજ્ઞાન) રખાય છે, મનુષ્યની અંદર જ્યાં સુધી એ અતિ-માનસ વિજ્ઞાન સત્તાનો આવિર્ભાવ થતો નથી ત્યાં સુધી માનવ જીવને દિવ્ય રૂપમાં રૂપાન્તરિત કરવાનો સંભવ નથી. મન બુદ્ધિની શકિતથી મનુષ્ય કેટલે દૂર ઉપર ઉડે છે તેનું ઉત્કૃષ્ટ દ્રષ્ટાન્ત સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય આદિ યમ ને ગ્રહણ કરી તે અનુસાર જીવનને

ગંઠવાની સાધના કરનાર હોઇ શકે છે. મનુષ્ય જીવન રૂપ પીતળના વાસણને જે વિધિથી સોનામાં પરિણત કરી શકાય છે તે તે પૂર્ણ યોગ છે.

"વિજ્ઞાનનો અભ્યાસ વહેમને દૂર કરે છે એમ ઘણાની માન્યતા છે પરંતુ આજનો વ્હેમ એ ગઇકાલના વિજ્ઞાનનું સત્ય હોય છે અને આજનું સત્ય એ આવતી કાલના વિજ્ઞાનનો વહેમ બને તો તેમાં નવાઇ નથી." (ગ્રામ-લક્ષ્મી ભા. ૧).

"વિજ્ઞાન કલ્પનાને અને કાવ્યને, આદર્શને અગર આદર્શ મૂર્તિને અલોપ કરી નાખે નહીં." (ગ્રામ-લક્ષ્મી ભા. ૩)

"વિજ્ઞાન એ સાયન્સ નહીં પણ મનની ઉપરનું તત્ત્વ છે. (super-mind or Guosis)

"વિજ્ઞાન સ્થિર થવા માટે પહેલાં મનને શાંત કરવું જોઈએ, અને બુદ્ધિ ઉપર અવિશ્વાસ લાવવો જોઈએ, કારણ તે રજોગુણી પ્રાણુની અસર નીચે રહે છે."

(અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન).

अकुंठं सर्वं कार्येषु धर्मकार्यार्थमुद्यतम्
वैकुंठस्य हितद्रूपं तस्मै कार्यात्मने नमः ॥

લોકોમાં વૈકુંઠ વિગેરે લોક મનાય છે તે ફક્ત ચિત્તના ઉંચા દ્રષ્ટિ બિંદુઓ છે. સર્વ કાર્ય કરતાં છતાં અકુંઠ એટલે અવિકારી રહી શકે એવી ચિત્તની દશા વૈકુંઠ કહેવાય છે તૈતરિય ઉપનિષદમાં કહે છે અને અનુભવમાં પણ એમ આવે છે કે પ્રાણુમય જીવન અન્નમય જીવનને હલમલાવી પ્રાણુના આનંદને યોગ્ય કરે છે. મનોમય મનુષ્ય પ્રાણુ અને શરીરના રૂપ ફેરવી મનના આનંદને યોગ્ય કરે છે. વિજ્ઞાનમય પુરૂષ મનુષ્ય જીવનને સુખ-દુઃખના દ્વંદ્વથી આમતેમ હલાવી શુદ્ધ કરી વિજ્ઞાનના આનંદને

યોગ્ય બનાવે છે, અને તેની ઉપર જ્યાં આનંદમય ક્ષેત્ર છે ત્યાં આનંદ સ્વભાવિક નિત્ય પ્રાપ્ત રહે છે."

(અરવિંદઘોષનું તત્ત્વજ્ઞાન)

" વિશાળ મનને અમે વિજ્ઞાન (super-mind) નામ આપેલ છે. વિજ્ઞાનનું મૂળ મનની ઉપરના ક્ષેત્રમાં છે. ત્યાં તે સ્વતંત્ર રીતે પરિપૂર્ણ અવસ્થામાં અનુભવમાં આવે છે. વિજ્ઞાન ઉપર આત્મા છે. કે જે આપણું ખરૂં સ્વરૂપ છે, તેનો તે વખતે અનુભવ થાય છે." (અ. ઘો. ત)

" મનની ઉપર તરત નજીક તત્ત્વ વિજ્ઞાન છે કે જે પ્રભુની ચિત્ શક્તિ છે અને જે અનેકત્વમાં એકત્વનો અનુભવ આપી શકે છે. તેનું આપણને બરાબર જ્ઞાન થવું જોઇએ જેમ મન અનુભવમાં આવી શકે છે. વિજ્ઞાન અન્તવાળી વસ્તુઓની અનન્તતા જોઈ શકે છે. જીવ રૂપમાં જગત્ અને ઇશ્વરનાં સ્વરૂપ દેખી શકે છે અનેક ઈચ્છાઓ એક ઇચ્છાને અનુસરે છે તે જાણી શકે છે અભેદ અનુભવ આપી શકે છે.

આપણે સ્થૂળ જગતનો મળેલ પહેલો અનુભવ સાચો માની બેઠા છીએ તે છોડવો જોઇએ

મન અને પ્રાણનો અનુભવ પણ છેવટનો નથી.

મનની ઉપર વિજ્ઞાન અને સત્-ચિત્-આનંદ(આત્મા)રહેલ હોવાથી મનની ઉપરના ક્ષેત્રમાં મનુષ્ય ચડે ત્યારેજ તેનુ જીવન પ્રભુમય થઇ શકે—ત્યારેજ પુરૂષ પુરૂષોત્તમ થઈ શકે છે

આ ઉત્તરોત્તર ક્ષેત્રો સાત પ્રકારના તત્ત્વથી ગુથાઇ રહ્યાં છે તે સાત પ્રકારના તત્ત્વથી જીવ, જગત, અને ઇશ્વરનો ખુલાસો થઇ જાય છે. પહેલા ત્રણ તત્ત્વ સ્વતંત્ર છે. તે સત ચિત આનન્દ છે કે જેમાં અનન્ત જીવન, અનંત જ્ઞાન અને અખંડ આનન્દ સમાયાં છે.

એ ત્રણ તત્ત્વમાં ઉત્પત્તિ નથી તેમ નાશ પણ નથી કારણ કે તે તત્ત્વ પૂર્ણ સ્વતંત્ર છે જીવ અને જગતની ઉત્પત્તિ અને લય થાય છે તેથી તે ઉત્પન્ન થતી વખતેજ જીવ જીવ વચ્ચે અથવા જીવ-જગત વચ્ચે અથવા જીવ જગત અને ઇશ્વર વચ્ચે કોઇપણ પ્રકારનો સંબંધ બાંધે તેવુ તત્ત્વ તેની સાથેજ ઉત્પન્ન થવું જોઇએ. તે તત્ત્વ વિજ્ઞાન છે

ચિત્ અથવા વિજ્ઞાનથીજ બધી વસ્તુઓની ઉત્પત્તિ થઇ છે. જેમ બીમાં ગર્ભિત રહેલ વૃક્ષ બહાર આવે છે તેમ સચ્ચિદાનંદમાં રહેલ જીવ અને જગતને ચિત્ બહાર લાવે છે. ચિત્‌ના સ્વભાવને વ્યક્ત કરવાની ક્રિયાને વિજ્ઞાન કહે છે તે ચોથું તત્ત્વ છે.

જીવ-જગત અને ઇશ્વર એ એક વસ્તુ છે. અને પોતાના આનંદ માટે સાત પ્રકારની થાય છે. તેને વેદમાં સાત નદીના પ્રવાહ કહે છે અથવા સાત લોક પણ કહે છે.

૧ સત્—સત્યલોક
૨ ચિત્—તપોલોક.
૩ આનન્દ—જનલોક
૪ વિજ્ઞાન—મહર્લોક
૫ મન—સ્વર્લોક
૬ પ્રાણ—ભુવર્લોક
૭ શરીર—ભૂલોક (અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન)

"જગતે હોય વિરાગ અતિ, ઉપજે તબ વિજ્ઞાન
તબ ઉપજે સિય પિય ચરણ, પ્રેમભક્તિ પરધાન."
(ભકત અનન્તદાસજી)

"જ્ઞાન = ભગવાનના નિર્ગુણ, નિરાકાર તત્ત્વનો પ્રભાવ, માહાત્મ્ય એ રહસ્ય સહ યથાર્થ જ્ઞાન.
વિજ્ઞાન = સગુણ નિરાકાર અને દિવ્ય સાકાર તત્ત્વની લીલા, રહસ્ય, ગુણ, મહત્ત્વ, અને પ્રભાવ યુક્ત યથાર્થ જ્ઞાન.

જ્ઞાન અને વિજ્ઞાનને સમૂળ નષ્ટ કરવાની શક્તિ કામ માં નથી, કેમકે કામની ઉત્પત્તિ અજ્ઞાનથી થાય છે. જ્ઞાન વિજ્ઞાન પ્રકટ થવાથી તો અજ્ઞાનનો સમૂળ નાશ થઇ જાય છે." (ગીતા તત્વાંક ૩૩૫)

"વિજ્ઞાન ભાષ્યમાં ગીતાના મુખ્ય પ્રતિપાદ્ય વિષય બે માનેલા છેઃ—

૧—જ્ઞાનત્વ વિષયોમાં મુખ્ય અવ્યય પુરૂષ.

૨—કર્તવ્યમાં મુખ્ય બુદ્ધિ યોગ. (ગી. ત. ૯૯૨)

"વિજ્ઞાન સહિત=વિવિધ સૃષ્ટિ જ્ઞાન અર્થાત્ વ્યકત સ્વરૂપના જ્ઞાન સાથે= अपरा विद्या-વિશ્વજ ભગવાનનું વ્યકત સ્વરૂપ છે." (ગી. ત. ૧૦૨૧)

"તૈતરિય ઉપનિષદ્-विज्ञानं यज्ञं तनु ते । कर्माणि तनुतेऽपिच । विज्ञानं देवाः सर्वे, ब्रह्म ज्येष्ठ उपासते=વિજ્ઞાન ઉપાસના બળ ઉત્પન્ન કરે છે. બધા દેવતા તેને બ્રહ્મ જાણીને તેની (વિજ્ઞાનની) ઉપાસના કરે છે.

આ મંત્રમાં ઉપપત્તિની સાથે બુદ્ધિનું-વિજ્ઞાનનું મહત્ત્વ સિદ્ધ કરેલ છે.

ઉપાસના પૌરૂષનોજ એક ભાગ છે-ઉપાસના અને કર્મ પૌરૂષમાંથીજ નીકળેલી બે શાખાઓ છે. પૌરૂષ બુદ્ધિનું બળ છે." (ગી. ત. ૧૦૨૨).

"નરમાંથી નારાયણ બનવાની જે કુંચી છે તે એજ યોગ યુક્ત બુદ્ધિમાં છે. બુદ્ધિમાંજ વિજ્ઞાનનો સમાવેશ થાય છે. જ્ઞાન અને વિજ્ઞાન બન્ને બુદ્ધિનીજ શક્તિઓ છે मोक्षेधीर्ज्ञान मन्यत्र विज्ञानं शिल्प शास्त्रयोः (ગી. ત. ૧૦૨૩).

સ્થૂળ રૂપ છે. તેથી અનન્તર અન્તઃકરણ, ઇન્દ્રિયો અને ભૂનો જે જગતનાં ઉપાદાન છે તેથી વિભક્ત થઇ જાય છે. પુરૂષ વગર પ્રકૃતિ નું પરિણામ બુદ્ધયાદિનું જ્ઞાન થતું નથી. અને પ્રકૃતિ વગર પુરૂષની મુક્તિ થતી નથી. જે શક્તિ (બળ) કાળને યન્ત્ર રૂપમાં પરિણત કરી નાંખે છે તે મહામાયાનું નામ પ્રકૃતિ છે. મૂળ પ્રકૃતિભૂત શક્તિ તત્ત્વનાં બે રૂપ છેઃ-(૧) પર (ગીતા. ૧૫/૭); (૨) અપર (ગીતા ૭/૪-૫) જેને અંગ્રેજીમા nature કહે છે તે વ્યાકૃત અથવા વ્યકત પ્રકૃતિ છે. મૂળ પ્રકૃતિ અવ્યાકૃત અથવા અવ્યક્ત છે તે આ ભેદ રૂપ જગતનું બીજ છે મૂળ પ્રકૃતિ અથવા અવ્યક્તમાં જડ તથા ચેતન અભિન્ન રૂપમાં રહે છે. અવ્યક્તની અંદર ચેતન શકિત અવ્યકત રૂપમાં રહે છે. જ્યારે તે શરીરમાં સ્થિત મૂળાધાર ચક્રની અધિષ્ઠાત્રી દેવી બને છે ત્યારે તે ડાકિની નું રૂપ ધારણ કરે છે; સ્વાધિષ્ઠાન ચક્રમાં તે રાકિની બની જાય છે; મણિપુર ચક્રમાં લાકિની બનીને રહે છે; અનાહતમાં કાકિની ના રૂપમાં રહે છે; તથા વિશુદ્ધ ચક્રમાં શાકિની નું રૂપ ધારણ કરી લીએ છે.

ક્ષર યા અપરા પ્રકૃતિ ત્રણ ગુણમાં પરિણામશીલ છે; પરન્તુ અક્ષર યા પરા પ્રકૃતિ જીવરૂપા-નિત્યા-એકરસા છે. પ્રકૃતિની બે સંપત્તિ છે—દૈવી અને આસુરી. પ્રકૃતિનાં ત્રણ રૂપ છે.-સૂક્ષ્મ, મધ્યમ સ્થૂળ તેને સત્ત્વ, રજસ, તમસ કહે છે પ્રકૃતિ વગર બધું જગત નિરાધાર છે. કોઇ પણ વસ્તુ શકિત રહિત નથી. માનવ પ્રકૃતિના બે સ્તર છેઃ—નીચેના તહમાં સ્થૂળ શરીરની વાસનાઓ અને વિકાર રહે છે; અને ઉપરી તહમાં તેનાં દિવ્ય-પુણ્ય-ગુણોની બનેલ છે. નામ અને રૂપ પ્રકૃતિનું રૂપ છે. एकोऽहं बहुस्याम નું જે સ્ફુરણ ઉઠયું તે સ્ફુરણજ પ્રકૃતિ છે. પ્રકૃતિથી અત્યન્ત ઉંચે ચઢવાથી આ શરીર વધારે દિવસ ટકી શકતું નથી. વ્યકત અવ્યકત ભાવોવાળાને અવિનાશી પ્રકૃતિ-તત્ત્વ કહે છે. એ પ્રકૃતિ બન્નેની

પિંડ-બ્રહ્માંડ બધાની રચના પ્રકૃતિ (શક્તિ યા માયા)જ અવ્યક્તરૂપથી કરી રહી છે. यथा पिंडे तथा ब्रह्मांडे. પ્રકૃતિ (પ્રધાન) ની પ્રવૃત્તિ તેની સમસ્ત લીલા પુરુષ ના દર્શન માટે છે. પુરૂષને દેખવાને માટે પુરૂષનાજ આધારપર પ્રકૃતિ (શક્તિ યા માયા) નૃત્ય કરી રહી છે. બધા સંસારને સાવયવ બગાડી દેવો યા બનાવી દેવો એ પ્રકૃતિનો સ્વભાવ છે. આનન્દાકાશથી ઉત્પન્ન થયેલ શુદ્ધ ભગવદાત્મક तम છે તે શ્રી संकर्षण કહેવાય છે; અને તે પરમ શિવની પ્રકૃતિ છે. પ્રકૃતિ શબ્દમાં प્ર પદ પ્રકૃષ્ટનો બોધક છે અને कृति સૃષ્ટિનો બોધક છે. એટલા માટે સૃષ્ટિના આરંભમાં જે દેવી પ્રમુખ છે તે પ્રકૃતિ છે એમ કહેલ છે. સત્ત્વગુણનો દર્શક प्र અક્ષર, રજોગુણનો દર્શક कृ અક્ષર અને તમોગુણનો દર્શક ति અક્ષર છે.

પ્રકૃતિને ત્રણ વિભાગમાં વહેંચી શકાય છે.

(૧) મૂળ પ્રકૃતિ—સત્વ, રજસ્, તમસ્

(૨) પ્રકૃતિ—વિકૃતિ = મહત્, અહંકાર અને પાંચ તન્માત્રા

(૩) કેવળ-વિકૃતિ = સ્થૂળ પંચભૂત, દશ ઇન્દ્રિયો અને મન.

જડવર્ગ યાને જીવોનાં શરીર તો પ્રકૃતિના વિકાર છે. એ શરીરમાં જે ચેતનતા છે તે ઇશ્વરનો અંશ છે. (ગીતા ૧૫/૭). બધા દ્વંદ્વ પ્રકૃતિમાં છે. જે આત્મામાં સ્થિત છે તે સ્વસ્થ છે; અને જે પ્રકૃતિમાં સ્થિત છે તે અસ્વસ્થ છે. પ્રકૃતિ અને બ્રહ્મ ભિન્ન વસ્તુ નથી. બ્રહ્મની વ્યકતાવસ્થાજ પ્રકૃતિ છે. ઇશ્વરનું મુખ જીવ અને પ્રકૃતિની તરફ છે. ઇશ્વર તરફ તેમણે પીઠ કરી દીધી છે તેટલા માટે જ તેને દુઃખ છે. જે દિવસે તે ઇશ્વરની તરફ મુખ કરી લેશે કે તુરતજ નિહાલ થઈ જશે. પ્રકૃતિ જડ હોવાના પ્રકારથી આંધળી છે, તે કાંઇપણ દેખતી નથી. પ્રકૃતિ સંકુચિત રૂપ માં રહેવાવાળી શિવની શાન્ત-શક્તિ છે; તે ગુણોની સામ્યાવસ્થાનાં રૂપમાં રહે છે. એ ગુણ સ્વયં ઇચ્છા, ક્રિયા અને જ્ઞાન શક્તિઓનાં

સ્થૂળ રૂપ છે. તેથી અનન્તર અન્તઃકરણ, ઇન્દ્રિયો અને ભૂતો જે જગતનાં ઉપાદાન છે તેથી વિભક્ત થઇ જાય છે. પુરૂષ વગર પ્રકૃતિનું પરિણામ બુદ્ધ્યાદિનું જ્ઞાન થતું નથી. અને પ્રકૃતિ વગર પુરૂષની મુક્તિ થતી નથી. જે શક્તિ (બળ) કાળને યન્ત્ર રૂપમાં પરિણત કરી નાંખે છે તે મહામાયાનું નામ પ્રકૃતિ છે. મૂળ પ્રકૃતિભૂત શક્તિ તત્ત્વનાં બે રૂપ છેઃ-(૧) પર (ગીતા. ૧૫/૭); (૨) અપર (ગીતા ૭/૪-૫) જેને અંગ્રેજીમા nature કહે છે તે વ્યાકૃત અથવા વ્યકત પ્રકૃતિ છે. મૂળ પ્રકૃતિ અવ્યાકૃત અથવા અવ્યક્ત છે તે આ ભેદ રૂપ જગતનું બીજ છે મૂળ પ્રકૃતિ અથવા અવ્યક્તમાં જડ તથા ચેતન અભિન્ન રૂપમાં રહે છે. અવ્યક્તની અંદર ચેતન શકિત અવ્યકત રૂપમાં રહે છે. જ્યારે તે શરીરમાં સ્થિત મૂળાધાર ચક્રની અધિષ્ઠાત્રી દેવી બને છે ત્યારે તે ડાકિની નું રૂપ ધારણ કરે છે; સ્વાધિષ્ઠાન ચક્રમાં તે રાકિની બની જાય છે; મણિપુર ચક્રમાં લાકિની બનીને રહે છે; અનાહતમાં કાકિની ના રૂપમાં રહે છે; તથા વિશુદ્ધ ચક્રમાં શાકિની નું રૂપ ધારણ કરી લીએ છે.

ક્ષર યા અપરા પ્રકૃતિ ત્રણ ગુણમાં પરિણામશીલ છે; પરન્તુ અક્ષર યા પરા પ્રકૃતિ જીવરૂપા-નિત્યા-એકરસા છે. પ્રકૃતિની બે સંપત્તિ છે—દૈવી અને આસુરી. પ્રકૃતિનાં ત્રણ રૂપ છેઃ-સૂક્ષ્મ, મધ્યમ સ્થૂળ તેને સત્ત્વ, રજસ, તમસ કહે છે પ્રકૃતિ વગર બધું જગત નિરાધાર છે. કોઈ પણ વસ્તુ શકિત રહિત નથી. માનવ પ્રકૃતિના બે સ્તર છેઃ—નીચેના તહમાં સ્થૂળ શરીરની વાસનાઓ અને વિકાર રહે છે; અને ઉપરી તહમાં તેનાં દિવ્ય-પુણ્ય-ગુણોની બનેલ છે. નામ અને રૂપ પ્રકૃતિનું રૂપ છે. एकोऽहं बहुस्याम् નું જે સ્ફુરણ ઉઠયું તે સ્ફુરણજ પ્રકૃતિ છે. પ્રકૃતિથી અત્યન્ત ઉંચે ચઢવાથી આ શરીર વધારે દિવસ ટકી શકતું નથી. વ્યકત અવ્યકત ભાવોવાળાને અવિનાશી પ્રકૃતિ-તત્ત્વ કહે છે. એ પ્રકૃતિ બન્નેની

યોનિ અર્થાત્ મૂળ છે. જે દેવ (કારણ) સત્ અને અસત્ (કાર્ય) રૂપ છે તે દેવ આત્માનું પૂજન કરવું જોઇએ.

"પ્રકૃતિએ પોતાના ખેલથી વિશ્વને મોહિત કરી દીધું છે. પ્રકૃતિના ખેલને સમજવાને કોઇ સમર્થજ નથી–

વિવિધ સ્વરૂપઃ—

(૧) નીચી અને ઉર્ધ્વ ગતિમાં વહેતા તે યમુના છે.

(૨) તેજ બ્રહ્મા છે, તેજ વિષ્ણુ છે; તેજ શિવ છે.

(૩) તે બહુરૂપી છે. દુર્ગા દેવી—રાજ રાજેશ્વરી-કાલી પણ તેજ છે.

(૪) એક કૃષ્ણ સિવાય સર્વ કોઇ તેની તાબેદારીમાં છે.

(૫) આજ શકિત શ્રી કૃષ્ણનાં દર્શન કરવામાં આવરણ કરનારી છે.

(૬) વિશ્વની દશ્ય સ્ત્રી તે મહાશકિત રૂપી મહાપ્રકૃતિની એક એક મૂર્તિ છે.

(૭) વિશ્વની સઘળી સ્ત્રી તે એક મહા શકિતની મૂર્તિ છે.

(૮) દૂરથી નમસ્કાર કરવા એજ સ્ત્રી રહસ્યની ચાવી છે.

(૯) જે સ્તને મને પયઃ પાન કરાવ્યું હતું અને જીવન ને પોષણ આપ્યું હતું તેજ સ્તન મને આકર્ષી મૃત્યુના મુખમાં ફેંકી દે છે.

(૧૦) શકિત પણ ઘાતક અને રક્ષક છે.

(૧૧) મને એ કાળ સ્વરૂપનાં દર્શન ન થાઓ! હું તો શ્રી રાધાજીના અનુભવાતીત પ્રેમ સ્વરૂપને વિશેષ ઇચ્છું છું. પ્રેમ મૂર્તિ રાધા મને વધારે પ્રિય છે." (પાગલ હરનાથ).

"કુદરતે દોરેલાં માનવી સર્વદા દુર્ગતિનાંજ અધિકારી નથી હોતાં. અનેકને આકર્ષતું મોહકપણું-ગમે તેવો ઉપયોગ

થવા છતાં—કોઇ વિશુદ્ધ તત્ત્વ ઉપરજ રચાયલું હોવું જોઇએ. પૈસો રૂપને પણ વેચાતું રાખી શકે છે."

(ગ્રામ લક્ષ્મી ભા. ૩).

"કુદરતને દયા નથી. તેના કાર્યમાં વચ્ચે આવનારને તે પીંખી નાંખે છે. જન ઉદ્ધારના કામમાં જે કોઇ વચ્ચે આવે તેને દૂર કરવું કે પીંખી નાંખવું એ બેમાં ઝાઝો ભેદ નથી. દયા એ બીકણપણાનો વારસો છે.

(ગ્રા. લ. ૩)

"માનવીની આસપાસ અથાગ અનંત અને કરૂપા પ્રકૃતિ વિસ્તરી રહે છે. માનવી પોતેજ એ પ્રકૃતિનો તણખો છે. એ પ્રકૃતિ જડ કે ચેતન ? ચેતન એ જડનું પરિણામ ? કે જડ એ ચૈતન્યનું ઘન સ્વરૂપ ? પ્રકૃતિમાં ભાન કલ્પીએ તો તેની પાછળ ઇશ્વરની આકૃતિ ઉભી થાય છે. ઇશ્વરની માન્યતા સૃષ્ટિને સર્જન–creation ની કોટિમાં મૂકે છે. પ્રકૃતિમાં અજ્ઞાન કલ્પીએ તો કોઇ અંધ મહાબલનું અસ્તિત્વ સ્વીકાર પામે છે. અંધબળને પરિણામે જડવાદ જગતને ઉત્ક્રાંતિ Evolution ની કોટિમાં લાવે છે. શું ખરૂં ? ઇશ્વરને માનીએ કે જડ પ્રકૃતિને માનીએ ! સર્વથા કોઇ અગમ્ય વાતાવરણમાં આપણું માનસ જઇને બેસે છે એમાં શક નહિ."

(ગ્રામ–લક્ષ્મી ભા. ૩)

"લજ્જા, શંકા, ભય એ ત્રણ રાક્ષસોથી સ્વતંત્ર દરેક વર્તન કેવું પ્રકૃતિજન્ય છે ?"

(આર્યધર્મ)

"દુનિયામાં જે કામો જરૂરનાં છે તે કામોના નિભાવ માટે કુદરત પોતે ચિંતા કરે છે."

(મૃત્યુના મ્હોંમાં)

"પદ્ધતિ નહિ પણ આશય (end) પરજ ઉચ્ચ અને નીચ પ્રકૃતિની પરીક્ષા અવલંબિત છે. કુદરતની ગતિ સ્હમજવાની માણસમાં દિવ્ય દ્રષ્ટિ હોવી જોઇએ, કારણ કે કુદરત મિત્રદ્વારા

તેમજ શત્રુદ્વારા-ભલાદ્વારા તેમજ બૂરાદ્વારા ઇચ્છિત કાર્ય બનાવ્યે જાય છે." (મૃ. મ્હો.)

"લાભ અને ગેરલાભ દરેક ચીજમાં જોડાયલાં પડયાજ છે. નર અને માદાનાં તમામ જોડકાં છે. પોઝીટીવ અને નેગેટીવ પ્રવાહોના જોડાણથીજ કુદરત પોતાનું કાર્ય કર્યે જાય છે. રાત્રિ અને દિવસ દ્વારાજ સમય ખેલી રહ્યો છે." (મૃ. મ્હો.)

"ઇશ્વરનું ઇશ્વરત્વ વિધાન કરવાવાળી પ્રકૃતિ વિદ્યા છે; અને જીવના જીવત્વ વિધાન કરવાવાળી અવિદ્યા છે. દર્શન શાસ્ત્રમાં પ્રકૃતિ બે પ્રકારનીઃ—

૧ ચિદાનંદ રૂપ
૨ પ્રતિબિંબ રૂપ } તે શુદ્ધ સત્વગુણ અને મલીન સત્વગુણના ભેદથી માયા અવિદ્યા કહેવાય છે.

(સંદિગ્ધ સંસાર અને મણિમય મુક્તિ)

"Blessed is પ્રકૃતિ. Blessed her strength and power of infatuation. She is the supreme Ruler of the Universe. Her rule is manifest everywhere. She is supreme and the destiny of people is in her hands Some she is destroying today, others she is preserving for destruction tomorrow. Drowning some, and lifting others With the single exception of શ્રીકૃષ્ણ every one is engaging in Her service. To tell the truth dreading her I have taken શ્રીકૃષ્ણ shelter. ,I do not know what will happen. Pray to શ્રીકૃષ્ણ that I may not in any manner fall into the hands of these implacable Rulers." ( Pagal Harnath )

"Trifling with the past living energy I went to play with Her and the time has now come when I should reap the fruits of my folly, showers of Kicks

are our only lot. The beauty of all this is that if the Kicks were love-breaking thev would no doubt one day produce aversion for the service but Kicks from tender feet are so very fascinating that they create bankering for them this clearly mainfest in the life of each individual. You may bathe in the tank full of strains or infamy without wetting the hair of your head. નીલકંઠ in one of his song said:—

" O mother of the Universe please once remove the cover from my eyes, so that I may, by your grace cross over the vast ocean of worldiness "

( Pagal Harnath )

"પ્રકૃતિ માતાના ખોળામાં પુરૂષ માત્ર બાળક છે, અને માતા પ્રકૃતિ વિવિધ સ્વરૂપે બાલકોનું લાલન પાલન કરે છે."

( પાગલ હરનાથ–સોનામુખીના સંત નં. ૫ )

" The problem therefore, what women are is beyond human comprehension to accost them from a safe distance is the only Key to the solution of the mystery which enstround them; women hold the pass to the attainment of final liberation It is in their power also to darken for ever that pass and to make the way to perdition easy and 'clear. The breasts which once preserved my life with milk are again ready to launch me to eternity by attracting me towards them How irresistibility powerful ! Oh save me-save me. " ( Pagal Harnath )

તેમજ શત્રુદ્વારા-ભલાદ્વારા તેમજ બૂરાદ્વારા ઇચ્છિત કાર્ય બનાવ્યે જાય છે." (મૃ. મ્હો.)

"લાભ અને ગેરલાભ દરેક ચીજમાં જોડાયલાં પડયાજ છે. નર અને માદાનાં તમામ જોડકાં છે. પોઝીટીવ અને નેગેટીવ પ્રવાહોના જોડાણથીજ કુદરત પોતાનું કાર્ય કર્યે જાય છે. રાત્રિ અને દિવસ દ્વારાજ સમય ખેલી રહ્યો છે." (મૃ. મ્હો.)

"ઇશ્વરનું ઇશ્વરત્વ વિધાન કરવાવાળી પ્રકૃતિ વિદ્યા છે; અને જીવના જીવત્વ વિધાન કરવાવાળી અવિદ્યા છે. દર્શન શાસ્ત્રમાં પ્રકૃતિ બે પ્રકારની:—

૧ ચિદાનંદ રૂપ } તે શુદ્ધ સત્વગુણ અને મલીન સત્વગુણના
૨ પ્રતિબિંબ રૂપ } ભેદથી માયા અવિદ્યા કહેવાય છે.

(સંદિગ્ધ સંસાર અને મણિમય મુક્તિ)

"Blessed is પ્રકૃતિ. Blessed her strength and power of infatuation. She is the supreme Ruler of the Universe. Her rule is manifest everywhere. She is supreme and the destiny of people is in her hands Some she is destroying today, others she is preserving for destruction tomorrow. Drowning some, and lifting others With the single exception of શ્રીકૃષ્ણ every one is engaging in Her service. To tell the truth dreading her I have taken શ્રીકૃષ્ણ shelter. ,I do not know what will happen. Pray to શ્રીકૃષ્ણ that I may not in any manner fall into the hands of these implacable Rulers." ( Pagal Harnath )

"Trifling with the past living energy I went to play with Her and the time has now come when I should reap the fruits of my folly, showers of Kicks

are our only lot. The beauty of all this is that if the Kicks were love-breaking they would no doubt one day produce aversion for the service but Kicks from tender feet are so very fascinating that they create bankering for them this clearly mainfest in the life of each individual. You may bathe in the tank full of strains or infamy without wetting the hair of your head. નીલકંઠ in one of his song said·—

" *O mother of the Universe please once remove* the cover from my eyes, so that I may, by your grace cross over the vast ocean of worldiness "

( Pagal Harnath )

"પ્રકૃતિ માતાના ખોળામાં પુરૂષ માત્ર બાળક છે, અને માતા પ્રકૃતિ વિવિધ સ્વરૂપે બાલકોનુ લાલન પાલન કરે છે."

( પાગલ હરનાથ–સોનામુખીના સંત નં. ૫ )

" The problem therefore, what women are is beyond human comprehension to accost them from a safe distance is the only Key to the solution of the mystery which enstround them; women hold the pass to the attainment of final liberation It is in their power also to darken for ever that pass and to make the way to perdition easy and clear. The *breasts which once preserved my life with milk are* again ready to launch me to eternity by attracting me towards them How irresistibility powerful ! Oh save me-save me. " ( Pagal Harnath )

" With this vast Prakriti ( passive principle ) Krishna the only Purush manifested as consciousness ( male principle ) is eternally at grand play This play is without beginning or end and is eternal This is called the sublimest sport ( Maha-Ras ). Even Brahma and Shiv have foundered in the ocean of thoughts in order to solve the secret of this play. Saving Krishna, no one is capable of penetrating into it The real object of this bewildering game is Known only to Shri Krishna and to Shri Radhika ( Maha Prakriti ). To any other it is sealed book."

( Pagal Harnath )

' Prakriti within, Purush giving it cover. Painful seperation from Radha caused Krishna to become Gaurang; and this accounts for the incessent flow of tears in His eyes." ( P. H. )

પ્રકૃતિ અને પુરૂષ બન્ને અનાદિ છેઃ—

પ્રકૃતિ = પરિણામીની છે. असत्

પુરૂષ = અપરિણામી છે. सत्

(પં. પંચાનન ગીતા તત્ત્વાંક પાનુ ૭૨)

પ્રકૃતિ આત્માની અભિવ્યક્તિ છે. (શ્રીઅરવિન્દ ગી. ત. ૮૪)

સાંખ્યમાં ગુણોની સામ્યાવસ્થાનું નામ પ્રકૃતિ માનેલ છે. પરંતુ ભગવાનના મતમાં ત્રણે ગુણ પ્રકૃતિનું કાર્ય છે." (ગી. ત. ૨૮૯)

"જન્મ-જન્માંતરમાં કરેલાં કર્મોના સંસ્કાર જે સ્વભાવના રૂપમાં પ્રકટ થાય છે તે સ્વભાવનું નામ પ્રકૃતિ છે. " (ગી. ત. ૩૨૨)

"પ્રકૃતિનો સંગજ સારી-બુરી યોનિઓમાં જન્મ લેવાનું કારણ છે. " ( ગી ત. ૫૫૩ )

" વિના કારણ દ્વેષ કરીને બીજાનું અનિષ્ટ કરવાનો અને તેને કષ્ટ પહોંચાડવાનો સ્વભાવ રાક્ષસી–પ્રકૃતિ છે.

કામ અને લોભને વશ થઇ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા માટે બીજાને કલેશ પહોચાડવાનો અથવા સ્વત્વ હરણ કરવાનો સ્વભાવ આસુરી–પ્રકૃતિ છે.

પ્રમાદ યા મોહના કારણથી કોઇપણ પ્રાણીને દુઃખ પહોંચાડવાનો સ્વભાવ મોહિની–પ્રકૃતિ છે.

સાત્વિક ગુણ દૈવી પ્રકૃતિ છે. " ( ગી. ત. ૫૭૭ )

" સ્વતંત્ર અને જડ પ્રકૃતિથી સૃષ્ટિનો વિકાસ થયો નથી. સર્વથા પરતંત્ર, ભગવાનથી નિયન્ત્રિત અને ભગવાનથી અનુપ્રાણિત ચેતન પ્રકૃતિ કે જે ભગવાનની અંગભૂતા શક્તિ છે તેનાથી આ સૃષ્ટિનો વિકાસ થયો છે. " ( ગી ત. ૧૦૧૫ ).

" પટ પર પટ ઉઠતા જાવે પર, આએગા શેષ અશેષ;
કૌન પ્રકૃતિ પાંચાલિકા ચોં, લખ સકતા હૈ વેશ. "

( શ્રી શુકદેવસિંહજી. કલ્યાણ ૧૯૩૯ પાનું ૧૩૮૫ )

" શાન્ત, ઘોર અને વિમૂઢ એ નામની મનની વૃત્તિઓ છે. તેમાંથી તિતિક્ષા, ઔદાર્ય અને વૈરાગ્ય એ આદિ શાન્ત વૃત્તિઓ છે. રાગ, દ્વેષ, તૃષ્ણા, લોભ એ આદિ મનની ઘોર વૃત્તિઓ કહેવાય અને મોહ, નિન્દ્રા, ભય, ક્રોધ આદિ મૂઢ વૃત્તિઓ છે "

( ગુણાતીતાનંદ જ્ઞાન-વિલાસ પાનું ૩૭ ).

## (૨) પ્રકૃતિના તત્વોનું વંશવૃક્ષ

પ્રકૃતિમાંથી પાછળથી પ્રાદુર્ભૂત થનાર તત્ત્વોનો વર્ણવેલો સાંખ્યોનો ક્રમ નીચેના વંશવૃક્ષથી સ્પષ્ટ થશે.

બ્રહ્માંડનું વંશવૃક્ષ

પુરૂષ-(સ્વયંભૂ અને અનાદિ).
(નિર્ગુણ પર્યાય શબ્દજ્ઞ,
દ્રષ્ટા વિગેરે).

પ્રકૃતિ (અવ્યક્ત અને સૂક્ષ્મ)
(સત્વ, રજ, તમોગુણ પર્યાય
શબ્દો—પ્રધાન, અવ્યક્ત
માયા, પ્રસવધર્મિણી વીગેરે).

મહાન અથવા બુદ્ધિ (વ્યક્ત
અને સૂક્ષ્મ).
(પર્યાય શબ્દો–આસુરિ, મતિ,
જ્ઞાન, ખ્યાતિ ઇત્યાદિ).

અહંકાર (વ્યક્ત અને સૂક્ષ્મ).
(પર્યાય શબ્દ—અભિમાન,
તૈજસ ઇત્યાદિ).

સાત્વિક સૃષ્ટિ (વ્યક્ત અને સૂક્ષ્મ
ઇન્દ્રિયો

પાંચ બુદ્ધિ ઇન્દ્રિય.
પાંચ કર્મેન્દ્રિય.
મન.

તામસ સૃષ્ટિ.
(નિરિન્દ્રિય સૃષ્ટિ)

પંચતન્માત્ર (સૂક્ષ્મ)

વિશેષ કિંવા પંચ
મહાભૂત (સ્થૂળ).

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ॥
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥
(ગીતા. ૭/૪).

अपरेमितस्त्वन्यां प्रकृतिं विद्धिमे पराम्
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥
(ગીતા ૭/૫).

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ (એ પાંચ સૂક્ષ્મ ભૂત) મન, બુદ્ધિ અને અહંકાર મળી આઠ પ્રકારે વિભકત થએલી મારી પ્રકૃતિ છે. આ અપરા એટલે નીચી પ્રતિની પ્રકૃતિ થઇ; હે મહાબાહો અર્જુન ! આ સિવાય પરા એટલે શ્રેષ્ટ પ્રતિની જીવ સ્વરૂપી મારી એક બીજી પ્રકૃતિ છે એમ સમજ.

સાંખ્ય શાસ્ત્રમાં અચેતન એટલે જડ પ્રકૃતિ અને સચેતન --પુરૂષ એવાં સર્વ સૃષ્ટિનાં બે સ્વતંત્ર તત્ત્વો કહી આ બે તત્ત્વથી આગળ સર્વ પદાર્થો ઉત્પન્ન થયા અને બેની પેલી પાસ ત્રીજુ કોઈ તત્ત્વજ નથી એવું પ્રતિપાદન કર્યુ છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥
(ગીતા ૧૩/૯).

પ્રકૃતિ અને પુરૂષ એ બે અનાદિ છે એમજ તું જાણ વિકાર અને ગુણ એ પ્રકૃતિમાંજ ઉત્પન્ન થાય છે એમ સમજ

પ્રકૃતિ અને પુરૂષ બન્ને માત્ર અનાદિ છે એમ નહિ પણ સ્વતંત્ર અને સ્વયંભૂ પણ છે.

દેહવૃક્ષ

| ચિત્ત | ચિંતા | હાથ અને બળ | અહંકાર | હાડકાં | અંતાર | માંસ |
|---|---|---|---|---|---|---|
| (વાંદરો) | (કુંપળીઓ) | (ડાળીઓ) | (ગીધ) | (લાકડાં) | (દોરીઓ) | (કાદવ) |

માયાવૃક્ષ=ફળનું બીજ

| અંકુર | પાદડા | જળસીંચન | શાખા | ફળ | ફળભોકતા |
|---|---|---|---|---|---|
| (દેહને આત્મા માનવો.) | (રાગ) | (કર્મ) | (પ્રાણો) | (વિષયો) | (જીવ). |
| | | | જાડી શાખા (ઇન્દ્રિય સમૂહ) | | |

( સંદિગ્ધ સંસાર અને મણિમય મુકિત )

"લાખો વર્ષ પહેલાં પૃથ્વી આકાશ રૂપ હતી. ત્યાર પછી ઘણા કાળે વાયુ રૂપે થઇ. તે વરાળમાંથી સૂર્ય થયો; અને સૂર્યની ગરમી ઓછી થતાં તેમાંથી જળ થયું. જળ ઠંડું થતાં તેમાંથી બરફ અને પથ્થરવાળી પૃથ્વી ઉત્પન્ન થઇ પૃથ્વી ઠંડી થયા પછી તેમાં ઘણે કાળે વનસ્પતિ થઇ; અને તે પછી જીવ જંતુ ઉત્પન્ન થયાં. તે વખતે મનુષ્ય જાતિ ઉત્પન્ન થઇ નહોતી.

માછલાં એ આ પૃથ્વી પર પહેલા જીવ હતા.
નાગ ઉત્પન્ન થવા લાગ્યા.
ફકત શરીર અને પ્રાણ હતાં તે વખતે મન નહોતું.
પશુમાં માનસિક શકિત આવી.
અરધો મનુષ્યનો અને અરધો પશુનો દેખાવ
(નૃસિંહાવતાર).

તે પછી સારા મનુષ્યો ઉત્પન્ન થયા.
શ્રી રામચંદ્રે વાનર સેનાથી લડાઇ કરી હતી
મનુષ્ય જીવ છેલ્લો જીવ નથી કારણ મન એ છેવટનું તત્ત્વ નથી.
વિજ્ઞાનથી દેવ જાતિ થશે."

(અરવિન્દઘોષનું તત્ત્વજ્ઞાન)

"દેહ તે લંકાપુરી છે અને જીવ તે બિલીષણ છે તેમાં અહંકાર રૂપી મહાન શત્રુ દુષ્ટ રાવણ છે. તે દેહમાં રહેલો જે જીવ તે ધૂર્ત એવાં ઇંદ્રિયો તથા શત્રુઓનાં મન તથા લોગો વડે અને કામ ક્રોધાદિ રાક્ષસો વડે હિંસક પશુઓથી ઘેરાએલા હંસની જેમ વિંટાએલો છે.......સત્ ચિત્ રૂપ એવા જીવ વિના દેહ સુખકારી નથી માટે જેઓ તે દેહમાં પ્રીતિ કરે છે તેઓ મૂર્ખ છે જે મનુષ્યો પોતાના આત્માને દેહથી જુદો નથી જાણતા અને પોતાને દેહરૂપ માને છે તે મનુષ્યો મૂઢ છે."

(ગુણાતીતાનંદ–જ્ઞાન વિલાસ પાનું પર).

## (૩) જગત્

વેદાન્ત શાસ્ત્રના અધ્યાત્મ પ્રકરણના સાર ભૂત ગુજરાતી ભાષાના આદ્ય કવિ ભક્ત શિરોમણિ નૃસિંહ મહેતાના એક અત્યંત માર્મિક પદ્યનુ આ સ્થળે સ્હેજ સ્મરણ થાય છે. તે નીચે પ્રમાણે છેઃ-

જાગીને જોઉં તો જગત દીસે નહિ, ઉંઘમાં અટપટા ભોગ ભાસે
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકા કરે બ્રહ્મ પાસે. (ટેક)

પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યાં
અણુ અણુ માહી રહ્યો રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં,
થડ થકી ડાળ તે નહિ એ અળગી.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ શાખ દે
કનક કુંડળ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવા
અંતે તો હેમનુ હેમ હોએ.
જીવ ને શીવ તો આપ ઇચ્છાએ થયા,
રચી પરપંચ ચોદ લોક કીધા;
ભણે નરસૈયો એ તેજ તું તેજ તું,
એને સમર્યાથી કંઇક સંત સિધ્યા.

પ્રકૃતિ સિવાય જગતનું કર્ત્તા અથવા ઉત્પાદક બીજું કાંઇ નથી. મૂળ પ્રકૃતિની શકિત વધતા તેનુ ચૈતન્ય અથવા આત્મા એ રૂપ થયું છે. પ્રકતિ અને પુરૂષ એની પેલી પાર જગતનું પરબ્રહ્મ રૂપી એકજ મૂળભૂત તત્ત્વ છે, અને તે તત્ત્વમાથાજ પ્રકૃતિ અને પુરૂષ સુદ્ધાં સર્વ સૃષ્ટિ થએલ છે.

न तत्स्वाऽऽभ्यासं दृश्यत्वात्

મન પોતે સ્વયં પ્રકાશી નથી, કારણ કે તે પરતંત્ર છે. પ્રકૃતિમાં સદા સર્વદા જે કે પ્રચંડ શકિતઓ પ્રકટ થતી જોવામાં

આવે છે, છતાં પણ કોઇક આપણને એવો ઇસારો કરે છે કે તે સ્વયં પ્રકાશી તો નથીજ–એટલે કે તાત્ત્વિક પ્રકાશમાન નથી. પ્રકૃતિ અને શકિતમા જે પ્રકાશ આપણા જોવામા આવે છે તે ખરી રીતે જોતા પુરૂષનો—આત્માનોજ પ્રકાશ છે

જગત ત્રણે કાળમાં સત્ય હોવાથી તેનું બ્રહ્મત્વ છે. અને सत्त्वाच्चावरस्य આ સૂત્રમા એ વાત જણાવવામા આવેલી છે. તૈતિરીયોપનિષદમા 'હે સૌમ્ય ! આ નામ રૂપાત્મક જગત પહેલાં સદ્રૂપેજ હતુ. જે કાંઇ છે તેને સત્ય કહે છે. પુરાણમાં પણ જગતને ત્રણે કાળમા સત્ય છે એમ કહેલુ છે. (ભાગવત ૩/૧૦/૧૨; વિષ્ણુ પુરાણ અણુ ભાષ્ય પૃષ્ટ ૫૮૬). આ સમગ્ર જગત અક્ષય અને નિત્ય છે તે આવિર્ભાવ તિરોભાવથી જન્મ અને નાશના સંશયવાળુ દેખાય છે જગતને વિષે ભ્રાન્તિને લીધેજ વિકાર દેખાય છે. વાસ્તવિક રીતે તે વિકારવાળું નથી. માત્ર આવિર્ભાવ અને તિરોભાવને લીધે તેમા જન્મ અને મરણની ભ્રાન્તિ જણાય છે. આ રીતે જે જગતને શ્રુતિ પુરાણ સત્ય કહે છે તેને અસત્ય કહી શકાય નહીં. જીવ ઇશ્વર અને જગત્ વ્યવહાર દશામાંજ સત્ય છે એમ કહેવાથી તેઓનું સ્વરૂપજ મિથ્યા થઈ જાય છે. જો ઈશ્વર પરમાર્થ દશામા સત્ય નહોય તો એમને ભજવાથી કે ઉપાસવાથી કાઈ ફાયદો થવાનો સંભવ નથી. તેમજ ભકિત અને ધર્મનું મૂળ જે શ્રદ્ધા તે પણ દૃઢ થવાનો સંભવ નથી. જગતને અસત્ય કહેવાથી નીતિ કે ધર્મના નિયમો દૃઢ આધાર વિનાનાજ થઇ જવાનો સંભવ છે. જગત્ ભગદ્રૂપ છે, ભગવદનન્ય છે. વસ્તુના આવિર્ભાવ તિરોભાવથી સત્યતા નિશ્ચિત છે. વિદ્યમાન વસ્તુના દર્શનના યોગ્યતાનું નામ આવિર્ભાવ છે અને તેથી વિપરીત તે તિરોભાવ છે, જગત અથવા પ્રપંચના વિષયમાં અનેક વાદ છે.

ઇશ્વરેજ બધા જીવો અને તમામ જગતનું રૂપ ધારણ

કરેલ છે. માનસિક જગતમાં જ્ઞાન=વેદના, સ્મૃતિ આદિનો સમાવેશ; ઇચ્છા=ક્ષોભ દ્વેષાદિક; અને ક્રિયા=વિચાર ચિન્તા, સંકલ્પ આદિ છે. માનસિક વ્યાપાર ઉપરમ થવાથી જીવનની જે સ્થિતિ થાય છે, તેને બુદ્ધ લોકો જગતના નામથી પોકારે છે. તે વખતે બુધ્ધિ સત્ અવસ્થાસાં અથવા ચિત્ અવસ્થામાં અથવા આનંદની અવસ્થામાં રહે છે. શાસ્ત્ર કહે છે કે પ્રકૃતિ જડ છે, અને પુરૂષ ચેતન છે. જડ-ચેતનના સંયોગથી જગતની ઉત્પત્તિ છે (ગીતા ૧૩/૨૬) અસ્તિ, ભાતિ પ્રિય, નામ અને રૂપ એ પાંચ વસ્તુઓથી જગત બનેલું છે. જગત અનિર્વચનીય છે ભિન્ન યા અભિન્ન કાંઈ કહી શકાતું નથી. જગતના ત્રણ મૂળ છેઃ-જ્ઞાન, ક્રિયા અને અર્થ અથવા એ ત્રણેનો સમુદાય જગત છે. ક્રિયા= યજ્ઞ વિષ્ણુનું રૂપ; જ્ઞાન=પ્રશાન્તભાવ=શિવ; અર્થ=ધારણ કરવાવાળા બાલેન્દુ-મુકુટ ભગવાન શંકર છે. યજ્ઞ અને અર્થ એકજ મૂળથી નીકળેલ છે, એટલે એકજ જગત્ માત્ર સામ્બ-સદાશિવની લીલા છે; અર્ધનારી નટેશ્વરની નૃત્ય કળા છે. પ્રભુનું આ અનાદિ-અનન્ત નૃત્ય જે માયાથી ઉપર નહીં પણ મહામાયાથી ઉપર ગયેલ છે તેને દેખાય છે. ચરાચર જીવ ઉમા અને રૂદ્રનું સ્વરૂપ છે. વ્યકત જગત ઉમા રૂપ છે, અવ્યકત તત્ત્વ પરમેશ્વર છે. ઉમા અને શંકરનો યોગ વિષ્ણુ છે.

" સુખ-દુઃખ ડોર બાંધ જગ રાખ્યો,
માયા જાલ બિછૂયોં ત્રિભુવનમેં,
નિરખતાહિ અભિલાખ્યો. "

સર્વ પદાર્થોમાં નામ રૂપ અને ક્રિયા સમજી લેવી જોઇએ. નામ, રૂપ અને ક્રિયા પોતાના કારણથી ભિન્ન નથી. સૂક્ષ્મ દેહમાં જાગવા પર આ સ્થુળ દેહ અને ભૌતિક પદાર્થ સમૂહ સ્વપ્નદ્રષ્ટ વસ્તુની માફક અદશ્ય થઇ જાય છે, એજ પ્રકારે કારણ દેહમાં જાગરણ થાય છે. જગત્ સ્વપ્ન તૂટી જવાથી એક પરમાત્મા સિવાય

આવે છે, છતાં પણ કોઈક આપણને એવો ઈસારો કરે છે કે તે સ્વય પ્રકાશી ના નથાજ-એટલે કે તાત્ત્વિક પ્રકાશમાન નથી. પ્રકૃતિ અને શકિતમા જે પ્રકાશ આપણા જોવામાં આવે છે તે ખરી રાતે જોતા પુરૂષનો—આત્માનોજ પ્રકાશ છે

જગત ત્રણે કાળમા સત્ય હોવાથી તેનું બ્રહ્મત્વ છે. અને સત્ત્વાચ્ચાવરસ્ય આ સૂત્રમા એ વાત જણાવવામાં આવેલી છે. તૈતિરીયોપનિષદ્મા 'હે સોમ્ય ! આ નામ રૂપાત્મક જગત પહેલાં સદ્દરૂપેજ હતુ. જે કાઈ છે તેને સત્ય કહે છે. પુરાણમાં પણ જગતન ત્રણે કાળમા સત્ય છે એમ કહેલુ છે. (ભાગવત ૩/૧૦/૧૨; વિષ્ણુ પુરાણુ અણુ ભાષ્ય પૃષ્ટ ૫૮૬). આ સમગ્ર જગત અક્ષય અન નિત્ય છે ત આવિર્ભાવ તિરોભાવથી જન્મ અને નાશના સંશયવાળુ દેખાય છે જગતને વિષે ભ્રાન્તિને લીધેજ વિકા દેખાય છે. વાસ્તવિક રીતે તે વિકારવાળું નથી. માત્ર આવિ

"હારમાંથી જીત, અને જીતમાંથી મોટી જીતની આશા જગતના જુગારને સજીવ રાખે છે. ઝંખરાની માફક જુગાર વધી જાય છે." (આ.-લ. ભા. ૩)

"જગતમાં થતા સઘળા પ્રયત્નો નિષ્ફળ છે. માનવ સ્વભાવની કાળી બાજુ કદી ઘટે નહિ. ઘડવા મથનાર સહુ ઘેલા છે! એવી માન્યતા સામાન્ય છે, છતાં જગતની અનિવાર્ય શ્યામતાને શિક્ષા કરવા સહુ પ્રયત્ન કરે છે એ નવાઇ સરખું નથી?" (આ. લ. ભા. ૩).

"જગતની આશા જગતનાં બાળકોજ જીવતી રાખે છે." (આ. લ. ૩).

"બિછાનું કો કરશો નહિં; આ તો મુસાફરખાનું છે.
ઇર્ષા હૃદય ધરશો નહિં, મુદ્દત થતાં જાવાનું છે.
આવ્યા અહિં શાને, અને કયાંથી હૃદય તે ખયાલ શો.
(અશો. જી. ગીતાંજલી).

"દુનિયા ઇમાન વાલોકે લિયે કેદખાના હૈ, ઔર કાફીરો (નાસ્તિક, અશ્રદ્ધાળુ) કે લિયે જિન્નત હૈ; ઔર દુનિયા મુરદાર હૈ, દુનિયાકે લાલિબ કુત્તે હૈ. (હજરત પયગમ્બર).

આ શિક્ષણ મનુષ્યને બેફીકર, નીડર, મસ્ત બનાવવા માટેજ અપાયું છે." (મહાત્માઓની મસ્તી).

"જે નોકરોમાં સ્વમાન નથી, પોતાની સલાહ કે વિચારો હરકોઇ ભોગે પણ જાહેર કરવા હિંમત નથી તેવા નોકરો શત્રુ કરતાં વધારે નુકશાન કરનારા થઇ પડે છે."

"સમાજના દરેક વર્ગની રક્ષા તેમજ ઉત્ક્રાન્તિ થાય એવાંજ બંધારણો સમાજને ટકાવી શકે અને અંધાધુંધી કે શત્રુથી સડતો કે મરતો બચાવી શકે.

"જગતથી રીસાયલો મનુષ્ય કોઈ કહેતું હોય તો તે તદ્દન જુઠું છે. કાં તો જાતે બળી મરે કે આખા જગતને બાળી મૂકે! નિષ્ફળતા માણસને પોતાનીજ ઉપર અગર જગત ઉપર વેર લેતો બનાવે છે." ( આમ લક્ષ્મી ભા. ૧ )

"ધનને ઢગલે વીંટાયલા ઝેરી નાગ ( શેઠિયા, જાગીરદારો અને ધનવાનો ) જગતમાં પોતાનાં ઝેરજ ફેલાવે છે."

( આમ-લક્ષ્મી ભા. ૨ )

"માણુસ પોતાની જાત મહેનથી, આવડતથી, અક્કલ હુશીઆરીથી, સદ્‌ગુણોથી ધનવાન થાય છે એમ જો કોઈ કહેતું હોય તો તે તદ્દન જુઠું છે."

"માનવ સમાજને ભૂખે રાખી ધન સંચય કરનાર જગતનો મોટામાં મોટો ચોર છે."

"માનવ પાસે કલ્પના છે ત્યાં સુધી જગત પ્રગતિવંત છે."

( આમ્ય-લક્ષ્મી ભા. ૨ )

"વખાણુ સરખું અમૃત જગતમાં બીજું એકેય નથી. એ સદાય મીઠું લાગે છે." ( આ-લ. ભા. ૩ )

"વસ્તુને વખોડવા કરતાં વખાણુવાનો અભ્યાસ કેળવવો, બંને પક્ષને હિતકારી છે." ( આ.-લ. ભા. ૩ )

"જગતમાં કોઈ ખરાબ નથી એમ માની ચાલીએ તો પોણા ભાગનું દુઃખ ઓછું થઈ જાય છે." ( આ.-લ. ભા. ૩ )

"માણુસ ધારે છે કે જગત અને જગતનું સર્વસ્વ તેને માટેજ સરજાયું છે. જગતના બનાવનારે માનવીને કયા ઉદ્દેશથી— કોના ઉપયોગ માટે તે તો બનાવનાર જાણે. માનવી એ સીંગડે ચડાવવા સર્જાયલું પ્રાણી છે." ( આ-લ. ભા. ૩ )

"હારમાંથી જીત, અને જીતમાંથી મોટી જીતની આશા જગતના જુગારને સજીવ રાખે છે. ઝંખરાની માફક જુગાર વધી જાય છે." (શા–લ. ભા. ૩)

"જગતમાં થતા સઘળા પ્રયત્નો નિષ્ફળ છે. માનવ સ્વભાવની કાળી બાજુ કદી ઘટે નહિ. ઘડવા મથનાર સહુ ઘેલા છે! એવી માન્યતા સામાન્ય છે, છતાં જગતની અનિવાર્ય શ્યામતાને શિક્ષા કરવા સહુ પ્રયત્ન કરે છે એ નવાઇ સરખું નથી?"

(આ. લ. ભા. ૩).

"જગતની આશા જગતનાં બાળકોજ જીવતી રાખે છે."

(આ. લ. ૩).

"બિછાનું કો કરશો નહિં; આ તો મુસાફરખાનું છે.
ઇર્ષા હૃદય ધરશો નહિં, મુદ્દત થતાં જાવાનું છે.
આવ્યા અહિં શાને, અને કયાંથી હૃદય તે ખ્યાલ શો.
(અશો. જી. ગીતાંજલી).

"દુનિયા ઇમાન વાલોંકે લિયે કેદખાના હૈ, ઔર કાફીરો (નાસ્તિક, અશ્રદ્ધાળુ) કે લિયે જિન્નત હૈ; ઔર દુનિયા મુરદાર હૈ, દુનિયાકે તાલિબ કુત્તે હૈ. (હજરત પયગમ્બર).

આ શિક્ષણ મનુષ્યને બેફીકર, નીડર, મસ્ત બનાવવા માટેજ અપાયું છે." (મહાત્માઓની મસ્તી).

"જે નોકરોમાં સ્વમાન નથી, પોતાની સલાહ કે વિચારો હરકોઇ ભોગે પણ જાહેર કરવા હિંમત નથી તેવા નોકરો શત્રુ કરતાં વધારે નુકશાન કરનારા થઇ પડે છે."

"સમાજના દરેક વર્ગની રક્ષા તેમજ ઉત્ક્રાન્તિ થાય એવાંજ બંધારણો સમાજને ટકાવી શકે અને અંધાધુંધી કે શત્રુથી સડતો કે મરતો બચાવી શકે.

being wholly absorbed in the attractions of your present life, you should take it as a mere abode for travellers No one has been nor will ever be able to take away the things that are kept arranged here, at whatever price perchased, or with whatever care secured. But there is one object which no body cares to accept as it is distasteful at first, but if once acquired by any one, it will follow him after death, and being blessings in its wake. It is the name of Hari." ( Pagal Harnath )

"આ જગતમાં પુરૂષોજ પૃથ્વીને ધારણ કરવામાં સમર્થ છે. એક તો પરોપકારી અને બીજો કૃતજ્ઞ બાકીના પુરૂષો પૃથ્વીને ભારભૂત થાય છે." (કુમારપાળ)

"આ દુનીયામાં કૃતજ્ઞ પુરૂષથી કોઇ શ્રેષ્ઠ નથી અને કૃતઘ્ન પુરૂષથી કોઇ નીચ નથી." (કુમારપાળ)

"સાહસિક પુરૂષે ચલાવેલું હળ દેવતાના મસ્તક પર પણ ચાલી શકે છે." (કુમારપાળ)

"સંત પુરૂષો સત્યવાદી હોય છે." (કુમારપાળ)

"વાણી વર્ણમયી છે, અને લક્ષ્મી સુવર્ણમયી છે માટે વર્ણહીન વાણીનો ત્યાગ કરી લોકો વર્ણથી અધિક એવી લક્ષ્મીનો સ્વીકાર કરે છે.

સુવર્ણાદિક વસ્તુઓના પરીક્ષકો તો ઘણા હોય છે, પરંતુ ધર્મ તત્ત્વનો પરીક્ષક તો કોઇ પણ સ્થળે કોઇકજ કુશળ હોય છે. (કુમારપાળ).

"જગતમાં ભગવાનનું કામ કરવા આવ્યા છીએ."
(અરવિંદઘોષનું તત્ત્વ જ્ઞાન).

સેવા કે સ્વાત્સાર્પણજ વધારેમાં વધારે સારૂં કામ નીપજાવી શકે અને મનુષ્ય જાતિને ઉતક્રાન્ત કરી શકે. સમાજને મારીને કે મરવા દઈને વ્યક્તિ જીવી કે ઉન્નત થઈ શકે નહિ."

(મૃત્યુના મ્હોંમાં).

"પ્રજા=પ્ર એટલે આગળ અને જા એટલે જન્મ પામવો."

(મૃ. મ્હોં).

"પદાર્થ વિજ્ઞાન (સાયન્સ)
માનસ શાસ્ત્ર (સાઈકોલોજી)
અધ્યાત્મ શાસ્ત્ર (મેટાફીઝીક્સ)
} ત્રણેનો અપ્રિતબધ વિકાસ થવા લાગે તો તો આ દુનિયા એકાદ સૈકામાં બીજું સ્વર્ગ બનવા પામે" (મૃ. મ્હોં)

"મનુષ્ય જાતિનું ઐક્ય કોઈ ,પણ કાળે થવાનું હોય તો ધર્મની એકતાના પાયા ઉપરજ થશે."

(કાઉન્ટ ટોલસ્ટોય).

" As for the world and all its things I feel them all to be subject to destruction and as such of no consequence. I do not make any difference between them as *worthy* and *unworthy* just as one make no difference between one hair and another."

( સ્વામીનારાયણ )

' The external world is identical with energiting power of કૃષ્ણ, it is composed of the three ગુણ; it is darkness; it is to be recognized as the cause of the soul; having such ideal in regard to the body and the things relating to it as are conveyed by the expressions ' I ' ' mine ' and the like. "

( સ્વા. ના. )

" This world is but an inn-a traveller's resting place for the night. So it is proper that without

being wholly absorbed in the attractions of your present life, you should take it as a mere abode for travellers. No one has been, nor will ever be able to take away the things that are kept arranged here, at whatever price perchased, or with whatever care secured. But there is one object which no body cares to accept as it is distasteful at first, but if once acquired by any one, it will follow him after death, and being blessings in its wake. It is the name of Hari." ( Pagal Harnath )

"આ જગતમાં પુરૂષોજ પૃથ્વીને ધારણ કરવામાં સમર્થ છે. એક તો પરોપકારી અને બીજો કૃતજ્ઞ બાકીના પુરૂષો પૃથ્વીને ભારભૂત થાય છે." (કુમારપાળ)

"આ દુનીયામાં કૃતજ્ઞ પુરૂષથી કોઇ શ્રેષ્ઠ નથી અને કૃતઘ્ન પુરૂષથી કોઇ નીચ નથી." (કુમારપાળ)

"સાહસિક પુરૂષે ચલાવેલું હળ દેવતાના મસ્તક પર પણ ચાલી શકે છે." (કુમારપાળ)

"સંત પુરૂષો સત્યવાદી હોય છે." (કુમારપાળ)

"વાણી વર્ણમયી છે, અને લક્ષ્મી સુવર્ણમયી છે માટે વર્ણહીન વાણીનો ત્યાગ કરી લોકો વર્ણથી અધિક એવી લક્ષ્મીનો સ્વીકાર કરે છે.

સુવર્ણાદિક વસ્તુઓના પરીક્ષકો તો ઘણા હોય છે, પરંતુ ધર્મ તત્વનો પરીક્ષક તો કોઇ પણ સ્થળે કોઇકજ કુશળ હોય છે. (કુમારપાળ).

"જગતમાં ભગવાનનું કામ કરવા આવ્યા છીએ." (અરવિંદઘોષનું તત્ત્વ જ્ઞાન).

"બધી વસ્તુઓ ક્રમથી ઉત્પન્ન થઇ છે, પરંતુ તેમનો આત્મા પૃથક્ છે (કપિલ) આ વાતનો સ્વીકાર ઇશ્વર કૃષ્ણ કરતા નથી. પણ તે કહે છે કે આત્મા એવી વસ્તુ છે કે જેના માટે સઘળી વસ્તુઓ બની છે ઇશ્વર તર્કથી અથવા વિવેચનાથી સિદ્ધ કરી શકવા યોગ્ય નથી તે આપ્ત કામ છે."

(આદર્શ ચરિત્ર સંગ્રહ).

"કુવા ઢાંકણુ પાવડું, જગત ઢાકણુ જાર
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર."

(ભક્ત સગાળશા. આદર્શ ચ. સં).

"જગત દયાહીન છે, નિષ્ઠુર છે, કૃતઘ્ની છે. ઉપકારનો બદલો અપકારથી અને સારાનો બદલો નરસાથીજ વાળે છે."

(ઉમર ખય્યામ આ. ચ. સં.)

"હે મનુષ્ય આ જગતમાં જો કાંઇ તારાથી સારૂં કર્તવ્ય થાય તો તે તારી યુક્તિ કે બુદ્ધિથી થયું એમ માનીશ નહિ; કારણ કે જગતનું શુભાશુભ સારૂં નરસું તારી યુક્તિ કે બુદ્ધિથી કદી પણ થતું નથી. જગતનું શુભાશુભ કરવાની શક્તિ જગત કર્ત્તા સિવાય અન્ય કોઈની નથી. માટેજ તું તારી જીંદગી એને અર્પણ કરી મઝામાંહિ મગ્ન રહે."

(ઉમર ખય્યામ આ. ચ. સં.)

"આ જગતમાં એક ઇન્સાનથી વધારે કિંમતી કોઇ ચીજ નથી; તેમ તેનાથી વધારે હલકી પણ કોઇ વસ્તુ હસ્તી ધરાવતી નથી." (સૂફી ખ્વાજા અતાર આદર્શ. ચ. સં.).

"આ જગત મૂળતઃ જડ યા દુઃખમય નથી—તે આનન્દમય છે—અપરા પ્રકૃતિના અજ્ઞાનથી મુક્ત થઇ પરા પ્રકૃતિની અંદર દિવ્ય આનન્દમય જીવન પ્રાપ્ત કરવું એજ માનવ જીવનનું વાસ્તવિક લક્ષ્ય છે." (શ્રી અનિલવરણ. ગીતા તત્વાંક પાનું ૧૧૭).

જગત ભગવાનની શક્તિનું એક કણુ માત્ર છે. તેના એકાંશમાં અવસ્થિત છે. (ગી. ત. ૧૧૭).

"ગીતામાં પુરૂષ–પ્રકૃતિના સંયોગથી જગત, તે બન્ને પરમ તત્ત્વને પ્રકાશ માત્ર છે. સમસ્ત જગત લીલામય ભગવાનનીજ અભિવ્યક્તિ છે. પુરૂષોત્તમ તત્ત્વ વિશ્વવ્યાપ્ત કેવળ નથી, વિશ્વથી પણુ પર છે. વિશ્વ તો તેના ઐશ્વર્ય યોગનો અંશ માત્ર છે."
(ગીતા તત્ત્વાંક પાનું ૧૩૪).

"શરીર માયામય છે. હાડકાં રૂપી સ્તંભ અને નાડીઓથી બાંધેલું તથા માંસ અને રૂધિરથી લીંપેલું દુર્ગંધ મારતું, ચામડાથી બાંધી લીધેલું તથા મૂત્ર અને વિષ્ટા જેમાં છે એવું, રોગનું મંદિર ક્ષણુભંગુર છે.........મૃત્યુ તથા વૃદ્ધાવસ્થાવાળા મનુષ્યને મંત્રો, જપ, ઔષધ તથા હોમ તેમજ બાંધવો પણુ બચાવી શકતા નથી."
( ગુણાતીતાનંદ જ્ઞાન–વિલાસ પાનું ૫૦ )

## (૪) જૈન દ્રષ્ટિની સૃષ્ટિ.

જૈન સિદ્ધાન્ત પ્રમાણે આ જગત્ છઃ જાતના મૂળ દ્રવ્યોનો સમુદાય છે તે છ જાતિના દ્રવ્ય–જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, કાળ અને આકાશ છે. તેમાં જીવ અને પુદ્ગલ અનંતાનંત છે. ધર્મ, અધર્મ અને આકાશ એક એક છે. કાળ અસંખ્યાત છે. જે રત્નની રાશિ સમાન ભિન્ન ભિન્ન આકાશના એક એક પ્રદેશમાં સ્થિત છે. આ છ દ્રવ્યોમાં રૂપ, રસ, ગંધ, સ્પર્શ, ગુણુ ને ધરવાવાળા માત્ર પુદ્ગલ છે; અને પાંચે નથી. એટલા માટે પાંચ અમૂર્તિક અને પુદ્ગલમૂર્તિક છે. આ છ ની સત્તા સ્વત સિદ્ધ છે. ચેતનાત્મક ક્રિયાનો કર્તા જીવ સ્વયંઝલકે છે; તથા શરીર, વર્તન આદિ અચેતન જડ પદાર્થ પુદ્ગલ છે એમ પ્રત્યક્ષ માલુમ થાય છે જ. જીવ અને પુદ્ગલની પ્રગટતા બધાને થયાજ કરે છે. આ બન્નેથી જગતમાં ચાર કામ કરવાનું પ્રાપ્ત થતું જાય છેઃ–(૧) ગમન કરવું,

(૨) ગમનથી રોકાઇ જવું; (૩) પરિણમન કરતા રહેવું અર્થાત્ એક અવસ્થાથી અવસ્થાન્તર થવું; તથા (૪) અવકાશ મેળવવો જે ચારે ક્રિયાઓ જીવ અને પુદ્‌ગલ કરી રહેલ છે તેનું ઉપાદાન કારણ તો તેજ સ્વયં છે, પરન્તુ તેને માટે નિમિત્ત કારણ જોઇએ. તેથી કરીને બીજાં દ્રવ્ય આ જગતમાં પોતાની સત્તા રાખે છે. ગમનમાં સહકારી ધર્મ–દ્રવ્ય, સ્થિતિમાં સહકારી અધર્મ–દ્રવ્ય, પરિણમનમાં સહકારી કાળ–દ્રવ્ય, તથા અવકાશ દેવામાં સહકારી આકાશ–દ્રવ્ય છે. આ છ દ્રવ્યોના સમુદાયનું નામજ જગત છે. આ છ દ્રવ્યો સત્ રૂપ પદાર્થ છે. જે જે સત્‌રૂપ વસ્તુઓ હોય છે તેનો આદિ અને અંત હોતો નથી. એ નિયમ છે કે સત્‌નો વિનાશ નહીં. અને અસત્‌નું ઉત્પાદ નહી આ વાત પ્રત્યક્ષ પ્રગટ છે. કેવળ જીવ તથા પુદ્‌ગલજ ક્રિયાવાન છે. ધર્માદિ ચાર દ્રવ્ય તો સદા પોતાના સ્વભાવમાં સ્થિર છે જ જીવ, પુદ્‌ગલની ઉલટ ફેરથી અનેક અવસ્થાઓ જગત્‌માં થઇ રહી છે, જેમાં અજ્ઞાની જીવ તન્મય થઇ જાય છે. જેમાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ હોય અને તે ચેતના રહિત હોય તે પુદ્‌ગલ છે, જડ છે તથા એવુંજ સ્થુળ તથા સૂક્ષ્મ શરીર છે.

સૃષ્ટિની પહેલાં આ જગત અંધકાર મય હતું પોતે પોતાની શક્તિથી પોતાના મહિમામાં હમેશ વર્તમાન છે અને રહેશે. એ જ્ઞાનમય—પ્રકાશ મય સ્વયમભૂએ પોતે પોતાને પ્રકટ કર્યા, અને તે પ્રકટ થતાંજ અંધકાર પડી ગયો. સર્ગના આરંભકાળમાં તેણે એકમાંથી અનેક થવાની ઇચ્છા કરી. તેની ઇચ્છાથી દ્વિત્વ યા ત્રિત્વ રૂપ સંખ્યાનો આરંભ થઇ બે પરમાણુ મલ્યા અને સંસારનો આરંભ થયો. સ્વતન્ત્ર એક ચેતન વગર સંખ્યા પ્રકટ થઇ શકતી નથી. સંખ્યા સદા ચેતન સાથે છે. સૃષ્ટિના ઈતીહાસમાં ચેતના પેદા કે નષ્ટ થવાના વિષયમાં કાંઇ કહી શકાતું નથી. ચેતનાને સૃષ્ટિના આદિ કાળથીજ વર્તમાન હોવાનું માન્યા વગર ઘણી કઠણાઇઓનો સામનો કરવો પડશે. વૈજ્ઞાનિક એવા પરિણામ પર પહોંચ્યા છે કે

તેમના મત પ્રમાણે સૃષ્ટિ છઃ પ્રકારના મૌલિક પદાર્થોના પરમાણુઓથી થઇ છેઃ—Carban Oxygen Hydrogen, Nitrogen Sulphur and Phosphorous આ છ તત્ત્વ છે જેનાથી અનન્ત ખાદ્ય જગતની ઉત્પન્તિ થઈ છે.

"તીર્થંકર= જૂનાં સ્વરૂપોને તોડનાર મહેશ્વર
,, = નવાં સ્વરૂપોને ઘડનાર—સ્ત્રજનાર બ્રહ્મા
,, = તોડવા—ઘડવા મારફત તત્ત્વને જાળવી
રાખનાર વિષ્ણુ

તીર્થંકર= મહાન કારીગર. supreme artist

(મહાત્માઓની મસ્તી)

" જયણા પૂર્વક—આત્મભાન પૂર્વક ક્રિયા થાય તો પાપ છેજ નહિ." (જૈન સૂત્ર).

" પ્રજા શબ્દનો અર્થજ જન્મ આપનાર જોડકાં કરતાં વિશેષ જ્ઞાનશક્તિ અને ક્રિયા શક્તિ ધરાવનાર સંતાન એવો થાય છે. ઉંચા આશય વગરનું લગ્ન વ્યભિચાર છે; જીવવું નરક છે, ખાવું જાનવર પણું છે, બોલવું ભસવું છે. ઉદ્યમીને ખોટા વિકાર થવા પામતા નથી સ્વચ્છંદી પણું એટલે આંખ, જીભ, કાન, ત્વચા એમને મન જે જે પદાર્થોનો સંગ કરાવે તે તે પદાર્થોમાં સપડાવાની ટેવ

"એકવીસમી સદીનુ ફરજદ હોય તેના બોલવામાં, ચાલવામાં વર્તનમાં, બીછાનામાં, રાચ રચીલામાં, અખંડ બ્રહ્મચર્યમાં, લગ્નમાં, લખવા-વાંચવામાં, સ્વપ્નમાં પણ સાધુતા હોય, એ એનો ધર્મ છે, ત્યાગ છે અને એની મુક્તિ છે " (આર્ય ધર્મ).

"જૈન એટલે જીતવું એજ જેનું ધ્યેય છે; વિજીગીષા (will to conquer) જેનો મુદ્રા લેખ છે."

(મૃત્યુના મ્હોંમાં)

# (૫) વેદાંતિક–સૃષ્ટિ

ભારતીય દર્શન અને પુરાણોમાં આ અપેય અપરિચ્છિન્ન વિશ્વ-વિભેદ (વિજ્ઞાન) ને રજસ, સત્ત્વ અને તમસ એ ત્રણજ તત્ત્વમાં સમેટી લીધેલ છે. તેમનું કહેવું એમ છે કે આ ત્રણ ગુણોનોજ આ બધો ફેલાવો છે. આ વિશ્વ ઉત્પાદક કોઇ અનન્ત જ્ઞાન રાશિ, કલ્યાણ, ગુણમંડિત, નિર્દોષ, આનન્દમય પુરૂષોત્તમ છે. તે આ અપાર વિશ્વનું મૂળ છે. એટલો સ્વીકાર કરવો પડશે કે સુવ્યવસ્થિત અને સુનિયમિત સૃષ્ટિ જ્ઞાનપૂર્વક થાય છે. ઈશ્વરની સૃષ્ટિ પરાર્થ થાય છે. આરંભકાળમાં સદંશથી સત્ત્વ, ચિદ્રૂપથી રજ, આનન્દાંશથી તમની સૃષ્ટિ કરે છે. આ ત્રણે ભગદ્રૂપ છે. વ્યાકરણ અનુસાર બ્રહ્મન શબ્દ નપુંસક છે, અને નપુંસકથી સંસારની સૃષ્ટિ થઇ શકતી નથી. સૃષ્ટિ કરવાવાળી તો પરમા–પ્રકૃતિ શિવા છે, જે શિવ-શક્તિના નામથી કહેવાય છે. બ્રહ્મા તો દ્રષ્ટા માત્ર છે.

દેવાસુર–સૃષ્ટિ તથા ચતુર્વિધ ભૂતસંઘની પ્રાકૃત–સૃષ્ટિ બન્નેની વચ્ચેની સર્વાંગપૂર્ણ અને કર્મની અધિકારીણી જે સ્વાધીન સૃષ્ટિ છે તે મનુષ્ય–સૃષ્ટિ છે. વર્ણાશ્રમ ધર્મ જીવોનું મનુષ્ય–યોનિથી પતન થવા દેતો નથી. લિંગ અને યોનિ એ બે સૃષ્ટિનું મૂળ રહસ્ય છે. પુરૂષ અને સ્ત્રીના પારસ્પરિક સંયોગ વગર સૃષ્ટિ–પ્રભૃતિ કાર્ય સંપન્ન થતું નથી. શિવ અને શક્તિ, ઈશ્વર અને માયા, પુરૂષ અને પ્રકૃતિ–સર્વત્ર એ મૂળ શક્તિઓના પારસ્પરિક સંઘર્ષણથી સૃષ્ટિ પ્રભૃતિ કાર્ય સંપન્ન થાય છે. સૃષ્ટિની આદિભૂત બીજાવસ્થામાં આ બન્ને શકિતઓ અભિન્નરૂપમાંજ બિરાજમાન રહે છે. ચારે વર્ણોની સૃષ્ટિ ચાર વૃત્તિયો અનુસાર થયેલ છે. (ગીતા ૪/૧૩). સ્વભાવથી ઉત્પન્ન થયેલા ગુણ અનુસારજ થયેલ છે. શ્રીકૃષ્ણ કહે છે કેઃ—"મને માનવ વિગ્રહમાં જોઇને મારી અવજ્ઞા કરે છે" (ગીતા ૯/૧૧). જે શોક કરે છે તે પાપ કરે છે, કારણ કે સચ્ચિદ

દાનંદ પરમાત્માએ ચરાચર વિશ્વની સૃષ્ટિ આનંદને માટે રચી છે. આત્મરૂપ જ્ઞાનમય કળાનો ક્રમશઃ સૂક્ષ્મમાંથી સ્થૂળ રૂપમાં આનન્દની સાથે સંબંધ થવાથી પાંચ તન્માત્રાની ઉત્પત્તિ થાય છે; અને પાંચ તન્માત્રાના પારસ્પરિક મેળથી સ્થૂળ મહાભૂતોની ઉત્પત્તિ થઇ જાય છે. સ્થૂળ મહાભૂતોના પારસ્પારિક મેળથી સંપૂર્ણ ભૌતિક પદાર્થો (inorganic materials) ની ઉત્પત્તિ થઇ જાય છે. ભૌતિક પદાર્થોનું એવું રૂપ જેમાં પોતાના પ્રભાવને બીજાની ઉપર નાખીને પોતાની ઉપર પણ આ પ્રવાહ નાંખતા રહિને બીજાને પોતાની અનુકૂળ બનાવી રહેલ છે; અથવા સ્વયં બીજાને અનુકૂળ બની રહેલ છે તે રૂપને જીવિત પદાર્થ યા living matter કહેવાય છે. આ ગુણના પ્રકાશનું નામ ઇચ્છા, કામ યા will છે; જે તે પદાર્થના પ્રયત્ન (exertion) ને પ્રકટ કરે છે. નિરન્તર એકજ રસ્તે ચાલતો રહેતો આ પ્રયત્ન વિશેષ પ્રકારના બાહ્ય પ્રભાવ ગ્રહણ કરવાને અથવા બીજા પદાર્થો પર આત્મ-પ્રભાવને નાંખવામાં તે દિશાને સ્થિર કરી દીએ છે. આ દશાનું સ્થિર થવુંજ વાત સંસ્થાન (nervons system) નું ઉત્પન્ન થવું છે; અને sensory અને motor nervesના કેન્દ્રો બની જવાથી ઇન્દ્રિયો અને ઇન્દ્રિય-પ્રણાલિકાઓનું બનવું થાય છે.

સૌર પ્રાણની પ્રધાનતાથી પુરૂષ-સૃષ્ટિ થાય છે; ચાન્દ્ર-સોમ ગર્ભિત પાર્થિવ પ્રાણની પ્રધાનતાથી સ્ત્રી-સૃષ્ટિ થાય છે. સૃષ્ટિ બે પ્રકારની થાય છેઃ—(૧) આત્માર્થ-સૃષ્ટિ, (૨) જીવાર્થ કિંવા પરાર્થ-સૃષ્ટિ. આત્મ-સૃષ્ટિમાં સર્વ રૂપ ભગવાન થઇ જતા નથી. આ સૃષ્ટિ નિષ્કાલસ બ્રહ્મરૂપા થાય છે. જીવાર્થ-સૃષ્ટિમાં કાર્યશક્તિ લાવવા માટે ભગવાનનો અવતાર થાય છે. આત્માર્થ સૃષ્ટિમાં કેવળ ભગવદ્-ભોગ છે, અને જીવાર્થ સૃષ્ટિમાં જીવ ભોગ અને ભગવદ્ ભોગ બન્ને છે. સર્વ ભવન સામર્થ્યથી જીવાનુકૂલ રૂપાકાર સમર્પણ થાય છે, મોહિનીથી જીવોનું વ્યામોહન થાય છે, અને ક્રિયારૂપાથી

સર્વ વિધ ક્રિયાઓ થાય છે. જીવાર્થ સૃષ્ટિમાં ત્રણ વિશેષ વાતોની અપેક્ષા રહે છેઃ–નિયત રૂપ, નિયત નામ અને તેમાં ભગવાનના અવતાર (પ્રવેશ) ની અપેક્ષા છે. નારી જાતિ આનન્દ ક્રીડા અને સૃષ્ટિની દ્યોતક છે. સર્વ પ્રથમ સ્રી રૂપ જળ બનાવ્યું, અને તેમાંથી બીજ ઉત્પન્ન થયું, તે અનુસાર એમ સિદ્ધ થાય છે કે પ્રથમ મહામાયા–પરાશક્તિ–આદ્યા પ્રકૃતિજ પ્રકટિત થઈ; તે પછી માયો પાધિક આ બધું જગત ઉત્પન્ન થયેલ છે.

શ્રી નારાયણ આત્મા છે; સદાશિવ જ્ઞાન રૂપ છે; પંચ પ્રાણ સ્વયં વિષ્ણુ છે. મન, આત્મા, જ્ઞાન અને પ્રાણોની વિધાતૃ બુદ્ધિજ પ્રકૃતિ ઇશ્વરી છે. શ્વાસની સાથે ઓકસીજનનો જે ભાગ જાય છે તે આ પ્રચ્છન્ન નિષ્ક્રય શકિતને પ્રસારિત કરી દીએ છે, અને એ શકિત દ્વારા મનુષ્ય પોતાનું બધું કામ કરે છે. ગુણ દોષોના સંમિશ્રણથીજ આ સૃષ્ટિની ઉત્પત્તિ થઇ છે. વિષમતાજ ચાંચલ્ય અને ગતિનુ લક્ષણ છે, તેનાથી જગતની સૃષ્ટિ થઇ છે. પ્રકૃતિજ શકિત છે. अहम् અને इदम् ભેદજ્ઞાન પેદા કરે છે. અહં–વૃત્તિજ વિજ્ઞાન છે, ઇદં–વૃત્તિજ મન છે.

"સમગ્ર સર્જિત સૃષ્ટિ સંપૂર્ણ બનવા મથે છે–પછી તે માનવી હોય કે વૃક્ષ. સર્જનની એક પાળ તે નર, બીજી પાળ તે નારી બને પાળ વચ્ચે સમગ્ર ચેતન સૃષ્ટિ અખંડ વહી જાય છે એક પાળ નહોય તો સર્જન અદશ્ય થઇ જાય બંને પાળ સુદૃઢ હોય તો જીવન સભર ભરેલું રહે પાળ ઉંચી–નીચી હોય તો એટલુ જીવન નિરર્થક જાય અને ચૈતન્યપ્રવાહ સાંકડો નિર્બળ અને મંદગતિ બની જાય જીવન ધારણ કરતાં આ નર અને નારી તત્ત્વોને વિશુદ્ધ અને ઉચ્ચ બનાવ્યે જવા એજ શું સર્જનનો ઉદેશ નથી ?" (ગ્રામ–લક્ષ્મી ભાગ ૩)

"નઝીરનું વેદાન્ત—ઇસ હાલ મેં ભી શાદ હો.
ઉસ હાલ મેં ભી શાદ હો."

(મહાત્માઓની મસ્તી).

"બ્રાહ્મણ એટલે વિચારો કરનાર અને ક્ષત્રી એટલે કાર્ય ક્ષેત્રમાં ઘુમનાર!"

"યુગ પ્રધાન ઉત્પન્ન કરવો; યુગ પ્રધાન ઉત્પન્ન કરવા સારૂ બીજી સઘળી ચીજોનો ભોગ આપવો જોઈએ; આખી સમાજ રચના બદલવી જોઇએ. સ્ત્રીઓને બુદ્ધિશાળી બનાવવી કેમ કે સ્ત્રીની બુદ્ધિજ સંતાનમાં આવે છે. પુરૂષો જો બહાદુર બને તો પુરૂષની ઇચ્છા શકિતજ સંતાનમાં ઉતરે છે લક્ષ્ય વગર મનુષ્ય પોતાની શકિતઓ એક પ્રયત્નમાં એકઠી કરી શકતો નથી"

(મૃત્યુના મ્હોંમાં).

"આ વેદાંત છે કે બહારની સ્થિતિઓથી કદી મુંઝાઓ નહિ."

જ્યારે તમે નિસ્તેજ હો અથવા ચળકતા હો ત્યારે તમામ લાગણીઓ, સંબંધો, ઇચ્છાઓ, જરૂરીઆતો અને તંગીઓને તમે જાતે ખંખેરી નાંખો તો તમે સ્વતંત્ર છો."

"તત્વનો અભેદ અને સ્વરૂપોનો ભેદ એ સૂત્રને આધારે સૃષ્ટિ રચાઇ હોય એમ અનુમાન થાય છે. માનવજાતિ અનેક ધોરણે જુદા જુદા વિભાગોમાં ભિન્ન થયેલી હોવા છતા તત્વે અભિન્ન છે. એમ જેઓ સમજે છે તેઓજ ખરેખરૂં સમજે છે; અને તેમ ન સમજનાર તાત્વિક અભેદને ભોગે સ્વરૂપોના ભેદોને પ્રાધાન્યતા આપવામાં ખરેખરૂં સમજતા નથી."

(નવચેતન ૧૦)

'In the Lord's creation-the first stage is obscure, the intermediate and central is one of energy and action, and the third or last is of excellencies " -

(1) That portion of life from infancy till the approach of youth does not connt for much and may be altogether left out of consideration.

(2) With the commencement of youth man enters the first or obscure state and does many things with much consequence.

(3) Then he attains the nature state one of energy which is intermediate between the obscure and the excellence state and gradually passes on to senility. when it is desirable that he should attain the state of excellence,

The same law is also apparent in the practice austerities. The initial or first period is occupied with the worship of શક્તિ or force; the second or central one with that of Shiv, sun and passing on to the final state; the saint becomes a વૈષ્ણવ or adorer of Vishnu. " ( Pagal Harnath )

" શાંતિ આપનાર સાંખ્યજ્ઞાન વિના જેનો અન્ત નથી એવી કામ–વાસના નાશ પામતી નથી માટે પોતાનું હિત ઇચ્છનારાઓએ સાંખ્યજ્ઞાન સાધવું. " ( ગુણાતીતાનંદ–જ્ઞાનવિલાસ પાનું ૫૭ )

" તામસ અહંકારમાંથી કાળ અને કર્મોદિકના હેતુવડે શબ્દની ઉત્પત્તિ થઇ, અને તે શબ્દમાંથી શબ્દગુણવાળું આકાશ ઉત્પન્ન થયું. તેમાંથી ઉત્તરોત્તર વાયુ, તેજ, જળ, પૃથ્વી થાય છે. પાંચ તન્માત્રાઓ અને તેના શબ્દાદિક પાંચ ગુણો તથા આકાશાદિ પાંચ મહાભૂતોના ગુણોમાં–૭ પ્રકારનો ગુણ આકાશમાંથી, ઉત્પન્ન થયેલ છે. સ્પર્શ પણ બહુ પ્રકારના છે. રૂપ ૧૬ પ્રકારનું છે, કષાયાદિ ગંધના ગુણ છે. એ બધાં પ્રાકૃત તત્ત્વોથી આત્માને અણુ,

સૂક્ષ્મ અને સત્ ચિત્ અને સુખરૂપ જાણવો. પોતાના આત્માને ત્રણ દેહોથી ભિન્ન બ્રહ્મરૂપ માનીને ભગવાનની ભકિત કરે છે. તે મોક્ષ પામે છે." (શુ. જ્ઞા. વિ. ૬૩/૬૪)

## (૬) દેવાસુર સૃષ્ટિ

હૃદયની સરળતામાં દેવત્વ યા રૂષિત્વ છે; અને કપટમાં અસુરત્વ છે. માટે મનને સરળ બનાવવું જોઈએ. પંચદેવો પાસના તત્વઃ

| | | |
|---|---|---|
| જળ તત્ત્વના | અધિષ્ઠાતા દેવ | વિષ્ણુ (નારાયણ) |
| આકાશ | ,, | શિવ (રૂદ્ર) |
| પૃથ્વી | ,, | દુર્ગા |
| વાયુ | ,, | ગણેશ. |
| અગ્નિ | ,, | સૂર્ય. |

સનાતન ધર્મના પાંચદેવ પાંચ ભૌતિક જગતનું કાર્ય ચલાવી રહેલ છે. પાંચ દેવોમાંથી કોઇ પણ એક દેવની ઉપાસના વગર ધાર્મિક જીવનમાં અટકાયત થાય છે. દેવનો અર્થ ઘોતમાન છે તેનું તાત્પર્ય સ્વપ્રકાશ–આત્મ શકિત ચિત્ શકિત છે

અસુર દેવતાઓથી જયેષ્ઠ છે માટે બ્રહ્માના જમણા (દક્ષિણ) હાથની તરફ રહે છે; અને દેવાતાઓ અસુરોથી કનિષ્ઠ છે માટે બ્રહ્માના ડાબા હાથ તરફ રહે છે. અસુર અને દેવતા બન્ને પ્રજાપતિથી ઉત્પન્ન થએલ છે. બ્રહ્માની સભામાં દેવતા અસુરોને દેખતા નથી અસુરો દેવતાને દેખતા નથી દેવતા –द=દમન, ઈન્દ્રિય સંયમ; મનુષ્ય द=દાન; અસુરો द=દયા.

દેવ દનુજ માનવ સભી, લહેં પરમ કલ્યાન<br>
પાલેં જો द અર્થકો, દયા, દમન નિત દાન.

દેવતાઓના બે સ્વરૂપ છે-(૧) દેવલોકમાં રહેવાવાળા શરીર ધારી; (૨) ચન્દ્ર, સૂર્ય, જલ, અગ્નિ, વાયુ, પૃથ્વી, વિદ્યુત્ આદિ રૂપમાં રહિને તથા પશુ પક્ષી આદિ જીવોનાં અધિષ્ઠાતૃ દેવ શબ્દથી શાસ્ત્રોક્ત ૮ વસુ, ૧૧ રૂદ્ર, ૧૨ આદિત્ય, પ્રજાપતિ, અને ઇન્દ્ર નથી ત્યારે તે મનુષ્ય રહેતો નથી પણ રાક્ષસ બને છે. પુરાણોમાં નીચેની બાબતોને રાક્ષસ ગણેલ છેઃ—

ક્રોધ=મહિષાસુર; મદ્યપાન=ધૂમ્રલોચન; તમોગુણ=મધુકૈટભ; અહંકાર=ચંડ મુંડ; કામ=રક્તબીજ; લોભ=શુંભ નિશુમ્ભ; દશ ઇન્દ્રિયો=દશાનન—રાવણ; અવિદ્યાદળ=કૌરવ સેના; વિદ્યાદલ=પાંડવ સેના; સદ્બુદ્ધિ=સીતા, અને તેનું હરણ અહંકાર—રાવણનું ૧૧મું અધેડાનું મુખ કરે છે. કાળિશક્તિ=શ્રી કૃષ્ણ વિદ્યા અવિદ્યાને લડાવે છે, અને પોતે તટસ્થ પણ વિદ્યાના નાયક અર્જુન=પુરૂષાર્થના સારથિ બને છે.

અસુરોને નીચે પ્રમાણે પણ ગણવામાં આવેલ છે.

| ગીતાના અસુર.... | દુર્ગાસપ્તશતીના અસુર |
|---|---|
| ૧ અહંકાર .... .... .... .... | શુમ્ભ. |
| ૨ મમત્વ ... .... .... ... | નિશુમ્ભ |
| ૩ કામ .... .... .... .... | રક્તબીજ |
| ૪ ક્રોધ .... .... .... .... | ધૂમ્ર લોચન |
| ૫ બળ .... .... .... .... | ચણ્ડ |
| ૬ દર્પ .... .... .... .... | મુણ્ડ |
| ૭ પરિગ્રહ .... ... .... .... | સુગ્રીવ. |

અજ્ઞાન યા જડત્વ શકિત, જીવ શકિતને ઢાંકી રાખે છે; તેથી અજ્ઞાન યા અવિદ્યા રૂપમાં પ્રકટ થાય છે બહાર આવેષ્ટન અને રૂપ રસનું જગત અને અંદર કામ, ક્રેધ, ક્ષુધા પિપાસા, જરા-મૃત્યુ આદિ જડનાં રૂપ છે તે જીવનાં વિકાસમાં બાધક છે.

બીજી તરફ જીવ જડને પદદલિત કરી આત્મ-પ્રકાશ દ્વારા વિજય ઘોષણા કરે છે. જીવ અને જડનું એ દેવાસુર સંગ્રામ છે.

"ઈર્ષ્યા, માન, માયા, લોભ, ઉદ્વેગ અને ભયાદિક વડે અત્યંત વ્યાકુલ થયેલા દેવતાઓ કેવી રીતે સુખી હોય ?"

(કુમારપાળ)

"ભગવાનનું પ્રીતિથી ચિંતન કરનાર અને કાળને પણ ભય પમાડે તેવા સંતોના સમાન આ ત્રણે જગતમાં કોઇ શૂરવીર નથી. જે સત્ય અને શૂરવીર એવા મોટા સંતો મોહ રૂપી સૈન્યને ભેદી નાંખે છે તેમનાં હૃદયમાં સુખપ્રદ એવા ભગવાન નિત્યે સ્ફુરાયમાન થાય છે. કામ તો ભગવાનના ધ્યાનરૂપી ચક્ર વડે નાશ કરે છે. ક્રોધરૂપી મોટા શત્રુને તિતિક્ષારૂપી તલવારથી તુરત હણે છે. લોભને સંતોષ રૂપી ભાલાવડે સત્વરે નાશ કરે છે. મનને પણ તેઓ શુદ્ધજ્ઞાન રૂપી અંકુશ વડે વશ કરે છે."

(ગુણાતીતાનંદ—જ્ઞાન વિલાસ પાનું ૪૭).

"વૈકારિક અહંકારથી ચંદ્ર સાથેનું એવું મન ઉત્પન થાય છે,' અને જે મનના સંકલ્પ-વિકલ્પથી કામનો ઉદ્‌ભવ થાય છે. ભ્રાન્તિ, કલ્પના, વ્યક્તિ,ધૈર્ય, ઉપ પત્તય, સત્વા સત્વં, અસ્થિરતા અને સહિષ્ણુતા એટલા મનના ગુણો છે' સર્વે કાર્યોની ઉત્પત્તિમાં માયા, કર્મકાળ, સ્વભાવ. ભગવાની ઇચ્છા, અને પુરૂષની દ્રષ્ટિ એટલાં કારણ છે, વૈકારિક એટલે સાત્વિક અહંકારથી દશ ઇન્દ્રિયોના દેવતાઓ ઉત્પન્ન થયા—દિશા, વાયુ, સુર્ય, વરૂણ અશ્વિનકુમાર અગ્નિ, ઈન્દ્ર, ઉપેન્દ્ર, વિષ્ણુ અશ પ્રજાપતિ, સર્વ દેવતાઓ ઈન્દ્રિયોની તથા તેના વિષયોની વિગતિ વિભાગ પ્રમાણે, પૃથક પૃથક કરે છે. તૈજસ અહંકારથી વિકાર પામતાં તેમાંથી કાળાદિક વડે દશ ઈન્દ્રિયો તથા પ્રાણ બ્રહ્મ અને બુધ્ધિ ઉત્પન્ન થાય છે" (ગુ જ્ઞા. વિ. ૬૧)

## (૭) ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ વિચાર

મનુષ્યને જ્ઞાન કેમ પ્રાપ્ત થાય છે, અને તેના મન અને બુદ્ધિના વ્યાપાર કેવી રીતે ચાલે છે તેનું પ્રાચીન કાળમાં સૂક્ષ્મ પરીક્ષણ થએલું છે. આ પરીક્ષણને ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ વિચાર એવું નામ આપેલ છે. ક્ષેત્ર એટલે શરીર અને ક્ષેત્રજ્ઞ એટલે આત્મા. આ ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ વિદ્યાનું સ્પષ્ટ જ્ઞાન થયા પછી સદ સદ્વિવેચન શક્તિ તો શું પણ બીજી કોઇપણ મનોદેવતા આત્માથી મોટી અને સ્વતન્ત્ર હોઇ શકે એમ માનવાનું બની શકે એમ નથી. આત્માનો વિચાર બે બાજુથી કરવાનો છેઃ-(૧) પોતાના પંડની કે ક્ષેત્રની કે શરીરની અને (૨) મનના વ્યાપારની સમીક્ષા કરી તેમાંથી ક્ષેત્રજ્ઞ રૂપી આત્મા કેવી રીતે નિપન્ન થાય છે તેનું વિવેચન કરવું. (ગીતા અધ્યાય ૧૩). આને માટે " શારીરિક અથવા ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ વિચાર " એ સંજ્ઞા છે. અને આજ માટે વેદાન્ત શાસ્ત્રને શારીરિક સૂત્ર, —શરીરનો વિચાર કરનાર સૂત્ર એવું નામ આપેલ છે. માનસિક અથવા શારીરિક સર્વ દ્રવ્ય અને ગુણ એનો પ્રાણ રૂપી વિશિષ્ટ ચેતના યુક્ત જે સમુદાય તેનું નામ ક્ષેત્ર. શરીર એ શબ્દ મૃત દેહને પણ લાગુ પાડવામાં આવે છે, માટે આ સ્થળે ક્ષેત્ર એવું ભિન્ન નામ આપવામાં આવેલ છે. ક્ષેત્ર એનો મૂળ અર્થ ખેતર એવો છે, પણ સવિકાર અને સજીવ મનુષ્ય દેહ એવા લાક્ષણિક અર્થમાં એ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞનું જ્ઞાન એજ પરમેશ્વરનું જ્ઞાન છે એટલે તેનું ફળ પણ મોક્ષજ હોવું જોઇએ. ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ જ્ઞાનનુંજ પ્રકૃતિ પુરુષ વિવેક એ રૂપાંતર છે એમ કહીએ તો પણ ચાલી શકે છે.

જૈનમત—

શરીર જે આત્માની સાથે છે તેથી આત્માની અત્યન્ત ભિન્નતા છે. શરીર જીર્ણ થઇ જાય છે, આત્મા જીર્ણ થતો નથી; શરીર યુવાન

મોટું તાજું થાય છે, આત્મા યુવાન યા મોટું તાજું થતું નથી. શરીર રોગીષ્ટ થઇ સડીને નષ્ટ ભ્રષ્ટ થઇ જાય, પણ આત્મા નષ્ટ ભ્રષ્ટ થતો નથી. શરીર લાલ, સફેદ, ગોરૂં, કાળું હોય છે પણ આત્મા લાલ, સફેદ, ગોરો, યા કાળો, થતો નથી કેમકે આત્મા અમૂર્તિક, ચૈતન્ય, ધાતુમય, અસંખ્યાત પ્રદેશી, અખંડ છે; અને શરીર જડ, મૂર્તિક. પરમાણુઓના સ્કંધ રૂપ ખંડ ખંડ થવાવાળું છે એ પ્રમાણે શરીરની દશા બનવા બગડવાથી આત્માની દશા બનવાની બગડવાની નથી—આત્મા પોતાની અખંડતાને છોડતો નથી. ચૈતન્યપણાને છોડતો નથી એવીજ રીતે જીવનની સાથે તૈજસ અથવા કાર્મણ શરીર છે તે પણ આત્માથી ભિન્ન છે, કેમકે તે પુદ્‌ગલ જડ છે જ્યારે આત્મા ચેતન છે. કાર્મણ શરીર જ્ઞાનાવરણાદિ આઠ કર્મ–વર્ગણાઓનો સમુદાય છે. તેમાં વખતો વખત જુદી જુદી વર્ગણાઓ આવે છે, જૂની–પુરાણી વર્ગણાઓ છુટે છે તથા કર્મોના ઉદયથી જે કાંઇ રાગ-દ્વેષાદિ વિકાર આત્માના ભાવોની સાથે હોય છે તે કાંઇ આત્માનો સ્વભાવ નથી. એ પ્રમાણે શરીર આદિથી ભિન્ન આત્માને માનવાવાળા અંતરાત્માને જ્યારે શરીરાદિક કાષ્ઠાદિ સમાન માલમ પડે છે ત્યારે તેને મુક્તિની યોગ્યતા થાય છે. સ્થૂળ ઔદારિક શરીર પણ એવુંજ છે. હું આત્મા જ્ઞાપક છું, પુદ્‌ગલ અનાત્મા અજ્ઞાપક છે; મારી દ્વારા જાણવા યોગ્ય છે એ રીતે વારંવાર શરીરના સ્વભાવથી ભિન્ન અને પોતાના સ્વભાવમાં તન્મય એવી આત્માની ભાવના કરવી જોઇએ.

## જ્ઞાનેશ્વરી ગીતા

અજ્ઞાનથી આવૃત થએલા ચૈતન્યનેજ ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે. પોતાનું શુદ્ધ–સ્વરૂપ ન જાણતાં જે અજ્ઞાન વૃદ્ધિ પામે છે તે ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) નું રૂપ છે. જે કર્મવાદી છે તે એમ કહે છે કે આ સર્વ ક્ષેત્રો જીવના તાબામાં છે, અને તેની સર્વ વ્યવસ્થા

પ્રાણને સોંપવામાં આવી છે. સાંખ્ય મત વાદી આ અભિપ્રાયનો સ્વીકાર કરતા નથી. તેઓ કહે છે કે ક્ષેત્ર એ જીવને આધીન નથી. સાંખ્યમત વાદીઓ અનાદિ સિદ્ધ પ્રકૃતિની સ્તુતિ કરે છે, તે પ્રકૃતિની વૃત્તિ આ ક્ષેત્રમાં છે એમ જાણો. અને તે પ્રકૃતિનાં ઘરતાં સર્વ રાચ રચીલાં હોવાથી ક્ષેત્રનો સર્વ વહીવટ તે ઘરમાં થયા કરે છે. સ્વભાવવાદી જનો ક્ષેત્ર એ સ્વભાવ-સિદ્ધ છે તેનો કોઇપણ વતનદાર નથી એમ કહે છે. જીવ સહિત ૩૬ તત્ત્વોનું જે ઐકય થાય છે તેનેજ સંઘાત કહે છે; અને એ સર્વના સમુદાયને ક્ષેત્ર નામ પ્રાપ્ત થયું છે. કોઈ આ ક્ષેત્રને દેહ કહે છે. એનાં અનેક નામો છે. બ્રહ્મની આ બાજુએ બ્રહ્મથી લઈને સ્થાવર જંગમ પર્યંત જે જે વસ્તુ નિર્માણ થાય છે અને લય પામે છે તે સર્વ ક્ષેત્રજ છે.

શરીરનું નામ ક્ષેત્ર છે, શરીરની મમતા કરવાવાળો ક્ષેત્રજ્ઞ છે. બધા ક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ હું છઊં અને મારી સંપત્તિમાં ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ જ્ઞાનજ જ્ઞાન છે. બ્રહ્મ અને ક્ષેત્રનું તત્ત્વ પ્રતિક્ષણ શરીરમાં કામ કરી રહેલ છે. આ શરીર એક ક્ષેત્ર છે.

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते આમાં ધર્મક્ષેત્ર કુરૂક્ષેત્ર છે. ધર્મ ક્ષેત્રનો સંકેત કૃષ્ણ તરફ છે; અને કુરૂક્ષેત્રનો અર્જુનની તરફ છે. જ્યાં જ્ઞાન-કર્મનો સમન્વય છે ત્યાં પૂર્ણતા છે. એકલું જ્ઞાન પંગુ છે, એકલું કર્મ આંધળું છે. કર્મ વગર જ્ઞાન તામસી થઇ જાય છે, અને જ્ઞાન વગરનું કર્મ રાજસી થઈ જાય છે. સુશ્રુત ક્ષેત્રજ્ઞમાં જ વિષય સંવેદનાનો અધિષ્ઠાતા પુરૂષ, સ્રષ્ટા, ગન્તા, સાક્ષી, ઉદ્ધારક, વક્તા કહેવાય છે. જ્યાં પોતે અને ભગવાન છે તે ક્ષેત્ર કહેવાય છે.

"બાંહ છુડાયે જાત હો, નિબલ જાનિકે મોહિં
હિરદૈં તેં જબ જાહુગે, મરદ બદૌંગો તોહિં."

"આ શરીર પણ કુલટા સ્ત્રીની જેવું છે તે ખરે વખતે પ્રીતિનો નિર્વાહ કરે તેમ નથી; એટલે તેનો તો વિશ્વાસજ કરવો યોગ્ય નથી. માંસને રૂધિર રૂપ કર્દમથી આ હાડપીંજર રૂપ ભીંત ઉભી કરેલી છે; તેમાં નસો રૂપી વળીઓ ગોઠવેલી છે, અને વાળ રૂપી ઘાંસથી તે ઝુંપડી આચ્છાદિત કરેલી છે તે ઝુંપડીને નિરંતર ભોજન રૂપી પૂરણીથી પુરવામાં આવે છે છતાં તે ખાલી ને ખાલીજ રહે છે, પુરાતીજ નથી. શ્વાસોશ્વાસ અથવા પવન રૂપી થંભ ઉપર તેને ટેકાવેલી છે." (ચંદરાજા)

"જડ, વિકારી, ક્ષણિક અને નાશવાન શરીર ક્ષેત્ર છે; ચેતન; નિર્વિકારી, નિત્ય અજ અવિનાશી ચેતન આત્મા ક્ષેત્રજ્ઞ-જ્ઞાન સ્વરૂપ છે." (ગીતાતત્ત્વદીપકપાનું ૭૪૬)

"મનુષ્યના આ દેહરૂપી નગરમા નેત્રો આદિ છે તે, દુર્જય અને કપટી તથા મેલથી ભરેલા એવા ચોરો છે. તે રૂપ, શબ્દ, રસાસ્વાદ, આનંદ તથા સ્પર્શના પાશથી તેને બાંધીને પીડતા એવા તે એક, તેનું ધર્મ જ્ઞાન આદિ ધનને ચોરી લે છે.
(ગુણાતીતાનંદ-જ્ઞાન વિલાસ પાનું ૨૬)

"શરીરમાં ભગવાને તીર્થ-યાત્રાદિકની સિદ્ધિ માટે ચરણો નિર્માણ કર્યા છે, અને પોતાની તથા સંતો આદિની સેવા માટે હાથ આપ્યા છે; વળી તે પ્રભુએ પોતાના તથા સંતોના ગુણાદિકને માટે કાન આપ્યા છે, અને પોતાનાં ચરિત્રોના ગાન માટે જીંહ્વા કરી છે; વળી પોતાના તથા મુનિઆદિકનાં રૂપને નિરખવાને સારૂ તથા અન્ય પદાર્થો તેમજ અન્ય અર્થોની ઉત્પત્તિ માટે પણ ભગવાને રમણીય એવાં લોચનો રચ્યાં છે; વળી પોતે સુઘેલા આદિનો ગંધ લેવાને નાસિકા દયાએ કરીને માણસના શરીરમાં નિર્માણ કરી છે." (ગુણા-જ્ઞા-વિ. ૩૦)

## (૮) ક્ષરાક્ષર વિચાર.

પોતાના શરીરનો અને મનનો વિચાર થયા ઉપરથી જે તત્ત્વ નિષ્પન્ન થાય તે, અને પોતાના અનુભવમાં જે દૃશ્ય સૃષ્ટિ અથવા બ્રહ્માંડનો ભાગ આવ્યો હોય તેના નિરીક્ષણથી જે તત્ત્વ નિષ્પન્ન થતું હોય તે, એ બેને સરખાવી જોઇ તે એકજ છે કે એક બીજાથી ભિન્ન છે તે જોવું પડે છે આવી રીતિએ કરેલા સૃષ્ટિના પરીક્ષણને ક્ષરાક્ષર વિચાર એવી સંજ્ઞા આપવામાં આવેલી છે. તેને વ્યક્તાવ્યક્ત વિચાર પણ કહે છે. ક્ષર કિંવા વ્યક્ત એટલે સૃષ્ટિ માત્ર નાશવંત પદાર્થો, અને અક્ષર કિંવા અવ્યક્ત એટલે સૃષ્ટિનાં નાશવંત પદાર્થોનું સારભૂત જે નિત્યતત્ત્વ છે તે છે. (ગીતા ૮/૨૧/૧૫/૧૬) સાંખ્યમાં અવ્યક્ત પ્રકૃત્તિને પણ અક્ષર કહે છે. (ગીતા ૧૫/૧૬). ક્ષર એટલે પદાર્થ માત્રનું નામ-રૂપાત્મક વિનાશી સ્વરૂપ છે; અને તેની પેલીપાસનું જે અક્ષર તત્ત્વ તે બ્રહ્મ એમ સમજવાનું છે. અક્ષર શબ્દનો ગીતામાં બે પ્રકારે ઉપયોગ કરેલો છે સાંખ્યની પ્રકૃતિજ અવ્યક્ત અને અક્ષર છે એ મનથી પણ સર્વ ભૂત નાશ પામે તોપણ જે નાશ પામતું નથી તે પરમેશ્વર કિંવા બ્રહ્મ પણ અક્ષર અને અવ્યકત છે પુરૂષોત્તમનું લક્ષણ કહેતાં તે ક્ષર અને અક્ષર પણ તેનીપેલી પાસના છે એવું જે વર્ણન છે તેનો અક્ષર શબ્દ સાંખ્યોને પ્રકૃતિને ઉદ્દેશીને છે અક્ષર-બ્રહ્મનું જ્ઞાન થવુંજ કઠણ છે, અને તેમાં પણ સમાધિની જરૂર છે.

અક્ષર બ્રહ્મનાં બે રૂપ થાય છે. એક જ્ઞાનીઓને પૂજવા લાયક રૂપ અને બીજું તેથી વિલક્ષણ આ બીજું રૂપ એ જગત અથવા પ્રપંચ છે. (વલ્લભાચાર્ય)

સૃષ્ટિ કર્ત્તા ઈશ્વર અક્ષર-પુરૂષનેજ કહે છે. અવ્યય, અક્ષર અને ક્ષર એ ત્રણ પુરૂષ કદી પૃથક્ પૃથક્ રહેતા નથી. અક્ષર પુરૂષ જે કે જગતનું નિમિત કારણ છે, ઇશ્વર છે તે બલ પ્રધાન છે

બલનું નામ શક્તિ, પ્રાણ યા ક્રિયા પણ છે. શક્તિ સૂતી છતાં કામ કરે છે; પ્રાણ જાગૃત થઇને કામ કરે છે; ક્રિયા કાર્ય રૂપમાં પરિણત થાય છે. અક્ષર પુરૂષની પાંચ કલ—બ્રહ્મા, વિષ્ણુ. ઇન્દ્ર, અગ્નિ અને સોમ. બ્રહ્મા, વિષ્ણુ અને ઇન્દ્ર અન્તશ્વર છે—હૃદય છે. અને અગ્નિ તથા સોમ બહિશ્વર છે. ઈન્દ્ર, અગ્નિ અને સોમ ત્રણે સંમિલિત શકિતઓનું નામ મહેશ્વર યા શિવ છે; એટલા માટે ભગવાન્ શંકર ત્રિનેત્ર છે. પૃથ્વીના ગર્ભમાં અગ્નિ છે; સૂર્ય મંડળના ગર્ભમાં ઇન્દ્ર છે; ચન્દ્રમાનું સોમ મંડળ છે एका मूर्ति स्त्रयो देवा ब्रह्म विष्णु महेश्वराः બ્રહ્મા, વિષ્ણુ, મહેશ એકજ હોઇ એકજ અક્ષર પુરૂષના ત્રણ રૂપ છે. એકજ શકિતના ત્રણ વ્યાપાર છે. દ્રષ્ટિ માત્રનો ભેદ છે.

શ્રી કૃષ્ણની વેણુ પણ શબ્દ-બ્રહ્માત્મક અક્ષર છે. અવ્યાકૃત આકાશ શબ્દથી મૂળા જ્ઞાનનું ગ્રહણ છે આ મૂળા જ્ઞાન જીવ તથા ઇશ્વરને આશ્રયે થઈ રહેતું નથી; પરંતુ જીવ તથા ઇશ્વર વિભાગથી રહિત શુદ્ધ ચૈતન્યને આશ્રયે થઇ રહે છે. આ શુદ્ધ ચૈતન્ય રૂપ આત્મા સર્વત્ર વ્યાપક છે, તથા ઉત્પત્તિ નાશથી રહિત છે. તેટલા માટે શુદ્ધ આત્મા અક્ષર રૂપ છે. આત્મા રૂપ અક્ષરના આશ્રયે અવ્યાકૃત આકાશ રહે છે. મુક્તિનો સંબંધ આનન્દ, વિજ્ઞાન, મન સાથે છે; સૃષ્ટિનો સંબંધ મન, પ્રાણ, વાક સાથે છે. ક્રિયા કરવી એક માત્ર અક્ષરનોજ ધર્મ છે વ્યકત ક્ષર, અવ્યકત અક્ષર બન્નેથી પર હોવાના કારણે અવ્યય કહેવાય છે. પરાવર અક્ષરમાં પર-સંપત્તિ (અવ્યય-સંપત્તિ) પણ છે; અને બ્રહ્મ-સંપત્તિ (ક્ષર-સંપત્તિ) પણ છે તેથી કરીને બન્ને પરબ્રહ્મ કહી શકાય છે.

નિરજંન નિર્વિશેષ પરબ્રહ્મ અક્ષર છે. અગ્નિને શિવ અને સોમને શકિત કહે છે. મનુષ્યના હૃદયમાં એવો ભાવ ઉત્પન્ન થયો હશે કે અગ્નિમાં ઇચ્છાત્મક ચેતનતા છે. અગ્નિની આ આરાધના

આગળ ચાલતાં પૌરાણિક કાળમાં શિવની આરાધનામાં પરિણત થઈ ગઈ. એ પ્રમાણે વેદોમાં શિવ-તત્ત્વ અગ્નિ છે. અગ્નિની રક્ષક શક્તિનું દ્યોતક ચિન્હ અર્થાત લિંગ (symbol) રહી ગયું. આ લિંગ અર્થાત ચિન્હને શિવ-લિંગ નામ દેવામાં આવ્યું; કેમકે સંહારકારી પરંતુ તે સાથે કલ્યાણકારી શક્તિને શિવ કહે છે. જીવના હૃદયમાં જે ભોગાકાંક્ષા છે તે વસ્તુતા અગ્નિનોજ વિકાસ માત્ર છે; તથાપિ તે આધાર-ભેદના કારણે નાના પ્રકારથી પ્રકટ થાય છે ભોગ્ય રૂપ સોમ યા અમૃતનું બિન્દુ અર્પણ કર્યા વગર આ આકાંક્ષાની નિવૃત્તિ થતી નથી. આ અગ્નિ સામ્યભાવને પ્રાપ્ત કરી શકતી નથી. પ્રાણુજ અગ્નિ છે. વિદ્યુતની સમાન જ શક્તિની દ્વિવિધતા (Positive and negative) મિથુન રૂપતા સર્વત્ર વ્યાપક છે. વિદ્યુત–અર્થાત વીજળી બે વસ્તુઓને રગડવાથી પ્રાપ્ત થાય છે. (જળ પ્રપાત).

તેજ બે પ્રકારનું—સૂર્યનું, અગ્નિનું, સોમના બે રૂપ છેઃ—ઃસ—અપ, અનિલ તેજ અને રસથીજ આ ચરાચર જગત બન્યું છે. મણિપુર ચક્ર (Lumbar-region) માં પાંચ પર્વ છે, તેમાંતેજ તત્ત્વનું અધિષ્ઠાન છે. જઠરાગ્નિનાં કાર્યોનું નિયમન તેની શક્તિથી થાય છે. વાયુ— અનાહત (Dorsal-region) ચક્રમાં ૧૨ પર્વ છે ત્યાં વાયુ તત્ત્વ પ્રધાન છે અને રત પ્રદેશનું સંચાલન આ ચક્રની શક્તિથી થાય છે. આકાશ–વિશુદ્ધિ ચક્ર (Cervical region) માં ૭ પર્વ છે ત્યાં આકાશ તત્ત્વ છે જેથી કંઠનું નીયમન થાય છે. વેદમાં અકાશને સમુદ્ર કહેવામાં આવેલ છે. આકાશમાંજ બધી શક્તિઓ નિહિત છે. આકાશ (Ether) જ બધી શક્તિઓને આધાર છે. આકાશને જે લોકો પોલો સમજે છે તે ભૂલ કરે છે. આકાશ તો લોઢાથી પણ વધારે કઠોર છે; તેમાંતો એક પરમાણુ પણ સમાઇ શકતું નથી તે સદ્‌વૃતિ અને દુર્વૃત્તિથી ઠાંસોઠાંસ ભરેલ છે.પ્રેમ તે બધામાં સમાન રૂપથી વ્યાપ્ત છે.

" અક્ષર જે અલક્ષ્ય તેનીજ વિભૂતી આ લક્ષ્યતા છે."

સર્વ લખ રૂપનો આત્મા એક અલખ છે. રૂપ તો જડ જેવાં ઉત્થાનાદિ ક્રિયાનાં અનધિકારી છે, અને આત્મા એક પુરાણ છે તો મુકત કોને થવાનું રહ્યું? અને એ મુક્તિને વાસ્તે ઉત્થાન કરનાર એ એક આત્માથી બીજો કોણ છે? તે કયારે કોનાથી બંધાયો અને કાળથી અનવાચ્છિન્ન આત્માને ભૂતમાં બંધન કાલ અને ભવિષ્યમાં મોક્ષકાળ નો અવચ્છેદ કેવીરીતે અવસ્થિત છે એ સમજવું

(સરસ્વતિચંદ્ર ભાગ ૩.)

ગીતા—

" હિકલ—ક્રિયાવાદ— ક્ષર

શંકરાચાર્ય—જ્ઞાનવાદ—અક્ષર

"સત્યનો અનુભવ કરવામાં જ્ઞાન અને ક્રિયા સરખા ઉપયોગી છે.

ક્ષર, અક્ષરથી અતીત પુરૂષોત્તમ—સર્વદેશી વિકાસથી પુરૂષ પુરૂષોત્તમ થઈ શકે છે.

(અરવિન્દ ઘોષનું તત્વ જ્ઞાન)

"ગીતાએ અક્ષરપુરૂષ યા આત્માથી પણ ઉચ્ચતર સત્યનો પતો લગાડેલ છે અને તે છે પુરુષોત્તમ અક્ષર પુરૂષ પુરૂષોત્તમની સત્તાનું કેવળ એક અંગ છે. સ્વયં ક્ષરથી પણ અતીત છે અક્ષરથી ઉત્તમ પુરૂષોત્તમ છે. જગતમાં પુરૂષોત્તમની ઇચ્છા અને કર્મ પુરા કરવાવાળું યંત્ર —નિમિત માત્ર તે છે.

(અનિલવર્ણ ગીતા-તત્વાંક પાનું ૧૧૮)

" વસ્તુતઃ અક્ષર પુરૂષ અને પુરૂષોત્તમ બ્રહ્મ અંગાંગી ભાવથી એકજ છે લીલા ભેદથીજ સ્વરૂપ ભેદનું વર્ણન કરવામા આવે છે લીલા વિગ્રહ ભગવાન શ્રી કૃષ્ણમાં ગીતાના પુરૂષોત્તમ અને અક્ષર આદિ બધાં પદ અવિરોધ રૂપથી ઘટે છે.

(ગી.ત. ૧૦૦૮-૯)

## (૯) જીવનું સ્વરૂપ

જીવનું સ્વરૂપ ચિદાભાસ યુકત અંતઃકરણ સહિત કૂટસ્થ ચૈતન્ય એવું લખે છે તે યથાર્થ છે. તેમાંથી કૂટસ્થ તો સદા નિર્વિકાર નિઃસંગ સચ્ચિદાનંદ જ છે. જે કાંઇ અપેક્ષા છે તે ચિદાભાસ યુકત અંતઃકરણ અર્થે છે. તે અંતઃકરણ રજોગુણ પ્રધાન પ્રવૃત્તિના કાર્યમાં પ્રવૃત્ત હોય છે. ત્યાં સુધી તેમાં માત્ર આનંદા ભાસજ ક્ષણવાર થાય છે. મલિનતાને લીધે આનંદનું યથેચ્છ પ્રતિ બિંબ પડતું નથી. નિર્મળ નિશ્ચલ પ્રસન્ન અન્તઃકરણ થઇ સ્વરૂપાનું સંધાન તત્પર થાય એજ કર્તવ્ય છે. સાંખ્ય જેને પુરૂષ કહે છે તેને ગીતામાં જીવ કહ્યો છે, અને જીવ એ ઇશ્વરની મહા-પ્રકૃતિ એટલે શ્રેષ્ઠ સ્વરૂપ છે એમ કહેલું છે; અને સાંખ્ય જેને મૂળ પ્રકૃતિ કહે છે તેનેજ ગીતામાં પરમેશ્વરનું અપર એટલે કનિષ્ઠ સ્વરૂપ કહેલું છે. (ગીતા ૭/૪-૫) જગત, જીવ, અને પરમેશ્વર (પરમાત્મા) માં "જીવ આ મારોજ અંશ છે (ગીતા ૧૫/૭) અને હું જ એક અંશથી આ સર્વ જગત વ્યાપ્ત કરીને રહેલો છું (ગીતા ૧૦/૧૨). ચારે તરફ આ ઓતપ્રોત ભરેલું એકરસ પરબ્રહ્મ અને મનુષ્યના શરીરમાં રહેલો આત્મા તે બે વચ્ચેનો ભેદ બતાવવા માટે "શારીર આત્મા" એ પરબ્રહ્મનોજ અંશ છે એમ જો કે વ્યવહારમાં કહેલું પડે છે તોપણ તે મહાકાશ (ઘરમાંનું આકાશ), ઘટાકાશ (ગાગરમાંનું આકાશ) એવા જેમ એકજ સર્વવ્યાપી આકાશના ભાગ હોય છે, તેવોજ આત્મા એ પરબ્રહ્મનો ભાગ છે એવો તાત્વિક દ્રષ્ટિ એ તેનો અર્થ કરવો જોઇએ. ઉપાધિ ભેદને લીધે જીવ જુદા જુદા લાગે છે, વસ્તુતા એ સર્વ બ્રહ્મજ છે; અને મૂળમાં તેનો અંશ જે શારીર-આત્મા એ બન્ને મૂળથીજ સ્વતન્ત્ર એટલે કર્માત્મક પ્રકૃતિની સત્તા બહારના મૂલકમાં છે. પરમાત્માનો અંશ જે જીવાત્મા તે મૂળમાં શુદ્ધ, મુકત સ્વભાવ, નિર્ગુણ અને

અકર્ત્તા છતાં દેહ અને બુદ્ધિ વગેરે ઇન્દ્રિયોની વચમાં આવી જવાથી, અનાદિ પૂર્વકર્માર્જિત જડ દેહ અને ઇન્દ્રિયો જેમાં પરમાત્માનો અંશ. ભૂત જીવ (ગીતા ૧૫/૭) એક હેડમાં પુરાઇ રહ્યો હોય તેમ પુરાઈ રહ્યો છે.

શ્રી કૃષ્ણ ગીતાજીમાં કહે છે કેઃ—

ममैवांशो जीव लोके जीव भूतः सनातनः

જીવ લોકમાં જીવ રૂપ મારોજ અંશ સનાતન છે.
( ગીતા ૧૫/૭ )

તેમજ શ્વેતાશ્વર ઉપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

अंगुष्ट मात्रो रवि तुल्य रुपः संकल्पाहंकार समन्वितोयः
बुद्धे र्गुणेना ऽऽत्म गुणेन चैव आराग्र मात्रोह्य परोऽपिदृष्टः॥

અર્થ—જે જીવ સંકલ્પ અને અહંકાર યુકત છે અને સૂર્ય જેવો પ્રકાશવાળો છે, અને બુદ્ધિના ગુણથી અંગુષ્ટ જેવડો છે, અને પોતાના ગુણથી આરાગ્ર માત્ર છે તે જીવ જ્ઞાન ચક્ષુ વાળાએ દેહથી ભિન્ન પણ જોયેલો.

વળી શ્રુતિમાં કહેલું છે કેઃ—

वालाग्रशत भागस्य शतधा कल्पितस्य च
भागोजीवः सविज्ञेयः सच्चाऽऽनन्याय कल्पते

વાળના સોમા ભાગના સોમા ભાગની કલ્પના કરાય એવડો અર્થાત્ એક વાળના દશ હજારમા ભાગ જેવડો જીવ જાણવા યોગ્ય છે, અને તે જીવ અનંત પણાને માટે સમર્થ થાય છે अंशो नाना व्यपेदशात् એ સૂત્રથી પણ જીવ બ્રહ્મનો અંશ છે એમ સિદ્ધ થાય છે.

બ્રહ્મમાં સત્ ચિત્ અને આનંદ એ ત્રણે ધર્મો છે. જીવમાં સત્ અને ચિત્ માત્ર છે, પણ આનંદ નથી તે કારણથી આનંદને અભાવે એને આભાસ કહેવામાં આવે છે; પણ જીવ લોક પ્રસિદ્ધ આભાસ

કે પ્રતિબિંબ નથી. જીવને આભાસ કે પ્રતિબિંબ કહેવાથી તેનું સ્વરૂપજ મિથ્યા થઇ જાય છે. એમ થાય એ મહાન દોષ છે જીવને પ્રતિબિંબ કહેવાથી એને કાંઇ કર્તવ્ય રહેલું નથી. કઠોપનિષદ્‌માં उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्नि बोधत—ઉઠો, જાગો, શ્રેષ્ઠની સમીપ જઈને જાણો એમ કહેલું છે. જો જીવ પ્રતિબિંબ હોય તો તેનાથી પોતાની મેળે ઉઠવું, જાગવું, શ્રેષ્ઠની પાસે જવું અને જાણવું એમાંનું કાંઇ બને નહીં. આ અને બીજાં અનેક કારણોથી જીવને પ્રતિબિંબ કે આભાસ કહી શકાતો નથી. જીવ ડાંગેરના કણના અગ્રિમા જેવડો છે પણ ગંધની માફક તેનો પ્રકાશ આખા દેહમાં ફેલાય છે. શ્રુતિમાં તેનું વ્યાપકત્વ કહેલું છે. તે ભગવદાવેશ થાય ત્યારે ઘટે છે. જીવમાં જ્યારે ભગવાનનો આનંદ પ્રકટ થાય છે ત્યારે તેમાં કરોડો બ્રહ્માંડ પ્રતીત થાય છે. આ પ્રમાણે જીવ પરિચ્છિન્ન છે અને વ્યાપક પણ થાય છે. જીવનો ચૈતન્ય ગુણ પ્રકાશક છે, અને જીવના ચૈતન્ય ગુણને લીધેજ તેને તેજોવત કહેવામાં આવે છે. જીવ પ્રાકૃત ઈન્દ્રિયોથી જોઇ શકાતો નથી, તેમજ બીજા પ્રકારથી તે પ્રકાશિત થતો નથી. જીવ ત્રણ પ્રકારથી જોઇ શકાય છે—(૧) યોગવડે સાધિત થયેલા મનથી, (૨) દ્રષ્ટિવડે ભગવાન જોઈ શકાય છે તે દ્રષ્ટિથી અને (૩) દિવ્ય જ્ઞાન-દ્રષ્ટિથી. (વલ્લભાચાર્ય)

નર અને નારીનો સમાગમ થાય છે તે સમાગમમાં નરનું એક અત્યન્ત સુક્ષ્મ કિંવા ચૈતન્ય અંશ ગર્ભમાં પ્રવેશ કરી નારીના એક અત્યન્ત સુક્ષ્મ સચેત અંશમાં મળી જાય છે તેને જીવ કહે છે. મનુષ્યના વીર્યના એક બિન્દુમાં લાખો જીવાણું થાય છે, અને તેમાંથી એકજ ગર્ભમાં પ્રવેશ કરી ટકે છે અને વૃદ્ધિ પામે છે. બ્રહ્મની માફક ઇશ્વર અને જીવ પણ વ્યવહારમાં સત્ય ધ્રુવ છે; જો જીવ છે તો ઈશ્વર પણ છે. જીવ (જે પચીસ તત્ત્વ છે) ત્રિગુણી યા ત્રિગુણાતીત ઇશ્વર સિવાય અન્ય કાંઇ પણ નથી. ઉપાધિનો ત્યાગ કરવા પર જીવની ઇશ્વર સાથે એકતા થઇ શકે છે. જેને

સુખનો અનુભવ થાય છે તે જીવ છે; અને જેનાથી પૂર્ણ આનન્દનો અનુભવ છે કિંવા જેમાં પૂર્ણ આનંદ છે તે ઇશ્વર છે. કારણ સિવાય કાર્ય થતું નથી. જ્યારે આ સિદ્ધાન્ત સર્વમાન્ય છે ત્યારે બધાનું આદિ કારણ ઇશ્વરને માનવામાં શું દોષ છે? જગત અને જીવને હરિરૂપ કહેવાનો અભિપ્રાય એ છે કે બન્ને તેનાં અંશ છે. જીવ પોતાના સ્વરૂપને ભૂલી ગયેલ છે. (ગીતા ૧૫/૭)

મનુષ્ય મરે છે પરંતુ કોઇએ જીવને જાતાં દેખેલ છે? તેને રોકર્વાની શક્તિ કોઇમાં છે? દેહમાંથી નીકલ્યા પછી કોઇ ફરીને તેજ દેહમાં પ્રવેશ કરી શકશે? મનુષ્ય જીવ પૂર્ણનો અંશ છે, પરંતુ ભ્રમવશ તે પોતાની પૃથક્ સત્તાની કલ્પના કરી કષ્ટ પામે છે. જન્મથીજ તે પૂર્ણની ગોદમાં સ્થિત છે, તોપણ મિથ્યા વિરહની ચિન્તામાં મરી રહેલ છે. જીવોની ઉત્પત્તિ થતી નથી તે નિત્ય છે. તેને નિત્ય નહીં માનવાથી એ દોષ આવે છે કે તેની ઉત્પત્તિ અને નાશની સાથેજ કૃતકર્મોનો નાશ અને અકૃત કર્મોની પ્રાપ્તિ માનવી પડશે. જીવ સ્વરૂપથી અણુ હોવાથી પણ મુક્ત થવા પછી વિભુ થઈ જાય છે. આ જીવ માયાના ત્રિવૃત રૂપથી ઢંકાએલ છે વિરાટ, સૂત્રાત્મા, અવ્યાકૃત આ ત્રણ બ્રહ્મનાં આવરણ છે. આવરણ રહિત તુરીય સ્વરૂપ જીવ અને શિવને અભેદ રૂપથી વેદને જાણવાવાળા જાણે છે. અંતઃકરણ વ્યાપ્ત બ્રહ્માશ = કૂટસ્થ + અન્તઃકરણ + આભાસ = જીવ છે. સ્થૂળ-સૂક્ષ્મ સંઘાતોનો ધર્મ વાસ્તવમાં આભાસમાં નથી છતાં પણ આભાસ તે ધર્મોને પોતાનાંજ માને છે એ જીવની જીવત્ર દશા છે, અને તેનું નામજ સંસાર છે. જીવ બ્રહ્મના ઐકયનુ જ્ઞાન નિઃસંદિગ્ધ ભાવથી હૃદયમાં ઉદિત નથી થતું ત્યાં સુધી બીજા કોઈ પણ ઉપાયથી સાંસારિક દુઃખની નિવૃત્તિ થઈ શકતી નથી. આનન્દાંશનો તિરોધાન થવાથી જીવમાં અનેક દોષ પણ આવી જાય છે, એજ જીવનું અન્યથા રૂપ (બન્ધન) છે. જીવને

આનન્દ મય કરી દેવું એ પ્રભુની પ્રકૃતિ–પ્રકૃષ્ટ કૃતિ ય. સ્વભાવ છે. સાધન–નિરપેક્ષ મુક્તિદાન માટેજ તે પ્રકટ થાય છે.

જીવોનાં ત્રણ પ્રકાર છે :—

પ્રવાહી = સંસારમાં આસક્ત.

મર્યાદા = ભગવાનને દ્વાદશ અંગોથી યુક્ત માને છે.

પુષ્ટિ = ભગવાનના અનુગ્રહ પાત્ર; દ્વાદશ અંગોથી પર તેરમાં તત્ત્વરૂપ શ્રી પુરૂષોત્તમની સાથે સાક્ષાત્ સંબંધ માને છે.

જીવ એક કણુ છે, પણ શ્રીકૃષ્ણની એક શક્તિ છે. જીવાત્માને ભ્રમજ્ઞાન થાય છે; ઇચ્છા અને દ્વેષની ઉત્પત્તિ ભ્રમજ્ઞાનથી છે. મનની સાથે જીવાત્માનો અનાદિ અસાધારણ સંબંધ ચાલ્યો આવે છે તે જન્મના અભાવે દેહ ન રહેવાના કારણથી સદાને માટે તૂટી જાય છે. એ પ્રમાણે મનનો સંબંધ નષ્ટ થવાપર ઇચ્છા, દ્વેષ, પ્રવૃત્તિ, દુઃખ આદિ કાંઇપણ થઇ શકતું નથી. એવો આશય છે કે શરીરમાં આવવા જવાવાળો જીવ અમર છે; પરંતુ આ શરીર કેવળ ભસ્મ પર્યન્ત છે એટલા માટે ઉપદેશ કરવામાં આવે છે કે, જ્યારે આ બન્નેનો વિયોગ સમય થાય ત્યારે બળ પ્રાપ્તિને માટે જીવે ઓહમ્ નું સ્મરણ કરવું.

પિતાના માનસ–તેજના રૂપમાં સ્થિત ત્યાંથી સમય મેળવી તેના વીર્યમાં સ્થૂળરૂપને પ્રાપ્ત થઇ ત્યાંથી પાછો માતાના ગર્ભમાં સાવયવ ઇન્દ્રિય સંપન્ન સ્થૂળરૂપને પ્રાપ્ત થઈ સંસારમાં પ્રવિષ્ટ થાય છે. જીવ સંસારમાં પડીને બધાને–પોતાના સાચારૂપને ભૂલ્યા કરે છે. કેવળ સત્ત્વમયી બુદ્ધિનો જ્યારે જ્યારે વિકાસ થયા કરે છે તે જીવને પોતાના પ્રાચીન સ્થાન તરફ જવાને માટે–ચિન્તન મિત્ર પરબ્રહ્મની સન્નિધિ પામીને પોતાના સમસ્ત બંધનોને છોડવાને માટે–વારંવાર યાદ કીધા કરે છે જીવનો ભગવદંશજ છે, તે ભગવાનની સાથે સદા વિહાર કરવાવાળો છે. તે અન્તર્મુખ થતાંજ

ભગવાન સ્વયં તેને પકડી લે છે. જીવ પણ ઘણો લજ્જિત થાય છે કે તે જગદીશની સામે પોતાના સુકર્મોને શું દેખાડું ? પરંતુ ભગવચ્ચરણમાં અર્પિત થોડું પણ કર્મ ઘણું મહત્વ રાખે છે. ભગવાન તેના કિયદંશ થી ભક્તજનના મનોરથ પરિપૂર્ણ કરવામાં. સમર્થ છે. સર્વસ્વનો સ્વીકાર કરી સમગ્ર ત્રૈલોક્યનું આધિપત્ય સ્વીયપદ પણ દેવાને તૈયાર થઇ જાય છે. પરંતુ શ્રી ભગવાનની ઐશ્વર્યશક્તિ એમ કરવા દેતી નથી. આનન્દમાં રહેવું એ જીવનો સ્વભાવ-સિદ્ધ ધર્મ છે. અમરતા, જ્ઞાન તથા આનન્દ પ્રાણીમાત્રનો સ્વભાવ છે અથવા તે તેમનું સ્વરૂપ છે. શુદ્ધ-જીવ ભગવત્-સ્વરૂપનું દર્શન પામે છે. શુદ્ધ આનન્દને પ્રાપ્ત થાય છે, એ આનન્દજ જીવ અને પરમાત્માનું સ્વરૂપ છે.

સફેદ, લાલ અને કાળારંગનો અડીયલ ટટ્ટૂ સત, રજ, તમ ગુણવાળું મન છે અને જીવ રાજપુત્ર છે; જીવ બ્રહ્મનો અંશ છે માટે રાજપુત્ર છે. મન પોતાના સ્વભાવ અનુસાર જીવને સંસારમાંજ ભટકાવે છે. મનને વિષયોના દોષ બતાવી દેવાથી જ્યારે વિષયોમાં સુખ નહીં દેખે ત્યારે સહજ ઈશ્વર-ભજનમાં લાગી જશે. જીવ બ્રહ્મનો અંશ છે તેથી જીવ પણ બ્રહ્મ છે. જીવ અન્ધ છે તેને માટે શાસ્ત્ર અંજન છે. શુદ્ધ ચિન્માત્રમાં જે અહં સ્ફુર્ણા છે તેનું નામ જીવ છે. બ્રહ્મ અને જીવમાં વસ્તુતઃ કાંઇ ભેદ નથી. જીવ ત્રણ પ્રકારના છે. (૧) અજ્ઞાની=ક્રિયામાં બદ્ધ. (૨) જીજ્ઞાસુ; (૩) જ્ઞાની = અનાસક્ત – નિર્લેપ. શરીરની અન્દર રહીને શરીરને જીવિત કરે છે તેનું નામ જીવ છે. જ્યારે જીવધાતુ સ્પન્દન રૂપ થાય છે. ત્યારે તે જીવિતના રન્ધ્રોમાં ફેલાઇ છે મન, વાણી, દેહથી બધો વ્યવહાર થાય છે અને રન્ધ્ર ખુલી જાય છે ત્યારે તેને જાગ્રત કહે છે.

જીવાત્માની પાંચ અવસ્થા છેઃ—(૧) જાગ્રત્, (૨) સ્વપ્ન, (૩) સુષુપ્તિ, (૪) તુર્યા, (૫) ઉન્મની-તુર્યામાં જીવને એવો અનુભવ

થવા લાગે છે કે હું બ્રહ્મસ્વરૂપ છું; છતાં આ અનુભવ પણ સોપાધિ હોવાથી શુદ્ધ જ્ઞાનનું સ્વરૂપ નથી અન્તિમ ઉન્મની અવસ્થામાં 'હું બ્રહ્મ છું' એ જ્ઞાનની વૃત્તિ નિવૃત્ત થાય છે. એ પ્રમાણે જ્ઞાન–અજ્ઞાનની નિવૃત્તિ થતાં વિજ્ઞાન વૃત્તિ પણ પરબ્રહ્મમાં લીન થઇ જાય છે. લીન થતાં કેવળ બ્રહ્મ રહી જાય છે. બધા જીવોને બબ્બે નારિયો છે—પ્રવૃત્તિ અને નિવૃત્તિ નામની સ્ત્રીઓ બુદ્ધિની વૃત્તિયો છે. પ્રવૃત્તિ સંસાર માર્ગ યા જન્મ-મરણના ચક્કરમાં ભટકાવવાવાળી છે. અને નિવૃત્તિ સંસાર માર્ગથી છોડાવે છે. આ જીવ પણ સત્ માંથી નીકળી તેમાંજ લીન થાય છે, અને ફરી તેમાંથી નીકળે છે; પરંતુ તે જાણતો નથી કે હું સત્ માંથી આવેલ છું. અજ્ઞાનની પટીથી બંધાએલ કામ, ક્રોધ, લોભાદિ ચોરો દ્વારા સંસાર રૂપી ભયંકર વનમાં છોડી મૂકેલ જીવ, બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂએ દયા પરવશ થઇ જે માર્ગ બતાવેલ હોય તે પર ચાલી અવિદ્યાના ફંદામાંથી છૂટી પોતાનું મૂળ સ્વરૂપ સત્ આત્માને પ્રાપ્ત થઇ જાય છે.

કારણ શરીરમાં અહં ના અભિમાનવાળા જીવને પ્રાજ્ઞ કહે છે; સૂક્ષ્મ શરીરમાં 'હું છઉં' એવા અભિમાનવાળા જીવને તૈજસ કહેવાય છે; અને સ્થૂળ શરીરમાં અભિમાન હોવાથી વિશ્વ નામથી બોલાય છે. જીવ એટલે પ્રાણોને પકડી રાખવાનો યત્ન કરનાર છે. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, કોષોમાં સર્વથા પ્રકૃતિ દેવીને આધીન રહે છે; અને તે જેવા નાચ નચાવે છે તેમ નાચે છે. એમ ઘુમતો ફરતો જ્યારે આનન્દમય–કોષ (મનુષ્ય–શરીર)માં આવે છે ત્યારે તેનું પ્રાકૃત બન્ધન કાંઇક ઢીલું થઈ જાય છે અને થોડી સ્વતન્ત્રતા પ્રાપ્ત કરે છે. માનવયોનિ બધી યોનિઓમાં ઉત્તમ છે. જીવ જો ભગવાનને શરણાપન્ન ન થયો તો ઉચ્ચપદ મેળવીને પણ પતિત થાય છે. આદિ જીવ જ્યાંથી જીવનનો પહેલો અંકુર નીકળેલ હશે તેનો એક શેલ વાળો જીવ

હોવો જોઈએ. જીવ પ્રેરક છે, ચેતન છે; અને દેહ તેને વશ અને પ્રેરિતા છે. કર્મ કરવામાં જીવ સ્વતન્ત્ર છે અને પાપ રૂપ ફળ ભોગવવામાં પરતન્ત્ર છે. જીવ અનાદિ છે. જીવના શરીર, ઇન્દ્રિયો પરમેશ્વરે બનાવ્યાં છે પણ તે બધાં જીવને આધીન છે. જો ઇશ્વર કર્મ કરાવનો હોત તો જીવ પાપ ન કરત. બન્ને ચેતન છે. જીવનું સ્વરૂપ શાસ્ત્રમાં વાળના અગ્રભાગના હજારમા ભાગથી પણ સૂક્ષ્મ છે, અર્થાત જીવ અતિ સૂક્ષ્મ છે. જીવ ચરાચર વિશ્વમાં સમાન રૂપથી વ્યાપ્ત છે; એક તલ રાખવા યોગ્ય પણ બ્રહ્માંડમાં જગ્યા નથી કે જ્યાં જીવ ન હોય.

જીવના બે ભેદ છે; એક જડ અને બીજો ચેતન અથવા સ્થાવર જંગમ. સજાતીય અને વિજાતીય બે પદાર્થ છે. જીવ ભગવાનનો અંશ છે તેથી જો તેને સજાતિય ભગવાનની તરફ લગાડાય તો આનન્દની ઉપલબ્ધિ થાય; અને વિજાતીય સંસારી કામોમાં ફસાએલ રખાય તો તે સદા દુઃખીજ બની રહેશે. માટે અનન્ય ભાવથી પ્રભુશરણ જાવામાંજ કલ્યાણ છે; અને તેજ પ્રેમ-પ્રાપ્તિનો સર્વોત્તમ ઉપાય છે. ભગવાન નારદને કહે છે :—" આ શરીરમાં જે પ્રવેશ કરે છે તે જીવ છે. વ્યૂહ વિશેષ વિશ્વ-વિધાયક સંકર્ષણ અથવા શેષ નામથી પ્રભુ મનાય છે. જે પુરૂષ શુભ કર્મોદ્વારા જેનાથી જીવનમુક્તિ પામે છે, અને પ્રલયકાળમાં સમસ્ત પ્રાણીઓ જેમાં લીન થઇ જાય છે તે સઘળા ભૂતોનાં મનરૂપ પદ્યુમ્ન નામથી પ્રસિદ્ધ થાય છે. જે સંકર્ષણથી ઉત્પન્ન થાય છે તે કર્તા, કારણ અને કાર્ય રૂપ છે. પ્રદ્યુમ્નથી આ સ્થાવર જંગમાત્મક સમસ્ત જગત ઉત્પન્ન થાય છે, તેનું નામ અનિરુદ્ધ છે. એ ઇશ્વર છે અને બધા કાર્યોમાં વ્યક્ત રૂપથી દેખવામાં આવે છે. જગજ્જન વાસુદેવ ક્ષેત્રજ્ઞ અને નિર્ગુણ સ્વરૂપ કહેવાય છે, તેને સંકર્ષણ અર્થાત જીવ જાણવાનો નથી. સંકર્ષણથી પ્રદ્યુમ્ન ઉત્પન્ન થાય છે, અને તેને મન કહે છે. પ્રદ્યુમ્નથી અનિરૂદ્ધજ અહંકાર અથવા ઇશ્વર છે. જ્યાં

સુધી જીવ આત્મા-સ્નેહમાં મુગ્ધ થતો નથી ત્યાં સુધી વૈદ્ય કર્મોના સંસ્કાર તેને બહુજ સતાવે છે. જીવની ઉત્પત્તિની સાથે નાદ, અક્ષર અને પ્રકાશ ઉત્પન્ન થયાં છે પ્રાણમય કોષ પ્રકાશ રૂપ છે. જીવ ભાવ અને અવિદ્યા એક વસ્તુ સ્થિતિના બે નામ છે; અવિદ્યા નામની કોઇ વસ્તુ સત નથી. જીવ પોતે પોતાને જીવ માની બેઠો છે અને તે જગતને જગત સમજે છે; એ રીતે પરમાત્માના સાચા સ્વરૂપને દેખતા છતાં પણ દેખતો નથી તેનું નામ અવિદ્યા છે. અવિદ્યા તો નામ માત્ર છે, જગત કેવળ ભાસે છે. એટલે તેથી સત અને ચિત્ત સાથે તેની એકતાનું પ્રતિપાદન થઇ જાય છે, કેમકે અસ્તિ અને ભાતિ-થવું અને ભાસવું એ બ્રહ્મનું સ્વરૂપ છે.

જેટલા અપૂર્ણ પદાર્થ છે તે કોઇ પૂર્ણ પદાર્થનો અંશ હોય છે. ભગવાનના ચાર અંશ છે; તેમાં ફક્ત એકમાંથી સકળ બ્રહ્માંડ વ્યાપ્ત છે તેને ભગવાનની પ્રકૃતિ-પુરૂષાત્મક સ્વરૂપ કહે છે. તેનું નિર્ગુણ રૂપ પણ છે જેથી શ્રુતિ અને સ્મૃતિઓમાં અક્ષર બ્રહ્મ કહીને તેનું વર્ણન કરેલ છે. જ્ઞાનીઓનો લય આ અક્ષર બ્રહ્મમાં થાય છે. ચેતનાના બે ભેદ છેઃ-એક જીવાત્મા-અંશ અને એક પરમાત્મા-અંશી, જીવાત્મા પરમાત્માનોજ આભાસ છે-તેનું પ્રકટ સ્વરૂપ છે. જીવાત્માનું અન્તરમત તત્ત્વ તેનું સ્વકીય-સ્વભાવિક-આગન્તુક ઉપાધિકૃત નથી. સ્વરૂપજ પરમાત્મા છે. પાશ્ચાત્ય મત અનુસાર જીવાત્માનો ઉદ્‌ભવ કાંઈ અન્યત્ર છે; પરંતુ હિંદુઓના મતમાં તે પોતાની સ્વતન્ત્ર ઇચ્છાથીજ વ્યક્તારૂપ ધારણ કરે છે, બીજા કોઇની પ્રેરણાથી નહીં. જીવાત્મા ઇશ્વરની સાક્ષાત્ પ્રતિકૃતિ છે, પરંતુ તેનો નિવાસ અન્ધકારની નગરીમાં છે. જીવાત્મા અશરીરી હોવા છતાં પણ બધાનો સંચાલક છે. પરમ-આત્માનો પુત્ર અણુ-આત્મા (જીવાત્મા) છે. જીવ કોઇ દિવસ પણ શિવ બનવાવાળો છે, તેટલા માટે તત્ત્વ-દ્રષ્ટિથી જીવ અને શિવ એક છે. જીવાત્મા વ્યાધ છે, ઇન્દ્રિય રૂપ તીરોદ્વારા

વિષયરૂપ પક્ષીઓનો શિકાર કરવાનું તેનું કાર્ય છે. જ્યારે આ પ્રકૃત જીવનનો સ્રોતરૂદ્ધ થઇ જાય છે; પોતાના સમસ્ત કર્મોનું ફળ અર્પણ કરવાનું શીખે છે; જ્યારે દેહરૂપ બિલ્વવૃક્ષના ત્રિગુણરૂપ ત્રિપત્રને ગુણાતીત શિવના મસ્તક ઉપર અર્પણ કરે છે, અને આસક્તિ શૂન્ય થઇ જાય છે ત્યારે पद्मपत्रमिवांमसा અર્થાત્ જળમાં પદ્મપત્ર કમળ સમાન તે કર્મના શુભાશુભ ફળોનો ભાગી થતો નથી; જીવનમુક્ત થઇ સામે આવેલા પ્રારબ્ધ કર્મોનેજ ભોગવી રહે છે, અને શરીરાન્ત થવા પર કૈવલ્યધામમાં પરમાનન્દ રસના આસ્વાદનમાં નિમગ્ન થઇ જાય છે. ભૂમા—આત્માના જ્ઞાનથી જીવાત્મા બધા પદાર્થોને પામે છે. જાગ્રતાવસ્થામાં નેત્ર અને સ્વપ્નાવસ્થામાં કંઠ જીવનું નિવાસસ્થાન બની જાય છે. સુષુપ્તિ અવસ્થામાં જીવાત્મા હૃદયમાં રહે છે, એ વખતે તેની સ્થિતિ આત્મામાં હોવાથી તેને પોતાના સ્વરૂપના આનન્દનો અનુભવ થાય છે. જેમાં ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, સુખ-દુઃખ અને જ્ઞાન છે તે જીવાત્મા કહેવાય છે. जायते वर्धते ઇત્યાદિ ષડ વિકારોથી જે યુક્ત છે તે જીવાત્મા છે.

"જીવાત્માના રખેવાળ સાત છે:—રોજ, વાદળ, સૂર્ય, આગ, ઇંદ્રિ, પૃથ્વી અને સ્વર્ગ; અને વેદની શ્રુતિઓ પ્રમાણે તે દેવતાઓ છે" (બૃહદારણ્ય ઉપનિષદ્-યજુર્વેદ)

"જીવની બાળ અને કૌમારદશા—રાજસીક દશા છે.
,, યૌવન અને પ્રૌઢાવસ્થા—સાત્વિક દશા.
,, વૃદ્ધાવસ્થા —તામસી દશા.

"જડવસ્તુઓનો લય તમોગુણની સહાયતાથી થાય છે. ચેતન વસ્તુ જીવ સત્વગુણની સહાયતાથી મુક્તિ પામે છે." (સંદિગ્ધ સંસાર અને મહિમય મુક્તિ)

"The individual soul dwells in the heart;-it is as subtle as an atom, it is all consciousness and

has the faculty of knowledge; it is ascertained to be constantly pervading the entire body; its characterstics are unvulnerability indivisibility and the like."

( સ્વામીનારાયણ )

"જીવ અને જગત પ્રભુના અંશ છે. એક બીજા ઉપર પરતંત્ર છે. છતાં બન્ને અંતર્યામી પ્રભુને આશ્રયે રહેલા છે. પ્રભુ જેમ બધા ભાવથી પર છે તેમ જગતમાં પણ તે તેટલોજ સ્વતંત્ર રહે છે; જીવમાં સ્વતંત્ર રહે છે અને જીવને સુલભ્ય છે. એ સત્યમાં એવા પ્રભુ સ્વરૂપમાં બધા વિરોધ મટી જાય છે; અને સૌના જીવના હેતુ અને કારણ પણ સ્પષ્ટ થાય છે."

( અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન )

"મન, પ્રાણ અને શરીર ઉપરાંત એક ઘણી મોટી સત્તા ઘણું મોટું તત્ત્વ હયાતી ધરાવે છે કે જેને આધારે મન, પ્રાણ અને શરીર ચાલે છે અને જેની અંદર રહેલ વસ્તુઓ ત્રણ બતાવે છે.

પુરાતન કાળની વિચાર પદ્ધતિમાં આત્મજ્ઞાન એ સર્વ જ્ઞાનનું મૂળ છે એમ મનાતું હતું; અને તે દ્વારા જીવ અને જગતનાં મૂળ તત્ત્વો સમજવામાં આવનાં હતાં. જો આપણે બાહ્યદ્રષ્ટિ રાખી જોઇએ તો આત્મા માત્ર મન, પ્રાણ અને શરીરનું પરિણામ હોય તેમ દેખાશે, પણ જો આપણે તે દ્રષ્ટિએ અટકયા વગર અંતર્દષ્ટિ રાખી મનની ઉપર રહેલ તત્ત્વોને તેનું મૂળ સ્વરૂપ ખુલ્લું કરવા દઇએ તો જણાશે કે આત્મા સર્વ વસ્તુઓનો મુખ્ય આશ્રય છે.

તેનો ખરો સ્વભાવ ત્રણ પ્રકારનો છે—(૧) સત્ એટલે પોતાની હયાતી માટે જેને બીજા કોઇ તત્ત્વ ઉપર આશ્રય નથી, જે સૌનો આશ્રય છે પણ જે કોઇને આશ્રયે નથી; (૨) चित એટલે જેમાં જ્ઞાન અને ક્રિયા બન્ને શકિતઓ રહેલી છે; અને (૩) आनंद એટલે પોતાના સ્વરૂપના જ્ઞાનનો આનંદ. આ ત્રણે પ્રકારનો સ્વભાવ એક વસ્તુમાં છે તે વસ્તુ સર્વજ્ઞ અને સર્વ શકિતમાન ઇશ્વર છે.

સચ્ચિદાનંદ જીવ-જગતથી પર છે, અતીન્દ્ર છે છતાં જીવ અને જગતરૂપે બહાર દેખાય છે.

( અરવિન્દઘોષનું તત્ત્વજ્ઞાન )

" મન, પ્રાણ અને શરીરવાળા જીવભાવના અભિમાનની ગાંઠ કે જેનું મૂળ અહંકાર છે તે છોડી જગત અને ઈશ્વર સાથે એક થવું, એટલુંજ નહિ પણ આત્માનુભવથી આત્માની શકિતઓનો વિકાસ કરી પૂર્ણ સ્વતંત્ર સમ્રાટ થવું તેજ મનુષ્ય જીવનનું સાર્થક, છે. મનુષ્યત્વ દરેકમાં એક છે અને જીવ સ્વભાવ આવિર્ભાવ તિરોભાવ થયા કરે છે. સચ્ચિદાનંદ ઇશ્વરના સ્વભાવમાંજ એક સ્વરૂપમાંથી અનેકરૂપે થવાનો ભાવ નિત્ય રહેલો છે." ( અ. ઘો. ત. )

" હે ભવ્ય જીવો ! મિથ્યાત્વ અવિરત્યાદિ પાંચ બંધ હેતુ વડે જીવ કર્મ બાંધે છે. તે કર્મની મૂળ પ્રકૃતિ જ્ઞાનાવરણીયાદિ ૮, છે, અને ઉત્તર પ્રકૃતિ ૧૫૮ છે. કર્મનાવશે કરીને અનાદિકાળથી જીવ પોતાનો સ્વભાવ ભૂલી ગયો છે અને વિભાવદશામાં રમણ કરે છે. તેથી કર્મ રાજાનું બળ તેના ઉપર વધારે વધારે ફાવતું જાય છે. આ જીવના અસંખ્યાત પ્રદેશો છે. તે પૈકી આઠ પ્રદેશો ઉપર કર્મ લાગીજ શકતાં નથી, એટલે તે કર્મવડે અનાવ્રત રહે છે. તેમ થવાથીજ આ જીવનું જીવસ્વરૂપ નિરંતર ટકી રહે છે. જો તે પ્રદેશો પણ કર્મ વડે અવરાઇ જાય તો જીવ અજીવપણાને પામી જાય. એવા દઢ કર્મો વડે આવરિત જીવ પોતાના જ્ઞાનાદિ ગુણોને ભૂલી ગયો છે. મિથ્યાત્વ યોગે અશુદ્ધ પ્રનાલિકામાં પડયાં છે; અને જે વસ્તુ પોતાની નથી તેને પોતાની માની તેના મોહમાં આસક્ત થઇ, તેના વિરહે શોક ગ્રસ્ત થઇ સંસારમાં પરિભ્રમણ કરે છે; અને મદ ઝરતા હાથીના મદ ઉપર જેમ ભ્રમરાની શ્રેણી આસક્ત થઇને ભમે તેમ પૌદગલિક પદાર્થોમાં આસક્ત થઇ સંસારમાં ભમે છે.

આ જીવનું મૂળ સ્થાન સૂક્ષ્મ નિગોદ છે તે અવ્યવહાર રાશી કહેવાય છે. તેમાં એક વાળા પ્રમાણ આકાશમાં અસંખ્યાતા ગોળાઓ છે. દરેક ગોળામાં અસંખ્યાતી નિગોદ છે, અર્થાત તે નિગોદીઆ જીવના શરીરો છે, તે એકેક શરીરમાં અનંતા અનંતા જીવો છે. આ નિગોદનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે. અને તે અન્ય મતવાળા અદૃશ્ય પદાર્થોનું-અતીંદ્રિય પદાર્થોનું જ્ઞાન નહીં હોવાથી સમજી શકતા નથી. એ સૂક્ષ્મ નિગોદમાં જીવ અનાદિકાળથી વસેલો છે. તેમાંથી કોઈ ભાગ્યયોગે ભવિતવ્યતા અનુકૂળ થવાથી વ્યવહાર રાશીમાં આવે છે એટલે બાદર પૃથ્વી કાયાદિમાં આવે છે. ત્યાંથી વિકલેન્દ્રિયમાં આવે છે; ત્યાંથી તિર્યંચ પચેંદ્રિયમાં આવે છે; અને અનુક્રમે મનુષ્યપણું પામે છે. મનુષ્યપણું પામ્યા છતાં પણ અશુભ સામગ્રી મળવાથી અને શુભ સામગ્રી ન મળવાથી નરકાદિ દુર્ગતિમાં જાય છે; અને અનેક પ્રકારનાં દુઃખો સહન કરે છે. (ચંદરાજા)

"જીવ બ્રહ્માથી ઉત્પન્ન થએલ નથી પરંતુ કલેશ અને કર્મજનિત છે." (આદર્શ ચ. સં.)

"સૃષ્ટિના જીવોનું ભલીભાંતિ ભરણપોષણ થવામાં પાંચ શ્રેણીનાં પ્રાણીયોનો પરસ્પર સંબંધ છે:-દેવતા, રૂષિ, પિતૃ, મનુષ્ય અને ભૂતપ્રાણિ." (ગીતા તત્ત્વાંક પાનું ૨૯૭)

"જીવરૂપા ભગવાનની ચેતન પરાપ્રકૃતિજ ભગવાનનો પોતાનો ભાવ છે. આ નિર્વિકાર પરા પ્રકૃતિરૂપ ભગવાનનો ભાવ જ્યારે આત્મ શબ્દ વાચ્ય શરીર, મન, બુદ્ધયાદિ રૂપ અપરા-પ્રકૃતિનો અધિષ્ઠાતા બની તે તમામમાં વ્યાપ્ત થઇ જાય છે ત્યારે તેને અધ્યાત્મ કહે છે તેનો અર્થ ચેતન જીવ સમુદાય સમજવો જોઇએ." (ગી.ત.પ૩૨)

"સાંચ ફિરદોશિના બોલને યાદ કરો કેઃ—

"એકજ દાણો ખાનાર કીડીને પણ તું ઇજા આપીશ નહીં કારણકે તેને પણ જીવ છે, ને તેને જીવ પ્યારો છે."

(ગંગાજળિયો. પાનું ૪૭)

" જીવના મહાસર્ગની આદિમાં સૂક્ષ્મ શરીરની સાથે સંબંધ; મર્ણ-જન્મ વચ્ચેના વચગાળામાં—સૂક્ષ્મ, કારણ બન્ને સાથે સંબંધ યોનિ પ્રાપ્ત થયે ત્રણે સાથ સંબંધ, કારણ શરીર સાથે અનાદિ સંબંધ છે જીવ સુખ-દુઃખનો ભોક્તા છે. "

( કલ્યાણ. ડીસેંબર ૧૯૩૯ પાનું ૧૩૨૬ )

" જેમ પક્ષી પીંજરામાં રહે તેમ આ જીવ રૂપ હંસ પણ મનુષ્ય દેહ રૂપી પિંજરામાં રહે છે આ જીવ રૂપ હંસના અગ્નિ અને સોમ બે પાંખો છે અગ્નિ ભોકતા રૂપ છે અને સોમ ભોગ્ય રૂપ છે. ૐકાર રૂપ પ્રણુવ મંત્ર આ જીવ રૂપ હંસનુ મસ્તક છે મૂળ શક્તિનું ક્રિયા શક્તિવાળું, પરિણામ વિશેષ જે બિન્દુ છે તે જીવરૂપ હંસનું હૃદય છે. સૂર્ય અગ્નિ અને સોમ એ ત્રણ જીવ રૂપ હંસના નેત્ર છે. જીવરૂપ હંસનો એક પગ રૂદ્રરૂ છે અને બીજો પગ રૂદ્રાણી રૂપ છે. નિરૂપાધિક દ્રષ્ટિથી આ જીવરૂપ હંસ નિર્ગુણ બ્રહ્મરૂપ છે અને સોપાધિક દ્રષ્ટિથા સગુણ બ્રહ્મરૂપ છે સગુણ બ્રહ્મ ડાબા ભાગમાં અગ્નિ રૂપ છે અને દક્ષિણ ભાગમા સોમ રૂપ છે. જીવરૂપ હંસ અતિ ચંચળ તેજસ્વી છે. "

( કલ્યાણ ફેબ્રુવારી ૧૯૪૦ પાનું ૧૪૭૫ )

" જ્યાંસુધી ભ્રમ છે ત્યાંસુધી જીવ છે. જ્યારે એ ભ્રમ મટી જાય છે ત્યારે " હું " નો સર્વથા અભાવ થઇ જાય છે અને એક માત્ર આનન્દમયજ રહી જાય છે

( ક. ફે. ૧૯૪૦ પા. ૧૪૯૭ )

## (૧૦) જીવ અને ઇશ્વરનો મુકાબલો

જીવ નામનો આ પદાર્થ બ્રહ્મથી ભિન્ન નથી, પણ સ્ફુલિંગ રૂપે—અગ્નિના તનખા રૂપે પુરૂષ જ છે. અમૃતત્વનું ઇશ પણું ઇશ્વરમાં અને જીવમાં સમાન છે ઇશ્વર અને જીવ ઉભય અલક્ષ્ય

અને નિત્ય પુરૂષમાં અતિરોહ કરે છે. આ અતિરોહ કાળે કરીને સ્વયે નિમા શમી જાય છે માટે તે અનિત્ય છે; અને નિત્ય રૂપ અલક્ષ્યથી અંતરજ આ અતિરોહની સ્થિતિ છે તે આવિર્ભાવ અને તિરોધાન એવા બે ધર્મ પાળે છે જીવ રૂપી મુસાફર પોતાનું અચળ આત્મ સ્વરૂપી સ્વસ્થાન છોડી સંસાર રૂપી પ્રદેશમાં આવી, દેહ રૂપી ઘર માંડી સ્ત્રી, પુત્ર, ભ્રાતા ઇત્યાદિકો સાથે સ્નેહ કરી કાર્ય પુરૂં થયેથી આત્મ રૂપી સ્વસ્થાનને વિષે ઉલ્લાસથી જવાને યોગ્ય છે. ઘણા ઉલ્હામ પૂર્વક તો નહિજ પરંતુ રડતા જતા દેખાય છે તેનું કારણ કેવળ તેમનું અજ્ઞાનજ છે. ભગવદ્ સ્વરૂપ, ભગવદ્ ચરણારવિન્દ, ભગવદ્ ધામ તે કેવળ આત્મ સ્વરૂપ જ છે આપણું સ્વરૂપ આપણાથી કદિ જુદું છેજ નહિ વાસ્તવિક તો ભગવદ્ સ્વરૂપ આત્મા જ છે. અને જે જંગત્ અને જીવ ભાસે છે તે અત્યંત મિથ્યા છે. ઘડામાં દેખાતું આકાશ મહાકાશથી જુદું નથી. ઘડામાં પાણી ભર્યું એટલે ઘડામાંનું આકાશ દેખાતું મટી ગયું પણ કાંઈ જતું રહ્યું નહિ. તે આકાશનેઠેકાણે જળ દેખાવા માંડ્યું. જળમાં ઉપરના આકાશનું પ્રતિબિંબ દેખાવા લાગ્યું. જળ મેલું હોય તો પ્રતિબિંબ પણ મેલું દેખાય, જળ હાલે તો પ્રતિબિંબ પણ હાલતું દેખાય પરંતુ ઘડામાંના જે આકાશને આધારે જળ રહ્યું છે તે આકાશ પેલા જળથી મેલું થતું નથી અથવા જળના હાલવાથી હાલતું નથી. તે આકાશ તો નિર્વિકાર અચળ રહે છે; જળ અને જળમાં રહેલા પ્રતિબિંબ આશ્રય આપે છે તે પ્રમાણે ચૈતન્ય પરમાત્મા જે સર્વ વ્યાપક છે તેજ પરમાત્મા આ શરીરરૂપી ઘટને વિષે ભરપુર ભરેલો છે, તેમાં મનરૂપી જળ અને તે મનમાં ચૈતન્ય પરમાત્માનો જ્ઞાનરૂપી આભાસ પડેલો છે તે જીવ છે. એ આભાસજ કર્મના કર્ત્તા અને કર્મના ફળનો ભોક્તા છે, પરંતુ જે પરમાત્મા ચૈતન્ય શરીર વિષે વ્યાપી મન રૂપ જળ ને અને તેમાં રહેલા આભાસને આશ્રય આપે છે તે ચૈતન્યને વિષે કર્મનું

કરવાપણું તથા તેના ફળનું ભોગવવા પણું નથી. તેજ આપણું વાસ્તવિક સ્વરૂપ છે, અને તેજ ભગવદ્ સ્વરૂપ છે. આભાસ રૂપી જીવ મિથ્યા છે-તો તેનાં કરેલા કર્મ અને ભોગ સાચા કયાંથી હોય? માટે તમારા ચૈતન્ય જ્ઞાન સ્વરૂપમાં પુણ્ય અને પાપ કર્મને તથા તેના ભોગનો સ્પર્શ કદી થયોજ નથી. તમે સદા નારાયણ રૂપ છો એ નિઃસંદેહ છે.

આ શરીરમાં જીવ અને ઇશ્વર નામના બે પક્ષીઓ સાથે રહે છેઃ તેમાં જીવ કર્મફળ ભોગવે છે અને મહેશ્વર ફળ ભોગવતા નથી, કેવળ સાક્ષી રૂપથી સ્વયં પ્રકાશિત થાય છે આ બન્નેમાં માયાથીજ ભેદ કલ્પિત છે. જે રૂપથી તે નિયામક છે અને જીવ નિયમ્ય છે તે આનન્દમય છે, અને જીવ દુઃખ મગ્ન છે; તે કર્મ-ફળ દાતા છે. જીવ કર્મ ફળદાતા છે જીવનું પરિણામ અણુમાત્ર છે. સ્વરૂપની અભિવ્યકિત ભગવાનની વિશેશ કૃપા વગર થતી નથી.

ઇશ્વર અને જીવમાં પણ એટલો ભેદ છે કે એકને માયાના પ્રત્યે, અંગ ઉપર પૂરો અધિકાર છે અને બીજો માયા (અવિદ્યા) ના પાશોમાં ચારે તરફથી જકડાએલ છે. ઇશ્વર ચાહે તો એક ક્ષણ ભરમાં તેના બંધનોને છિન્નભિન્ન કરી શકે છે અવિનાશી ભગવાન અને જીવની વચ્ચે ત્રણ ધારા (નદી) ઓ છે. (૧) કુળ, (૨) કંચન, (૩) કામિની. ત્રણ વાતો સદા યાદ રાખવાની છે (૧) દિનતા (૨) આત્મચિન્તન, (૩) સદ્ગુરૂ સેવા. ઇશ્વરના ગુણો નિત્યજ્ઞાન, નિત્ય-આનન્દ અને અનંત બળ આદિ છે. જીવના ગુણો ઇચ્છા, દ્વેશ, પ્રયત્ન, સુખ, દુઃખ જ્ઞાન છે. વૈશેષિકમાં—પ્રાણ—અપાન, નિમેષ-ઉન્મેષ, મન, ગતિ, ઇન્દ્રિયો, અન્તર્વિકાર એ પરમાત્માના ગુણોથી ભિન્ન છે; એનાથી આત્માની પ્રતીતિ થાય છે. જીવ અને ઇશ્વર બન્ને ચૈતન્યમય હોવા છતાં એ તેમના જ્ઞાન અને શકિતમાં અંતર છે. મુકત જીવ પણ ઇશ્વરની માફક સૃષ્ટિ, સ્થિતિ અને પ્રલયનાં કાર્ય કરવામાં સમર્થ છે.

| જીવ. | ઇશ્વર. | બ્રહ્મ. |
| --- | --- | --- |
| ઉપાધિનો અવચ્છેદ ચર્મચક્ષુ લક્ષી શકે છે. માટે લખ=લક્ષ્ય. | | ઉપાધિથી અનવચ્છિન્ન ચર્મચક્ષુ ઉપાધિહીન બ્રહ્મને દેખતું નથી. માટે અલક્ષ=અલખ. |
| જીવસૃષ્ટિ મનોરાજ્ય + જીવરૂપ લક્ષ્ય+ યંત્ર. | ઈશ્વરસૃષ્ટિ માયા + અલક્ષ્યયંત્ર ચલાવે છે. | |

અલખ સાગરના લખ તરંગ જીવ ઇશ્વર છે.

( સરસ્વતિચંદ્ર ભાગ ૩ )

"જીવ કિ બ્રહ્મ ? ન જીવ ન બ્રહ્મ તુ
હૈ કિ નહીં ? કછુ હૈ ન નહી હૈ.
અનુભવ કિયે એક, દોઇ ન અનેક કછુ
સુંદર કહત જ્યું હૈ, ત્યૂંહી તાહિં પેખિયે."
વચનકે પરે હૈ, સો વચનમેં આવૈ નહી
સુંદર કહત વહી, અનુભવ પ્રમાન જ્યું.
સુંદર કહત તાંહિ, કોઉ નહી જાનિ શકે
દીવા કરી દેખિયે, એૈસો નહિ લાઇ હૈ.
સુંદર મૌન ગ્રહી યહ જાનિકે
કોનહુ ભાતિ, ન વ્હૈ નિરધારો.
સુંદર જ્ઞાનીકી, એૈસી દશા યહ
જાનૈ નહીં કછુ રાગ વિરાગે.

સુંદર જ્ઞેયરૂ જ્ઞાનહુ બ્રહ્મહી, આપહુ બ્રહ્મહી જાનત જ્ઞાની
હૈ સબહી અધ-ઉર્ધ્વ સુકેવલ, સુંદર કેવલ જ્ઞાન વહી હૈ
સુંદર જ્ઞાન પ્રકાશ ભયો જબ, એક અખંડિત બ્રહ્મ અનૂપા.

ત્રિગુણ અતીત સાક્ષી, તુરીયા સ્વરૂપ જાન
સુંદર કહત વાકે જ્ઞાનકો પ્રકાશ હૈ.
ત્રિગુણ અતીત જૈસે, પ્રતિબિંબ મિટી જાત
સુંદર કહત એક સુરજ હી હોત હૈ.
બાહિર વ્યોહાર ઠાને, મનમેં સ્વપન જાને
સુંદર જ્ઞાનીકી કછુ, અદભૂત્ ગતિ હૈ.
અજ્ઞકૂં જગત યહ, સકલ સંતાપ કરે
જ્ઞાનીકું સુંદર સબ, બ્રહ્મકો વિલાસ હૈ.
સુંદર કહત જૈસે દંત ગજરાજે મુખ
ખાઈ વૈકે ઔર ન્ દેખાઈ વેકે ઔર હૈ.

( મહાત્માઓની મસ્તી )

"જીવકિ બ્રહ્મ ? ન જીવ ન બ્રહ્મ તું
હૈ કિ નહી ? કછુ હૈ ન નહી હ.
અનુભવ કિયે એક દોઇ ન અનેક કછુ
સુંદર કહત જ્યું હૈ ત્યૂહી તાહિં પેખિયે"

( મ. મ. )

વચનકે પરે હૈ સો વચનમેં આવૈ નહીં
સુંદર કહત વહી, અનુભવ પ્રમાન જ્યું."

( મ. મ. )

" ભગવાનની સોળ કળામાં—
૧ કળા—વૃક્ષ આદિ ઉદ્ભીજમાં-અન્નમય કોષ.
૨ કળા—સ્વેદજમાં-અન્નમય અને પ્રાણમય કોષ.
૩ કળા—અંડજમાં-અન્નમય, પ્રાણમય, મનોમય કોષ.
૪ કળા—જરાયુજમાં-પૂર્ણવયમાં ૧૬ કળાનોવિકાસ થઇ શકે છે.
અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય પાંચ કોષ."

( સંક્ષિપ્ત સંસાર અને મણિમય મુક્તિ )

" જગત અને ઈશ્વર જુદા પ્રકારના સ્વભાવ બતાવે છે. તેનું કારણ અને તે બે વચ્ચે કેવા સંબધ છે તેનું કારણુ મળી આવે છે. જીવને પરબ્રહ્મના સ્વરૂપનો જે આનંદકારક અનુભવ થાય છે. તે તથા જીવ–જીવ વચ્ચે અને જીવ–જગત વચ્ચે જે દુઃખમય અને અજ્ઞાનમય અનુભવ થાય છે તેની સામ્યતાજ જણાઈ આવે છે. જીવની નીચેની પરિણામી ત્રિગુણાત્મક અપરા પ્રકૃતી કે જેમાં જીવ રહે છે તે વચ્ચે અને બીજી ઉત્તમ ગંભીર પ્રભુની આનંદકારક પરાપ્રકૃતિ વચ્ચેની સાકળ અમને સ્પષ્ટ દેખાય છે, અને જીવનો ખરો સ્વભાવ પણ સ્પસ્ટ થાય છે. ઉત્તમજ્ઞાન–તત્ત્વજ્ઞાનથી તે ચાવી મળે છે; અને પરા–પ્રકૃતિ દ્વારા જીવ–જગત અને ઇશ્વરનું સમગ્ર સ્વરૂપ જણાઇ આવે છે. તે સ્વરૂપ સમજવાથીજ મનુષ્ય જીવન પ્રભુમય જીવન થઈ શકે છે. જગત જ્ઞાનમય–ચેતનમય પ્રભુનુંજ શરીર છે.

શૂન્ય એટલે જે શૂન્યનથી તેનાથી પર–અતીત બુદ્ધિગ્રાહ્ય ન હોવાથીજ કોઇ તેને શૂન્ય કહે છે.

શરીર અને આત્મા બન્ને વસ્તુ સ્વરૂપે એક છે. જીવ, જગત અને ઇશ્વર બધું બ્રહ્મમય છે, બીજું કાંઇ નથી. સર્વં खलु इदं ब्रह्म અત્મા સ્વતંત્ર વિશાળ તત્ત્વ છે. શરીર તેનીજ શક્તિનું પરિણામ છે.

" આપણે પોતાને બે દૃશ્ય છે. એક આપણે પોતે અને બીજું આપણાથી અન્ય વસ્તુઓ અથવા બહારનું જગત. સચ્ચિદાનંદને બે દૃશ્ય હોતાં નથી. કારણકે સર્વં પોતેજ છે. પોતામાંજ છે. આપણે અંતઃકરણ અને બહિઃકરણ છે, તેને અંતઃકરણ જેવી ભેદક વસ્તુ ન હોવાથી બહિકરણ પણ નથી.

આપણે અક્રિયાત્મક થતાં આપણું ચિત્ એકાગ્ર થાય તો આપણું જ્ઞાન સ્પષ્ટ છે—એકરૂપ થાય છે. અને તે શાંત સ્થિતિમાં આપણે આપણા જ્ઞાનથી પણ અતીત થઇએ તો આપણને જણાય છે કે કોઇ સ્વતંત્ર ચિત્ શક્તિ અથવા તપ આપણા ઉપર અસર

કરે છે. કે જે આપણે આપણું પોતાનું તરત કરી શકતા નથી તે બ્રહ્મશક્તિ છે.

આપણો અહંકાર છુટયા પછી સચ્ચિદાનંદના ચિતની જ્ઞાન-ઇચ્છા–અને ક્રિયા શક્તિનો અનુભવ કરતી વખતે થાય છે ”
(અરવિંદ ઘોષનું તત્ત્વ જ્ઞાન.)

“ કલ્પનાનો ઇશ્વર ફૂક મારેથી ઉડી જાય છે. ”
( જીવનવેદ–કેશવચંદ્ર સેન ).

“ ઇશ્વરાદેશે કામ કરવું તો પછી વિચાર કે ચિંતા શ્યા માટે ? ( જી. વે. ).

“ જેથી પૃથ્વીની શત્રુતા ઉત્પન્ન થાય છે તેથીજ ઇશ્વરની મિત્રતા પ્રાપ્ત થાય છે તેને ઇશ્વર અનુકૂળ છે (જી. વે.)

“ ઇશ્વરનું ધન એ તેનાં સંતાનનું જ ધન છે. ઇશ્વરના સંતાન થયે પૈસાની ચિંતા શી ? — ( જી. વે. ).

“ કલ્પનાના ઇશ્વરને, શૂન્યના ઇશ્વરને ન માનશો. યોગી થાઓ–ભક્ત થાઓ એટલે સર્વ અભાવ દૂર થશે. ” (જી વે.).

“ આત્મા પદાર્થે બે વિશેષણ રહ્યાં છે. એક જીવ અને બીજો પરમ. જીવ વાત કરે છે આત્માની અંદર, અને જે પરમ છે તે પણ આત્માની અંદર વાત કરે છે. જે બધી સારી વાત છે તે ઇશ્વરની છે. અસત્ય છે—અવિદ્યા છે તે બધું મ્હારૂં છે. જીવાત્મા અને પરમાત્મા એક ઘરના વાસી છે. ઇશ્વર દર્શન અસાધારણ મનુષ્યત્વ પ્રકાશિત કરતું નથી. ઇશ્વરની વાતનું શ્રવણ અસામાન્ય નથી. ( જી. વે. કેશવચંદ્ર સેન ).

“ ઇશ્વર એ પ્રેમ છે. સૂર્ય = પ્રકાશ, બાલક = નિર્દોષતા, હિમ = ધવલતા, સ્ફટિક = વિશુદ્ધતા, આકાશ = નીલતા, ૐ–તેનો ધ્વનિ. ( સ્વામી રામદાસ. નવી ભક્તમાળ ).

" જીવાત્મા જાતે પરમાત્માનો બન્ચો છે અને માટીનો બન્યો નથી, એટલા માટે માટીના પદાર્થોથી એ પૂરેપૂરી તૃપ્તિ પામી શકેજ નહિ પણ પરમાત્મ-પ્રીતીમાં ભળી જાય ત્યારેજ પૂર્ણ તૃપ્તિ (satiety of soul) પામી શકે. ( સાગર મહારાજ ન. ભ. )

" જીવાત્મા અને પરમાત્મા બન્નેય એકત્ર રહ્યા છે અને બન્નેય એક બીજાના સખા છે આ બન્ને સર્વદા એકત્ર રહે છે, એક જણ આશ્રય છે અને એક આશ્રિત છે. એક ફળ ભોગી છે અને એક ફળ દાતા છે. (બ્રહ્મબોધ—દેવેન્દ્રનાથ ટાગોર)

" ઈશ્વર=

सत—प्रताप—शील.
चित—प्रज्ञा—शक्ति
आनंद—प्रेम—सौंदर्य

મનુષ્ય—અંશ=ત્રણે પ્રત્યય વિદ્યમાન છે.

सोऽहम—अहं ब्रह्मास्मि
ઈસાઈ—I and my father are one

મનુષ્ય ત્રણ પ્રકારનાં હોય છેઃ—

૧-વીર પ્રકૃતિનાં—સીઝર, શિવાજી નેપોલીયન. ઈત્યાદિ
૨-ૠષિ પ્રકૃતિનાં—યાજ્ઞવલ્કય, પ્લેટો, હેગેલ ઈત્યાદિ.
૩-સંતપ્રકૃતિનાં—બિલ્વમંગલ, મીરાંબાઈ, સંતટેરેસા ઇત્યાદિ
(ગીતા તત્ત્વાંક ૧૨૫ પાનું)

## (૧૧) જીવનાં દુઃખનાં કારણો.

હું અનેક થાઉં, ઉચ્ચ થાઉં, નીચ થાઉં એવી ભાવના બ્રહ્મે કરી ત્યારે તેની ઇચ્છા માત્રથી બ્રહ્મમાંથીજ સૂક્ષ્મ પરિચ્છિન્ન ચિત્પ્રધાન અસંખ્યાત અંશનું અગ્નિમાંથી વિસ્ફુલિંગ નિર્ગમન પામે છે તેમ પ્રથમ સૃષ્ટિ સમયે નિર્ગમન થયું. તેઓ આનંદરૂપ

છતાં ઉચ્ચ-નીચ ભાવ વડે નિર્ગમન પામ્યા, માટે આનંદ રહિત થયા. તેઓનો આનંદ અંશ તિરોભૂત થતાં ઐશ્વર્યાદિ ધર્મ પણ તિરોભૂત થયા. ઐશ્વર્યના તિરોભાવથી દીનત્વ અને પરાધીનત્વ પ્રાપ્ત થયું વીર્યના તિરોભાવથી સર્વ દુઃખ સહન, યશના તિરોભાવથી સર્વ હિનત્વ, શ્રીના તિરોભાવથી જન્માદિ સર્વાપદ્ વિષયત્વ, જ્ઞાનના તિરોભાવથી દેહાદિમાં અહં બુદ્ધિ અને વિપરીત જ્ઞાન, અને વૈરાગ્યના તિરોભાવથી વિષયા શક્તિ પ્રાપ્ત થઇ. ( અણુભાષ્ય સૂત્ર ૩-૨-૫ પૃષ્ટ ૮૮૩ ). પ્રથમ ચારના તિરોભાવ વડે જીવને બંધ થયો, અને છેલા બે વડે વિપર્યય થયો. બંધ જીવ સ્વરૂપને છે, બ્રહ્મ સ્વરૂપને નથી. જીવ નિત્ય છે કેમકે વિસ્ફુલિંગ વત્ વ્યુચરણ કાંઇ ઉત્પત્તિ નથી.

જીવ જ્ઞાતા છે, જ્ઞાન તેનો ધર્મ છે. જીવ ધર્મી છે, પ્રકાશક ચૈતન્ય તેનો ધર્મ છે; તે વડે તે તેજોમય, જ્યોતિઃસ્વરૂપ, વિજ્ઞાન મય પ્રકાશે છે. સૂર્ય પ્રકાશ વત ધર્મી અને ધર્મનો અભેદ જ છે. જીવ અણુ છે આનંદાંશ પ્રકટ થયા પછી તેનું વિભુત્વ પણ પ્રકટ થાય. આનંદ પ્રકટ થતાં તે અણુ જીવ વ્યાપક થઇ શકે. જીવમાં ભગવદાવેશ થાય ત્યારે સર્વ ભગવદ્ ધર્મ તેમાં આવિર્ભાવ થાય એ સ્વભાવિક છે.

સર્વ ધર્મ વિશિષ્ટ બ્રહ્મ કર્તૃ છે, ભોક્તૃ છે તો તદંશ જીવ પણ બ્રહ્મના સંબંધથી કર્તા-ભોક્તા થાય. તેથી જીવ કર્તા અને ભોક્તા છે. જીવ બ્રહ્મનો અંશ છે તે પ્રતિબિંબ નથી. પ્રતિબિંબનું ઉત્ક્રમણાદિ સંભવે નહીં. પ્રતિબિંબવાદમાં મુક્તિનો અર્થ જીવ હાનિ કરવો પડે.

યોગીની સમાધિ, પ્રેમીનું આલિંગન, મદીરા મસ્તનો એકજ પ્યાલો અને મૃત્યુની મીઠી ક્ષણ એ સુખની અવધિના પ્રસંગો છે. ”

( ગ્રામ-લક્ષ્મી )

" To forget pain in this world of woe is to earn a valuable gem. Those who have learnt to forget pain have brought everything under control Which should be forgotten and which retained in mind. When you are insulted by others forget the consequent pain; but when you cause pain or distress to any body, never forget your action and ever be sorry for it. These are the priceless gems of the deep sea. Those that have learned these, have mastered everything

Learn to smile and to make others smile, then you will be able to pass your days happily in this world of sorrows." ( P. H. )

" Memory is the roof of pain." ( P. H. )

"દુઃખ સમયે પણ દૈવને ચિંતા હોય છે એમાં સંશય નથી"

( કુમારપાળ )

" દુઃખ આવ્યે મનમાં દુઃખ થાય છે ખરૂં પણ સંસારમાં સુખની શોધ કરતાં સુખની વચ્ચે દુઃખ તો હોય છેજ. દુઃખ હમેશાં સુખમાં જડાયલુંજ રહે [illegible] સર્વ સંસારિક [illegible] ોનું ફક્ત એમજ સમજવું." ( અરવિં [illegible] )

" પૃથ્વીમાં જ્યા [illegible] શિરે દુ [illegible] વિપત્તિ નથી પડતી ત્યાંસુધી તે [illegible] બહાર નીક [illegible] નથી."

" દુર્ગાવતી—દુઃખના અને આપત્તિના સમયમાં સર્વ પ્રકારના આચારોનો ત્યાગ કરી દેશનું રક્ષણ કરવું એજ આપણું મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ. " ( સ. અ. )

" માણસો પોતાની ખરી જરૂરીઆતોની વાત બાજુ મુકીને વધુ પડતી ચિંતાઓમાં પડે છે એજ બધા ગુંચવાડાનું કારણ છે. " ( સ. અ. )

" સ્ત્રી, પુત્ર, પરિવાર વગેરે દ્રષ્ટિ સમક્ષ સર્વદા હાજર રહે છે અને તેમનું પ્રત્યક્ષ દુઃખ આપણા પ્રાણને ઘણીવાર આકુળ વ્યાકુળ બનાવી દે છે. જ્યાંસુધી મનુષ્ય દેવ બની શકયો નથી ત્યાંસુધી મનુષ્ય તરીકેની નિર્બળતાઓ પણ તેની સાથેજ રહે છે." ( સ. અ. )

" મનુષ્યનું જ્ઞાન જ્યારે અપકવ તથા અપૂર્ણ હોય છે ત્યારેજ તે સુખદુઃખના પ્રસંગોમાં મુંઝાઈ જાય છે અને નિરરથક હાયવોય કરવા લાગે છે જ્યારે તેની જ્ઞાનદ્રષ્ટિ ખૂલે છે ત્યારેજ તે સુખદુઃખના પ્રસંગમાં પર્વતની માફક અચળ તથા અડગપણે ઉભો રહી શકે છે. " ( સ. અ. )

" મનુષ્યો જો પોતપોતાની વિવિધ પ્રવૃત્તિઓને પોતાના મસ્તક ઉપર રાખી, સર્વ માનવબંધુઓ સાથે અભેદભાવે હાસ્ય વિનોદ કરતાં સમાનભાવે જીવનયાત્રા નિર્વહવા લાગે તો સંસારનાં સુખ–દુઃખો તેમને મુંઝવી શકે નહિ ઇશ્વર અને સંસાર પ્રત્યે સમદ્રષ્ટિથી નિહાળવું એ પ્રત્યેક મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. " ( સ. અ. )

" અનુરાગથી એકાંતમાં ગોવિંદનું ધ્યાન કરવા સિવાય અન્ય કયાંય વિશ્રામ નથી. " ( નામદેવ. આદર્શ. ચ. સં. )

" જગતમાં મનુષ્યને ત્રણ પ્રકારના તાપો કહેલા છે, પરંતુ અજ્ઞાનજનો માટે ચાર પ્રકારના તાપ છે :—એક તો શાસ્ત્રોનો અભ્યાસ

" To forget pain in this world of woe is to earn a valuable gem. Those who have learnt to forget pain have brought everything under control. Which should be forgotten and which retained in mind. When you are insulted by others forget the consequent pain; but when you canse pain or distress to any body, never forget your action and ever be sorry for it. These are the priceless gems of the deep sea. Those that have learned these, have mastered everything

Learn to smile and to make others smile, then you will be able to pass your days happily in this world of sorrows." ( P. H. )

" Memory is the roof of pain." ( P. H. )

"દુઃખ સમયે પણ દૈવને ચિંતા હોય છે એમાં સંશય નથી."

( કુમારપાળ )

" દુઃખ આવ્યે મનમાં દુઃખ થાય છે ખરું પણ સંસારમાં સુખની શોધ કરતાં સુખની વચ્ચે દુઃખ તો હોય છેજ. દુઃખ હમેશાં સુખમાં જડાયલુંજ રહે છે. સર્વ સંસારિક કામનાઓનું ફક્ત એમજ સમજવું." ( અરવિંદઘોષનું તત્વજ્ઞાન )

" પૃથ્વીમાં જ્યાંસુધી મનુષ્યને શિરે દુઃખ તથા વિપત્તિ નથી પડતી ત્યાંસુધી તે કમર કસીને બહાર નીકળી શકતો નથી."

( સમ્રાટ-અકબર )

" દુઃખની સ્મૃતિ મનુષ્યને રહેતી ન હોત તો તે પોતાની આત્મોન્નતિ કરવાને કદાપિ તત્પર થાત નહિં અર્થાત્ દુઃખસ્મૃતિજ મનુષ્યના હૃદયમાં નવું બળ અને નવું ચૈતન્ય જાગૃત કરે છે."

( સમ્રાટ-અકબર )

" દુર્ગાવતી—દુઃખના અને આપત્તિના સમયમાં સર્વ પ્રકારના આચારોનો ત્યાગ કરી દેશનું રક્ષણ કરવું એજ આપણું મુખ્ય કર્તવ્ય હોવું જોઇએ. " ( સ. અ. )

" માણસો પોતાની ખરી જરૂરીઆતોની વાત બાજુ મુકીને વધુ પડતી ચિંતાઓમાં પડે છે એજ બધા ગુંચવાડાનું કારણ છે. " ( સ. અ. )

" સ્ત્રી, પુત્ર, પરિવાર વગેરે દ્રષ્ટિ સમક્ષ સર્વદા હાજર રહે છે અને તેમનું પ્રત્યક્ષ દુઃખ આપણા પ્રાણને ઘણીવાર આકુળ વ્યાકુળ બનાવી દે છે. જ્યાંસુધી મનુષ્ય દેવ બની શકયો નથી ત્યાંસુધી મનુષ્ય તરીકેની નિર્બળતાઓ પણ તેની સાથેજ રહે છે." ( સ. અ. )

" મનુષ્યનું જ્ઞાન જ્યારે અપકવ તથા અપૂર્ણ હોય છે ત્યારેજ તે સુખદુઃખના પ્રસંગોમાં મુંઝાઈ જાય છે અને નિરરથક હાયવોય કરવા લાગે છે જ્યારે તેની જ્ઞાનદ્રષ્ટિ ખૂલે છે ત્યારેજ તે સુખદુઃખના પ્રસંગમાં પર્વતની માફક અચળ તથા અડગપણે ઉભો રહી શકે છે. " ( સ. અ. )

" મનુષ્યો જો પોતપોતાની વિવિધ પ્રવૃત્તિઓને પોતાના મસ્તક ઉપર રાખી, સર્વ માનવબંધુઓ સાથે અભેદભાવે હાસ્ય વિનોદ કરતાં સમાનભાવે જીવનયાત્રા નિર્વહવા લાગે તો સંસારનાં સુખ—દુઃખો તેમને મુંઝવી શકે નહિ. ઇશ્વર અને સંસાર પ્રત્યે સમદ્રષ્ટિથી નિહાળવું એ પ્રત્યેક મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. " ( સ. અ. )

" અનુરાગથી એકાંતમાં ગોવિંદનું ધ્યાન કરવા સિવાય અન્ય કયાંય વિશ્રામ નથી. " ( નામદેવ. આદર્શ. ચ. સં. )

" જગતમાં મનુષ્યને ત્રણ પ્રકારના તાપો કહેલા છે, પરંતુ અજ્ઞાનજનો માટે ચાર પ્રકારના તાપ છે :—એક તો શાસ્ત્રોનો અભ્યાસ

માત્ર બેજ તત્ત્વોનું બનેલું છે. એમાંના એક તત્ત્વને આકાશ નામથી ઓળખવામાં આવે છે. અસ્તિત્ત્વવાળી પ્રત્યેક વસ્તુ એ આકાશમાંથીજ બને છે. આકાશ પોતે દ્રષ્ટિગોચર થઈ શકતું નથી. આકાશમાંથી આ સમસ્ત બ્રહ્માંડની કયા સામર્થ્ય વડે ઉત્પત્તિ થાય છે? પ્રાણના સામર્થ્ય વડે. પ્રાણ પણ મૂળ સર્વવ્યાપી અને બ્રહ્માંડને ઉત્પન્ન કરનારૂં શક્તિ-તત્ત્વ છે. સૃષ્ટિ નિર્માણ થવાના સમયે અને લીન થતી વેળાએ પ્રત્યેક વસ્તુ આકાશરૂપ થઈ જાય છે, અને સમસ્ત બ્રહ્માંડમાં ચાલી રહેલી સર્વ શક્તિઓ પુનઃ પ્રાણોમાં લય થાય છે. દ્વિતીય કલ્પના પ્રારંભ કાળમાં જેને ચેતના અથવા શક્તિના નામથી ઓળખીએ છીએ તેની ઉત્પત્તિ એ પ્રાણમાંથીજ થાય છે. ચૈતન્યની જેજે ક્રિયાઓ છે તે સર્વ પ્રાણ સમજી લેવા ચૈતન્ય સત્તા એ ભગવદ્દનું નિરાકાર વ્યાપક અવિનાશી સ્વરૂપ છે. ચૈતન્યની ઘનતાથી જગત્ ભાસે છે. ચૈતન્યમાં સઘળું આભાસજ ચૈતન્યનું દર્શ અદર્શન તેજ આત્મા એને જગત્ છે. ચૈતન્યમાં દશ્ય, અદશ્ય થાય એ માયાશક્તિ છે. જેને પ્રાણપર પોતાની સત્તા બેસાડી હોય તે પોતાના શરીર અને અસ્તિત્વ ધરાવતા બીજાં સર્વ શરીરો પર પોતાની સત્તા ચલાવી શકે છે, કારણકે પ્રાણ એજ શક્તિનું મૂળ રૂપ છે.

આ જગતમાં સર્વવ્યાપક એવું જે એક ગૂઢચૈતન્ય છે તેનો તત્ત્વજ્ઞ લોકો સદૈવ સ્વીકાર કરે છે. વિચાર કરવાથી પ્રપંચ જાળનો સહજ નાસ થાય છે, અને જ્ઞાનીને માટે પછી માત્ર યથાર્થ તત્ત્વ બ્રહ્મજ શેષ રહે છે.

अविनाशी तु तद्विद्धि येन सर्वमिदं ततम
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति

જે ચૈતન્યથી સર્વ જગત વ્યાપ્ત છે તે નાસ પામનાર નથી એમ સમજ. આવા નાશ રહિત ચૈતન્યનો વિધ્વંસ કરવાને કોઈપણ સમર્થ નથી (ગીતા ૨ ૧૭).

તત્ત્વ બે પ્રકારના છેઃ—(૧) સ્વતન્ત્ર તત્ત્વ, (૨) પરતન્ત્ર તત્ત્વ. સ્વતન્ત્ર તત્ત્વ એક છે પરતન્ત્ર તત્ત્વ અનેક છે. તત્ત્વજ્ઞાન કોઈ વિશેષ-ગુરૂના ઉપદેશથી અથવા શ્રવણ, મનન નિદિધ્યાસનથી થાય છે. તત્ત્વનો સાક્ષાત્કાર થઈ જવા બાદ સંચિત કર્મ જ્ઞાનાગ્નિથી દગ્ધ થઈ જાય છે. તત્ત્વજ્ઞાન થયા પછી કોઈ પણ કર્મથી પાપ-પુણ્યની ઉત્પત્તિ થતી નથી. તત્ત્વ ત્રણ પ્રકારનાંઃ—પર=વિષ્ણુ; પરતર=મહાવિષ્ણુ; પરતમ=મહેશ્વર. શ્રી કૃષ્ણના અવતારમાં ત્રણે તત્ત્વોનો સમાવેશ થાય છે.

गत्वा नारायणो देवो विलीनः कृष्ण विग्रहे
सचापि लीनस्तत्तैव राधिकेश्वर विग्रहे

પુરૂષ = અનાદિ અનંત, પ્રકૃતિ = અનાદિ સાન્ત, અને સંસાર=બધો જડ વર્ગ પ્રકૃતિનો વિકાર એ ત્રણ તત્ત્વો પણ ગણાયેલ છે. મહત્તત્ત્વ તેજ સમષ્ટિ-બુદ્ધિ કહે છે. अहं ब्रह्मास्मि એવી પ્રથમ સ્ફુર્તિ થઇ તે જાણવાવાળા ચૈતન્યને ઇશ્વર યા સગુણ બ્રહ્મ કહે છે. માયા અને ઇશ્વરના સંયોગમાં સૃષ્ટિ ઉત્પન્ન કરવાની ઇચ્છા એ બીજી સ્ફુર્તિ, તેમાં સંકલ્પ થયો કે "હુંજ જગદ્રુપ થાઉં" તેનું નામ મહત્તત્ત્વ છે; તેના બુદ્ધિ, ચિત્ત, અહંકાર અને સંકલ્પકવિકલ્પાત્મક મન એ ચાર ભેદ છે. જગતમાં મન અને પ્રાણ બે પ્રધાન તત્ત્વ છે હઠયોગી પ્રાણવશ કરવાની ચેષ્ટા કરે છે; રાજયોગી મનને વશ કરવાની ચેષ્ટા કરે છે, જ્ઞાનયોગી પોતાનાં સાધન બુદ્ધિ અને ઇચ્છા શક્તિ દ્વારા પ્રારંભ કરે છે. વિષયાકાર ઇન્દ્રિયો ઇચ્છાઓ છે. જ્યાં એકપંથ-દોકામ કરવાની વણિક બુદ્ધિ ઉત્પન્ન થાય છે ત્યાં તત્ત્વની હત્યા થાય છે એમ કહેવામાં હરકત જેવું નથી.

પરમ પુરૂષોત્તમ સ્વરૂપ ઇશ્વર પરમતત્ત્વ છે. અસત્ વસ્તુનું તો અસ્તિત્વ નથી અને સત્નો અભાવ નથી, એ પ્રકારે જ્ઞાની પુરૂષો દ્વારા એ બન્નેનું તત્ત્વ દેખાય છે. ક્ષણમાં નષ્ટ થઈ જાય છે એવા

વિષયોને સત માની તેમાં આસકત થવું એ મૂર્ખતા સિવાય બીજું શું હોઈ શકે? સત (Existence) આ જગતની દ્રવ્ય સત્તાનો પ્રથમ સિધ્ધંત છે પ્રકૃતિનું ન હોવું, અણુઓનું ન હોવું, એ અસત્ છે. પરમાત્મા સ્વયં સત કયાં નથી? કે જેથી અસતમાંથી સતની કલ્પના કરાય? અર્થાત પરમાત્માજ પોતામાંથી–એક અદ્વિતીય સત માંથી જગતને ઉત્પન્ન કરે છે, અને તેથી શ્રુતિએ મકડી (ઉર્ણનાભિ) નું દ્રષ્ટાન્ત દીધેલ છે. અસત ને સત બનાવતા નથી પણ સત જેવું દેખાય છે. ત્રિકાળમાં પણ જે વસ્તુ અસત્ ઠરતી નથી તેજ સત્ છે; અને અસત્ તો અત્યન્ત અભાવરૂપ પદાર્થ છે સંસાર સમુદ્રથી પાર ઉતારનાર સર્વથા સમર્થ વિષ્ણુ-શકિત છે. (ગીતા ૯.૧૦) તત્વ છવીશ મનાએલ છે તેમાં પાંચ–ચિત્ આનંદ, ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા પ્રધાન તત્વ છે. इदम्–अहम् નો વિકાર છે. શકિત રૂપમાં પ્રમા (જ્ઞાન)ને વિમર્શ શબ્દથી અભિહિત કરેલ છે. પ્રમાના બે અંશ अहम् અને इदम् એક આત્માનો ગ્રાહક અંશ છે. ને બીજો ગ્રાહ્ય છે. પ્રમા અથવા પ્રતીતિનો अहमंश એ છે કે જેમાં આત્મા બીજાની તરફ જોતો નથી અને પોતાના પ્રકાશમાંજ સ્થિત રહે છે. બીજાની તરફ જોવાવાળો विमर्श—इदं પ્રત્યય કહેવાય છે; પરંતુ તે બીજો પણ આત્માજ છે જે વિદ્યમાન છે અને જેનું કારણ કાંઈ નથી તે નિત્ય છે.

સુ પ્રજનનનો નિયમ છે. એ નિયમ તો સમગ્ર ચેતન સૃષ્ટિમાં પ્રવર્તે છે. જનન માટે પાત્રતા હોવી જોઇએ. એ જાનવરો માટે પણ સત્ય છે. (ગ્રામ–લક્ષ્મી)

" જડવાદની દ્રષ્ટિએ ચેતના–પ્રાણ પણ જનતાનું સ્વરૂપ છે; પરંતુ એ જડ પ્રાણ સાચવવા માટે સહુ કોઈ ચેતનવંત રહે છે" (ગ્રા. લ ૩)

' Body mind and soul થી ઉપર જાય તો spirit માં જાગી જાય. મોટામાં મોટી મસ્તી સ્પિરીટમાં છે અને છતાં તે શાન્ત

અક્રિય દેખાય. સ્પિરીટને વળી સ્પિરીટ કોણ ઓળખાવી શકે ? સ્પિરીટ પોતાથી ભિન્ન હોય તોજ તેની ઈન્ટ્રોડકશન હોઈ શકે"
(મૃત્યુના મ્હોમાં).

"પ્રભુ એટલે ચૈતન્ય ! એ ચૈતન્યને ઓળખવાને માટેજ જીવન ધારણ કરવાનું છે. એવા નિશ્ચયથી તું માર્ગ ભ્રમણ કરીશ તો તારૂં જીવન પરમાત્મ વિહીન અને અર્થ શુન્ય બનશે નહિ. ચિત્તની એટલી ખાત્રી થયા પછી મને અંદર અને બહાર સર્વત્ર પ્રકાશજ પ્રકાશ જણાવા લાગ્યો. (કાઉન્ટ ટોલસ્ટોય).

"જડ અને ચૈતન્ય એવાં સ્વતંત્ર તત્ત્વો માનનારા તત્ત્વજ્ઞાનીનું બર્કલેએ ખંડન કર્યું છે. તેમનું કહેવું એવું છે કે સર્વ જગત ચૈતન્યમય છે જેને સામાન્ય મનુષ્યો જડ દ્રવ્ય કહે છે તે સંવેદનાઓનો સમુદાય છે. સર્વ જગત ચૈતન્યમય છે એટલે જીવાત્મા અને પરમાત્મા એકજ ચૈતન્યમય તત્ત્વ રહે છે, અને આ યોગથી મનુષ્ય ખરા ધર્મ તરફ પ્રવૃત્ત થશે." (નવચેતન ૯).

"નથી ! છે, નથી ! છે–પરિવર્તન છે. પરિવર્તન જડચેતનમાં છે.

## (૧૩) આત્મા.

આત્મા એ શબ્દ કેટલીકવાર મન, અંતઃકરણ અથવા આપણે પોતે એ અર્થમાં જો કે વપરાય છે તોપણ તેનો મુખ્ય અર્થ ક્ષેત્રજ્ઞ અથવા શરીરનો માલીક એવો છે. જેને ક્ષેત્રજ્ઞ અથવા આત્મા કહ્યો છે તેજ આ જોનાર, જાણનાર અથવા ઉપભોગ કરનાર છે; અમે તેને પુરૂષ અથવા જ્ઞ કહે છે. પુરૂષ (આત્મા) નિર્ગુણ, ઉદાસીન અને અકર્તા છે. આત્મા સત્, નિત્ય, અજ, અવિકાર્ય અને અચિન્ત્ય અથવા નિર્ગુણ છે.

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः
मनसस्तु पराबुद्धि र्यो बुद्ध परतस्तुसः

ઇન્દ્રિયો પર છે, અને ઇન્દ્રિયથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે અને બુદ્ધિથી જે પર તે આત્મા છે. (ગીતા ૪/૪૨).

આત્મા પોતેજ કેન્દ્રસ્થાન છે, અને તેમાં સર્વ ઇંદ્રિયો આવી મળે છે, અને એકરૂપ બની જાય છે. આપણામાં બે આત્મા છે-ઇશ્વરાત્મા અને મનુષ્યાત્મા. યોગીજનો જાણે છે કે મનુષ્યાત્મા છાયા રૂપ છે, અને કેવળ ઇશ્વરાત્માજ વાસ્તવિક સૂર્ય છે. સર્વ પ્રાણીયોમાં બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા એ રીતે ત્રણ પ્રકારે આત્મા છે. તેમાંથી બહિરાત્માને છોડી અંતરાત્મા રૂપ ઉપાયથી પરમાત્માનું સાધન કરવું જોઇએ. જ્યારે ઇન્દ્રિયોનો ઉપયોગથી સંકોચ કરી અંદર દેખવામાં આવે તો ત્યાં એક પરમ જ્યોતિનું દર્શન થાય છે, જે પરમાનન્દ પૂર્ણ છે. આ દર્શનમાં જે કાંઇ અનુભવમાં આવે તેજ નિજ સ્વરૂપ છે. આત્માનું સ્વરૂપ દરેકને અનુભવમાં આવવા યોગ્ય છે. કોઇપણ પ્રાણી તેનું યથાર્થ સ્વરૂપ વચનોથી કહી શકશે નહિ, તેમ કોઈ સાંભળવા માત્રથી જાણી શકશે નહિ પરંતુ તેનો એક ક્ષણમાત્ર અનુભવ થવાથી આત્માનું સ્વરૂપ જાણી લેવાય છે.

आत्मानं रथिनं विद्धि આત્માને રથી જાણ. પુરૂપ એજ આત્મા છે. આત્મા અથવા પુરૂપ જડથી જુદો છે, અને તેજ જીવના શરીરમાં અધિષ્ઠિત ચૈતન્ય છે. જે હું તેજ પુરૂપ અથવા આત્મા આત્મસ્વરૂપ એ મન અને બુદ્ધિનો સંયોગ છે. એટલે ત્યાં મન બુદ્ધિમાં લય પામે છે. શરીર કે મન આત્મા નથી કારણ કે તે બન્ને અનિત્ય છે અને વિકારી છે. આત્મા તેમનાથી પર અવિકારી અને અવિનાશી વસ્તુ છે. આત્મા અથવા ચૈતન્ય એજ સર્વ વ્યાપી એકાકાર વસ્તુ છે. આત્મા દેહથી જુદો છે. માણસને જ્યાં સુધી

ઈશ્વર દર્શન થાય નહિ ત્યાં સુધી દેહ અને આત્મા એમ તે માન્યા કરે છે. જ્ઞાનીને સ્પષ્ટ દેખાય છે કે એ દેહથી ભિન્ન છે. આત્માનો જન્મ નથી. સુક્ષ્મ શરીરનો જન્મ થાય છે, ચૈતન્યનું દર્શન અદર્શન તેજ આત્મા અને જગત છે. મન એ આત્માનો પસારો છે, ફુવારો છે. આત્માનો સંબંધ પૂર્ણ રૂપ છે. અકેક જીવ પૂર્ણ બ્રહ્મ છે. દેહ દ્રષ્ટિએ પૂર્ણ અને આત્મ દ્રષ્ટિએ પણ પૂર્ણ છે. આત્મા પણ રાજાની પેઠે સ્વતંત્ર છે, પરંતુ તેને –દ્વેષ આદિ ચોરોએ સંસારરૂપી અરણ્યમાં દેહ રૂપી ઝાડે ઓ અને ધનરૂપી દોરડા વડે બાંધેલ છે.

વેદની આજ્ઞા છે કે જે કોઇ બ્રાહ્મણને બ્રાહ્મણની દ્રષ્ટિથી જોશે અને આત્માની દ્રષ્ટિથી નહી જુએ તો તે મનુષ્ય બ્રાહ્મણથી ઠગાશે. કોઈપણ મનુષ્ય કોઇપણ વસ્તુને એના નામરૂપી દ્રષ્ટિથી જોશે, અને આત્માની દ્રષ્ટિથી નહિ જુએ તો તે એ વસ્તુથી ઠગાશે એ આત્માજ અનન્ત જીવનોનું જીવન છે. જે કોઇ વ્યક્તિ આ આત્માની સાથે એક પ્રાણ થશે, તેની સાથે સમસ્ત સંસાર એક પ્રાણ સમજી લેવો. આત્માનો પ્રકાશ કાંઇ ભગવાં વસ્ત્રો ઉપરજ નિર્ભર નથી. તે સાચી સ્વતંત્રતા કોઈપણ પ્રકારના માર્ગ, સંપ્રદાય, રીત કે રીવાજમાં જકડાયેલી નથી. જ્યાં જતાં પગ થરથરવા માંડે અને મસ્તિષ્કમાં ચક્કર આવવા લાગે ત્યાં પણ આ વીજળી ચમકી શકે છે.

આત્મા આનંદ સ્વરૂપ છે–અમર છે—જ્ઞાન સ્વરૂપ છે. પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ આત્માથીજ થાય છે. એક શરીરથી બીજા શરીરની પ્રાપ્તિમાં આત્માનું પરિવર્તન થતું નથી. (ગીતા ૨/૧૩). આત્મા ઇશ્વરનો અંશ હોઇને બધાનો આત્મા પરમાત્મા છે. બ્રહ્મ અને આત્માનું ઐક્ય પ્રતિપાદન કરવાવાળી શ્રુતિ तत्त्वमसि આદિનું એજ તાત્પર્ય છે. સુખ–દુઃખ ધર્મોની પાછળ આત્માની સત્તા અવશ્ય છે. આત્મા ચાર પાદવાળો છેઃ—

(૧) જાગ્રતસ્થાન—બહિર્પ્રજ્ઞ, ૭ અંગ, ૧૯ મુખ. વૈશ્વાનર
(૨) સ્વપ્નસ્થાન—અન્તઃપ્રજ્ઞ, વાસનામય ભોગ ભોગવે છે.
(૩) સુષુપ્તસ્થાન—આનન્દનેજ ભોગવે છે.
(૪) એ આત્મા છે—ને વિજ્ઞેય જાણવા યોગ્ય છે. જે એને જાણે છે તે આત્મા દ્વારા આત્માનેજ પ્રાપ્ત થાય છે.

આત્મા કાર્ય નથી કેમકે તે કદી ઉત્પન થતો નથી. अजो नित्यः शाश्वतोऽयं पुराणो. જે વસ્તુ પૂર્વક્ષણમાં પ્રકટ ન હોય અને ઉત્તરક્ષણમાં પ્રકટ થાય છે તેને કાર્ય કહે છે. ચેતનને પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન માનવાને કાંઇ પ્રમાણ નથી. તેટલા માટે અદ્વૈત શાસ્રમાં આત્માને સત્, ચિત્, અદ્વિતીય, નિર્વિકાર, શુદ્ધ, સર્વજ્ઞ, સર્વવિદ્ ઇત્યાદિ કહેલ છે; અને તે બધું અનુભવસિદ્ધ છે. આત્મા તો સ્વયં જ્ઞાતા અને અનુભવ જ્યોતિ છે, આત્મા પણ પરમાત્માની માફક નિત્ય છે. જગતના પ્રત્યેક અણુ, પરમાણુ જે દિવ્ય જીવનથી અનુપ્રાણીત છે તે આત્મરૂપથી મનુષ્ય-હૃત્ત-પ્રદેશમાં પણ અવસ્થિત છે. જે અનંત શકિત અખિલ વિશ્વમાં વ્યાપ્ત છે તે મનુષ્યની અંદર વ્યષ્ટિ-ચેતનના રૂપમાં વ્યકત થાય છે. મનુષ્યની અંદર વ્યાપક બ્રહ્મ આ પ્રકારે પરિચ્છિન્ન થઇ જવાનેજ સંદેહયુકત ભાષામાં:-

ઉદાત્ત આત્મા—Higher self
દિવ્ય-સ્ફુલિંગ—Divine spark
અવિનાશી તત્ત્વ—Immortal principle.
માનવીય આત્મા—Human soul

કહેવામાં આવે છે. આધાર તત્વ આત્માજ છે; જેની દ્વારા સંકલ્પોનું જ્ઞાન થઇ શકે છે. આત્મા અથવા બ્રહ્મસમસ્ત ભૂત-પ્રાણીઓનો અન્તરાત્મા છે; એક સર્વવ્યાપી ચેતના તથા સારા વિશ્વનું અધિષ્ઠાન છે. આત્મા, શરીર, મન, પ્રાણ અને ઇન્દ્રિયોથી અતીત છે આત્મા

પ્રાણોથી પણ અધિક પ્યારો છે. એ નિઃસંદેહ છે કે આંખ નાક કાન આદિની પાછળ ઇન્દ્ર-દેવ બિરાજમાન છે ઇન્દ્રિય (ઇન્દ્ર+ય) =ઇન્દ્રની શકિત. ઇન્દ્ર દેવની શકિત પ્રથમ બુદ્ધિમાં આવે છે, અને ત્યાંથી મનમાં તથા મનથી ઇન્દ્રિયોમાં આવીને કાર્ય કરે છે. મનુષ્યનો આત્મા ઇશ્વરનો દીપક છે. " The spirit of man is the candle of God. I and my father are one. "

આત્માજ આત્માનો સાક્ષી છે, આત્માજ આત્માની ગતિ છે એવું જાણીને મનુષ્યોના ઉત્તમ સાક્ષી પોતાના આત્માનું અપમાન (જુઠું બોલીને) ન કરવું જોઇએ. શ્રીમદ્ ભગવદગીતામાં આત્મા, બ્રહ્મ, ભગવાન, અહમ્ આદિ શબ્દો દ્વારા જે આત્માનું વર્ણન છે તેનું વર્ણન વેદનારૂકત શુદ્રોમાં રૂદ્ર શબ્દથી કરેલ છે

અન્તરાત્મા—બ્રહ્મા=ક્રિયા—સર્વજ્ઞાન બ્રહ્મા રૂપઃ—

પરમાત્મા-મહેશ્વર=કારણ—ધર્મ રૂદ્ર રૂપ.

સનાતન આત્મા—વિષ્ણુ=કાર્ય—જગત વિષ્ણુ રૂપ.

શરીર, પ્રાણ, મન, ઇન્દ્રિયો અથવા તેમના સંઘાતને આત્મા કહેવાતો નથી, આત્મા તો ચૈતન્ય છે, જેમાં આ બધું પ્રતિભાસ થાય છે. આત્મા જેને પોકારીને પોતાનો જન બનાવી લે છે તેજ આત્માને પ્રાપ્ત કરે છે. આત્મા તેની સમક્ષ પોતાની આનદ઼ ઘનમૂર્તિ પ્રકટ કરે છે. સંસારના ભંવરમાં પડીને વ્યાકુલ, અસહાય, શોક-તાપ પીડિત જીવોમાં જેને તે પોતાના આત્મ તનુના પ્રકાશ દ્વારા ચરિતાર્થ કરવા ચાહે છે તેને પોતાની તરફ ખેંચી લેવાને લીધેજ તેનું આ મર્મ-સ્પર્શી સાદર પ્રેમાત્મન થાય છે-તે આહ્વાન રાસ લીલાનું બંસી-સંગીત યા હ્લાદિની રૂપ શક્તિનું પ્રાથમિક વ્યંજન છે. પરમાત્માનો આત્મા શું છે? મહાકાશ સાથે ઘટાકાશનો જે સંબંધ છે તે સંબંધ છે. શ્રી કૃષ્ણ શ્રી રાધાજી સાથે બન્ને એકજ છે. ઉપાધિના ભેદથી પ્રથક્ છે. આ સંપૂર્ણ વિશ્વનો આત્મા

શ્રીકૃષ્ણ છે; અને તે શ્રીકૃષ્ણનો આત્મા શ્રી રાધાજી છે. જે હું મળેલ છે, અને જે પ્રત્યેક પરિવર્તનની સાથેસાથ તેના સાક્ષી રહીને સદા એકરૂપ બની રહે છે. તેને આત્મા કહે છે. એક સાક્ષી રૂપ આત્માજ બધી વસ્તુઓને અન્તર્બાહ્ય પ્રકાશિત કરે છે, તે બધાને કાર્યમાં પ્રવૃત્ત કરે છે. આત્મા સ્વયં શુદ્ધ અને બુદ્ધ છે તથાપિ ત્રિવિધ ગુણોથી આચ્છાદિત હોવાના કારણે મલિન દેખાય છે. આન્તરિક સુખ અને દુઃખને જાણવાવાળો તે આત્મા સાક્ષી છે, તે બધાને સચેતન કરે છે. આત્મા કેવળ સ્થિર છે; કેવળ દેહ-સંગથી તેમાં ચંચળતા પ્રતીત થવા લાગે છે. બુદ્ધિ સ્ત્રી છે, અને આત્મા પતિ છે તેને છોડી અજ્ઞાન નામના બીજા પતિનું વરણ થવાથી સ્વાર્થ અંધી કરી દે છે; અને તેથી કામ, ક્રોધ, મોહ આદિ અનેક કુમાર્ગી–પુત્રો પેદા થાય છે. સદ્ગુરૂ રૂપી આંખનો વેદ ભલા–બુરાનું જ્ઞાન આપે છે ત્યારે અનન્ય રૂપથી આત્મામાં લાગે છે, અને અંતમાં આનન્દમય થાય છે. પ્રજાપતિએ ઇન્દ્રને કહ્યું છે કે:—માયા માત્ર ઉપાધિવાળા હ્રાર્દાકાશ રૂપ બ્રહ્મ લોકજ અમૃત, અભય અને બ્રહ્મરૂપ છે; અને તેજ આત્મા છે.

આત્મા સિવાય બધા પદાર્થો ત્યાગવા યોગ્ય છે, અને આનન્દ સ્વરૂપ આત્માનું જ્ઞાનજ સંપાદન કરવા યોગ્ય છે. બધાથી વધારે પ્રિય હોવાથી આનન્દ સ્વરૂપ આત્માજ પ્રાપ્ત કરવો જોઇએ. પુત્રાદિથી પણ અધિક પ્રિય છે. આનન્દ સ્વરૂપ હોવાથી આત્મા પુત્રાદિથી લઈ અજ્ઞાન પર્યન્ત બધા પદાર્થોની અપેક્ષા અત્યન્ત પ્રિય છે. આત્માથી અધિક પ્રિય કોઇ નથી. દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદ રહિત જે બધાની અંદર વ્યાપક રૂપથી સ્થિત છે તેનું નામ આત્મા છે. આત્મા જ્ઞાન-સ્વરૂપજ છે. સ્વપ્ન-અવસ્થામાં ભોક્તા રૂપ આત્મા ચક્ષુમય, શ્રોત્રમય ઇત્યાદિ નામોનો ત્યાગ કરી કેવલ વિજ્ઞાનમય નામવાળો હોય છે. ઉદર તથા ઉરૂ–સ્થાનની મધ્યમાં નીચા મુખ-વાળા ચિત્તના નિવાસના સ્થાનરૂપ જે માંસમય કમળ છે તેને હૃદય

કહે છે. હૃદયની ચારે તરફ લપટાએલા સર્પાકાર ચર્મ સમૂહને આન્ત્રા કહે છે તેનું નામ પૂરીતત છે. વિજ્ઞાનમય ભોક્તારૂપ આત્મા સ્વપ્નમાં હિતા નામની નાડીમાં સ્થિત રહી શયનને પ્રાપ્ત થાય છે આત્મા આનન્દમય બની જાય છે તેને આત્મારામ કહે છે. એ આત્મારામ સ્થિતિમાં વિષય-તૃષ્ણા તો કાંઇ રહેતીજ નથી. આત્મારૂપ અંતર્યામી જન્મ, મરણ, ક્ષુધા, તૃષા, શોક, મોહ આ છ ઉપાધિયોથી રહિત છે. અન્તર્યામી આત્માજ દ્રષ્ટા, શ્રોતા, મન્તા તથા વિજ્ઞાતા છે. હું નામરૂપ દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ પ્રભૃતિ નથી; હું આનંદમય આત્મા છું. આત્મામાં પ્રમાણુની અવિષયતા છે આત્મરૂપથી બ્રહ્મનું જ્ઞાન થવું એજ બ્રહ્મપ્રાપ્તિ છે. આત્મા સુધી દુઃખ પહોંચતું નથી. તે ત્રિગુણાતીત છે; એ બ્રહ્મવિદ્યાનું સાચું સ્વરૂપ છે. જુદા જુદા મત આ પ્રમાણે છે :—

યાજ્ઞવલ્કય—આત્મા ૠષિયોનો ૠષિ, મુનિયોનો મુનિ અને આચાર્યોનો આચાર્ય છે. તે વેદમાતાનો પ્યારો પુત્ર છે.

ઇન્દ્ર—દેવતાઓનો દેવતા છે.

શંકરાચાર્ય—એ માનુભાવને નમસ્કાર કરવા.

ઇસા મસીહ—હું અને મારા પિતા (જીવ અને બ્રહ્મ) એક છીએ.

મન્સૂર—અનલહક. જૂઠું બોલીને જીવવું પસંદ કરતો નથી.

બુસ્તામી—સાચો અવધૂત હતો.

શમ્સતબ્રેજી—તેની ખાલ ખેંચાવી લેવામાં આવી, પણ તે જ્ઞાન માર્ગથી વિચલિત થયો નહીં.

મસ્ત શરમદ—એ દિગમ્બર મહાત્મા હતો ગીતાભક્ત હતો.

ગુરૂનાનક—નિરંહંકારી.

સ્વામીરામકૃષ્ણ—નાસ્તિકોને ઇશ્વરભક્ત બનાવ્યા.

વિવેકાનંદ—પૃથ્વીને હલાવી દીધી.

રામતીર્થ—મસ્તીમાં ઝૂમી રહેલ. બ્રહ્મવિદ્યાનો સાચો પૂજારી.

શ્રદ્ધા-ભક્તિવાળા આત્માઓનો પરસ્પર અનાયાસે યોગ થાય છે. જ્ઞાનાજ્ઞાનાતીત એજ નિજબોધ આત્મા છે. શૂન્યવાદી માધ્યમિક બૌદ્ધમત અજ્ઞાનરૂપ આનંદકોશનેજ આત્મા માને છે. નૈયાયિકો આનંદમય કોષનેજ આત્મા માને છે. સદાત્માના બે રૂપ છે. એક આત્મા અને બીજો અંતરાત્મા. હૃત્પુરૂષને ચૈતન્ય પુરૂષ પણ કહેવાય છે. નિકટમા નિકટ કોઇ વસ્તુ હોય તો તે આત્મા છે. નિર્ગુણ-નિરંજન સ્વરૂપની ઉપર આત્માનું બે પ્રકારનું મહત્વ પ્રકાશિત થાય છે-(૧) ઇશ્વરત્વ, અને (૨) જીવત્વ. જૈન વિદ્વાનોએ ત્રણ પ્રકારનો આત્મા માનેલ છેઃ—(૧) બહિરાત્મા, (૨) અંતરાત્મા, (૩) પરમાત્મા-મુક્ત.

"Light in the dark of the divine within man."

"શેષ=આત્મા ઉપર ઉપાધિનો ભાર.
શેષનાગ=પૃથ્વીનો ભાર." ( સરસ્વતીચંદ્ર ૩ )

"एकोऽहम्—અલક્ષ્ય આત્મા સાક્ષી પણે લક્ષ્ય આત્માનો રાગ-દ્વેષ વડે ત્રૈગુણ્યનો અંગીકાર કરે છે અને ક્રિયાવાન થાય છે."
( સરસ્વતીચંદ્ર ભા. ૩ )

"દેહથી આત્મા જુદો છે છતાં દેહ આત્માને લીધેજ છે. આત્મા દેખાતો નથી, દેહ દેખાય છે એ દેહ વધે ઘટે છે તે સર્વ આત્માના બળથીજ; જડ બીજને વધવાની શક્તિ નથી પણ એ બીજ-દેહમાંથી મહાન્ વૃક્ષ નીકળે છે તેનું કારણ એ બીજમાં અને વૃક્ષમાં રહેલો-બંનેને સાંધનાર એક તેનો આત્મા છે."
( સ. ૩ )

"ભ્રમ છોડી સ્વરૂપ ને સમજ ! (આનંદના ઘન રૂપ જે તત્ પદ અથવા આત્મસ્વરૂપ તેજ સત્ય છે. બાકી બધા ધર્મ માત્ર આરોપિત છે એમાં સત્ય છે નહિ, સત્ય આરોપવામાં આવ્યું છે"
( મહાત્મા આનંદઘનની મસ્તી )

"આત્મ સાક્ષાત્કાર પામનારને આખું જગત પોતાના શરીર-રૂપ બની જાય છે. પોતાનાથી ભિન્ન તેને કંઈ રહેતું નથી."

( મહાત્માઓની મસ્તી )

"આત્માની ઉન્નતિ કરવી એજ મનુષ્યનું અંતિમ સાધ્ય છે."

( કાઉન્ટ ટોલસ્ટોય )

"આત્મજયોત આગળ વીજળીનું તેજ પણ ફીકકું લાગવાનું."

( કુમાર ૪૩ )

"આત્મબળ એજ ખરૂં બળ છે. એ બળ તપશ્ચર્યા, ત્યાગ, દૃઢતા, શ્રદ્ધા, નમ્રતા વિના આવતું નથી એ ખચીત માનજો."

( ગાંધીજી )

"Our souls are delirious with desires. We all are in the position of a mad man because of our earthly desires. All those who do not worship God are like mad man."

( સ્વામીનારાયણ )

"વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારૂં જીવ માત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે. અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એકપણ ક્ષેત્રની બરાબર નથી રહી શકતો. આત્મશુદ્ધિ વિના જીવ માત્રની સાથે ઐક્ય નજ સંધાય. આત્મશુદ્ધિ વિના અહિંસા ધર્મનું પાલન સર્વથા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનાં દર્શન કરવા અસમર્થ છે, એટલે જીવન માર્ગના બધાં ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યકતા છે. એ શુદ્ધિ સાધ્ય છે, કેમકે વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચે એવો નિકટ સંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઇ પડે છે; અને તે વ્યક્તિગત પ્રયત્ન કરવાની શક્તિ સત્યનારાયણે સહુને આપી છે. શુદ્ધ થવું એટલે મનથી, વચનથી અને કાયાથી નિર્વિકાર થવું"

( ગાંધીજી આત્મકથા. )

"આત્મા અનાદિ હોવાથી તેમાં અનંત યુગોનાં બી રહેલાં છે. અને આત્માજ પરમાત્મા હોવાથી જે ભક્ત પરમાત્માના સમગ્ર સ્વરૂપમાં રહેવાને શક્તિમાન થાય છે તે તેમાંથી પોતે ધારે તેવો નવો યુગ ઉત્પન્ન કરી શકે છે." (અરવિંદ ઘોષનું તત્ત્વજ્ઞાન.)

"જેને પોતાના જીવન માટે પ્રાણ અને શરીર ઉપર આધાર નથી; જેને પોતાના જ્ઞાન માટે મન અને ઇન્દ્રિયોની જરૂર નથી; જેને પોતાના આનંદ માટે વસ્તુઓના બાહ્ય સ્પર્શની દરકાર નથી તેજ તત્ત્વને આપણા આર્ય દેશના તત્ત્વવેત્તાઓ આત્મા કહે છે."
(અ. ઘો. ત.).

"કિંમતી પોશાકો તથા જવાહીર આત્માને બંધન કર્તા છે. ભજનાનંદી જીવન એજ સાચું સુખ છે."
(સંત–તુકારામજી આદર્શ ચ. સં.)

"આત્મા શરીરને તાબે નથી પણ એવી શક્તિને તાબે છે કે પરસ્પર આકર્ષણ થયા કરે છે."
(મહર્ષિ રામન આદર્શ ચ. સં.)

"આંતરિક કે બાહ્ય હીલચાલને કોઇ ગુપ્ત શક્તિ અંકુશમાં રાખે છે તેમ તમે સમજશો નહિ ત્યાં સુધી જીવનથી નજીવી બાબતોથી તમે દુઃખી થશો. આ સમજ્યા પછી તમને એમ લાગશે કે બધું કરનાર બીજું કોઇજ છે; અને તમારે અંગત કંઇ ભાર વહન કરવાનો નથી. આ કોઇ તમારા અંતરાત્મા સાથે જોડાએલું છે પછી ભલે તમે તેને પરમેશ્વર કહો. ખરૂં દૈવી તત્ત્વ આ છે, તે તમારી અંદર વસેલું છે. જો તમારી શક્તિ પ્રબળ હોય તો તમને તે મળી શકશે. જો તમારી અપૂર્ણતાઓનું તમને ભાન હોય તો તમે તો માત્ર દરિયાના મોજાં જેવાં હોવાનું સત્ય તમને સમજાશે.

"આ શરીરમાં કયા આત્માઓ વસેલા છે તે તથા કયા કર્મ ભોગવવા તેઓ આપણી પાસે આવેલા છે તે આપણે જાણતા નથી." (મહર્ષિ રામન આદર્શ ચ. સં.)

"વિશુદ્ધ આત્મા મૌન, અકર્ત્તા અને મુક્ત રહે છે."
(અરવિન્દ ગીતા તત્ત્વાંક પાનું ૮૯)

"આત્મા વિશ્વાતીત રહે છે છતાં અપૂર્ણ રહે છે. મુક્ત થવા પર પણ ભગવદ્ ધર્મથી વંચિત રહે છે."

(પં. ગોપીનાથજી ગી. ત ૧૦૧.)

"શરીરના નાશથી આત્માનો નાશ થતો નથી, એક શરીરથી બીજા શરીરમાં જાવું આવવું પણ વાસ્તવમાં આત્માનું થતું નથી, સૂક્ષ્મ શરીરનું આવવું-જવું થાય છે સત પદ આત્મતત્ત્વ વાચક છે. સંપૂર્ણ જડ વર્ગ ચેતન આત્મતત્ત્વથી વ્યાપ્ત છે."

(ગીતા તત્ત્વાંક પાનું ૨૧૮.)

"આત્માને જન્મવા-મરવાપણું મનાતું નથી. જન્મવું-મરવું બધું અજ્ઞાન જનિત છે. જન્મથી લઇ મૃત્યુ પર્યન્ત વચલી અવસ્થામાંજ તે વ્યક્ત છે—અર્થાત્ તેનો શરીર સાથે સંબંધ છે. આત્માને દેખવું અદ્ભુત અને અલૌકિક છે. જોવું આશ્ચર્યવત્ છે. આત્માના જેવી બીજી કોઇ વસ્તુ છેજ નહીં. સ્પષ્ટ શબ્દોમાં વાણીદ્વારા તેનું વર્ણન થઇ શકતું નથી. સત્ય અને અસત્ય પદાર્થોના વિવેચનદ્વારા આત્માનું યથાર્થ સ્વરૂપ જાણવાથી થવાવાળા સમત્વનું પ્રતિપાદન કરેલ છે." (ગી. ત. ૨૨૯ થી ૩૧, ૨૩૮.)

"શરીર, ઇન્દ્રિય અને મન એ બધાનું નામ આત્મા છે."
(ગી. ત. ૪૪૬)

"મોટા મોટા દુઃખો આવી પડે છતાં એ પોતાની સ્થિતિથી તનિક પણ વિચલિત થાય નહીં, જેના અંતઃકરણમાં જરાપણ વિકાર ઉત્પન્ન થાય નહીં, અને જે સદા સર્વદા અચલ ભાવથી પરમાત્માના સ્વરૂપમાં સ્થિત રહે તેને કૂટસ્થ કહે છે. સોની અને લુહારને ત્યાંની લોઢાની એરણને કૂટ કહે છે." (ગી ત ૪૪૮) —

"કોઈપણ કારણે પરિવર્તન ન થતાં સદા એક સરખું રહે તે કૂટસ્થ." ( ગી. ત. ૭૨૩ )

"કૂટસ્થનો અર્થ શુદ્ધ બ્રહ્મ છે." ( ગી ત. ૧૦૦૮ )

' The soul of man, and the principle of life which exists through all nature is not only from God, but of God God is light and that light is all which is. The phenomenal world is mere illusion, a vision which the senses take to be a something, but which is nothing "

( Kalyan Nov. 1939 Vol. VI No. 11 )

"જીવ=સ્થૂલ, સૂક્ષ્મ, કારણ શરીર-એક, બે, ત્રણે સંબંધીત ચેતનાનું નામ.

આત્મા=ત્રણે શરીરોના સંબંધથી રહિત વ્યષ્ટિ ચેતનનું નામ= કૂટસ્થ=ઘટાકાશ.

પરમાત્મા=અક્ષરબ્રહ્મ=મહાકાશ."

( કલ્યાણ ડીસેંબર ૧૯૦૯ પાનું ૧૩૨૬ )

"આત્મા દેહથી ભિન્ન છે અને સુખાત્મક છે, જ્યારે આ માયામય દેહ તો જડ, મિથ્યા અને દુઃખ આપનાર છે. આત્માનું રૂપ સુખાકારી છે અને તે દૂષણ રહિત જ્ઞાનદ્રષ્ટિવાળા મહાત્મા યોગીઓ ઉપશમથી પામે છે. આત્મામાં રમનારા ભગવાનમાં આસક્ત અને વૈરાગ્યશાળી એવા સંતોજ નિરંતર સુખેથી રહે છે, અન્ય દેહાભિમાનીઓ નહીં."

( ગુણાતીતાનંદ-જ્ઞાનવિલાસ પાનું ૫૩ )

"નૈયાયિકો આચાર્યોના મતમાં આત્મા अहं પ્રત્યયગમ્ય છે मैं हूं એ અનુભવ આત્મ વિષયક છે. આત્માનું અસ્તિત્વ સ્વતઃ સિદ્ધ છે. આત્મા સ્વતઃ સિદ્ધ છે. શ્રુતિમાં કહ્યું છેઃ—

न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं
भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति ॥

બધાને માટે બધું પ્રિય નથી હોતું, આત્માને માટેજ બધું પ્રિય હોય છે. જેને મારી ઇષ્ટ સિદ્ધિ થશે એવું જ્ઞાન થઈ રહેલ છે તે આત્મા છે. આત્મા સ્વતઃ પ્રસિદ્ધ છે.

## (૧૪) પુરૂષ

ક્ષર પુરૂષ અને અક્ષર પુરૂષ બન્ને પ્રલય વખતે પુરૂષોત્તમમાં લીન થઈ જાય છે. વિરાટ પુરૂષનું રૂપ અતિ મહાન છે તે બધાનું કારણ અને સ્વામી છે. પુરૂષની મહિમા લોકાતીત છે. પુરૂષનું જ્ઞાન શ્રોત અને જગદુત્પાદક છે. મનુષ્ય સમાજનું અંગ-પુરૂષનું અંગ સ્થાનીય છે. તેના જ્ઞાન સિવાય મૃત્યુને પાર કરવાનો બીજો ઉપાય નથી. દેવોનો દેવ મહાદેવ છે. પુરૂષ ત્રિકાળાતીત છે. પુરૂષની પ્રતિમા થઇ શકતી નથી. તે સર્વત્ર વ્યાપક છે. પુરૂષ શબ્દનો અર્થ-ત્રિલોકી રૂપી પુરીમાં વ્યાપ્ત હોવાના કારણથી પુરૂષ કહેવાય છે. મનુષ્યનું શરીર પુરી છે, જેમાં રહેવાથી તેને પુરૂષ કહે છે. (Temple of God) શરીર રૂપી પુરનો સ્વામી જીવ અને સંપૂર્ણ જગત રૂપી પુરનો એક અધ્યક્ષ તે પુરૂષ છે. બધા પ્રાણીઓની અંદર શયન કરવાથી પુરૂષ કહેવામાં આવે છે. ચેતન રૂદ્ર-પુરૂષ જ દશ પ્રાણ યુક્ત વ્યષ્ટિ-શરીરમાં ૧૧ માં જીવ રૂપથી પ્રવિષ્ટ થએલ છે. વજ્ર સમાન ભયંકર મૃત્યુ પહેલાં પોતાની રક્ષા માટે બધા મનુષ્યે કર્મ, ઉપાસના અને જ્ઞાન દ્વારા રૂદ્રની અર્ચા કરવી. પુરૂષનું સ્વરૂપજ વૃન્દાવન ધામ છે; ઇન્દ્રિયો સખી છે, મન શ્રી કૃષ્ણ છે અને આત્મા શ્રી રાધા છે. એ ચારે મળીને એકજ હિત પુરૂષ છે. શરીર અને ઇન્દ્રિયો બન્ને મન તથા આત્માને આધીન અને તેનાજ ઉપયોગને માટે છે. તેમનું પોતાનું સુખ યા સ્વાર્થ કાંઇપણ નથી. અને મન તથા આત્માથી પૃથક તેની સ્થિતિ કહેવાય છે. તથાપિ

મનજ બધું કર્તા-ધર્તા છે; તોપણ આત્માને માટે બધુંજ કરે છે. આત્મા સ્વયં બધાથી નિરપેક્ષ છે.

પુરૂષ-વિજ્ઞાન-સૃષ્ટ-ક્ષર=યજ્ઞદ્વારા ભિન્નાભિન્ન પદાર્થોનું ઉપાદાન.
પ્રવિષ્ટ-અક્ષર=કૂટસ્થ-ક્ષર પુરૂષોનું પરિણામ કરાવે છે.
વિવિસ્ત-પુરૂષોત્તમ=અવ્યક્ત નિત્યભાવ.
પુરૂષ=પુર ( પંચ ભૂતાત્મક ) માં રહેવાવાળો છે. અવ્યય.
પુરૂષ-જ્ઞાન (રસ) અને કર્મ (બળ) ઉભયાત્મક છે.
અક્ષર પુરૂષની પણ પાંચ કળા છેઃ— બ્રહ્મા=રસ, વિષ્ણુ=યજ્ઞ, ઇન્દ્ર=ઉત્ક્રાન્તિ, અગ્નિ=અન્નાદ, સોમ=અન્ન. તેમાં પ્રથમનાં ત્રણ હૃદયમાં છે, અને બીજાં બે બાહ્ય છે.
ક્ષર-પુરૂષની પાંચ કળાઓ—પ્રાણ, આપ, વાક્, અન્ન, અન્નાદ.

પુરૂષ તો એકજ એ છે કે જે બધાની પુરીમાં શયન કરે છે. બાકી બધી સ્ત્રીઓજ છે

જેને સર્વવ્યાપક રૂપક આત્માનું જ્ઞાન છે તેજ પુરૂષ છે. જેને વ્યાપક રૂપ અદ્વિતીય આત્માનું જ્ઞાન નથી. તે અજ્ઞાની જીવ નપુંસક છે; અથવા સ્ત્રી રૂપ છે. માયા અથવા પાંચ કંચુકોને આધીન ચૈતન્યનું નામ પુરૂષ છે. પાંચ કંચુકો નીચે પ્રમાણે છે.—

(૧) કલા =વાયુ સંકોચ સંકલ્પરૂપ=અલ્પકર્તૃત્વશક્તિ.
(૨) અવિદ્યા=અગ્નિ ,, અલ્પતત્વશક્તિ.
(૩) રાગ =ભૂ ,, અપૂર્ણત્વ.
(૪) કાલ =અમ્બુ ,, અનિત્યત્વ.
(૫) નિયતિ =આકાશ ,, અણુત્વ.

આ પાંચ કંચુકો જીવને હીન શક્તિ બનાવી તેના બંધનું કારણ થઇ જાય છે. કંચુકના છઃ પ્રકાર જણાવી તેમાં માયા નો વધારો કરવામાં પણ આવેલ છે. કલા બે પ્રકારની-અન્તઃ અને

બાહ્ય. તેના ૧૬ ભેદમાં ૪ નાં નામ–નિવૃત્તિ, પ્રતિમા, પ્રતિષ્ઠા, વિદ્યા, શાન્તિ ગણેલ છે. પુરૂષનો અર્થ કેવળ મનુષ્ય અથવા જીવ નથી; જગતની પ્રત્યેક વસ્તુ જ પુરૂષ છે. ચૈતન્ય અથવા જ્ઞાન જે વસ્તુનું ચિન્તન કરે છે, અર્થાત્ જે વસ્તુની સાથે તાદાત્મ્ય ભાવના કરે છે તે આકારનો તે બની જાય છે.

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन् पुरुषः परः

( ગીતા ૧૩/૨૨ )

આમાં ભોકતા શબ્દથી ચાર્વાક મતનો સંકેત છે, તેઓ શરીરનેજ આત્મા માને છે; અને ભર્ત્તાનો સંબંધ તાર્કિક સિદ્ધાંત સાથે છે, જે આત્માને કર્તા માને છે અનુમન્તા–નો સંબંધ સાંખ્ય દર્શન સાથે છે તે એમ માને છે કે પ્રકૃતિ દ્વારાજ તમામ કર્મ થાય છે, અને આત્મા તો કેવળ પોતાને કર્તા માની લે છે. બાકીના શબ્દો ગુણ-સંગથી ઉપર ગયેલી અવસ્થાનો બોધક છે તેના દ્વારા એક બીજાજ પ્રકારની અનુભૂતિને વ્યક્ત કરવામાં આવેલ છે. उपद्रष्टा = સાક્ષી; મહેશ્વર, પરમાત્મા, પુરૂષોત્તમ, પુરુષઃ પરઃ નો પ્રયોગ જગતની સાથે આત્માનો વાસ્તવિક સંબંધ સ્પષ્ટ કરવાને માટે થએલ છે. પુરૂષના ઉપર શકિતની એટલી પ્રબળતા છે કે તેને લૌકિક નહીં પણ શાસ્ત્રીય વ્યવહારમાં પણ પુરૂષ નામની પૂર્વે લગાડી માન આપેલ છે; જેમકે राधा–कृष्ण, सीताराम, गौरिशंकर ઈત્યાદિ.

અસ્તિ, ભાતિ, પ્રિય પુરૂષનું રૂપ છે, અને નામ રૂપ પ્રકૃતિનું રૂપ છે. પુરૂષ સર્વ જગતમાં પૂર્ણ થઇ રહ્યા છે. સર્વત્ર પરિપૂર્ણ હોવાથી ઇશ્વરનું નામ પુરૂષ છે. कूटस्थ = કૂટ માફક નિશ્ચલ *

અર્થાત્ વર્તન શીલ ભાવમાં નિત્ય વસનાર જે પુરૂષની સ્વરૂપોપલબ્ધિ દ્વારા સાંખ્ય ભૂમિમાં મુક્તિ બતાવેલ છે તે પુરૂષ જીવ શરીરસ્થિત કૂટસ્થ ચૈતન્ય છે.

पूर्णमदः पुण्यमिदं पूर्णात्पूर्णमुदच्यते
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते

અર્થ–આ પૂર્ણ છે–એ પૂર્ણ છે–પૂર્ણમાંથી પૂર્ણ લેવાય છે. અને પૂર્ણમાંનું પૂર્ણ લેતાં પૂર્ણજ બાકી રહે છે.

" માયા લક્ષ્યને પુરૂષ તે અલક્ષ્ય જો
એની ગાંઠથી સંસાર આ સમક્ષ જો,
એના સ્નેહનું અદ્વૈત રસ પૂરમાં જો
માયા વળગી રહીજ બ્રહ્મ ઉરમાં જો.

(સરસ્વતિચંદ્ર ભા. ૩).

तमस· परमापदव्ययं पुरुष योग समाधि ना रधुः

અવિદ્યા રૂપ અંધકાર જેને પહોંચી શકતું નથી એવા પદ રૂપ અને અવિનાશી પુરૂષ પરમાત્માને યોગ–સમાધિ વડે પ્રાપ્ત થયો. "

( રઘુવંશ સર્ગ ૮ ).

Purusha seated in Prakriti enjoys the attributes born of Prakriti ( Anne Besant ).

" મારો અને આપનો સંબંધ શરિર અને આત્મા જેવો છે પરંતુ એ બે પણ આપજ છો. " (નામદેવ આદર્શ. ચ. સં.).

" અજ્ઞાન દ્વારા જે સર્વદા વિમોહિત રહે છે તેજ આસુર ભાવાપન્ન પુરૂષ છે. (શ્રી. રામદયાલ ગીતા તત્વાંક પાનું ૭૬)

" માનુષી શરીરમાં જે પુરૂષ છે તે ભગવાનનો અંશ છે અને તે તેના સ્વભાવવાળો છે " (અરવિન્દ ગી. ત. ૮૫)

" કઠોપનિષદ્‌માં શરીરને રથ અને ઇન્દ્રિયોને ઘોડા બતાવેલ છે. ઇન્દ્રિયોથી પર-અર્થ-થો પર મન, મનથી બુદ્ધિ, બુદ્ધિથી મહતત્ત્વ, મહતત્ત્વથી અવ્યક્ત, અવ્યક્તથી પુરુષ—તેનાથી પર કાંઈ નહીં. પર અર્થાત શ્રેષ્ઠ, સૂક્ષ્મ અને બલવાન. " (ગી. ત. ૩૩૬).

" પુરૂષ=પ્રથમ પુરૂષ=સૂત્રાત્મા=હિરણ્યગર્ભ=પ્રજાપતિ યા બ્રહ્મા. અંતર્યામી વ્યાપક સ્વરૂપજ દેહમાં રહેછે=દિવ્યપુરૂષ= સનાતન અવ્યકત. " (ગી. ત. ૫૩૪).

" The indwelling reality is the truth, the course appointed by it is धर्म-truth is origin. धर्म the originated सत्य is पुरुष the spiritual being; धर्म=प्रकृति-स्वभाव *its own nature of becoming.* "

( Kalyan Nov 1939 Vol VI No 11 )

# પ્રકરણ ૧૪ મું: જ્ઞાનયોગ–ઈશ્વર–બ્રહ્મ

## (૧) ઈશ્વર

મૂળથી અચિન્ત્ય અને एकमेवाद्वितीयम् એવા પરબ્રહ્મના પ્રેમ શ્રદ્ધાદિ મનોમય ચક્ષુમાંથી મનુષ્યને પ્રત્યક્ષ થનાર જે છેવટનાં બે પ્રકારનાં સ્વરૂપો (વ્યકત અને પ્રત્યક્ષ રૂપધારી) તેનીજ વેદાન્તમાં ઈશ્વર એવી પરિભાષિક સંજ્ઞા છે. સર્વ વ્યાપી પરમેશ્વરનું જ્ઞાન થવાને તેની કોઇ પણ પ્રત્યક્ષ બાજુ ભાગ અથવા અંશરૂપ વિભૂતિ પ્રતીક થઈ શકે છે. પરમેશ્વરની વ્યાપ્તિ સર્વ જગતથી પણ અધિક છે, તો પરમેશ્વરનું ખરૂં સ્વરૂપ ઓળખવા માટે આ માયિક જગતની પણ પેલી પાસ જવું જોઈએ એ ઉઘાડું છે. જે શકિતને લીધે આપણી કામનાઓ સિદ્ધ થાય છે, એનેજ આપણે પરમેશ્વર—પરમાત્મા—બ્રહ્મ કહીએછીએ. ઇશ્વર સદ્‌ગુણને કસેછે, પણ અંતે ફળ આપમાં ઉદાર થાય છે. ઈશ્વરની ગતિ ન્યારી છે. એક વૃક્ષ ઉપર ઈશ અને અનીશ ઉભય છે. ભોગી અનીશ અને સાક્ષી ઈશની એક દ્રષ્ટિ થતાં ઇશ અનીશને આમ આકર્પે છે અને સ્વ સમાન કરે છે. એનું નામ ઈશ્વરની કૃપા; એનું નામ ઉભય પક્ષીની મિત્રતા. સૂક્ષ્મ પ્રીતિના ભોગી અનીશ સાધુઓ ઇશને જોઈ ભોગને સૂક્ષ્મતર કરે છે. પરમેશ્વર આપણા સરીરમાં મૌન ધરી બેસી રહ્યા નથી; પરંતુ વિવિધ સ્વરોથી આપણને પોતાનો દૈવી સંકેત સંભળાવે છે, એ સ્વરો વિવિધ પ્રેરણાઓ છે.

પરમેશ્વર તો આપણી અંદર છે અને એ સર્વત્ર વિદ્યમાન અને સર્વ દ્દષ્ટા છે. પ્રહ્‌લાદના હૃદયમાં જો એવો વિશ્વાસ હોત કે ઈશ્વર આકાશ ઉપર બેઠો છે તો એની જીભમાંથી આવા શબ્દો નજ નીકળત કેઃ—

"મો મેં રામ, તો મેં રામ, જહાં દેખો તહાં રામ હી રામ."

ઇશ્વર વાચક નામના સંબંધમાં ઉપનિષદ્‌માં બ્રહ્મ એ નામ વાપરવામાં આવ્યું છે; સ્મૃતિઓમાં ઇશ્વરને પરમાત્મા કહેલા છે; અને ભાગવતમાં ભગવાન કહેલા છે. ઇશ્વર, બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન એ શબ્દો એકજ અર્થમાં વપરાય છે. એ શબ્દોનો અર્થ જેને ગીતાજીમાં પુરૂષોત્તમ કહે છે તેજ થાય છે. (વલ્લભાચાર્ય)

વૈદિક વિજ્ઞાન અનુસાર ઇશ્વર તત્ત્વ ત્રણ ભાવોના આધાર પર ત્રણ પ્રકારથી અનુભૂત થાય છેઃ—

(૧) બ્રહ્મભાવ = નિર્ગુણભાવ–સૃષ્ટિથી અતીત–અદ્વૈત–સત્તારૂપી.

(૨) ઇશ્વરભાવ = બ્રહ્મ–પ્રકૃતિ બ્રહ્મથી જુદી પડીને સૃષ્ટિ વિલાસ પ્રકટ કરે છે; અને બ્રહ્મ અર્થાત્ પરમાત્મા સ્વતન્ત્ર રહીને તેનું ઇક્ષણ કરે છે. એ વખતે બ્રહ્મ કેવળ દ્રષ્ટા થાય છે; અને બ્રહ્મ-પ્રકૃતિ દશ્યની સૃષ્ટિ, સ્થિતિ, લય કરવાવાળી રહે છે. આ સગુણભાવ-ઇશ્વરભાવ.

(૩) વિરાટભાવ—બ્રહ્માત્મ સૃષ્ટિ પ્રપંચની સાથે ઇશ્વર ભાવનો સંબંધ બની રહે છે ત્યારે જે સ્થૂળ મૂર્તિમાન ભાવ દગ ગોચર થાગ છે તે વિરાટભાવ છે. જ્ઞાની ભકત પોતાની જ્ઞાન દ્રષ્ટિથી ત્રણે ભાવોમાં શ્રી ભગવાનનું દર્શન કર્યા કરે છે.

જે કોઇ સર્વજ્ઞ, શર્વ શકિતમાન જગતને રચવાવાળો અને તેનો નિમાયક છે તેને ઇશ્વર કહેવામાં આવે છે. જે પ્રકારે આ જગતનો કર્તા સિદ્ધ થાય છે તેજ પ્રકારે તેનો આયોજક પણ ઇશ્વરજ સિદ્ધ થાય છે. તેટલા માટે તેને ધ્રુવ—સત્ય કહેવામા આવે છે. વિશ્વનિયંતા બધા જીવોનાં કર્મો અને નીયતને જાણે છે. અને તે અનુસાર તેમના કર્મોનાં ફળ પણ આપે છે. બુદ્ધિના વિકાસનું નામ ઐશ્વર્ય છે. તેનું પ્રતિફળ આધ્યાત્મિક અણિમા, મહિમા, આદિ સિદ્ધિ, અને બાહ્ય અલૌકિક સંપતિ આદિ થાય છે. તપસ્વિયો અને મુનિઓ જે ધ્યાન, ધારણા અને સમાધિમાર્ગથી તેને ખોજે

છે તે પોતાના નિર્ગુણ–નિરાકાર રૂપમાં પ્રકટ થાય છે. જ્ઞાન–મહત્તત્ત્વની અન્તિમ સીમાએ સર્વ પદાર્થ વિષયક જ્ઞાનવાન અર્થાત એક સર્વજ્ઞ પુરૂષ અવશ્ય હોવો જોઇએ તેજ ઇશ્વર છે.

निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम
महान्तं विभुमात्मानं मत्वाधिरो न शोचति ॥

इशानो भूत भव्यस्य अप्रमाणो ह्यमनाः शुभ्रः
न तत्र चक्षुर्गच्छति (શ્રુતિ).
अवाङमनसगोचरम (સ્મૃતિ)

ઈશ્વરાધન એજ પુરૂષાર્થ છે.

Man is a religions animal.

A God whom we can understand would be no God.

The less I comprehend God, the more devoutly do I pray.

ઇશ્વરવાદી દાર્શનિકોએ ઇશ્વરના અસ્તિત્વને પુષ્ટ કરવાને ત્રણ શ્રેણીઓ બતાવેલ છે.

(૧) શાસ્ત્ર સાથે સંબંધ ધરાવનાર વસ્તુઓનું તત્ત્વ અને સ્વભાવનો વિચાર (anto-logical).

(૨) સૃષ્ટિ વિકાસના સિદ્ધાંતથી સંબંધ રાખનાર (Cosmological).

(૩) જે શાસ્ત્રોમાં સંસારના આદિ કારણો પર વિચાર કરવામાં આવેલ છે તે શાસ્ત્રો–(Telo logical).

Telo-logical પ્રમાણ સંમાન્ય છે. તેની અન્તર્ગત જગતની સપ્રયોજનતા (Argument from design) નું પ્રમાણ પણ છે. કોઇ મહાન રચવાવાળી શકિત અવશ્ય છે.

કેન્ટે કહેલ છે કેઃ—

" Both parties to the dispute beat the air, they worry their own shadow, for they pass beyond nature to a region where their dogmatic grips find nothing"

ઇસાઈઓના Imitation of Jesus Christ માં લખેલ છે કે:

The soul is not to be satisfied with the multitude of words, but a holy life is continual feast—the Kingdom of the God is not in words"

અનુભવ કર્ત્તાજ ઈશ્વર છે. મનુષ્ય તેનો અનુભવ કેમ કરતો નથી? (ગીતા ૫/૧૫). નામરૂપની વાડ તોડી નાખવાથીજ સ્વરૂપમાં પહોંચી જવાય છે. નામ-રૂપને ભૂલી જવું એજ સાધન છે. ઈશ્વરનો સત્ય સિવાય બીજો ગુણુ ત્યાગ છે. જે જગતનો કર્તા, ધર્તા, સંહર્તા છે તેજ પરમેશ્વર છે. દેહ, ઇન્દ્રિય, મન, બુદ્ધિ તું નથી; તૂં બધાથી ભિન્ન એ બધાને જાણુવાવાળો છે. ઈશ્વર-પ્રાપ્તિ માટે કાંઈ કરવાની આવશ્યકતા નથી, ઈશ્વર સદા-સર્વદા પોતાની સામેજ છે—બીલ્કુલ સમીપ છે; તેના સમાન સમીપમાં બીજો કોઇ પદાર્થ નથી.

પ્રાચ્ય દાર્શનિક દ્રઢતા સાથે એવા જવાબ દીએછે કે મનુષ્ય ઇશ્વરનું સ્વરૂપ છે. ઇશ્વર ધ્રુવ—સત્ય છે, જેનો નિવાસ હૃદય-મંદીરમાં છે. (ગીતા ૧૮/૬૧). પ્રત્યેક મનુષ્યોના કાર્યોનું નિયમન કરવાવાળી કોઇ સર્વોપરિ પ્રેરક શકિત અવશ્ય છે તેજ ઇશ્વર છે. આત્માના પ્રકાશિત થવાપર આ બધું અનુ-પ્રકાશિત છે. વ્યાપક ઇશ્વર ચેતન અર્થાત જ્ઞાનરૂપ છે. જ્ઞાનને પ્રકાશ કહે છે, અને તેથી તેનો વર્ણ શ્વેત છે. શ્વેત નૈસર્ગિક—ઇશ્વરનું રૂપ છે, કૃત્રિમ નહીં. ઇશ્વરમાં અભિન્ન રૂપથી બધાની સ્થિતિ છે, ત્યારે તે ઇશ્વરને શ્વેતજ કહેવો અને દેખવો જોઇએ. સ્વયંભૂમંડળ પ્રકાશમય શ્વેતવર્ણ છે. લીલામાં અવતીર્ણ શ્રી કૃષ્ણનું ત્રિવિધ પ્રકાશ છે. કુરૂક્ષેત્રમાં શ્રીકૃષ્ણ પૂર્ણસત્ અને જ્ઞાનશક્તિ પ્રધાન છે. દ્વારકામાં અને મથુરામાં શ્રીકૃષ્ણ પૂર્ણતર ચિત્ અને ક્રિયાશક્તિ પ્રધાન છે; વૃન્દાવનમાં શ્રીકૃષ્ણ પૂર્ણતમ આનન્દ અને ઇચ્છાશક્તિ પ્રધાન છે. આનન્દજ મુળ છે, પરંતુ સચ્ચિદાનંદ અવિચ્છેદ્ય પરમતત્ત્વ છે

શ્રીકૃષ્ણ તેજ સચ્ચિદાનંદ પરબ્રહ્મ છે. જન્માષ્ટમી અર્થાત્ ઘોર અંધકારમાં દિવ્ય પ્રકાશ છે.

મનુષ્યનું આરોહણ–મનુષ્યની શક્તિઓનો વિકાસ એક સંગ્રામ છે. વાસ્તવિક તો એજ છે કે વિમર્શજ પ્રકાશનું સ્વભાવભૂત છે પ્રકાશ અને વિમર્શ અથવા ચિત્ અને ચૈતન્ય એક બીજાને પોતાના પ્રાધાન્યકાળમાં વ્યાપ્ત કરવાનો સ્વાભાવિક વ્યવહાર રાખે છે. જ્યારે ચૈત્ય ( વિમર્શ કાર્ય દેહાદિ )થી ચિત્ત (પ્રકાશ) આવૃત હોય છે–ભેદ સંસારમા પ્રવૃત્ત હોય છે, ત્યારે પશુપદનો પ્રાદુર્ભાવ થાય છે, જેનું નામ જાગરણ યા પ્રસિદ્ધ ભૌતિક સંસાર છે.

આત્મા–પરમાત્મા, ઈન્દ્ર–મહેન્દ્ર, જીવ–શિવ, પુરૂષ–પુરૂષોત્તમ છે બધા વેદોમાં ઈશ્વરનું વર્ણન છે ( ગીતા ૧૫/૧૫ ) ઈશ્વર નથી તો કાંઈ નથી. જે ચીજને આપણે ગ્રહણ ન કરી શકીએ તેને ઈશ્વર કહે છે. આત્મામાં જે અજ્ઞેય બલકે સર્વજ્ઞ છે તેને પણ ઇશ્વર કહે છે. એક ઇશ્વર એવી વસ્તુ છે કે જેમાં કાંઇ બુરાઇ નથી ઇશ્વર પ્રણિધાનનો અર્થ મહર્ષિ વેદવ્યાસજીએ કહેલ છે કેઃ– सर्वं क्रियाणां परमगुरौ अर्पणं तत्फल संन्यासोवा–પરમગુરૂ ઇશ્વરમાં સમસ્ત કર્મોનું અર્પણજ ઇશ્વર–પ્રણિધાન છે. કેવળ ઇશ્વરથીજ સિદ્ધ થાય છે, અને બીજા કશાથી ન થાય એવી વાતને જાણવાથી લોક મૃત્યુલોકનું અતિક્રમણ કરી જાય છે; મોક્ષનો બીજો કોઇ ઉપાય નથી.

અનેક એકમાં છે, અને એક અનેકમાં છે. ઇશ્વર અને જગતના વિષયમાં બૌદ્ધોની એવી ધારણાં છે કે–તરંગ, લહેરો, વીચિરાશિ તરંગિત, લહરાતી અને ઉમંગિત થતી પણ કેવળ એક જળના નિત્ય સ્વરૂપની વિભિન્ન ગતિઓ છે. એ પ્રકારે વિદ્વાન બૌદ્ધ જગત અને ઇશ્વરનું ચિન્તન કરે છે.

મનુષ્ય એ વસ્તુને દેખી શકે છે, જેને દેખવાની શક્તિ તેની અંદરજ છે. મનુષ્યોને ઇશ્વર સંબંધમાં જે સાક્ષાત્ અનુભવ થાય છે તે બધું આંશિક છે કેમકે તેને પૂર્ણતયા ગ્રહણ કરવાની શક્તિ તેની અંદર નહોતી. પૂર્ણ સત્ય એટલું મહાન છે કે તેની દષ્ટિ તેને સમગ્ર રૂપથી ગ્રહણ કરી શકી નહીં. મનુષ્યોએ પોત-પોતાની માનસિક અને આધ્યાત્મિક યોગ્યતાને અનુસારજ ઈશ્વરનું નિરૂપણ કરેલ છે. જેમ વીજળી કદી પ્રકાશ, કદી તાપ અને કદી શક્તિ ઇત્યાદિ અનેક રૂપોમાં અભિવ્યક્ત થાય છે; તેથીજ એમ માની લેવામાં શું આપત્તિ છે કે પિતા, પુત્ર અને પવિત્ર આત્મા (Father son and holy spirit) એ ત્રણ ભિન્ન ભિન્ન ઈશ્વર નહીં, પરંતુ એકજ ઇશ્વરના ત્રણ રૂપ છે. ઈશ્વરને જગતથી પર બિલ્કુલ માનવાનો નથી. તેનો સક્રિય રૂપથી સંસારમાં અને વિશેષે કરીને હુત્ પ્રદેશો તથા મન–મન્દિરોમાં નિવાસ કરે છે. સગુણતા (Personality) નો અર્થ એ છે કે ઈશ્વર અને જીવની વચ્ચે અબાધ સંબંધ છે.

ઇસ્લામનો સિદ્ધાન્ત–(૧) ઇશ્વર એક :છે, સર્વ શક્તિમાન છે, અને નિરાકાર રૂપમાં બધા ભૂમંડળનો શાસક છે; (૨) તેને છોડીને બીજી ભક્તિ–પ્રાર્થના કદી કરવી નહીં; (૩) એ ખુદા તોબા કરવાથી (માફી માગવાથી) બધી કસુર માફ કરે છે; (૪) અલ્લાહ (ઈશ્વર) બધાં ભલા–બુરાં કામોનું ફળ આપે છે; અને કિમાયત અથવા પ્રલયને દિવસે બધાનાં પાપ–પુણ્યનો વિચાર કરી વિશેષ ફેંસલો કરશે; (૫) પરમેશ્વરની ગતિ જાણી જાતી નથી. તે સંસારનો શાસક, પોષક અને નિયમપુર્વક ચલાવવા વાળો ઇશ્વર અવશ્ય અતુલિત શકિત રાખે છે. એ ખુદાની આજ્ઞાઓમાં—

(૧) નમાજ (ઇશ્વર–પ્રાર્થના) પાંચ વખત.
(૨) રોજા—રમજાનમાં.

સમસ્ત શાસ્ત્રોનું ધ્યેય ઇશ્વરના પ્રતિપાદનમાંજ છે. કર્મફળની સિદ્ધિને માટે ઇશ્વરને માનવા જોઇએ.

"માટીકો કારજ ઘટ જૈસે, માટિ તાકે બાહિર માંહિ;
જલ તે ફેન તરંગ બુદબુદા, ઉપજત જલતેં જુદેસુ નાંહિ"
ઐસે જો જાકો હૈ કારજ, કારણુ રૂપ પિછાનહું નાહિ,
કારણુ ઇશ સકલકો સોમૈં, લય ચિન્તન વિધિ જાનહું યાંહિ."

ઇશ્વર નિરૂપણુ—

૧—जगति ईश्वरः=જગતમાં ઇશ્વર છે.
૨—ईश्वरे जगत=ઇશ્વરમાં જગત છે.
૩—जगद् ईश्वरे एव=જગત ઇશ્વરજ છે.
૪—जगद् ईश्वरश्च भिन्नौ જગત અને ઇશ્વર ભિન્ન ભિન્ન છે.
૫—ईश्वरो जगतो ऽतिरिच्यते जगतु ईश्वरान्ता तिरिच्यते

ઇશ્વર જગતથી ભિન્ન છે, પરન્તુ જગત ઇશ્વરથી ભિન્ન નથી.

સમષ્ટિ ભાવનું અભિમાન રહેવાથી વિશ્વ, હિરણ્યગર્ભ અને ઇશ્વર એ ત્રણ નામ દેવામાં આવે છે. પરમાર્થતઃ બન્નેજ જીવ છે, આંહી જેને ઇશ્વર કહેવામાં આવે છે તે પણ નિત્ય ઇશ્વર નથી; કાર્ય ઇશ્વર છે. બ્રહ્માદિ ત્રિમૂર્તિ તેનીજ છે—તે પણ ત્રિગુણ સંબંધી છે.

શ્રુતિયોમાં સાક્ષાત્પરબ્રહ્મનું વિરૂદ્ધ-ધર્માશ્રય રહેવાનું ખાસ લક્ષણ છે. ઇશ્વરને વેદ નિત્ય-નિત્ય અને સનાતન કહે છે. પરમ-નિર્ગુણ માયાના ઇશ્વરને વેદાન્ત અને વેદવેત્તા માયાને લઇ સગુણ કહે છે. સત્ત્વ-પ્રધાન માયામાં પડેલ બ્રહ્મનું પ્રતિબિમ્બ જ્ઞાન, આનન્દ, ધૈર્ય અને વશીકરણ-સામર્થ્યના કારણે પ્રકૃતિના અધિષ્ઠાતા, દુઃખ અને અજ્ઞાનમાં ફસાઇ રહેલા પ્રાણીયોનો ઉદ્ધર્તા તથા લોકોનો નિયન્તા થયા કરે છે. તેનું નામ ઇશ્વર યા અવતાર છે. નિર્ગુણ

બ્રહ્મજ સગુણુ થઈ મનુષ્યની અંદર અને બહાર પ્રતીત થાય છે; તેટલા માટે જ્ઞાની પુરૂષ સગુણુ ઇશ્વરની આવશ્યકતા બતાવે છે. જે બધામાં વ્યાપક છે તે ઇશ્વિર કહેવાય છે; કાર્યને જોઈનેકારણનું અનુમાન થાય છે.

अङ्गुष्ठमात्रः पुरुषान्तरात्मा सदाजनानां हृदये सन्निविष्टः

જે અંગુષ્ઠ પરિમાણુ પુરૂષ હૃદયાકાશમાં પ્રકાશિત છે તે જીવોના અંતઃકરણુમાં સ્થિત છે.

"જીસ તરફ દેખું ઉધરહી, દરશ હૈ શ્રી રામકા;
આંખભી મૂદું તે દીખે, સુખ કમલ ઘનશ્યામકા."

થોડીક અન્તર્દષ્ટિથી ઇશ્વર અન્દરજ પ્રાપ્ત થાય છે. આનંદની પ્રતિછાયા ( પડછાયો ) સંસારના સુંદર પદાર્થોમાં છે તે સિવાય બીજું કાંઇજ નથી. તેના વાસ્તવિક નિવાસનું સ્થાન મનોમંદિરમાંજ છે. મધુમયી મધુપુરી માધુર્યની સન્મુખ બધી પુરીયો ફીક્કી પડી જાય છે; તેથી મધુપુરીજ સર્વશ્રેષ્ઠ વાસ-સ્થાન છે.

"ઇશ્વર પરિવર્તનશીલ નથી અને કાળ પરિવર્તનશીલતાના વિકારને આધીન છે." ( બાબર )

"ઇશ્વર છે કે નહિ ?

જેની બુદ્ધિ અનીશ્વરવાદ સહન ન કરી શકે તેને માટે ઇશ્વરવાદ જરૂરનો છે-હિતાવહ છે. યોગ, ધ્યાન, તપ, યજ્ઞ, સર્વે કસરતો છે. તેને સાધન તરીકે ગણુવાને બદલે સાધ્ય માન્યાં; યોગીઓ પણ પ્રાણુને રૂંધી ભવ્ય દ્રશ્યો, ભવ્ય નાદ જોવા-સાંભળવાના રસના નાદ બન્યા; અને સમાધિ વડે ઉપાધિ રહિત દશામાં વર્ષો સુધી પડયા રહેવાના સુખને અંતિમ પ્રાપ્તવ્ય માની બેઠા, એજ ઓછા અધિકારવાળાની ભૂલ લઇ વહેતા ઝરા (becoming) એ ખ્યાલ ઓછી શકિતવાળાને અસહ્ય લાગ્યો. (becoming) એ

glorions કૃષ્ણ, પરબ્રહ્મ, ભગવાન, પુરૂષોત્તમ, the cause of all manifestations, in our adorable Deity."

( સ્વા. ના, )

"પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે, કેમકે તેની વિભૂતિઓ પણ અગણિત છે." ( ગાંધીજી )

"ઇશ્વર પક્ષપાત ન કરે, મનુષ્યના રોજના કામમાં હાથ ઘાલવા તે નવરો નથી બેઠો એવી નિરર્થક શંકા કોઈ ન કરે. લૌકિક ભાષામાં ઇશ્વરની કૃતિને મૂકતાં છતાં હું જાણું છું કે તેનું કાર્ય અવર્ણનીય છે. પણ જો પામર માણસ વર્ણન કરે તો તેની પાસે તો પોતાની તોતલી બોલીજ હોય." ( ગાંધીજી.)

શિવજી કહે છે કેઃ—

"કોઈ કહતે હૈં નિરાકાર
સાકાર કોઇ બતલાતે હૈ
હમ 'સીપ મેં' હૈ મોતી તરહ
યહ સાર ધ્યાનમેં લાતે હૈં."

"ઇશ્વર વિરૂદ્ધ ચબરાકપણે બોલવું એ અક્કલ હોશિયારીની પરિસીમા ગણાય છે." (ગ્રામલક્ષ્મી ભા. ૩)

"સામ્યવાદમાં જડતામાંજ સૃષ્ટિ રહસ્યની ચાવી રહેલી મનાય છે અને ઇશ્વર તથા ભજનમાં ભય જુએ છે. ઇશ્વર મૂડીવાદનું સર્જન છે, અને તેના ભજનમાં મૂડીવાદની ભ્રમજાળ ગુંથાઇ છે. તે એમ માને છે તથા મનાવે છે કે ઇશ્વરને ઉથલાવી પાડવા સિવાય દેશોદ્ધાર અશક્ય છે. સામ્યવાદને ઇશ્વર સાથે તકરાર છે, જ્ઞાન સાથે નહિ. જ્ઞાન આપવું તથા લેવું એ તેમનો પરમ ધર્મ મનાયો છે." (ગ્રા. લ. ભા. ૩ )

"ઇશ્વરનું નામ ન ગમતું હોય એવો માનવી ભૂખે કરવાને પાત્ર છે એમ ઘણા ધાર્મિક કહેવાતા મનુષ્યોને લાગે છે. ઇશ્વરનું

નામ લેતા હોય એવા માનવીઓ એક જીવનમાંજ અનેક વખત ઝબે કરવાને પાત્ર હોય છે એ ભૂલાઇ જવાય છે. ઇશ્વરમાંથી અનીશ્વરમાં–ઇતિહાસ અને વિકાસનો ક્રમ છે.

" એ પ્રભુને મૂકી બીજાને ભજતારે તે કેવળ નિર્લંગી;
દાસ દયો કહે એ પ્રભુ શું રે મુજને લહે લાગી."

"ઇશ્વર નથી એમ કહેવામાંજ ખરેખર તો ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારાઇ ગયું; તેમ ક્રિયા શૂન્યતાના સ્વીકારમાંજ ક્રિયા શીલતાનો સ્વીકાર થઈ જાય છે." ( મૃત્યુના મ્હોંમાં )

" The worship of the supreme being may, the supreme Person–the *Purushottam* was the very life breath of the movement, and there was no room in it for worship of any lesser being "

( સ્વામી નારાયણ )

" Hari is a piece of diamond, in calm or commotion, only the composed know it. If well covered boiling is quickly done When covered green things get ripened and become sweet. *Therefore* keep covered. " ( Pagal Harnath )

" *Not to fall into error by regarding man as* God. Man is for ever a man " ( P. H. )

" સર્વથી પ્રથમ એકેશ્વરવાદ પ્રદર્શિત કરવાનું માન ઋગ્વેદનેજ ઘટે છે." ( સમ્રાટ અકબર )

" એક માત્ર પરમેશ્વરજ સર્વ શકિતમાન, સર્વત્ર સતત વ્યાપી રહેલો તથા પરમ દયામય છે. વિચાર કે ભાવના દ્વારાજ તેની ઉપાસના થઇ શકે છે." ( સમ્રાટ અકબર )

" કવિ વર્ડ્સવર્થ—' અંધકારમય આકાશમાં તે જો કે ક્ષણસ્થાયી પ્રકાશ આપ્યો હતો, છતાં સમયના અનંત આકાસમાં એક ઉજ્વલ નક્ષત્રની માફક તું સ્થિર, ઉજ્વલ અને જ્વલંતપણે પ્રકાશી રહ્યો છે" ( સ. અ. ).

" જ્યાં જ્યાં વિભુતિમત્ત્વ દેખાય ત્યાં ત્યાં પરમેશ્વર છે એમ સમજ-જેનામાં અનંત સદ્‌ગુણ દેખાય તે પરમેશ્વર.

( આદર્શ. ચ. સં.)

" ઇશ્વર હર જગહહૈ ઔર હર ચીજમે હૈ, યહાં તકકિ સંસારકે કણ—કણમેં ઈશ્વરકી સત્તા મોજુદ હૈ."

(જૂનો–આદર્શ. ચ. સં. )

" God is Name itself; Name is God Himself. Not only His Name but His forms, Attributes, Pastimes and Enlourage also are one; God's Name must necessarily be present every where in this world. All His acts are now performed in the Name of God, and for His service. This is what is known as કર્મયોગ. "

( કલ્યાણ Kalptaru Vol. VI No. 9 September 1939. p. 702-3 )

" જ્યારે જ્યારે મેં ઈશ્વરમાં વિશ્વાસ રાખ્યો ત્યારેજ મારામાં જીવનની અનુભૂતિ થયેલ છે. "

(કાઉન્ટ ટોલસ્ટોય કલ્યાણ ફેબ્રુઆરી ૧૯૪૦ પાનું ૧૫૪૭)

" યહિ વહ હૈ યહ વહ હૈ જિસકે વિના કોઇ જી નહીં સકતા ઇશ્વરકો જાનના ઔર જીવિત-હના એકહી બાત હ. ઇશ્વરહી જીવન હૈ." ( " )

## (૨) ઇશ્વર સાક્ષાત્કારની સ્થિતિ.

વળી જ્યારે ઇશ્વરનું દર્શન થશે ત્યારે સમજ પડશે કે દરેક વસ્તુ-મૂર્તિ અને અન્ય સર્વ તે ઇશ્વરનું વ્યક્ત રૂપ છે. તેના મનમાં મૂર્તિ એ ચેતનની બનેલી છે-માટિની નહીં. ઇશ્વર ચેતન છે. જેને ઇશ્વરનું દર્શન થયું છે તેની વાત તદન જુદીજ છે. તે અનુ-લોમ અને વિલોમ (તિરોભાવ અને આવિર્ભાવ) ની સ્થિતિ વાસ્તવિક રીતે જાણે છે. તે સમજી શકે છે કે જીવ અને જગત્ બ્રહ્મમાં રહેલાં હતાં અને એ રૂપે તે (બ્રહ્મ) વ્યક્ત થયેલ છે. એ રૂપો તેમાંથી આવિર્ભાવ પામ્યાં છે. ખરેખર મનુષ્ય અને સૃષ્ટિ એ ઇશ્વર-નાંજ રૂપ છે. તફાવત એટલો કે સૃષ્ટિના કેટલાએક પદાર્થોની અંદર તે બીજાના કરતાં વિશેષ અંશે વ્યક્ત થાય છે. અન્તરાત્મા જાગૃત થયા પછીનું બીજું પગલું પરમાત્માનો સાક્ષાત્કાર થવાનું છે. આત્માજ આત્માને ઓળખી શકે. તું જેમ ઇશ્વરની નજીક નજીક આવતો જઇશ તેમ તને પ્રશ્ન અને તર્ક કરવાનું મન ઓછું થશે. જ્યારે તું તેની પાસે પહોંચીશ, જ્યારે તને તે સદ્ તત્ત્વનાં દર્શન થશે ત્યારે બધો ઘોંઘાટ-બધો વાદ-વિવાદ બંધ થઈ જશે. પછીનો સમય નિદ્રા કરવાનો એટલે કે પ્રભુના મંગળમય દર્શનની લહેર જેમાં જામી રહી છે તેવી સમાધિનો આનંદ લેવાનોજ સમય છે.

ઈશ્વર સાક્ષાત્કાર એટલે બન્ને બાજુ વજનની સમાનતા. ઈશ્વર સાક્ષાત્કાર એટલે અંદરની સમ-વિષમતા દૂર કરીને સમાનતા લાવવાની છે, તે બહારની વસ્તુ સ્થિતિનાં બંધનો-માંથી મુક્ત કરે છે. જેને જ્ઞાન થયું છે તે ઈશ્વરને પોતાનાથી દૂર જોતો નથી. પેલો ઇશ્વર, પેલો ઇશ્વર એમ તે કહેતો નથી; પણ આ ઇશ્વર એમ કહે છે. તે સર્વની અંદર પાસેનો પાસેજ રહેલ છે. જે ખોળે તેને તે મળે છે. ઇશ્વર-પ્રાપ્તિની નિશાની એ છે કે માણસ નાળિએરના ગોટા જેવો થઈ જાય છે. દેહાત્મભાવ

એકદમ નષ્ટ થઈ જાય છે. દેહનાં સુખ-દુઃખમાં તે પોતાનાં સુખ-દુઃખ સમજતો નથી. એને દેહના સુખની સ્પૃહાજ નથી. એવાં માણસો સંસારમાં જીવન્મુક્ત થઈ ફરે છે. ઇશ્વરને જેમણે પ્રાપ્ત કર્યો છે તેઓ તો જાણેજ છે કે તેજ સર્વરૂપે પ્રકટ થયો છે. ઇશ્વર, માયા, જીવ, જગત એ ઈશ્વરનાંજ સ્વરૂપ છે. આપણે એક બીલીનું ફળ લઈએ તેમાં છોડું, ગર્ભ અને બીજ ત્રણ વાનાં છે. બીજ અને ગર્ભ કહાડી લઇને કોઇ માણસ માત્ર છોડાનું વજન કરીને કહે કે બીલાનું આટલું વજન છે, તો આપણે શું એમ નહીં પૂછીએ કે ભાઇ ગર્ભ અને બીયાં કહાડી લઇને ફળનું વજન કરાય કે ? વજન કરતી વખતે છોડાં, ગર્ભ, બીયાં એ ત્રણને એકઠાં કરીને આખા ફળનું વજન કાઢીએ ત્યારેજ કહેવાય કે ફળનું આટલું વજન છે. તેમજ છોડાં એ જગત છે, અને જીવ તે બીયાં છે તેમ જેને બ્રહ્મ કહીએ છીએ તેજ જીવ અને જગત રૂપે દેખાય છે. ગર્ભ તેજ છાલ છે અને તેજ બીયાં છે. ઇશ્વર પ્રાપ્તિ થયા પછી પાંચ વરસના બાળક જેવો સ્વભાવ થઈ જાય છે. ન્હાના બાળક જેવા શ્રદ્ધાળુ ન થવાય ત્યાં સુધી ઇશ્વરની પ્રાપ્તિ ન થાય. મા કહેશે કે આ તારો ભાઈ થાય. બાળક એ સાંભળીને બરાબર માની લે છે કે એ મારો ભાઈજ થતો હશે. મા કહેશે કે આંહી હાઉ છે, અડકતો નહિં તો બાળક તરતજ માની લે છે અને ત્યાંથી ખસી જાય છે. આ રીતે જ્યારે બાળકના જેવી શ્રદ્ધા આપણામાં જુવે ત્યારે ઇશ્વર દયા બતાવે છે. સંસારી બુદ્ધિથી ઇશ્વર મળતો નથી.

ગુંસાઇ તુલસીદાસજી કહે છે કેઃ—

सो जाने जेहि देहु जनाइ

શ્રુતિ—यमेवैष वृणुते तेन लभ्यः

ઇશ્વર બુદ્ધિથી પણ પર છે યો બુદ્ધે: परतस्तुसः ઇશ્વર આન્તરિક અનુભવ દ્વારા દેખાય છે, ઇન્દ્રિયો ઇશ્વર સુધી પહોંચતી

નથી. પ્રથમ જીવને કમ કિંમતની બધી વસ્તુઓમાં વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. ઇશ્વરની ભાવના વિષયમાં મનુષ્યના વિકાસની ત્રણ અવસ્થા છેઃ—

(૧) ભૂત, દેવ વાદ યા જડ–દેવ વાદ (Fatishism).

(૨) બહુ દેવ વાદ (Polytheism)

(૩) એકેશ્વરવાદ (Monotheism)

સમષ્ટિ અભિમાનીનું નામ ઇશ્વર અને વ્યષ્ટિના અભિમાનીનું નામ જીવ છે. પ્રત્યેકના શરીરમાં જેટલા કીટાણુ વિદ્યમાન છે તે અભિમાની ચેતનથી ભિન્નભિન્ન છે. પરંતુ એ કીટોના સમૂહ રૂપ શરીર મળી જે એક સમષ્ટિ બનેલ છે તેજ મનુષ્ય–શરીર છે, ઇશ્વર આ વિશ્વના જડ અને ચેતનમાં ઓતપ્રોત છે તે ઇશ્વર કહેવાય છે; તે સમસ્ત જડ–ચેતનની ક્રિયા કરી રહેલ છે. ભગવાન પતંજલિએ અવિદ્યા, કર્મ વિપાક અને આશયથી અસંબંધ નિર્લિપ્ત પુરૂષ વિશેષને ઇશ્વર કહેલ છે. સાંખ્યમાં પુરૂષત્વનાં પ્રધાન લક્ષણ

(૧) આત્મજ્ઞાન ( Self consciousness ).

(૨) ઇચ્છા (will)

अहार शुद्धौ सत्व शुद्धिः सत्व शुद्धैं ध्रुवा स्मृतिः
स्मृति लम्ये सर्वग्रन्थीनां विप्र मोक्षः ॥

જ્યારે ભોજન શુદ્ધ હોય છે ત્યારે સમસ્ત સ્વભાવ શુદ્ધ થઇ જાય છે. સ્વભાવ શુદ્ધ થતાજ સ્મૃતિ દ્રઢ થાય છે; અને સ્મૃતિની પ્રાપ્તિથી બધાં બન્ધનો દૂર થાય છે.

આ વિશ્વ–બ્રહ્માંડ બુધ્ધ્યાતીત કલ્પનાથી પર મહતો મહોયાન ગુરુર્ગરીયાન્–સત્ય શકિતનું પ્રતિબિમ્બ સ્વરૂપ છેઃ અને તેનું નિયન્ત્રણ એ પરમ પિતાની શક્તિ દ્વારા થઇ રહેલ છે, જેનું નામ પ્રેમ–ઇશ્વર છે. પરમેશ્વરને મનથી પણ પકડવો જોઇએ. બહુરૂપીના માફક જે પ્રભુ-તત્ત્વ જાણી જાય છે તે સર્વત્ર પ્રભુની દયાનુંજ દર્શન

કરે છે. શેતાનથી છુટી પ્રભુનો આશરો ગ્રહણ કરવો. જે માણુસ ઇશ્વરને છોડી બીજાની સાથે સ્નેહ કરે તે કદી સુખી થઇ શકે નહીં. ઇશ્વરમાં પોતાને જોવાથી પૂર્ણતા પ્રાપ્ત થાય છે, પોતામાં ઇશ્વરને જોવાથી નિર્વાણ પ્રાપ્ત થાય છે; અને પોતાને જરાપણ ન જોતાં માત્ર ઈશ્વરનેજ જોવાથી નિત્યતા પ્રાપ્ત થાય છે. જે માણુસ પદાર્થોમાં ઇશ્વરનું દર્શન કરે છે. પરંતુ ઇશ્વરમાં પદાર્થોનું દર્શન કરતો નથી તે છતી આંખે આંધળો છે જ્યારે દેહ (સત્) તથા મન (ચિત્) જીતાય ત્યારેજ આત્મા (આનંદ) નું પ્રત્યક્ષ જ્ઞાન અનુભવાય. પહેલા બેનો પુરો યોગ સધાય ત્યારેજ આનંદની પ્રાપ્તિ હોય છે. સુંગાપણું, આંધળાપણું અને બહેરાપણું અર્થાત્ પ્રભુ સિવાય બીજી કોઈપણ બાબત બોલવી ચે નહિ, જોવી ચે નહીં, અને સાંભળવી પણ નહીં તેથી ઇશ્વર પ્રાપ્તિ થાય છે.

"પ્રેમથી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. સાક્ષાત્કાર કરો કે તમે અંદરની અવ્યક્ત શક્તિ છો." (સ્વામી રામતીર્થ)

"પ્રાર્થનાનો અર્થ લાગણી—ભાવના અને ઇશ્વરત્વનો સાક્ષાત્કાર છે પ્રકાશનો અર્થ સત્યનો સાક્ષાત્કાર એટલે દરજ્જે થાય છે કે તમામ દેખોતાં શરીરો અને આકારો સૂન્યતામાં ઝળહળે છે, એમ કહેવાય છે કે કમભાગ્ય ધર્મ તરફ દોરે છે. કમભાગ્ય ચિંતાઓ અને અસહ્યતાથી સ્વર્ગનો અંતરગાંજ સાક્ષાત્કાર થાય છે" (સ્વામી રામતીર્થ).

"એવું જીવન ગાળવું કે જેથી ઉન્નતિનો માર્ગ થાય અને આ બધું કુદરત કામ કરે છે એટલે કે દરેક અને તમામે ધીમી ગતીએ અને ડગલે ડગલે પોતાની અંદરના ઈશ્વરત્વના સાક્ષાત્કારની નજીક નજીક આવવું જોઇએ." (સ્વામી રામતીર્થ)

"સત્ય ઇશ્વરત્વનો સાક્ષાત્કાર થાય એટલે તમામ તારાઓ અને ગૃહો આજ્ઞા ઉપાડશે. જો પોતાની અંદર ઇશ્વરત્વનો સાક્ષાત્કાર

થાય તો તે મુક્ત-સ્વતંત્ર છે. બીજાને તે સાક્ષાત્કાર કરવામાં મદદ કરવી જોઈએ. વેદાંત કહે છે કે જ્યારે સ્વર્ગના જ્ઞાન સુધી પહોંચાય ત્યારે સત્યનો સાક્ષાત્કાર થાય અને ત્યારે તમામ લઈ શકાય છે; સ્ત્રી અને છોકરાં લઈ શકાય છે. માથું, હૃદય જ્યાં હોય ત્યાંથી ઉંચું લઈ શકાય છે. પ્રથમ સ્ત્રી અને છોકરાંઓ સાથે એકત્વનો સાક્ષાત્કાર થાય. જે નજીકમાં અને વ્હાલાં હોય તેનામાં આમેજ થવું જોઈએ. તમામ શરીરોને પોતાનાં તરીકે ગણ્યા પછી ઈશ્વરની સાથે ઐક્યતાનો સાક્ષાત્કાર કરી શકાય છે. વેદાંત પ્રમાણે પોતાના આત્માને જગત પ્રેમમાં પલટાવ્યા વગર કોઈ ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકતો નથી. જ્યારે તમામ બહારનાં રૂપ અને નામો અને આકારો અદ્રશ્ય થાય છે. જ્યાં માયા તદ્દન અલુપ્ત થાય છે ત્યારેજ તેમજ આખી દુનીયા કે જે એક શરીર છે તેને ખસેડવામાં આવે છે ત્યારેજ તે આત્મ તત્વમાં મળી જાય છે. જ્યારે ઈશ્વરત્વ અથવા સત્યત્વને વસ્તુઓમાં જોવાય ત્યારે એકત્વનો—આખી દુનીઆ સાથેના ઐક્યનો સાક્ષાત્કાર મનુષ્યને માટે સહેલ છે.” (સ્વામી રામતીર્થ).

“કુદરત આપણને કહે છે કે પ્રેમને પદાર્થની સાંકળ સાથે બાંધી શકાતો નથી તે આગળ વધવો જોઈએ, તેની પાછળના ઈશ્વરત્વ સુધી તે પહોંચવો જોઈએ. જેમ બીજક નાશ પામે છે અને કુદરતનો કાયદો છે કે તેજ બીજ એક વખત ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવશે જે માણસ કદી પ્રેમ કરતો નથી તે કદી પણ ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકતો નથી એ હકીકત ખરી છે.”

(સ્વા. રા.)

“કહેવત છે કે જો સત્યનો અનુભવ થાય તો પછે દુનીયાદારીની મોજ લાંબો વખત ભોગવાય નહીં. તમામ જીજ્ઞાસાઓને દરેક વિષયમાંથી જુદી પાડવી અને એક વસ્તુપર એકાગ્ર થવું. એ એક વસ્તુ સત્ય—ઈશ્વરત્વ છે અને તુરતજ તે સ્થળે સાક્ષાત્કાર મેળવાય છે.”

(સ્વા. રા.)

"દેહને દમ્યા વગર ઇશ્વરનો સાક્ષાત્કાર ન જ થઇ શકે. શરીર એ ઇશ્વરનું મંદિર છે એ રીતે એના પોષણ સારૂ જે કાંઇ કરવું ઘટે કરવું એ એક વસ્તુ છે; પણ શરીર એ માંસનો પીંડો પણ છે એ રીતે તેને ભાવતા ભોગ અને સુખ ચેનનો ત્યાગ કરવો એ બીજી વસ્તુ છે." (ગાંધીજી–હરિજન બંધુ)

"હમને હરપરદા તુઝે માહે જબી દેખલિયા
અબ ન કર પરદાકે, અય પરદાનશીન દેખલિયા !

અય પરદાનશીન ! તું મારી અંદર અનેક પડદાઓ (મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર) ખડા કરી તે પાછળ છુપાઇ રહેવામાં અને મને-તારા પ્રેમીને ટટળાવવામાં મજા માને છે તે ઠીક છે; પણ હવે તો મેં સઘળા પડદા ઉંચા કરી તું પરદેનશીનનાં દર્શન કરી લીધા છે ! હવે વધુ વખત તારી લીલા શું કામ લંબાવે છે. સ્થૂળ–ચક્ષુ, મન, બુદ્ધિ એ તો તેં પોતાને છુપાવવા ખાતરજ યોજેલા ઠગો–પડદા છે. મેં ત્હને મારી અંદર શોધી કાઢ્યો— જોઇ લીધો.

"ઇશ્ક પહુંચા હે વહાં, અક્કલ ન પહુંચેગી જહાં
ઝેર સદરા હી રહા, રૂએ અમીન દેખલિયા.

"બુદ્ધિ જ્યાં નથી પહોંચી શકતી ત્યાં ઇશ્ક–પ્રેમ પહોંચી શકે છે. પડદા પાછળ છુપાતાં તુંને બુદ્ધિવડે જોઇ કે પહોંચી શકાય તેમ નથી પણ પ્રેમની જવાલા—મશાલ આગળ તારી શું ગુંજાયશ છે કે તું છુપો રહી શકે ? (મહાત્માઓની મસ્તી.)

"આત્મદર્શન માટે ધૈર્યની ભૂમિકા જોઇએ. ધર્મ જીજ્ઞાસાને યજ્ઞમાં હોમનાર મળવા અતિ મુસ્કેલ છે. એ તો માત્ર આત્મ સાક્ષાત્કારના અધિકારી માટેજ છે." (મ. મ.)

"પ્રભુની પ્રાપ્તિમાટે પ્રેમદેન કરતાં પિપાસા દાનની નિરંતર અધિક લાલાયિતા દેખાયા કરે છે." (ગુજરાતની માતા)

" પ્રયત્ન વિના પરમાત્માના અજ્ઞેય તથા અચિન્ત્ય સાહાયની પ્રાપ્તિ થતી નથી અને પરમાત્માના અજ્ઞેય તથા અચિન્ત્ય સહાય વિના આદર્શની સિદ્ધિ અસંભવિત હોય છે. એટલા માટે મનુષ્યને તેની પ્રત્યેક અવસ્થામાં પ્રયત્ન, પ્રવૃત્તિ કિંવા કર્મની આવશ્યકતા અનિવાર્ય છે." ( ભિષ્મ પિતામહ )

" આત્મદર્શન ઇશ્વરનો સાક્ષાત્કાર છે, મોક્ષ છે. "

( ગાંધીજી—આત્મકથા ).

" જગતમાં મનુષ્ય જીવનનો ખાસ હેતુ શું છે તે જણાવવા માટે તે કહેતા કે મનુષ્ય પ્રભુને ઓળખી તેનો બાહ્ય જીવનમાં અનુભવ કરે, અને આ અનુભવ ત્યારેજ પુરો થાય કે જ્યારે મનુષ્યરૂપે, કુટુંબરૂપે, સમાજરૂપે અને જગતરૂપે તેની પ્રભુતાથી પૂર્ણ થઇ શકે. પ્રભુનો જગતમાં અનુભવ કરો. તમારા ભાઇમાં, મનુષ્ય સમાજમાં અનુભવ કરો. આ સત્યને આધારેજ જગતમાં મનુષ્ય ઉત્તમ થઇ શકે છે. આજ આપણા દેશનો મહા મંત્ર છે.

આત્મજ્ઞાનથી સ્વરાટ થવું અને આત્મશકિતથી સમ્રાટ થવું જોઇએ.

આપણું સર્વ પ્રકારનું જીવન એવી રીતે ગોઠવવું જોઇએ કે જેથી દરેક મનુષ્ય પોતાના હૃદયની અંદર રહેલ એક પરમાત્માને ઓળખે, તેને પોતાનો કરે, તેનો આનંદ સ્વતંત્ર રીતે લઇ શકે અને પોતાના દ્રષ્ટાંતથી તે આનંદ બીજાને આપી શકે."

( અરવિન્દ ઘોષનું તત્ત્વજ્ઞાન )

"પ્રકૃતિ કર્મ કરે છે તે પણ ગીતાનું છેવટનું વાકય નથી. જ્યાં સુધી પ્રભુ સ્વરૂપનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધીજ તે પાળવાનાં છે. પ્રકૃતિ પુરૂષોત્તમનીજ શકિત છે. પ્રભુને નિઃસ્વાર્થ પણે સર્વ કર્મ અર્પણ કરવાનાં છે. પ્રભુની ઇચ્છાને શરણ જવાથી, આપણી ઇચ્છા મૂકવાથી તેની ઇચ્છા સમજાય છે.

છે ત્યાં સુધી પૂતળા કેવાં નાચે છે? પણ હાંથમાંથી પડી ગયા પછી તેમનાથી હલાતું પણ નથી.

कर्तुमकर्तुमन्यथा कर्तुं समर्थः स्वतंत्र ईश्वरः

ઇશ્વરની મહત્તા યા તેની સત્તામાં કદી સંદેહ કરવો ન જોઈએ. આપણી અંદર પાપથી બચવાની અને ધર્માચરણ કરવાની જે આન્તરિક પ્રવૃત્તિ થાય છે તે ઇશ્વરની સત્તાને સિદ્ધ કરવાને માટે પર્યાપ્ત છે. ઈશ્વર વગર મનુષ્યની ઉન્નત્તિ અસંભવ છે. લીલા સ્વરૂપ અને નામ ત્રણે દ્વારા પોતાના આનન્દ સ્વરૂપનો ભક્તોમાં પ્રવેશ કરાવી તેને આનન્દમય કરી દેવો, અને એ રીતે તે તેનો ઉદ્ધાર કરી દેવાની તેની પ્રકૃતિ (સ્વભાવ) છે. ઇશ્વર પક્ષપાત કરે નહીં, મનુષ્યના રોજના કામમાં હાથ ઘાલવા તે નવરો બેઠો નથી; તેનું કાર્ય અવર્ણનીય છે. ઇશ્વર અક્રિય છે, કદી કાંઇ કામ કરતા નથી. કાળ, કર્મ, સ્વભાવ, અવિદ્યા અને કામ એ પાંચ મળી ઈશ્વરનો માયા સાથે સંયોગ કરાવે છે. ત્યારે તે ઉર્ડુન-ખાટલા રૂપી આ શરીર રાજપુત્ર રૂપ જીવને દઈ દીએ છે. ત્રણ ગુણ આ શરીરના ત્રણ પાયા છે; પંચભૂત તેની પાંચ પટ્ટિયો છે. અને વાસના રૂપ પુરાણા ચીંથડાથી તે મઢેલો છે. આ શરીર જીવને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોમાં ભટકાવ્યા કરે છે. અનેક યોનિમાં લઈજઈ નાનાં કષ્ટ દીએ છે. આ શરીરને ઉર્ડુન-ખાટલો એટલા માટે કહેલ છે કે તે બહુજ હલકું છે. તેમાં ફૂલની બરાબર પણ ભાર નથી હોતો. નિર્જીવ શરીર ચાર આદમીઓથી કઠણાઈની ઉપડે છે, અને જીવતું શરીર ઇસારા માત્રથી ઉડતું ફરે છે. આ શરીરજ બધા અનર્થોની જડ છે. ગધાન સદગુરૂ છે તે જીવને તેના રાજ્યમાં પહોંચાડી દીએ છે.

(૧) ભગવાન અહંકારનું ભક્ષણ કરે છે, (૨) તે જળ, થળ, આકાશ, વાયુ બધી જગોએ રહે છે. બ્રહ્માંડમાં એવી કોઈ

"હૃદયને પવિત્ર કરો, અંતરમાં કોઇ છૂપું પાપ રાખતા હોતો તેને દૂર કરો. તેમ કર્યે તમે અત્યારેજ તેનું પ્રસન્ન મુખ જોવા પામશો." (બ્ર ઓ-દે. ટા. ૧૧૭)

"યત્ન સાધ્ય, શુભ અને ફળપ્રદ એવા વેદપ્રોકત યોગ કરતાં મનોજપ ઉત્તમ છે, અને જપ કરતા પણ જ્ઞાન વધુ માનેલું છે, તે જ્ઞાન કરતાંય આસકિત અને રાગ વિનાનું ધ્યાન ઉત્તમ છે, કેમકે ચિંતનથી ભગવત્પ્રાપ્તિ સત્વર કહી છે"

(ગુણાતીતાનંદ-જ્ઞાન વિલાસ પાનું ૧૧૫)

## ઇશ્વરનું કાર્ય.

ઇશ્વરજ સર્વ કાર્ય કરે છે. આપણે વાજીંત્ર છઇએ, અને તે વાજીંત્રનો વગાડનાર છે. એવી શ્રદ્ધા જો કોઈને હોય તો તે જીવનમુકત છે એમ સમજવું. તમારૂં કાર્ય તમે કરો છો; લોકો કહે છે કે, હું કરૂં છું. વેદાન્તમાં એક ઉપમા આપેલ છે કે, એક વાસણમાં ભાત રંધાતો હતો, ભાતની અંદર જરદાલુ, વેંગણ વિગેરે નાંખ્યા હતાં. થોડીવાર પછી ચોખા જરદાલુ વેંગણ ખદખદવાં લાગ્યાં; તેઓ એવું અભિમાન કરવા લાગ્યા કે જુઓ! અમે કેવાં ઉછળીએ છીએ ? નાના છોકરાં તો તેમને બધાને ઉછળતાં જોઇને એમજ સમજવા લાગ્યા કે આ બધાં જીવતાં છે માટેજ ઉછળે છે, પણ જેમને ખરી વસ્તુનું જ્ઞાન હતું તેઓ સારી રીતે સમજતા હતા કે ચોખા વેંગણ આલુ વિગેરે જીવતાં પ્રાણી નથી; તેમજ પોતાની મેળે ઉછળતાં નથી, પરંતુ નીચે તાપ છે તેના જોરથી ઉછળે છે. જો લાકડાં ખેંચી લેવામાં આવે તો તરતજ ટાઢા તપ થઈ જાય. હું કર્તા છું એવું જીવનું અભિમાન જ્ઞાનથીજ ઉત્પન્ન થાય છે ઇશ્વરની શકિત વડેજ બધા શકિતવાન છે. ઇશ્વરની શકિત ખેંચી લેવામાં આવે તેજ વખતે બળવાન મનુષ્ય નિર્માલ્ય બની જાય છે બાજીગરના હાથમાં હોય

છે ત્યાં સુધી પૂતળા કેવાં નાચે છે? પણ હાથમાંથી પડી ગયા પછી તેમનાથી હલાતું પણ નથી.

कर्तुमकर्तुमन्यथा कर्तु समर्थः स्वतंत्र ईश्वरः

ઈશ્વરની મહત્તા યા તેની સત્તામાં કદી સંદેહ કરવો ન જોઈએ. આપણી અંદર પાપથી બચવાની અને ધર્માચરણ કરવાની જે આન્તરિક પ્રવૃત્તિ થાય છે તે ઈશ્વરની સત્તાને સિદ્ધ કરવાને માટે પર્યાપ્ત છે. ઈશ્વર વગર મનુષ્યની ઉન્નત્તિ અસંભવ છે. લીલા સ્વરૂપ અને નામ ત્રણે દ્વારા પોતાના આનન્દ સ્વરૂપનો ભકતોમાં પ્રવેશ કરાવી તેને આનન્દમય કરી દેવો, અને એ રીતે તે તેનો ઉદ્ધાર કરી દેવાની તેની પ્રકૃતિ (સ્વભાવ) છે. ઇશ્વર પક્ષપાત કરે નહીં, મનુષ્યના રોજના કામમાં હાથ ઘાલવા તે નવરો બેઠો નથી; તેનું કાર્ય અવર્ણનીય છે. ઇશ્વર અક્રિય છે, કદી કાંઇ કામ કરતા નથી. કાળ, કર્મ, સ્વભાવ, અવિદ્યા અને કામ એ પાંચ મળી ઈશ્વરનો માયા સાથે સંયોગ કરાવે છે. ત્યારે તે ઉડ઼ુંન–ખાટલા રૂપી આ શરીર રાજપુત્ર રૂપ જીવને દઈ દીએ છે. ત્રણ ગુણ આ શરીરના ત્રણ પાયા છે; પંચભૂત તેની પાંચ પટ્ટિયો છે. અને વાસના રૂપ પુરાણા ચીંથડાથી તે મઢેલો છે. આ શરીર જીવને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોમાં ભટકાવ્યા કરે છે. અનેક યોનિમાં લઈજઈ નાનાં કષ્ટ દીએ છે. આ શરીરને ઉડ઼ુંન–ખાટલો એટલા માટે કહેલ છે કે તે બહુજ હલકું છે. તેમાં ફૂલની બરાબર પણ ભાર નથી હોતો. નિર્જીવ શરીર ચાર આદમીઓથી કઠણાઈની ઉપડે છે, અને જીવતું શરીર ઇશારા માત્રથી ઉડતું ફરે છે. આ શરીરજ બધા અનર્થોની જડ છે. ગધાત સદગુરૂ છે તે જીવને તેના રાજ્યમાં પહોંચાડી દીએ છે.

(૧) ભગવાન અહંકારનું ભક્ષણ કરે છે, (૨) તે જળ, થળ, આકાશ, વાયુ બધી જગોએ રહે છે. બ્રહ્માંડમાં એવી કોઈ

દુધમાં જેમ માખણ દરેક વિભાગમાં છે તેમ ઇશ્વર આખી પૃથ્વીમાં દરેક સ્થળે છે. ગાયમાં દરેક સ્થળે દુધ રહેલું છે. દુધ મેળવવાને માટે ગાયને દોહોની જોઈએ તે પ્રમાણે ઇશ્વરને મેળવવાને માટે અંતઃકરણને દોહોવું જોઈએ.

ઇશ્વર હૃદયમાં બતી રૂપે છે. જે તમામ દિશામાં દેખાય છે. ઇશ્વર નિરંતર વસ્તુઓને ફરતી રાખે છે આ દુનિયામાં તમામ વખને ફેરફાર થયા કરે છે. ઇશ્વર દયાળુ છે, અને પોતાનું કરજ વ્યાજ સાથે ચુકાવે છે. ''

"There are times in the history of nations when the spirit of God worketh in a special manner for the moral and the spiritual regeneration of society. This is true of Hindustan perhaps to a larger extent than in the case of any country for here, from the time of Vedas down to the present day, God has worked continuously through a sucession of Prophets and Teachers, and great religious movement; and has thus made the spiritual life of the people as rich and varied as it could be."

( સ્વામીનારાયણ )

"Leaving Krishna if you choose to love any-one, he is sure to inflict pain on you If you desire for any object besides Krishna, Nothing but anquish will be your lot He is the only association in all conditions and times over flowing with love

O Lord! great indeed is your sport! It has neither beginning nor end is moving on, uniformally for ever-never goes out of line, and no human effort can make it swerve There is nothing that can be

called my own. Even this material body is His, and is taken away by Him at pleasure Man cannot see Him, but His Name is always present with Him "

( Pagal Harnath )

" His sports are unknown not to speak of ordinary human knowledge " ( P. H. )

" Everything is coming and going through the Lord's will. We can never be, In any way the disposer of events. " ( P. H. )

" Service of man has no attraction for me now However Krishna's will is dominant. " ( P. H )

" The ways of Providence are incomprehensible. So very wonderful are the fascinating powers of that Providence that every one puts with great delight the conjugal tie round his neck. Truly great is He whose device is so marvellous ! See, the larger the number of legs of a creature, the more dependent it is upon the earth for its motion Man who has only two legs can walk errect but centipedes and similar reptiles with a large number of legs crowl over the earth. The same rule is noticeable in religion also. When a man has only two legs, he is free and does what he likes; when he acquires two more legs by marriage he becomes a quadruped. Even then if he wishes it, he can walk in the path of virtue; but when he is surrounded by sons, daughters, son-in-law and daughters-in-law his legs are largely added to, and he is weighed down; then he is bound to crawl on his numerous legs and can not

stand errect again. With legs and hands hampered, the flounders in worldliness Iswar (God) merciful though He is, turns a deaf ear to the wailings of *such miserable creatures.* " (P. H.).

Krishna is the soul of souls the playmate of all times. He is the constant companion of the foetus in the womb. Even in such a dreadful habitation He plays with the foetus which He keeps cheerful in its captivity and preserves it with food when hungry and with drink when thirsty. To love Him is to love every soul. " ( P. H. ).

It is beyond the power of Gods to distingnish Vaishnav.

" Krishna does not want to have a vicious deceitful, selfish perverse and unfaithful person amongst the members of His family. " (P. H.)

" મનુષ્ય જાતિ જે સમયે દુઃખ અને દુર્દશામાં આવી પડે છે તે સમયે તેમને સુખ-શાંતિના માર્ગે લઈ જવા માટે ઈશ્વર પ્રસંગોપાત દયા કરીને અતિ પ્રતિભાવાન મહાપુરૂષોને જગતમાં મોકલે છે. ( સમ્રાટ–અકબર )

" પ્રભુ અપને ભકતકા અપમાન કૈસે દેખને!

(ભકત માધવદાસ આદર્શ ચ. સં. )

" આદમ પોતાની કિમતીમાં કિમતી ચીજ (જાનને બદલે જાન) ખુદાને ચરણે ધરવા તૈયાર થાય—ખુદાના નામપર તે ખેરાત કરી દે તો જરૂર એની મુરાદ બર આવે ( અવધુત ).

( બાબર આ. ચ. સં.)

હજાર હાથવાળો આપવા ધારશે તો ગમે તે રસ્તે આપશે."

( ખાતુ મુસા. આ. ચ. સં. )

" શાસ્ત્રમાં લખ્યું છે—મનુષ્ય કેવળ રોટલાથી નહિ પણ ભગવદ્ વાકયથી જીવે છે. ભગવાનનાં તારે પારખાં ન કરવાં. તું ભગવાનનેજ ભજજે, ને એનીજ સેવા કરજે." જે તલવાર ધરશે તે તલવારથીજ મરશે. ( ઇસુખ્રિસ્ત આ. ચ સં! )

" આપણે સત્યમાં, પ્રેમમાં અને સદ્ભાવમાં ઉન્નત થઇ તેને પામીએ એ તે ઇચ્છે છે. મનુષ્યનું સૃજન કરવાનું તેનું આ તાતપર્ય છે. અમારા દેહ-મનની સર્વ શકિત અમે તમારાથી પામ્યા છીએ તો તમે તે સર્વને તમારાજ કાર્યમાં જોડો. હૃદયના ભાવને તમારા પ્રત્યે ઉન્નત કરો."

( બ્રહ્મબોધ-દેવેન્દ્રનાથ ટાગોર. પાનું ૮૧-૮૨ )

" અસંખ્ય બ્રહ્માંડોના રક્ષણ તથા સ્થિતિ કર્યાથીજ કાળ માયા આદિના ઇશ્વરને ડાહ્યા પુરૂષોએ વિશ્વંભર કહેલ છે. એજ વિશ્વંભર સર્વે પ્રાણિયોના રક્ષક અને શાંતિકર્ત્તા છે અને નાના પ્રકારની વૃત્તિઓ યોગ્યતા મુજબ નિરંતર આપે છે. "

(ગુણાતીતાનંદ-જ્ઞાન વિલાસ પાનું ૩૩)

" જ્યારે મનુષ્ય ભગવાનનું માહાત્મ્યે સહિત ધ્યાન કરે છે ત્યારે તે સંતોષ પામીને તૃષ્ણાનો તત્કાળ ત્યાગ કરે છે. "

( ગુ. જ્ઞા. વિ. ૩૬ ).

" શ્રી નારાયણ દેવ કર્તવ્ય પરાયણ અથવા પુરૂષાર્થી વ્યક્તિની ચિંતા સ્વયં રાખે છે. કોઇ પણ સ્થિતિ હો, ચિંતા ન કરવી જોઈએ, કેમકે બધું નારાયણની મરજીથી થયા કરે છે, એમ માની પ્રસન્ન મનથી ભજન-સાધન કરતા રહેવું જોઇએ. "

( કલ્યાણ ફેબ્રુઆરી ૧૯૪૦, પા. ૧૪૯૮ )

## (૪) ઈશ્વર કૃપા

ભગવાનના વિધાન દ્વારા મનુષ્યમાં વિષય—ભોગો યોગ્ય શક્તિ રહેતી નથી; વિષયોથી અલગ થવું; વિષયો જબરદસ્તીથી છીનાઈ જવાં યા નાસ થવો આદિ કાર્ય માતાની શ્રેણી જેવાં છે.

" તુ મ્હેં ન્હાતા નહીં કયોં કિ તુમ ઘટ-ઘટ વાસી;
કિન્તુ તુમ્હારી એક કૃપાકા મૈં અભિલાષી.
દે દો ઉસકો પ્રભો! ઉસીકા મૈં ઇચ્છુક હૂં;
ઔર નહીં ભગવાન તુમ્હારા મૈં ભિક્ષુક હૂં."

ઈશ્વર કૃપાવગર ઇશ્વરનું જ્ઞાન થતું નથી; ઇશ્વરના જ્ઞાન વગર મનુષ્યનું કલ્યાણ થતું નથી એક ઇશ્વરજ સત્ય છે; અને બધાં નામ-રૂપ જગત તેમાં અધ્યારોપિત છે. શ્રી કૃષ્ણકૃપા પરમ સ્વતન્ત્ર છે; તે કોઈ સુકૃતનું ફળ નથી. દેહ-બુદ્ધિરૂપ વિવર્તનો વિનાશ થઈ જાય છે ત્યારે તેને શ્રી કૃષ્ણના કિંકર રૂપ સ્વ-સ્વ-સ્વરૂપનું જ્ઞાન થાય છે, તે વખતે કેવળ કૃપાનોજ આશ્રય રહે છે. ભગવાને કહેલ છે કે " હું જેના ઉપર કૃપા કરવા ચાહું છું તેની સંપત્તિ હરિ લઉં છું; અને તેથી તેનો મદ ઉતરી જાય છે. " જેના પર ભગવાનની કૃપા થાય છે, તે ભગવાનને પીછાણી શકે છે. ભગવાન પોતાના ભક્તને ભૂલ કરવાથી બચાવે છે; અને વગર માંગે કૃપા કરી ઉપદેશ દઈ તેને નીર્ભય કરી દીએ છે સુખનો અનુભવ પુરૂષ-પ્રયત્નને આધીન પણ નથી; ઈશ્વર કૃપાને જ આધીન છે." બધો છળ છોડીને શ્રી રામથી પ્રેમ કરવો જોઇએ; તે પતિથી કેમ છૂપાવવું? કારણ તે આખી દેહને દેખા ચૂકયો છે. " (તુલસીદાસ). " ભગવાનની થોડીકજ કૃપા દ્રષ્ટિથી હજારો જન્મોનાં પાપોનો ઢગલો નષ્ટ થઇ જાય છે. " ( રામકૃષ્ણ પરમહંસ ) " ભગવાનની તરફ લાગ્યા વગર તેની કૃપા થતી નથી. જ્ઞાની પુરૂષ ભગવત્-કૃપા પ્રાપ્ત કરીને આ સંસાર રૂપી બગીચામાં બ્રહ્માનન્દ રૂપી મધુર ફળ ખાય છે.

" જાપેં કૃપા રામકી હોઈ, તાપેં કૃપા કરે સબ કોઇ. "

ઇશ્વર કૃપા, ગુરૂ કૃપા, શાસ્ત્ર કૃપા, પોતાની કૃપા—આ ચાર કૃપાઓ હોવાથીજ પૂરો લાભ થાય છે.

मुख्यतस्तु महत्कृपयेव भगवत्कृपाले शाद्वा

પરન્તુ (પ્રેમ ભક્તિની પ્રાપ્તિનું સાધન) મુખ્યત્વે (પ્રેમી) મહા પુરૂષોની કૃપાથી અથવા ભગવત્કૃપાના લેશ માત્રથી થાય છે. નિત્ય કૃપા વરસાવનાર ભગવાનની કૃપાનું બિન્દુ પણ ભગવદીય મહાત્માઓની કૃપાથીજ જીવોને મળી શકે છે. તેટલા માટે એવા પ્રેમી સન્તોનો સંગજ પ્રધાન સાધન છે. ભગવાન અને ભક્તોની કૃપાજ મુખ્ય સાધન છે. ભક્તો શ્રી કૃષ્ણ-કીર્તન વગર રહી શકતા જ નથી. વૃત્રાસુરે ઇન્દ્ર પરત્વે કહેલ છે કે :—" મારા પ્રભુ નારાયણ પણ પોતાના ભક્તને વિષય-સંપતિ રૂપ વિષ ન દેતા તેના ધર્મ, અર્થ અને કામ સંબંધી પ્રયત્નનો પણ નાશ કરી દીએ છે. જ્યારે ભગવાન એવું કરે ત્યારે પણ ભગવાનની મારા પર કૃપા થઇ એવું અનુમાન કરવું જોઇએ. મારા પર ભગવાનની આ કૃપા થઇ છે તેથી તું હાથમાં વજ્ર લઇ મને મારવાને સામે ઉભો છો ભગવાનની આ કૃપા-પ્રસાદનું રહસ્ય તેનો અકિંચન ભક્ત જ જાણે છે, બીજા કોઇ જાણતા નથી. ભગવદ્ ભક્ત થવું ભગવાનની કૃપા વગર બનતું નથી. "

તપસ્વી મલેક દિનાર દમસ્કી કહે છે કે:—

" હે પ્રભો ! આજેજ તમને હૃદય અર્પ્યું, અને આજેજ ખરેખર વિશ્વાસ ધારણ કર્યો તો વીશ—પચીશ માણસોને તેં મારી પાસે મોકલ્યા, અને મને અસ્પદ અર્પવાની કૃપા કરી. "

તપસ્વી સરીસકતી કહે છે કેઃ—

" એક માણસ જ્યારે કોઇને સલામ કરે છે ત્યારે સલામ કરનાર ઉપર પ્રભુની એકસો કૃપા ઉતરે છે. અને ...

પ્રસન્ન રાખી જે માણસ સલામ ઝીલે છે તેના ઉપર પ્રભુની ૯૦ કૃપા ઉતરે છે. હવે સલામ ઝીલતી વખતે હું એટલા માટે મોઢું બગાડું છું કે એ નેવું કૃપાનો લાભ પણ સલામ કરનારને પ્રાપ્ત થાય."

આ જગતમાં ચાર બાબતોથી ઇશ્વરની પ્રસન્નતા મળે છેઃ—

(૧) જીવિકાની નચિંતાઇ ઉપજવામાં
(૨) સત્કાર્યમાં અનુરાગ.
(૩) પાપ સાથે શત્રુતા.
(૪) મૃત્યુને માટે તૈયારી.

અન્તઃકરણમાં ટીપાં જેટલું પણ સાંસારિક ચિન્તન રાખ્યું હોય ત્યાં સુધી માણસ ઇશ્વરની પ્રસન્નતા મેળવી શકતો નથી. સાધવામાં બળ અને ત્વરા આવે એ પ્રભુની કૃપા થવાનું લક્ષણ છે; અને ગૂઢ બાબતો ઉપર પ્રેમ ઉપજવો એ આન્તરિક ચેતના ખીલવાનું લક્ષણ છે. પ્રભુની કૃપા પામવા માટે બે બાબતો કરવી જોઇએઃ—

(૧) દીનભાવે પ્રભુ પ્રાર્થના.
(૨) સિદ્ધાંતનું અનુસરણ; જેથી બિચારા સંસારીઓ પાસે કાંઇ પદાર્થ કે બદલો માગવાની ઇચ્છાજ રહેવા પામે નહીં.

"હે પ્રભુ ! હું તો આશાવાદી છું; તારા ઉપર મારી અચળ શ્રદ્ધા છે; અને હું પૂરેપૂરું સમજું છું કે તારા કૃપા-કટાક્ષના પાત્ર થવાને માટે મનુષ્યને લોખંડના ચણા ચાવવા પડે છે. મારી કસોટી માટે તેં મારાપર આપત્તિની પરંપરા નાંખેલ છે તો ભલે હજુએ નાંખ."

પ્રયત્ન કરવો પણ શ્રીકૃષ્ણ કૃપા કરે ત્યારે બધું કાંઇ થાય. બધું તેના ઉપર નિર્ભર છે.

શ્રી ચૈતન્ય પ્રભુએ કહેલું છે કે :—

"જે બુદ્ધિથી અતીત છે; જેને માટે ચારે વેદ નેતિ-નેતિ કહી કથન કરી રહ્યા છે તેનું જ્ઞાન સાંખ્યદ્વારા કેવી રીતે થઇ શકે? કોઇ યોગનીજ દ્વારા પ્રાપ્ત કરવા ચાહે તો તે કેવળ શ્વાસ રોકવાથી તેના વશમાં કેમ આવી શકે? કોઇ કહે કે અમે તત્ત્વોની સંખ્યા કરી કરીને તેનો પત્તો લગાવી લેશું તો એ તેની કોરી મૂર્ખતા છે. હવે રહી ધર્મની વાત તો ધર્મ તો ઉલટો બન્ધનનોજ હેતુ છે; ધર્મથી તો ત્રણુ લોકના વિષય સુખોનીજ પ્રાપ્તિ થઇ શકે છે. તે પણુ એક પ્રકારથી સુવર્ણનીજ બેડી છે. કોઇ જપથી અથવા કેવળ ત્યાગથી તેને પ્રસન્ન કરવા ચાહે તો તે કેમ પ્રસન્ન થઇ શકે છે? તેની કૃપા વગર કાંઇપણુ થઇ શકતું નથી. ભકિતથી હીન થઈ જપ, તપ, પૂજા, પાઠ, યજ્ઞ, દાન, અનુષ્ઠાન આદિ કાંઈપણુ સત્કર્મ કાં ન કરવામાં આવે તે બધાં વ્યર્થ છે."

न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥
(ભાગવત ૧૧/૧/૪/૨૦)

ભગવાનની કૃપાની બધાની મોટી પહેચાન એ છે કે જેથી બ્રાહ્મણોમાં, તીર્થમાં, ભગવત્ચરિત્રોમાં, દેવસ્થાનોમાં, ભગવત્પ્રતિમાઓમાં, ગાયોમાં, તુલસી-પીપળ આદિ પવિત્ર વૃક્ષોમાં શ્રદ્ધા હોય; એ બધાં પ્રત્યે હાર્દિક અનુરાગ હોય, તેનેજ સમજવો જોઇએ કે તે ભગવત્કૃપાનો પાત્ર બની ચુકયો છે. સંસારમાં ભિન્ન ભિન્ન પ્રકૃતિના પુરૂષો હોય છે; જેના ઉપર ભગવાનની પૂર્ણ કૃપા થાય છે તેનેજ પ્રભુ—પ્રેમ પ્રાપ્ત થઇ શકે છે.

કૃપાના ભેદ—(૧) શાસ્ત્રકૃપા, (૨) ગુરૂકૃપા, (૩) પરમાત્મ કૃપા. આ ત્રણુજ કૃપા મુખ્ય છે. આ ત્રણેમાંથી કોઈની પણુ કૃપા થવાથી મનુષ્યનાં સંસારી બન્ધન ઢીલાં થઇ શકે છે; અને તે પ્રભુની તરફ અગ્રસર થઇ શકે છે. કૃપા શબ્દનો અર્થ છેઃ—પ્રાણી માત્રના દુઃખની નિવૃત્તિમાં ચેષ્ટા.

"ઈશ્વરની કૃપા હોય છે ત્યારે સર્વ વાનાં યથેષ્ટ હોય છે અને સર્વની બુદ્ધિઓ ઉત્તમ થાય છે. એ કૃપાના પ્રવાહને સાધારણ રીતે માણસો ભાગ્યનો પ્રવાહ કહે છે."

( સરસ્વતીચંદ્ર ભા. ૩ )

"પ્રભુ ખરેખર કૃપા સાગર છે." ( કાઉન્ટ ટૉલસ્ટૉય )

"પ્રેમની ભીનાશવાળું અંતઃકરણ પ્રભુએ મને આપ્યું અને એ આર્દ્રતા તેણે કાયમ રાખી છે એ તેનો કેવો મહાન્ ઉપકાર છે." (કા. ટૉ.).

"પોતાનું હૃદય તો પ્રભુની દયાનું ઐહિક પ્રતિરૂપજ છે (કા ટૉ.)

"પ્રત્યેક મનુષ્યના કાર્યની તેની ભાવના અનુસાર સિદ્ધિ થાય છે, અને પરમાત્માની જો મનુષ્યના અમુક કાર્યને સિદ્ધ કરવાની ઈચ્છા હોય છે તો તે કાર્ય સિદ્ધિનાં તેવાં સાધનો પણ તત્કાળ મેળવી આપે છે એવો એક નીયમ છે. એ નિયમ ત્રિકાળાબાધ્ય તથા સત્ય છે." (ભીષ્મપિતામહ).

"શ્રી કૃષ્ણ is very much pleased when one is merciful towards the helpless. All things are regulated according to His wishes and will ever be so regulated. We know that our idle thoughts are perfectly useless, still we can not sit still." ( Pagal Harnath. )

"Krishna is the sole Lord of the Universe. Like a faithful wife be happy by obtaining the protection of that Lord in thoughts, body and words."

( P. H. )

"God shows greater mercy to the humble; for the aristocrat the learned and the wealthy are full of vanity." ( P. H. )

"It is through error that people approach to trouble Him with prayers to give them this and that. Being unable to comprehend we are only duped by begging of Lord of the Universe mere transient earthly pleasures. when we are in the dark about the gems of that unknown and unfathomable treasury, it is meet that we should pray unto Him to give us the best of the lot. Then we :are sure to get Prem, for this is the most invaluable of all His gems and He prizes it above all. As the snake prizes its gem more than its life, so does my Krishna His Prem."

( P. H. )

" Keep your mind upon His lotus-feet even when you are asleep. Make His lovely dark features in ornaments of your heart, and fasten His name to your tongue and ever think of His countless plays. He will then never forget you." ( P. H. )

" પરોપકાર અને સ્વાર્થ ત્યાગમાં કેવળ મનનું જોર નથી પણ તે ઇશ્વર ઉપાસનાથી મળી શકશે. પ્રયત્ન કરવામાં માત્ર હમેશ અરધો કલાક ભગવાનનું ધ્યાન કરવું, તેની પ્રાર્થના કરવી, બળવાન ઇચ્છા રાખવી. મન ક્રમે ક્રમે તૈયાર થશે. હું મારી ઇચ્છાને આધીન નથી; જે સ્થાને ભગવાન લઇ જશે ત્યાં પૂતળાં પેઠે હું જઇશ, જે કરાવશે તે હું પૂતળાં પેઠેજ કરીશ. "

(અરવિંદ ઘોષનું તત્ત્વ જ્ઞાન).

" ઈશ્વરને સંતુષ્ટ કરવાને સદાચાર જેવો અન્ય એકે ઉત્તમ માર્ગ નથી. નીતિના માર્ગે ચાલવાથી કોઇનું અધઃપતન થયું હોય એમ કદાપિ સાંભળવામાં આવ્યું નથી. " (સમ્રાટ-અકબર).

" ઈશ્વરની કૃપા હોય છે ત્યારે સર્વ વાનાં યથેષ્ટ
અને સર્વની બુદ્ધિઓ ઉત્તમ થાય છે. એ કૃપાના પ્રવાહને
રણ રીતે માણસો ભાગ્યનો પ્રવાહ કહે છે."

( સરસ્વતીચંદ્ર ભ

" પ્રભુ ખરેખર કૃપા સાગર છે." ( કાઉન્ટ ટોલસ

" પ્રેમની ભીનાશવાળું અંતઃકરણ પ્રભુએ મને
અને એ આર્દ્રતા તેણે કાયમ રાખી છે એ તેનો કેવો
ઉપકાર છે."

(કા.

"પોતાનું હૃદય તો પ્રભુની દયાનું ઐહિક પ્રતિરૂપજ છે (

" પ્રત્યેક મનુષ્યના કાર્યની તેની ભાવના અનુસાર
થાય છે, અને પરમાત્માની જો મનુષ્યના અમુક કાર્યને
કરવાની ઈચ્છા હોય છે તો તે કાર્ય સિદ્ધિનાં તેવાં સાધનો
તત્કાળ મેળવી આપે છે એવો એક નીયમ છે. એ નિયમ ત્રિ
બાધ્ય તથા સત્ય છે."

(ભીષ્મપિતા

" શ્રી કૃષ્ણ is very much pleased when on
merciful towards the helpless. All things are regul
according to His wishes and will ever be so regula
We know that our idle thoughts are perfectly
less, still we can not sit still." ( Pagal Harna

" Krishna is the sole Lord of the U
Like a faithful wife be happy by obtaining
tection of that Lord in thoughts, body and

( i

" God shows greater mercy to the humi
the aristocrat the learned and the wealthy a
of vanity."

( i.

again viz દ્રૌપદી, અર્જુન અને ઉદ્ધવ, (It is interesting to note in this connection that Jesus Christ too had only three discipies who were very close to him in his life time.) But today we want to take hold of all. (સ્વામીનારાયણ)

"In former times the seekers sought God but now God seeks the seekers. Just as dust-washers look for gold in the dust, God looks for the seekers among the sinners and evil-doers.

*To talk about God is the best among following* things (1) to meditate on God (2) to live in the realization that one is a spirit (3) to serve the sick (4) to talk to the people about God."

"In the seriptures God is spoken of as looking upon all with an equal eye but this is not true. God belongs to his devoters, and not to these who do not believe in Him. (સ્વામીનારાયણ.)

"God abides in His Bhaktas but He does this in accordance with their fitness. He abides in a greater measure in those who have more faith and love for Him."

"As a man turns away his face when he sees his mother or sister or daughter in a naked or semi naked state, *even so God does not look at* the faults of His devotees."

"Souls do not leave their nature which is to seek the things of the world and the flesh: in the same way God does not leave His nature which is to save souls."

" There is a fatalism about some kinds of belief in God's grace and this often leads to stuckness in moral effort not to speak of antinomination. Not only is there no room for such fatalism in Swaminarayan's scheme of salvation, but he warns very emphatically his disciples againat the merest tendency towards such an easy belief in God's grace. (સ્વા. ના)

" જેની નિષ્ટા સાચી છે તેને પ્રભુજ ઉગારી લે છે"
( ગાંધીજી )

" જેને ઈશ્વર ઉગારવા ઇચ્છે તે પડવા ઇચ્છતો છતાં પવિત્ર રહી શકે છે." (ગાંધીજી).

" જ્યારે વિચાર શુદ્ધિ થાય છે ત્યારે ઈશ્વરનો અનુગ્રહ મનાય છે. જેમ ન પડવાના પ્રયત્ન કરતો છતો મનુષ્ય પડે છે એવું આપણે અનુભવીએ છીએ, તેમજ પડવા ઇચ્છતો છતો અનેક સંજોગોને કારણે મનુષ્ય બચી જાય છે એ પણ અનુભવસિદ્ધ વાત છે. આમાં પુરૂષાર્થ કયાં છે? દૈવ કયાં છે? અથવા કયા નિયમોને વશ વર્તીને મનુષ્ય છેવટે પડે છે અથવા બચે છે એ પ્રશ્નો ગુઢ છે. તેનો ઉકેલ આજલગી થયો નથી અને છેવટનો નિર્ણય થઇ શકે કે નહિ એ કહેવું કઠીન છે." (ગાંધીજી)

" ઇશ્વર દુઃખરૂપી કડવાં ઔષધો આપે છે તેનીજ સાથે મૈત્રીનાં મીઠાં અનુપાનો પણ આપેજ છે." ( ગાંધીજી )

" જબ હો જાતિ હૈ રામ કૃપા, દુખ સુખદાઇ હો જાતે હૈ
રિપુ હિતૂ ગરલ અમૃત સમાન, પર્વત રાઈ હો જાતે હૈ "
( રામકથા )

શ્રી રામચંદ્રજી કહે છેઃ—

" રંક કરે ચિન્તા ધનકી જિમ, તૈસે હી મોહી સુભક્ત સુહાવૈ.
જો મમ ભક્તિ અનન્ય કરે પુનિ સરનાગત પ્રિય હૈ સુહિ દોઉ. "

છે ત્યાં ત્યાં ઉપાસ્ય બ્રહ્મને અવ્યક્ત પણ સગુણજ વર્ણવેલું છે. અલક્ષ્ય—પરાવર—પરબ્રહ્મનું લક્ષ્યાત્મ નિધિ—સ્વરૂપ, તેને સંસાર ઇશ્વરને નામે ઓળખે છે; તેને શ્રુતી સુપર્ણ-યુગલમાંનું ઇશ અંગ કહે છે તે સ્વરૂપ સાથે સાયુજ્ય પામ્યા વિના અલક્ષ્ય પરાવરમાં સાયુજ્ય પાળવાની કલ્પના મિથ્યા છે.

નિર્ગુણ, નિરાકાર, મનવાણીથી અતીત બ્રહ્મ જ્યારે સુસક્ષુ એટલે સરજવાની ઇચ્છાવાળું થયું ત્યારેજ તે વિકારવાન અને સગુણ ઇશ્વર થયા. કારણ કે ઇચ્છા થતાંજ ગુણો થયા, અને જે અવસ્થા હતી તેમાં વિકૃતિ થઇ. તે જે અવસ્થા તે ઇશ્વર. નિર્ગુણ-બ્રહ્મ અને સર્વશક્તિમાન સાકાર ઇશ્વર એકજ છે. એકને માનવામાં બીજાને માનવાનું ગર્ભિત રીતે કહેવાય છે. અગ્નિનો વિચાર તેની દાહક શક્તિથી ભિન્ન થઇ શકે નહીં; તેમ દાહક શક્તિનો ખ્યાલ અગ્નિથી નિરાળો આવી શકે નહીં. નિર્ગુણ એજ સગુણ છે. ભક્તને માટે સગુણ બ્રહ્મ છે, અર્થાત તે ગુણ, ઐશ્વર્યયુક્ત છે. તે એક વ્યક્તિ છે, સાકાર છે. દર્શન આપે છે. પ્રાર્થના સાંભળે છે. વેદમાં તેને સાકાર અને નિરાકાર; સગુણ તેમજ નિર્ગુણ કહ્યો છે.

ગુણ શબ્દનો અર્થ દોરી, બન્ધન, દોરડું વગેરે થાય છે. પ્રકૃતિ અથવા માયામાંથી ઉત્પન્ન થયેલા સત્ત્વ, રજ અને તમો-ગુણને શાસ્ત્રીય ભાષામાં ગુણ કહેવામાં આવે છે. જેમ દોરી અથવા બન્ધન બાંધી લેવાના કામમાં આવે છે, તેમ આ ત્રણ ગુણો મનુષ્ય, ઇતર પ્રાણીઓ, અને દુનિઆના તમામ પદાર્થો પરત્વે બન્ધન તરીકે વર્તે છે; અર્થાત્ તમામ પ્રાણી પદાર્થો ઉપર આ ત્રણ ગુણોની :સત્તા છે.

મુખ્ય ગુણો બધી શક્તિની અન્તર્ગત આવી જાય છે; જેને વૈજ્ઞાનિક stress વા Energy કહે છે. માંસાદિકનું બનેલું સ્થૂળ દેહ પ્રત્યક્ષ દુઃખરૂપ છે. વાસનાઓ—સૂક્ષ્મ શરીર કામાદિકનો ઉદ્

હોવાથી દુઃખરૂપ છે. અને કારણ શરીર અજ્ઞાન રૂપ હોવાથી દુઃખ રૂપ છે ત્રણે ગુણો દુખરૂપ છે. તમો આદિ ગુણ છે. તે નિર્ગુણ, અવ્યક્ત અથવા મહત્ યા પ્રધાનના એક પ્રકારે પર્યાયવાચીજ છે. પૂર્વકલ્પની શેષ ભાવના કાળવશ પરિપક્વ થઇ પ્રધાન અથવા અવ્યક્તમાં જ્યારે ગુણ–વિક્ષોભન અથવા ગુણ–વૈષમ્ય ઉત્પન્ન કરે છે ત્યારે તે વિક્ષોભને રજોગુણ કહે છે; અને રજોગુણાત્મક વિક્ષોભ કોઇ પરિણામ–વિશેષમાં અમુક કાળ–વિશેષ સુધી બંધ રહેવાનું નામ સત્વગુણ છે. સત્વગુણ આત્માનો પ્રકાશ કરાવવાવાળો છે. જેની પ્રકૃતિમાં તમોગુણ હોય છે તેજ શિવજીની નિંદા પણ કરતા હોય છે.

ૐની વ્યષ્ટિરૂપની વ્યાખ્યાજ ત્રિગુણ છે.

| अ | उ | म् |
|---|---|---|
| ગાયત્રી | ત્રિષ્ટુપ | જગતી |
| જાગ્રત | સ્વપ્ન | સુષુપ્તિ |
| પ્રાતઃસ્તવન | માધ્યાન્દિન | સાયંકાળ |
| ૨૪ વર્ષ | ૪૪ વર્ષ | ૪૮ વર્ષ |
| વસુ | રૂદ્ર | આદિત્ય |
| વસંત | ગ્રીષ્મ | શરદ |
| આજ્ય | ઇધ્મ | હવિઃ |
| ભૂઃ | ભુવઃ | સ્વઃ |
| પૃથ્વી | અન્તરિક્ષ | દ્યોઃ |
| ઋક્ | યજુઃ | સામ |
| અગ્નિ | વાયુ | આદિત્ય |
| વાક્ | પ્રાણ | મન |
| હોતા | અધ્વર્યુ | ઉદ્દગાત |
| સત્વ | રજ | તમ |

| | | |
|---|---|---|
| ગાર્હપત્યાગ્નિ | દક્ષિણાગ્નિ | આહ્વનીયાગ્નિ |
| અમ્બા | અમ્બિકા | અમ્બાલિકા |
| વિષ્ણુ | બ્રહ્મા | શિવ |
| જ્ઞાન | ક્રિયા | ઇચ્છા |

ત્રણે ગુણોની અધિશ્વરી શક્તિ એકત્રિક યા ત્રિકોણુની મધ્યમાં પ્રતિષ્ઠિત રહે છે. આ ત્રિકોણાત્મક શક્તિનો સંયમ કરી તેને આત્મ વશ્ય કરવું એજ મહાન વિજય છે. ચોસઠ ગુણ—૫૦ ઉચ્ચ જીવોમાં પ્રકાશિત થાય છે; ૫ રૂદ્રાદિકમાં પ્રકટ હોય છે; ૫ શ્રીપતિમાં આવિભૂત છે, અને શેષ ૪ = ૬૪ છે. ત્રણ ગુણોથી બધા જીવ બંધાએલા છે. જ્યારે જીવ જ્ઞાનનો પ્રકાશ મેળવે છે. ત્યારે જ્ઞાનની જ્યોતિથી સત્ય-સ્વરૂપને જાણી જાય છે. તે જન્મ મરણના બન્ધનને છિન્નભિન્ન કરી દીએ છે. શક્તિની ત્રિગુણાત્મક સ્થિતિ સકલ બ્રહ્મમાં ચિદ્રૂપ જ્ઞાન (સત્વ) પ્રધાન; નાદ તત્ત્વમાં ક્રિયા રૂપે રજ પ્રધાન; અને બિન્દુ તત્ત્વમાં ઘનીભૂત હોવાના કારણે તમઃ પ્રધાન થઈ જાય છે. ત્રણે ગુણ શુદ્ધ અને વિમળ થઈ પોતાની દિવ્ય સત્તાને પ્રાપ્ત થાય છે.

સત્વનું જ્યોતિ અર્થાત વિશુદ્ધ આત્મ તેજ થાય છે; રજની તપ અર્થાત શાન્તિમય પ્રચંડ દિવ્ય શક્તિ થાય છે, તમની શમ :અર્થાત નિર્દ્વન્દ્વ સમતા—શાન્તિ થાય છે. સત્ત્વનો ગુણ પ્રકાશ, રજનો ગુણ શક્તિ અને તમનો ગુણ આવરણ છે. આ ત્રણ ગુણ મળીને સૃષ્ટિનું પર્યાય બની ગયેલ છે, પર્યાય ભેદથી માયા અને અવિદ્યા રૂપમાં તે દ્વિવિધ છે. સમષ્ટિ શરીરાભિમાની જે ચૈતન્ય વૃત્તિ છે તે માયા છે. અન્વિય-વિદ્યા ક્રિયાત્મિકા વિદ્યામાં ઘણી સહાયભુત છે. અવિદ્યાનો અર્થ વિપર્યય જ્ઞાન અથવા મિથ્યાજ્ઞાન—અર્થાત્

(૧) અનિત્યમાં નિત્યની પ્રતીતિ;

(૨) અશુધ્ધમાં શુચીની પ્રતીતિ;

(૩) દુઃખમાં સુખની પ્રતીતિ.

"માન એ ગુણોની સુગંધી છે." (આર્યધર્મ)

"In order to Keep the body free from disease it is particularly necessary to pave only gool food; all *impure or Tamasik food should be avoided without the least hesitation* Fruits, roots, and vegetables constitute the satvik diet. Meet, flesh, intoxicants, onions, garlies are *counted among the* Tamasik food

It would be a very good thing if you would avoid invitations at dinners for some time. Take milk and ghee in ample quantities.

Amongst frnits Bael (બીલી) is the best of satwik fruits The leaves, the bark, the flowers, and the fruits of the Bael tree have each the power of destroying Tamogun. Shiva is fond of them all

Krishna's Name generates pure Satya-Gun the framing of which is Bhakti (devotedness); Bhakti produces Prem (love), by which the Lord of love (Hari) is reached" (Pagal Harnath)

## નિર્ગુણ

નિર્ગુણ અને સગુણ એ બે શબ્દો જોવામાં ન્હાના છે, પણ તેમાં કઇ કઇ બાબતોનો સમાવેશ થાય છે તે જોવા જઇએ છીએ ત્યારે ખરેખર આખું બ્રહ્માંડ આપણી આંખ આગળ ખડું

થાય છે, અવ્યક્તના પાછા સગુણ, સગુણ—નિર્ગુણ એવા ત્રણ ભેદ પાડવામાં આવ્યા છે ગુણ એ શબ્દથી મનુષ્યને પોતાની બાહ્ય ઇન્દ્રિથીજ જેનું જ્ઞાન થાય છે તેજ, એવો અર્થ નથીઃ પણ મનથી જેનું જ્ઞાન થાય છે તે પણ વિવક્ષિત છે. પરમેશ્વરનું શ્રેષ્ઠ સ્વરૂપ તે તેનું વ્યક્ત સ્વરૂપ નથી પણ અવ્યક્ત છે એટલું સ્પષ્ટ થયું. હવે તે સ્વરૂપ સગુણ કે નિર્ગુણ છે તેનો કંઇક વિચાર કરવો જોઇએ. કારણ સાંખ્યમાં પ્રકૃતિને અવ્યક્ત—ઇન્દ્રિયને અગોચર માનેલ છે, છતાં સત્વ, રજ, તમો ગુણમયી માનેલી છે, અને સગુણ અવ્યક્ત એક આ ઉદાહરણ લઇ પરમેશ્વરના અવ્યક્ત સ્વરૂપને પણ સગુણ માનવું જોઇએ એમ કેટલાકનું કહેવું છે.

પરમેશ્વર અવ્યક્ત એટલે ઈન્દ્રિય ગોચર ન હોય તો પણ તે દયા, કર્તૃત્વ વિગેરે ગુણથી યુક્ત છે; અર્થાત સગુણ હોવા જોઇએ એમ સિદ્ધ થાય છે. પણ બીજી બાજુએ એ પણ જોવાનું છે કે ભગવાન એમ પણ કહે છે કે नमां कर्माणि लिम्पन्ति–મને કર્મનો એટલે ગુણનો પણ લેપ થતો નથી (ગીતા ૪/૧૪) પ્રકૃતિના ગુણોથી મોહ પામીને મુર્ખ પુરૂષોજ આત્માને કર્તા માને છે. અથવા આ અવ્યય અને અકર્તા પરમેશ્વરજ પ્રાણી માત્રના હૃદયમાં જીવરૂપે રહે છે. (૧૩/૩૧); અને પ્રાણી માત્રના કર્તૃત્વ અને કર્મથી વસ્તુતાએ અલિપ્ત છતાં અજ્ઞાનથી છવાયલા લોકો મોહમાં પડે છે.

અવ્યક્ત એટલે ઇન્દ્રિયને અગોચર એવાં ઈશ્વરનાં સ્વરૂપો આ પ્રમાણે સગુણ અને નિર્ગુણ એવાં બે પ્રકારનાં વર્ણવેલાં છે. એમ નથી. પણ કોઇ ઠેકાણે એ બે રૂપોને એકત્ર મેળવીને ઇશ્વરનું વર્ણન કરેલ છે. ઉપનિષદ્‌માં પણ નેતિ–નેતિ એટલે જેને માટે કાંઇ કરી શકાય નહીં એવું બ્રહ્મ દશ્ય જગતની પેલી પાસનું છે. તે આંખે દેખાતું નથી, અને यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह તે વાણી અને મનને અગોચર છે, એ પ્રમાણે પરમાત્માના

અજ્ઞેય સ્વરૂપનાં વર્ણનો આપેલાં છે. નિર્ગુણ પરબ્રહ્મમાં સગુણનો ભાસ થવો એ અજ્ઞાનનું જ પરિણામ છે નિર્ગુણ બ્રહ્મ એ આખરનું સાધ્ય છે, સાધન નથી; અને કોઇ પણ સધનથી નિર્ગુણ બ્રહ્મ સાથે એકરૂપ થવાની પાત્રતા મનને આવ્યા સિવાય આ શ્રેષ્ઠ બ્રહ્મ-સ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. જેના ઉપર એ ગુણોની સત્તા ન હોય તેને નિર્ગુણ કહેવામાં આવે છે. એટલા માટે ખાસ રીને ધ્યાનમાં રાખવું જોઈએ કે ઉપનિષદ્ અને શાસ્ત્રોમાં બ્રહ્મ કે ભગવાનના સંબંધમાં જ્યાં નિર્ગુણ શબ્દ વાપર્યો છે ત્યાં તેનો અર્થ જેના ઉપર સત્વાદિ ત્રણ ગુણોની સત્તા કે અસર નથી તે થાય છે. તે નિર્ગુણ શબ્દનો શાસ્ત્રીય અર્થ ધર્મ કે લક્ષણ રહિત એવો થતો નથી.

साक्षी चेता केवलो निर्गुणश्च આ શ્રુતિમાં નિર્ગુણ સિવાયનાં તમામ શબ્દો બ્રહ્મના ગુણો, ધર્મો કે લક્ષણોનું કથન કરે છે. બ્રહ્મના ઉપર સત્વાદિ ત્રણ ગુણોની સત્તા નથી. જો નિર્ગુણ શબ્દ આવા અર્થમાં વાપર્યો ન હોય તો શ્રુતિ અર્થવિરોધ વાળી થઈ જાય શ્રુતિમાં અર્થવિરોધ હોય નહીં, તેથી નિર્ગુણ શબ્દોનો અર્થ ઉપર બતાવ્યા પ્રમાણે કરતાં બ્રહ્મ સધર્મક સિદ્ધ થાય છે. નિર્ગુણ તમોગુણને ધારણ કરવો પણ અતીવ દુષ્કર છે; તેટલા માટે તમોગુણને ત્રિમુર્તિ શ્રેષ્ઠ ભગવાન શંકરજ ધારણ કરે છે અને કરી શકે છે.

" Increase of the body, color, age, eontentmet, strength, stability (of limbs), freedom from desire, enthusiasm are known as रजज् (or born of Rajas—modifications of Rajas); wish hate, happiness, misery, religion and non religion (duty and absence of it). nature, exertion, knowledge, longevity (period of one's life), organs of senses etc. are self-born (I. e. result from one's own acts and not acquired from parents);

From रजस् (activity of mind) proceeds the rajasic qualities; they are desire love, anger, pride etc; sleep, idle-ness, errors, cheating etc are तामसिक् serenity of organs, health, absence of laziness etc. are born of सत्त्व. " (Kalpak. Vol 33. P. 299)

બ્રહ્મ

યહ પંચ ભૂતિકા પાપી તન, નિર્ગુણકી બાત કયા જાને?
મોહમેં રંગી પાપની આંખ, કયા શુદ્ધ બ્રહ્મકો પહિચાને?
જિસ મનપર હો જડકા કબજા, ચૈતન્ય ઉસે કબ દિખલાયે'
જિસપર હો મમતા કા પાદા, ઉસકો કયા ખાક નજર આયે.

" સત્વગુણથી સ્વધર્મ (આત્મભાન) પ્રાપ્ત થાય છે એવું બુદ્ધિથી કહેવાય છે, પણ નિશ્ચયનયથી જોનાર હું તો જાણું જ છું કે એ બધું બુદ્ધિનું બોલવું વૃથા છે. મારામાં કોઇ ગુણ છેજ નહિ, હું નિર્ગુણ છું તો પછી ધર્મ શું, અને ધર્મને ઉત્પન્ન કરનાર સત્વગુણ તે વળી શું ? ગુણોના દ્વૈત સ્વીકારવા એજ સંકલ્પ વિકલ્પની ભ્રમણામાં પડયા બરાબર છે." (મહાત્મા (દત્તાત્રય) ની મસ્તી).

નિર્ગુણ સ્વરૂપ અક્ષર કહેવાય છે, સગુણ ક્ષર કહેવાય છે."
(અરવિંદ ઘોષનું તત્વજ્ઞાન).

"નિરગુન સગુ નહિ ભેદ યહ, મન મહું લેહુ વિચાર
નિરગુન વ્યાપ્યો વિશ્વમહં, સગુન કરૈ ભવપાર.
(કલ્યાણ-ફેબ્રુઆરી ૧૯૪૦ પા. ૬૫૧૬)

## (૬) સાકાર—નિરાકાર.

ઇશ્વરનું સ્વરૂપ આવુંજ છે અને આવું નથી એમ કહી શકાયજ નહીં. તે નિરાકાર છે છતાં સાકાર થઇ શકે છે. ભક્તના સંતોષ માટે તે સાકાર થાય છે. જેઓ જ્ઞાનમાર્ગી છે તેઓ

જગતને સ્વપ્નવત માને છે. તેઓને માટે તે નિરાકાર છે. જેઓ ભક્તિ માર્ગે જનારા છે તેઓ જાણે છે કે અમે એક પદાર્થ છીએ, અને જગત પણ એક પદાર્થ છે, એવા ભક્તને ઇશ્વર એક વ્યક્તિ રૂપે દર્શન આપે છે. જેઓ જ્ઞાન માર્ગી છે એટલે કે વેદાંત વાદી છે તેઓ નેતિ નેતિ એવો વિચાર કરે છે વિચાર કરતાં કરતાં જ્ઞાનીને સમજાય છે કે અહંભાવ મિથ્યા છે; અને જગત પણ મિથ્યા–સ્વપ્નવત છે. જ્ઞાનીઓ બ્રહ્મનું જ્ઞાન ચક્ષુ વડે દર્શન કરી શકે છે તે કેવી રીતે ? જાણે સચ્ચિદાનંદ એક અગાધ અનંત સમુદ્ર છે; તેને કિનારો નથી–સીમા નથી; ભક્તિ રૂપી ઠંડીથી ઠેકાણે ઠેકાણે એ નિરાકાર જળ સાકાર બરફ રૂપ બની ગયું છે; અર્થાત્ ભક્તની આગળ તે કોઇ કોઇ વાર વ્યક્ત ભાવે સાકાર રૂપે પ્રકટ થાય છે. જ્ઞાન રૂપી સૂર્યની ગરમી પડતાં એ બરફ પીગળી જાય છે, એટલે પછી ઇશ્વરનું વ્યક્ત રૂપે દર્શન થતું નથી; અને તે એક વ્યક્તિ છે એમ પણ કહી શકાતું નથી. તે કોણ છે ? કેવો છે ? એ મ્હોડેથી કહેવાયજ નહીં. કોનાથી બોલાય ? બોલનાર કોણ ? જે બોલનાર તેનું વ્યક્તિત્વ રહ્યું નથી, તેનું અહંપણું પીગળી ગયું છે, અને શોધ્યું જડતું નથી. વિચાર કરતાં કરતાં આખરે અહં બહં કશુંય રહેતું નથી. જેમ કાંદાનું બહારનું પડ ઉખેડીએ તો અંદરનું બીજું પડ માલમ પડે છે; અને એક પછી એક પડ ઉકેલતાં આખરે માંહ્ય કશુંજ જણાતું નથી. જે ઠેકાણે બોલનાર પોતાનું હુંપણુંજ ગુમાવી બેઠો છે, શોધનાર પોતેજ રહ્યો નથી ત્યાં પછી બ્રહ્મનું સ્વરૂપ જ્ઞાન દ્રષ્ટિથી કેવું જણાય છે તે કહેનાર કોણ ? મીઠાની પૂતળી સમુદ્રનું ઉંડાણ માપવા ગઇ, તે સમુદ્રમાં ઉતરતી ગઇ તેમ તેમ ઓગળતી ગઇ, હવે એ શી રીતે બહાર આવે અને સમુદ્રનું ઉંડાણ આપણને કહે ? –

"In small pieces of stones the existence of the Lord is not menifest in a greater degree than in all

other similar objects of the Universe, why then are the Ling (stone representations of shiv) so much venerated! Have you not heard that shiv actually came out of Ling trident in hand, to protect His devotee ? "

To gratify the wishes of a Bhakta, Hari the life of the Universe burst forth from a stone-pillar anl saved his honour, a little thought over this will convince you of the truth; that is, it is due to the efficacy of the devotee's faith. (Pagal Harnath).

## (૭) બ્રહ્મ.

બાહ્ય સૃષ્ટિના અધિષ્ઠાન રૂપે રહેનારા આ નિત્ય દ્રવ્યને વેદાન્તિ બ્રહ્મ કહે છે, અને જો શકય હોય તો આ બ્રહ્મનું સ્વરૂપ શું છે તે પણ નક્કી કરવાની જરૂર છે. प्रज्ञानं ब्रह्म, विज्ञानं ब्रह्म એટલે જડ સૃષ્ટિમાં નાનાત્વનું એકત્વ રૂપે જે જ્ઞાન થાય છે તેજ બ્રહ્મનું સ્વરૂપ હોવું જોઇએ એમ કહી શકાય. પણ ઉપનિષદ્‌માં ચિદ્રૂપી જ્ઞાનની સાથેજ સદ્રૂપ જગતમાંની સર્વ વસ્તુના અસ્તિત્વનો સામાન્ય ધર્મ અથવા સત્તા સામાન્યત્વ તેનો અને આનંદનો પણ બ્રહ્મ સ્વરૂપમાંજ અંતર્ભાવ કરીને બ્રહ્મ સચ્ચિદાનંદ રૂપ છે એમ કહેલું છે. આ સિવાય ૐકાર એ પણ બીજું બ્રહ્મ સ્વરૂપ છે એમ કહે છે. આ બ્રહ્મ અથવા વસ્તુ તત્ત્વ—(૧) આત્માના સ્વરૂપનું હશે કે, (૨) આત્માથી ભિન્ન સ્વરૂપનું હશે એવા બે પક્ષ સંભવે છે. ગમે તે રીતે વિચાર કરીએ તોપણ બાહ્ય સૃષ્ટિમાં નામ-રૂપની નીચે ઢંકાએલું બ્રહ્મ તત્ત્વ નામ રૂપાત્મક પ્રકૃતિની પેઠે જડ નથી; એટલુંજ નહીં પણ વાસનાત્મક બ્રહ્મ, મનોમય બ્રહ્મ, જ્ઞાનમય બ્રહ્મ, પ્રાણ બ્રહ્મ કિંવા ૐકાર રૂપી શબ્દ બ્રહ્મ એ સર્વે બ્રહ્મ સ્વરૂપ તો નીચેની પાયરીનાં છે; અને ખરૂં બ્રહ્મ સ્વરૂપ તો તેની પણ પેલી

પાર અને તેનાથી અધિક યોગ્યતાવાળું શુદ્ધ આત્મ રૂપી છે એમ સિદ્ધ થાય છે. (ગીતા ૨/૨૯; ૭/૫; ૮/૪; ૧૩/૩૧; ૧૫/૭-૮). તથાપિ બ્રહ્મ અને આત્મા એમનું સ્વરૂપ એક છે એ સિદ્ધાંત કેવળ યુક્તિવાદ શોધી કાઢયો છે એમ સમજવાનું નથી ખરૂં બ્રહ્મ સ્વરૂપ નિર્ગુણજ છે; તેનું જ્ઞાન થવા માટે તેનો અપરોક્ષ અનુભવજ થવો જોઈએ. બ્રહ્મ અને આત્મા એક છે એ સમીકરણજ આપણી ભાષામાં પિંડેતે બ્રહ્માંડે એ રૂપમાં પ્રકટ થાય છે.

શ્રુતિ, સૂત્ર, ગીતા અને ભાગવતાદિ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે બ્રહ્મ, નિત્ય, સ્વાભાવિક, સત્યાદિ હજારો ગુણથી યુક્ત છે તે સર્વના આધારભૂત માયાને વશ રાખનાર, આનંદાકાર, ઉત્તમ અને સર્વ પ્રાપંચિક પદાર્થોના ગુણથી વિલક્ષણ છે. બ્રહ્મના ત્રણ સ્વરૂપ છે. આધિદૈવિક, આધ્યાત્મિક અને આધિભૌતિક પર બ્રહ્મ એ આધિ દૈવિકસ્વરૂપ છે; અક્ષર બ્રહ્મ આધ્યાત્મિક સ્વરૂપ છે; અને જગત્ એ આધિભૌતિક સ્વરૂપ છે. એ ત્રણે સ્વરૂપ અનન્ય છે, અભિન્ન છે. આધિદૈવિક સ્વરૂપ ભક્તિથીજ પ્રાપ્ત થાય છે; અક્ષરજ્ઞાનીને પ્રાપ્ત થાય છે. બ્રહ્મ એ સચ્ચિદાનંદ રૂપ નિર્વિકારી, સર્વ શક્તિમાન, સર્વવ્યાપી, સર્વાધાર, જગતનું સમવાયી અને નિમિત કારણ, સર્વ વિરૂદ્ધ ધર્માશ્રય રૂપ અને અનંત મૂર્તિ છે. તે વિભક્ત તેમજ અવિભક્ત છે. તે જડ શરીરના પ્રાકૃત ગુણોથી રહિત છે. સત્ય, શૌચ, દયા, શાન્તિ ઇત્યાદિ હજારો સ્વભાવિક ગુણોથી તે યુક્ત છે. તે આવિર્ભાવ અને તિરોભાવથી બહુ રૂપે ભાસે છે, તે કોઇ વખત પોતાના સ્વરૂપમાં અને કોઇ વખત પ્રપંચમાં રમે છે. તે યુક્તિનો વિષય નથી જેમાં જે વડે, જે થકી, જે સંબંધી, જેને અર્થે, જેજે કાંઇ જે પ્રકારે, જેજે કાળમાં જે કાંઈ થાય છે તે સર્વ બ્રહ્મ છે.

सत्यं ज्ञानमनन्तं ब्रह्म विज्ञान मानन्दं ब्रह्म.

other similar objects of the Universe, why then are the Ling (stone representations of shiv) so much venerated! Have you not heard that shiv actually came out of Ling trident in hand, to protect His devotee?"

To gratify the wishes of a Bhakta, Hari the life of the Universe burst forth from a stone-pillar anl saved his honour, a little thought over this will convince you of the truth; that is, it is due to the efficacy of the devotee's faith. (Pagal Harnath).

## (૭) બ્રહ્મ.

બાહ્ય સૃષ્ટિના અધિષ્ઠાન રૂપે રહેનારા આ નિત્ય દ્રવ્યને વેદાન્તિ બ્રહ્મ કહે છે, અને જો શકય હોય તો આ બ્રહ્મનું સ્વરૂપ શું છે તે પણ નક્કી કરવાની જરૂર છે. प्रज्ञानं ब्रह्म, विज्ञानं ब्रह्म એટલે જડ સૃષ્ટિમાં નાનાત્વનું એકત્વ રૂપે જે જ્ઞાન થાય છે તેજ બ્રહ્મનું સ્વરૂપ હોવું જોઇએ એમ કહી શકાય. પણ ઉપનિષદ્‌માં ચિદ્રૂપી જ્ઞાનની સાથેજ સદ્રૂપ જગતમાંની સર્વ વસ્તુના અસ્તિત્વનો સામાન્ય ધર્મ અથવા સત્તા સામાન્યત્વ તેનો અને આનંદનો પણ બ્રહ્મ સ્વરૂપમાંજ અંતર્ભાવ કરીને બ્રહ્મ સચ્ચિદાનંદ રૂપ છે એમ કહેલું છે. આ સિવાય ૐકાર એ પણ બીજું બ્રહ્મ સ્વરૂપ છે એમ કહે છે. આ બ્રહ્મ અથવા વસ્તુ તત્ત્વ—(૧) આત્માના સ્વરૂપનું હશે કે, (૨) આત્માથી ભિન્ન સ્વરૂપનું હશે એવા બે પક્ષ સંભવે છે. ગમે તે રીતે વિચાર કરીએ તોપણ બાહ્ય સૃષ્ટિમાં નામ-રૂપની નીચે ઢંકાએલું બ્રહ્મ તત્ત્વ નામ રૂપાત્મક પ્રકૃતિની પેઠે જડ નથી; એટલુંજ નહીં પણ વાસનાત્મક બ્રહ્મ, મનોમય બ્રહ્મ, જ્ઞાનમય બ્રહ્મ, પ્રાણ બ્રહ્મ કિંવા ૐકાર રૂપી શબ્દ બ્રહ્મ એ સર્વે બ્રહ્મ સ્વરુપ તો નીચેની પાયરીનાં છે; અને ખરૂં બ્રહ્મ સ્વરૂપ તો તેની પણ પેલી

બ્રહ્મસર્વના આદિ કારણ છે

इदं वा अग्रेन वा किं चिदासीत स देव सौम्ये मदग्र,आसी देकमेवाद्वितियां स वा एष महानज आत्मा

(બ્રહ્મ ઓ. દે ટા. ૬૯.

બ્રહ્મે આપણને તેના પુત્ર-પુત્રી થવા સરજ્યાં છે

याथातथ्यतोर्थान व्यदधाच्छाश्वतोभ्य सनाभ्यः।

(બ્રહ્મ ઓ. દે. ટા ૭૬)

બ્રહ્મ જગતના જીવનનો પ્રકાશ છે:—

स सेतुर्विधृतिरेषां लोकाना असंभेदाय.

(બ્ર. ઓ. દે. ટા. ૮૨)

"બ્રહ્મ મનુષ્ય પાસે પ્રીતિ ઈચ્છે છે. માત્ર મનુષ્યજ તેની પ્રીતિને પોતાની પ્રીતિ દ્વારા ગ્રહણ કરી શકે છે."

(બ્ર. ઓ. દે. ટા. ૮૮-૮૯)

"બ્રહ્મનો આપણી સાથે આધ્યાત્મિક સંબંધ છે.

तं ह देवमात्मबुद्धि प्रकाशं

मुमुक्षुर्वै शरणं प्रपद्ये

(બ્ર. ઓ દે ટા. ૯૮)

"બ્રહ્મ હૃદયના ઈશ્વર છે:—

सत्य ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन।
सोऽश्नुते सर्वान् कामान् सह ब्राह्मणा विपश्चिता॥

(બ્ર. ઓ. દે. ટા. ૧૦૨)

"બ્રહ્મમાંજ સુખ છે."—

योवै भूमा तत् सुखं नाल्पे सुखमस्ति।

(બ્ર. ઓ. દે ટા. ૧૦૭)

બ્રહ્મ પ્રેમ સ્વરૂપ છેઃ—

न चक्षुसा गह्यते नापि वाचा नान्यै देवस्तपसा कर्मणा वा
ज्ञान प्रसादेन विशुद्ध सत्वस्ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः
(બ્રહ્મબોધ દે. ટી. ૨૧.)

બ્રહ્મ જીવાત્માના પ્રિયતમ સખા છેઃ—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिष स्वजाते।
तयोरन्यः पिप्पलं स्वादूत्यन अश्नन्योऽभि चाकशीति॥

પરમાત્મા પ્રેમનું દાન કરીને પાલન કરે છે અને જીવાત્મા સંસારમાં રહીને તેનું પ્રિય કાર્ય સાધે છે, એ માટે બન્ને એક બીજાના સખા છે. (બ્રહ્મબોધ. દે. ટી. ૪૨).

આપણી ગ્રહણ કરવાની શક્તિ હોય તેટલું તે દાન કરે છે.
બ્રહ્મ પોતે ધર્મ પ્રવર્તક છેઃ—

महान् प्रभुर्वै पुरुषः सत्य शैष प्रवर्तकः
(બ્ર દે. ટી. ૫૧)

તેનો પ્રસાદ નિયમિત રીતે ઉતરે છે પણ આપણું પ્રયત્ન, ઇચ્છા, પ્રાર્થના, પ્રીતિ, અનુરાગ, સ્પૃહા જોઇએ છે. તે હોય ત્યારેજ આપણે તેને ગ્રહણ કરી શકીએ છીએ (બ્ર. દે. ટી. ૫૫)

બ્રહ્મ જીવાત્માનો નિરંતર સાક્ષી છે
विश्वतश्चक्षुरुत विश्वतो मुखो। विश्वतो बाहु रुत विश्व तस्पात॥
(બ્ર. બો દે. ટી. ૫૯.

ચૈતન્યજ ચૈતન્યને જોઇ શકે છે બ્રહ્મ પુરૂષ છે અને જીવાત્માના માબાપ છે.

तमाहुरग्र्यं पुरुषं महान्तं
(બ્ર. બો. દે. ટી. ૬૧.

બ્રહ્મ સર્વના આદિ કારણ છે

इदं वा अग्रेन वा किं चिदासीत स देव सौम्ये मद्ग्र,आसी देकमेवाद्वितियां स वा एष महानज आत्मा

(બ્રહ્મ ઓ. દે. ટા. ૬૯.

બ્રહ્મે આપણને તેના પુત્ર-પુત્રી થવા સર્જ્યાં છે

याथातथ्यतोर्थान् व्यद्धाच्छाश्वतोभ्य सनाभ्यः ।

(બ્રહ્મ ઓ. દે. ટા ૭૬)

બ્રહ્મ જગતના જીવનનો પ્રકાશ છેઃ—

स सेतुर्विधृतिरेषां लोकाना असंभेदाय.

(બ્ર. ઓ. દે. ટા. ૮૨)

"બ્રહ્મ મનુષ્ય પાસે પ્રીતિ ઇચ્છે છે. માત્ર મનુષ્યજ તેની પ્રીતિને પોતાની પ્રીતિ દ્વારા ગ્રહણ કરી શકે છે."

(બ્ર. ઓ. દે. ટા. ૮૮-૮૯)

"બ્રહ્મનો આપણી સાથે આધ્યાત્મિક સંબંધ છે.

तं ह देवमात्मबुद्धि प्रकाशं
मुमुक्षुर्वै शरणं प्रपद्ये

(બ્ર. ઓ. દે ટા. ૯૮)

"બ્રહ્મ હૃદયના ઈશ્વર છેઃ—

सत्य ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहितं गुहायां परमे व्योमन् ।
सोऽश्नुते सर्वान् कामान् सह ब्राह्मणा विपश्चिता ॥

(બ્ર. ઓ. દે. ટા. ૧૦૨)

"બ્રહ્મમાંજ સુખ છે."—

योवै भूमा तत सुखं नाल्पे सुखमस्ति ।

( બ્ર. ઓ. દે ટા. ૧૦૭ )

જન્મ શબ્દ વર્ણના રૂપમાં કાનોથી સ્થુળરૂપમાં સંભળાય છે, તેથી નિરંતર વ્યાપ્ત જગત કારણ રૂપ આ શબ્દ બ્રહ્મનું વ્યકત રૂપ વર્ણોના અક્ષર (અમર) કહેવું સર્વથા ઉપયુકત છે, જ્યોતિ (રૂપ) અને નામ. આ જ્યોતિર્પાંજ્યોતિ અને પરમા વિદ્યા તથા જીવ અને શકિતનું મુળ છેઃ અને તેની અંદર નામ અર્થાત્ શબ્દ –બ્રહ્મ છે જે અનાદિ અને અવ્યય છે; અને જેનું બાહ્ય સ્વરૂપ પ્રણવ છે.

બ્રહ્મની જ્યોતિ આપણી અંદરજ છે, તે બધા જીવધારી-ઓમાં એક સમ છે. મનુષ્ય મનને સારી રીતે શાંન્ત અને સ્થિર કરી તેને જોઇ શકે છે. જ્યોતિ મર્ત્યલોકમાં આવવાવાળા પ્રત્યેક મનુષ્યને ઉદ્દભાસિત કરે છે

(The light that lighteth every man that Cometh into the world) આન્તરિક જ્યોતિ (The inner light); ઇશ્વરના મુખની જ્યોતિ (The light of God's face) ઈત્યાદિ એ જ્યોતિ મસ્તિષ્કની અંદર વાસ્તવમાં પ્રદિપ્ત રહે છે; અને ચ્હેરાના પ્રત્યેક અવયવમાં ઉદ્દભાસિત થાય છે. એટલુંજ નહીં પણ શરીરની પ્રત્યેક ચેષ્ટામાં તે પ્રતિભાસિત થાય છે. જીવનો પરમાત્મા સાથે નિકટ સંબંધ થઇ જવા પર અંતરમાં એક જ્યોતિ જગમગાટ થવા લાગે છે ત્યારે તેના અને ઇશ્વરના મુખાર્વિંદની વચમાં કાંઇ વ્યવધાન રહેતું નથી મનુષ્યે પોતાના આત્માથી સમય—સમયપર એ પ્રશ્ન પૂછતા રહેવું જોઇએ કે " શું તે જ્યોતિ પોતાના અંદર સ્પષ્ટ તથા ઉદ્‌ભાસિત છે? અને સંસારમાં પોતાના કિરણોનો પ્રચાર કરી રહી છે? આ પ્રશ્ન અંત્યન્ત લાભદાયક છે.

શબ્દની પાછળ જ્યોતિર્મય પ્રકાશના રૂપની પાછળ સર્વ દર્શી, સર્વજ્ઞ અને સાક્ષી રૂપમાં વિશ્વ બ્રહ્માંડમાં વ્યાપ્ત છે તે બ્રહ્મ-શકિત છે. પરમાર્થ વસ્તુ વિજ્ઞાનયા જ્યોતિઃ સ્વરૂપ છે. જ્યોતિ ભાવ બધી ક્રિયાઓનું મૂળ છે સૂફી લોકો નર રૂપમાંતેની પરાકાષ્ઠા

દેખે છે. યોગાભ્યાસમાં ચિત્તને વશીભૂત કરી નિર્ગુણ—નિષ્ક્રિય-જ્યોતિ સ્વરૂપને યોગી મનમાં ધારણ કરે છે, અર્થાત્ જે નિર્ગુણને, એ પ્રકારે દેખે છે તે ત્યાં દેખે; પરન્તુ કાલિન્દી પુલિનવિહારી, લોચન ચમત્કાર, શ્યામ સુન્દર મૂર્તિની પાછળજ મન દેડવું જોઇએ. જાગૃત અવસ્થામાં સૂર્ય, ચન્દ્ર, વાક્જ્યોતિ છે. સ્વપ્નાવસ્થામાં પુરૂષનો જે આત્મા છે તે સ્વયં જ્યોતિ છે. જ્યારે અધિકારી સ્વપનાવસ્થામાં આત્માના સ્વયં જ્યોતિ રૂપથી નિશ્ચય કરી લે છે, તો જાગ્રદવસ્થામાં પણ સ્વયંજ્યોતિ આત્માને જાણી શકે છે.

—

શિવની જ્યોતિ અન્નપૂર્ણા છે; અને શ્રી કૃષ્ણની જ્યોતિ રાધા છે. મૃત્યુ સમયે જ્યોતિર્મય ચીજ બહાર નીકળે તો અમર ગોદમાં સદાને માટે પહોંચાય છે. શ્રદ્ધાળુ માણસ અન્તર્જ્યોતિ વડેજ પ્રભુનું દર્શન કરી શકે છે; કારણકે પરલોક અંતરની જ્યોતિ છે, અને ઇશ્વર પણ અદ્રશ્ય છે તેથી અદ્રશ્યનું દર્શન અદ્રશ્ય વડેજ કરી શકાય છે. ઈશ્વરી સેવાથી શરીરમાં જ્યોતિ પ્રકટે છે અને શ્રદ્ધાથી પ્રાણમાં જ્યોતિ પ્રકટે છે. હૃદયની સરળતા અને નિર્મળતા એ ઇશ્વરી જ્યોતિ છે. એ જ્યોતિજ ઇશ્વરી માર્ગ દર્શાવે છે; ક્ષમાની આશાજ એ સાધનો તરફ આકર્ષે છે; પ્રભુનો ભયજ પાપથી નિવૃત કરે છે; અને પ્રભુ મહિમાનું ધ્યાન સ્મરણજ એ સત્યનો માર્ગ કાપતું ચાલે છે જ્યારે ઇશ્વરી જ્યોતિજ સાધકની નયન જ્યોતિ બની રહે છે ત્યારે તે સર્વત્ર ઇશ્વર સિવાય બીજું જોતો નથી. ભગવજ્જ્યોતિ પહેલાં બુદ્ધિમાં આવે છે, અને ત્યાં પોતાનું શુદ્ધિ કાર્ય આરંભે છે. બુદ્ધિજ સામાન્ય મનુષ્ય-ભાવની પરાકાષ્ઠા છે; એને ભગવજ્જ્યોતિના પ્રકાશનો જે પ્રવાહ આવે છે તેને બુદ્ધિથીજ સુગમતા અને તત્પરતાથી ગ્રહણ કરી લીએ છે. બુદ્ધિથી આ પ્રકાશ ઉતરીને ચિત્તની નાના પ્રકારની વૃતિઓ અને વાસનાઓ તથા જીવન કર્મો અને પ્રાણ કર્મોના સ્થુળ જગતમાં

આવે છે. અન્તમાં આ પ્રકાશ ભૌતિક દેહના જડ અને તમસાચ્છન્ન જગતમાં આવે છે.

મનુષ્ય જે ભાવથી આવેલ છે તેની સાથે જ્ઞાનપૂર્વક યુક્ત થવું પડશે. તેની જ્યોતિ, શક્તિ અને આનન્દની અન્દર ચિર-પ્રતિષ્ઠિત થવું પડશે. પહેલી વાતને માટે સંસાર પ્રતિ તીવ્ર વૈરાગ્ય અને બીજીને માટે ભગવાનની ઉપાસના જોઈએ. વૈદિક યુગમાં આ સાધનાના બે અંગ જ્ઞાન અને કર્મ હતાં. ભગવદ્-ભક્તિમાંજ જ્ઞાન અને કર્મની પૂર્ણતા થાય છે. કર્મ-જ્ઞાન-ભક્તિ એ ત્રણેનો સમન્વય જે સાધનામાં છે તે ગીતાના મતથી સિદ્ધિ પ્રાપ્તિનો ઉત્કૃષ્ટ પથ છે. (અરવિન્દ-પૂર્ણ યોગ). જ્યારે બાહ્ય પરિસ્થિતિથી પોતાને અલગ કરી મૌન દ્વારા પોતાની ગોપ્ય ગુફામાં પ્રવેશ કરવામાં આવે છે ત્યારે જણાય છે કે પોતે કોણ છે. સ્મૃતિનું દ્વાર ખુલી જાય છે અને પોતે પોતાને દિવ્ય જીવનની ચેતનામાં ઉતરવા લાગે છે અને તે અન્ત જ્યોતિ બની નીકળાય છે. બ્રહ્મની જીવન જ્યોતિનું નામ વિષ્ણુ છે. જે જ્યોતિમાં બ્રહ્માંડની વ્યાપક-સંરક્ષણ શક્તિ રહ્યા કરે છે; જે વિશ્વના જીવન પ્રકાશને કાયમ રાખે છે એ દિવ્ય શક્તિનું નામ વિષ્ણુ-ભગવાન છે. આ તાત્વિક વ્યાપક -સંરક્ષક પ્રકાશની જે આન્તરીય આકર્ષણ શક્તિ છે તેનું નામ લક્ષ્મી છે. એ વિષ્ણુ અને લક્ષ્મીજ જીવન મુક્તના જીવન-તત્ત્વને બનાવી રાખે છે. વિષ્ણુના સંરક્ષણમાં પ્રારબ્ધાદિનો લાગ નથી.

"સંસારમાં કોઈ પણ શબ્દ નિરર્થક નથી. શબ્દ ભાવનો પ્રકાશક હોવાના કારણે પ્રત્યેક શબ્દના મૂળમાં કોઈને કોઈ ભાવ યા અર્થ અવશ્ય રહે છે." (કલ્યાણ ફેબ્રુઆરી ૧૯૪૦-૧૪/૭)

## (૯) બ્રહ્મ અને શકિત

શકિતનો સ્વીકાર કર્યા વગર બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થઈ શકે નહીં જો કે બ્રહ્મ અને શકિત એ બે વસ્તુ જુદી જુદી કહી શકાય છે

ખરી; પરંતુ ખરી રીતે જોતાં તેમ નથી. બ્રહ્મ કહેતાં જે વસ્તુ જાણી શકાય છે તેજ શક્તિ કહેતાં પણ તેનેજ બતાવી આપે છે. બ્રહ્મ એ શક્તિમાં બિરાજીત થઈ રહ્યો છે; અથવા તો શક્તિ એ બ્રહ્મમાં સ્થાપિત થઇ રહી છે. એક પ્રકારે જોતાં બ્રહ્મની અનન્ત શકિતનો સ્વીકાર કરવો પડશે; અને અન્ય પ્રકારે જોતાં અનન્ત શકિતની સમષ્ટિનેજ બ્રહ્મ કહેવામાં આવે છે જે સમયે બ્રહ્મની અનંત શકિતનો સ્વતંત્ર ભાવ પ્રકટ થયેલો જોવામાં આવે છે તેજ સમયે એ શકિતઓનો કોઇ પ્રકારનો આધાર સ્વીકારવો પડશે. આધાર ન હોય તો શકિતઓ કયે પ્રકારે સ્થિત્તિ પામે ? ચિત્ત એટલે જ્ઞાન એજ ચિત્–શકિત દ્વારા જગતની ઉત્પત્તિ થઇ છે જ્ઞાન શકિત એજ સૃષ્ટિ ઉત્પતિના મૂખ્ય કારણ સ્વરૂપ છે. (પૂતળાં) બનાવવાનું ઉપાદાન કારણ કાષ્ટ, સમવાય કારણ યન્ત્રાદિ અને નિમિત કારણ મીસ્રીને કહી શકાય છે એજ ચિત્–શકિત દ્વારા જે કાંઈ જોવાનું, સાંભળવાનું, કહેવાનું અને જાણવાનું છે, હતું કિંવા હશે તે સર્વ ચિત્ શકિતની અંતર્ગત છે. જે શકિત વડે જગતનો જન્મ થાય છે તેને ચિત–શકિત યા માયા કહે છે. એ કાર્યો પરત્વે બે શ્રેણીમાં વહેંચાઇ ગઇ છે. એકને વિદ્યા–માયા, અને અન્યને અવિદ્યા–માયા કહે છે.

જ્યાં જ્યાં જીવની સાથે પ્રાણ દોડતો હોવાનું દેખાય છે ત્યાં ત્યાં બ્રહ્મ છે. બ્રહ્મ સદા પ્રાણીઓના હૃદયમાં સ્થિત છે. પોત પોતાના હૃદયમાં સ્થિત આ મહાત્માને જે શુદ્ધ હૃદયથી, વિમળ મનથી પોતામાં બિરાજમાન દેખે છે તે અમર થઇ જાય છે. પરમાત્મા જીવ રૂપમાં પ્રત્યેક જીવધારીના હૃદયની વચ્ચે બિરાજમાન છે જે સત્તાનો બધાને અનુભવ છે તે આત્મા–બ્રહ્મજ છે. સારી કલ્પનાઓ અને ઉપપત્તિઓનો આધાર બ્રહ્મજ છે. અનન્તતાજ બ્રહ્મનું સ્વરૂપ છે સત્–ચિત્–આનન્દ બ્રહ્મનો સ્વભાવ છે. બ્રહ્મજ સંસારનું કારણ અને વેદોની યોનિ છે; તેથી તે સર્વજ્ઞ

અવશ્ય હોવું જોઇએ. સાક્ષી બ્રહ્મજ છે. પ્રાણીયોની અંદર જે આત્મ રક્ષણની પ્રવૃત્તિ છે તે અવિનાશી બ્રહ્મ અર્થાત્ પરમાત્માની સત્તાને પ્રમાણિત કરે છે. આવાગમનનો સિદ્ધાન્ત અટલ છે. શરીરના નાશ પછી પણ સત્તા કાયમ રહે છે તે સત્તાનું નામજ બ્રહ્મ છે. ચેતનાની પાછળ કોઇ સર્વોપરી શકિત છે જે ભલાં બૂરાં કામોને (કર્માધ્યક્ષ રૂપથી) દેખે છે; અને મનની સ્ફુરણાઓને પણ જાણે છે. વિશ્વ–જગતને પ્રકૃતિનું પરિણામ ન કહેતાં બ્રહ્મનું વિવર્ત કહેલ છે. વેદાન્તમાં ઇશ્વરને જગતના નિમિત અને ઉપાદાન બન્ને કારણ માનેલ છે. વસ્તુતઃ બ્રહ્મ યક્ષ યા યજ્ઞનું પરમ રૂપ છે. બ્રહ્મનું જ્ઞાન તો સ્વયં વરદાનથીજ થાય છે. પ્રાણ દેવતાજ બ્રહ્મ છે. બ્રહ્મનું જ્ઞાનરૂપજ બળ છે; અને તેથી સૃષ્ટિ ક્રિયા થાય છે. બ્રહ્મનું જ્ઞાનરૂપ બળ યા ઇચ્છાજ સૃષ્ટિનું કારણ છે. સત્તા,–ચિતિ અને સુખ એ ત્રણ બ્રહ્મનો સ્વભાવ છે.

શ્રી કૃષ્ણ અને અર્જુનના રૂપમાં બ્રહ્મ અને ક્ષત્રનો શાશ્વત સંબંધ વર્ણવી શકાય છે.

| | |
|---|---|
| બ્રહ્મ. | ક્ષત્ર. |
| કૃષ્ણ | અર્જુન |
| જ્ઞાન | કર્મ |
| આત્મા | પ્રાણ |
| Statia Positive | Dynamic Negative |
| પ્રાણ | રયિ |
| Male | Famale |

બ્રહ્મ અને ક્ષત્રનું તત્ત્વ પ્રતિક્ષણ શરીરમાં કામ કરી રહેલ છે.

દેશકાળ, તથા વસ્તુ પરિચ્છેદથી રહિત જે બધાથી અધિક છે તેનું નામ બ્રહ્મ છે; અને દેશ, કાળ તથા વસ્તુ પરિચ્છેદથી રહિત જે બધાની અંદર વ્યાપક રૂપથી સ્થિત છે તેનું નામ આત્મા છે. જીવાત્માજ બ્રહ્મ છે. જેમ પરમાણું, વાદળ, જળ અને બરફ

તત્ત્વથી વિચારવામાં આવે તો તે એક જળજ છે, એ તમામને લીધે જળનું એક સમગ્ર રૂપ છે; એ પ્રકારે ગુણાતીત, સગુણ-સાકાર બધાં મળીને એક સમગ્ર બ્રહ્મ છે. વાસુદેવઃ સર્વમિતિ (ગીતા ૭/૧૯-૨૯-૩૦). નિત્ય જ્ઞાન રૂપ ચેતન-બ્રહ્મથી જડ પ્રકૃતિની ઉત્પત્તિ થાય છે. ચિન્માત્ર બ્રહ્મ તથા તેની શક્તિ એકજ છે બધા વેદ જે પદનું વારંવાર વ્યાખ્યાન કરે છે, અને અનેક પ્રકારથી સમજાવવાનો પ્રયત્ન કરે છે તે બ્રહ્મ છે-આત્મા છે-ૐકાર છે-ૐ છે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને બ્રહ્મના ત્રણ પદ કહેલ છે શુદ્ધ બ્રહ્મ જગતના કારણ રૂપ નથી, પણ માયા વિશિષ્ટ બ્રહ્મ જગતનું કારણ છે બ્રહ્મની જગત-કારણ રૂપ પરમોત્કૃષ્ટ શક્તિ જ્ઞાન, ઈચ્છા, ક્રિયા આદિ રૂપથી અનેક પ્રકારની છે.

મીમાંસા દર્શનનો પ્રતિપાદ્ય વિષય શકિત છે. ઔપાધિકી-શકિત ધર્મ આદિ નામથી વ્યવહૃત થાય છે. સ્વાભાવિકી શકિતનું બીજું નામ બ્રહ્મ છે. ઔપાધિકી શકિત, સ્વાભાવિકી શકિતની વિભૂતિ છે. બ્રાહ્મણત્વ ત્રણ પ્રકારનુ છેઃ-(૧) જાતિ બ્રાહ્મણત્વ, (૨) વેદજ્ઞત્વ, (૩) બ્રહ્મસત્વ. ગીતા ૨/૪૬).

આદ્યા શકિત રૂપ એક બ્રહ્મજ સમસ્ત જગતને વ્યાપ્ત કરી અવસ્થિત છે.

अस्मद् (हं) } નું પૃથક અસ્તિત્વ નથી. આ તત્ત્વના પરોક્ષ જ્ઞાન
युस्मद् (त्वं) } પછી પૂર્ણ અનુભૂતિ (અપરોક્ષાનુભૂતિ) થવાથી.
દ્વૈત ભાવની નિવૃત્તિ થાય છે.

બ્રહ્મ પુરૂષ-વાચક છે, છતાં તેનું નામ મહા શાસ્ત્ર સ્ત્રી વાચક કેમ રાખ્યું ?

શકિત સ્વરૂપ બ્રહ્મ તેનાથી અલગ હતું તેથી અગ્નિ તૃણને બાળી ન શકી; વાયુદેવ કે જે અગ્નિના પિતા છે તે પણ તેને (તૃણને) ઉડાવી ન શકયા તેથી આકાશમાં તેમની સામે એક સ્ત્રી

પ્રાદુર્ભૂત થઇ, એટલે કે બ્રહ્મ સાકાર સ્ત્રી રૂપે દેખાયું. સંપૂર્ણ બ્રહ્માંડ એ બ્રહ્મનું ચતુર્થાંશ છે, અને ત્રણ અંશ સચ્ચિદાનંદ નિર્વિશેષ તેનાથી જુદું છે. બ્રહ્મ સૂત્રથી ભગવતી ભવાનીનું બ્રહ્મસ્વરૂપ સિદ્ધ થાય છે. બ્રહ્મ અને શકિતમાં સદા અભેદ સંબંધ માનવો એજ યથાર્થ અને સમુચિત છે. જ્ઞાન, બળ અને ક્રિયા તેની સ્વાભાવિક શકિત છે. બ્રહ્મ પાસે વિચાર પોતે પણ મરી જાય છે. અહંકાર મર્યાદિત વસ્તુને જ વળગેલો હોય છે. બ્રહ્મ અમર્યાદિત અનંત છે. સારાશ નામ રૂપાત્મક જગત મિથ્થો એક બ્રહ્મ વસ્તુજ પ્રકાશેલી છે. સર્વ જગત્ કેવળ ચિદ્વિલાસ છે. વિશાળતા અને અપાર શાન્તિ અને મૌનના સાધકને જે અનુભવ થાય છે તે આત્મા શાન્ત બ્રહ્મ છે.

બ્રહ્મના ત્રણ પાદ છે—સૃષ્ટિની ઉત્પતિ, સ્થિતિ અને લય; જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ. બ્રહ્મ એક અને અખંડ છે. તે અવિભકત રહેતાં છતાં પણ પુરૂષ અને પ્રકૃતિ રૂપમાં દ્વિધા વિભકત થાય છે. આ આત્મ-વિભાગ (self division) યા અન્તઃસંઘર્ષથી ઉત્પન્ન સ્વાભાવિક સૃષ્ટિ છે નિમ્નવર્તી સૃષ્ટિ પુરૂષ અને પ્રકૃતિના પરસ્પર સંબંધ યા બહિઃ સંઘર્ષથી આવિર્ભૂત થઈ છે. આ મલિન મૈથુનની સૃષ્ટિ છે. જગતમાં અર્થાત્ પ્રકૃતિમાં જે બે વસ્તુઓનો સ્વાભાવિક સંબંધ થાય તેથી તે વસ્તુઓને મિથુન વૃત્તિ કહેવામાં આવે છે. બ્રહ્માને મૈથુની-સૃષ્ટિની શકિત મળી ત્યારથી સ્ત્રી-સંભોગનો લોકમા આરંભ થયો. સિદ્ધાસનમાં સુપ્ત શેષનાગ સદશ વિદ્યુત્ વર્ણું, અધોમુખ કુણ્ડલિની શકિતને જાગૃત કરી પાંચ ચક્રકમળ માર્ગથી ચિત્રોણી નાડીદ્વારા સહસ્ત્ર દળ કમળમાં પરમશિવનો સાથે સંયોગ કરાવવા પર જે શકિત અને શિવમાં સામરસ્ય થાય છે તેને મૈથુન કહે છે.

સમસ્ત ચરાચર વિશ્વજ બ્રહ્મરૂપ છે. પ્રત્યેક જીજ્ઞાસુ પુરૂષે આ પ્રકારે વ્યાપક બ્રહ્મનો વિચાર કરવો જોઇએ. સગુણ ઇશ્વર

ॐ કારની અંતર્ગત उ કાર અર્થાત્ ગુણકાકાર છે, તેણે બ્રહ્માને ઉત્પન્ન કરી વેદ પ્રદાન કર્યા. બ્રહ્માજી ॐकारમાંથી મકાર અર્થાત વિશ્વાકાર છે.

ब्रह्मणो ब्रह्मचर्येण यथा शिल्पेन शिल्पकः
अन्यथा नाम मात्रं स्यादिन्द्रगोपक कीटवत् ॥

જે બ્રહ્મચર્ય પાળે તે બ્રાહ્મણ કહેવાય, જેમ શિલ્પીના ગુણે કરી શિલ્પક કહેવાય; જો તેમ બ્રહ્મચર્ય ન હોય તો ઇંદ્રગોપ કીટસમાન તે વ્યર્થ બ્રાહ્મણ જાણવો.

જે રીતે પક્ષી બે પાંખોથી હવામાં ઉડે છે તે પ્રકારે જ્ઞાન અને કર્મના સમુચ્ચય રૂપ સાધનથી સનાતન બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. બ્રહ્મ નિર્ગુણ છે, સગુણ ઇશ્વર છે; અને ત્રિગુણાત્મક વિશ્વરૂપ થએલ છે એ પ્રકારની પ્રતીતિનું નામ બ્રહ્મજ્ઞાન છે. શ્રુતિ પણ કહે છે કે બ્રહ્મ નિર્ગુણ છે. केवलो निर्गुणश्च सत्यं ज्ञानमनन्तं ब्रह्म (ઇશ્વર સગુણ છે); અને सर्वं खल्विदं ब्रह्म—ત્રિગુણાત્મક બધો સંસાર બ્રહ્મ છે. પરબ્રહ્મ (પુરૂષોત્તમ) અક્ષરબ્રહ્મ અને અન્તર્યામી એ ત્રણ પદાર્થ એકજ છે; કેમકે ભિન્નભિન્ન કાર્ય કરવા માટે એકજ શ્રી પુરૂષોત્તમે આ ત્રણ રૂપ ગ્રહણ કર્યા છે. તેનાં આનન્દ, જ્ઞાન અને ક્રિયા એ ત્રણ ધર્મ પણ છે. એ ધર્મના અવતાર પણ થાય છે, અંશાવતાર યા કલાવતાર પણ કહેવાય છે, શ્રી રાધાતત્ત્વ શ્રી કૃષ્ણ તત્ત્વથી અભિન્ન અને તેનું આત્મ સ્વરૂપ છે બન્ને મળીને એક તત્વ શ્રી હિત છે, અને વેદાન્તોનું હાર્દ પરબ્રહ્મ છે. સચ્ચિદાનંદ તત્ત્વજ પરબ્રહ્મ છે. સચ્ચિદ્રૂપ શ્રી કૃષ્ણ છે અને આનન્દ રૂપિણી શ્રી રાધાજી છે. બન્ને મળી એક સચ્ચિદાનંદ ઘન પરમ તત્વ—પરબ્રહ્મ છે.

સ્મૃતિમાં—

પરબ્રહ્મ એજ અક્ષર છે. (ગીતા)

તે તુરીયાવસ્થામાં માયાને ધારણ કરે છે.

અક્ષર એ નિર્ગુણ પરબ્રહ્મ છે.

પ્રકૃતિનો સ્વભાવ સત્વ, રજ અને તમોગુણ છે.

મિમાંસા સિદ્ધાંત–

બ્રહ્મ શક્તિ મહામાયા ભૂતોની ઉત્પત્તિ કરવા માટે બ્રહ્માનંદનો અનુભવનો ત્યાગ કરે તેનેજ કર્મ કહે છે. ભૂતોની ઉત્પત્તિની સાથેજ કર્મની ઉત્પત્તિ થાય છે.

ત્રિગુણને લીધે સ્થૂળ પ્રપંચો એક અવસ્થામાં કદી રહી શકતા નથી. એ ક્ષર ભાવનું રહસ્ય છે.

બ્રહ્મ અદ્દિત્વે છે છતાં શકિતના યોગે કરી દ્વિવિધતા પ્રાપ્ત કરે છે તેથી તે ઇશ્વર અને જીવ બને છે.

ત્રિગુણ માયાનું સામ્ય રૂપ એજ પ્રકૃતિ છે. પ્રકૃતિ અને પુરૂષ બન્ને નિત્ય છે.

યોગ દર્શનમાં—

પ્રકૃતિના ગુણોની ચાર અવસ્થા રહે છે

વિશેષ—લિંગ, અલિંગ, પંચભૂત, પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય અને મન.

અવિશેષ—પંચ તન્માત્રા અને અહંકાર સુધી જગત અને બ્રહ્મ એકજ છે. જગત એજ બ્રહ્મ છે.

વેદાંત શાસ્ત્ર–

પરમાત્માની ઇચ્છા શક્તિ એજ માયા.

વ્યવહાર દ્રષ્ટિએ માયા અને જગત સત્ય છે ત્રિગુણ એ મહાશક્તિ મહામાયનો પ્રકાશ માત્ર છે.

પ્ર—સત્વગુણ યુકત-નિર્મળ જ્ઞાનનો પ્રકાશ કરવાવાળો.

કૃ—રજોગુણ યુક્ત—અનુરાગ, તૃષ્ણા

તિ—તમોગુણ યુક્ત—અજ્ઞાન, આળશ.

તમોગુણ અને સત્ત્વગુણ આ જગતમાં દ્વૈત ભાવને ચેતન કરે છે અને રજોગુણ તેમની વચ્ચે રહી તેને સહાયતા કરે છે.
(સંદિગ્ધ સંસાર અને મણિમય મુક્તિ).

"બ્રહ્મ એકજ છે. તે તેના નિર્ગુણ રૂપમાં પોતાની શક્તિ એકઠી કરી રાખે છે, અને તેજ વખતે પોતાની ક્રિયામાં તે શક્તિ વ્યાસ કરે છે. ક્રિયાના તે બે છેડા છે." (અરવિંદ ઘોષનું તત્ત્વ જ્ઞાન)

"બ્રહ્મ (પિતા) + માયા (માતા)




( જપજી-નાનક કૃત પાનું. ૭૯ ).

## (૧૦) ॐ કાર—

સર્વ અનાદિ વેદ પ્રથમ ॐ કારમાંથી નીકળેલો છે; અને તે નીકળ્યા પછી તે વેદના નિત્ય શબ્દ માંથી બ્રહ્મદેવે સર્વ સૃષ્ટિ-નિર્માણ કરેલી (ગીતા ૧૭/૨૩) તેથી ॐ કાર સિવાય મૂળારંભમાં બીજું કાંઇ ન હતું એમ સિદ્ધ થાય છે. અને તે રીતે ॐ કાર એજ ખરૂં બ્રહ્મ સ્વરૂપ છે. ॐ એ વર્ણાક્ષર રૂપી બ્રહ્મ છે ॐ કારની ઉપાસના ઉદ્દિષ્ટ છે એ ઉઘાડું છે. ॐ એ વર્ણમાળાનો એક અક્ષર હોવા ઉપરાંત બ્રહ્મના પ્રતીક રૂપે અવિનાશી પણ છે. એમ કહિ શકાય. અનુગીતામાં ॐ कारः सर्व वेदानाम् એ રીતે ॐ કારનેજ સર્વ વેદોમાં શ્રેષ્ઠત્વ આપેલું છે. ગીતામાં (૭/૮) પણ प्रणव सर्व वेदेषु એમ કહેલું છે. गिरामस्म्ये कमक्षरम्—વાણીમાં એકાક્ષર એટલે ॐ કાર તે હું છઉં (ગીતા ૧૦/૨૫).

ॐ (अउम) સર્વ સ્વરોનું મુળ ઉત્પતિ સ્થાન છે. એનો પ્રથમ સ્વર अ છે, અને તે મુળ સ્વર હોઇને સર્વ સ્વરોનો આત્મા છે, એનો ઉચ્ચાર જીહ્વાના કોઈ પણ ભાગને સ્પર્શ કર્યા સિવાય ઉચ્ચાર

જ્યારે સ્થિતિ શકિત ક્ષીણ થાય છે ત્યારે સ્વભાવના નિયમથીજ અન્તર્મુખ આકર્ષણની સબળતા થવાના કારણે સંહારક શકિતની ક્રિયાનો આરંભ થાય છે. ત્યારે જ્ઞાનશકિત ક્રિયાશકિતના રૂપમાં પરિણત થઇ શિવાશ રૌદ્રી શકિતની સાથે સામ્યભાવને પ્રાપ્ત થઇ જાય છે. અને તેના ફળ રૂપ જે અદ્વૈત-બિન્દુનો આવિર્ભાવ થાય છે તેને ઉડિયાન-પીઠ કહે છે. આ બિન્દુથી ચિત્ત શકિત મહા તેજ-સંપન્ન પરલિંગ રૂપમા અભિવ્યકત થાય છે. આ શબ્દની વૈખરી નામની ચતુર્થ ભૂમિ છે. આપણે જે સંહારશીલ ક્ષયધર્મક જગતનો અનુભવ કરીએ છીએ તે આ વૈખરી શબ્દનીજ વિભૂતિ છે.

| | | |
|---|---|---|
| શબ્દ અવસ્થા | પ્રણવ | વેદ |
| પશ્યન્તિ | અકાર | રૂક્ |
| મધ્યમા | ઉકાર | યજુ |
| વૈખરી | મકાર | સામ |

ત્રિલોક, ત્રિદેવતા, ત્રિકાલ પ્રભૃતિ અખંડ परावाक् અથવા તુરીયા વાક્ના ત્રિવિધ પરિણામ માત્ર છે.

પ્રણવ ઇશ્વર-વાચક શબ્દ છે. શબ્દ અને અર્થનો નિત્ય સંબધ છે. શબ્દની પાછળ પાછળ અર્થ દોડે છે. નામ વગર રૂપ જાણી શકાતું નથી. નામ જપતાં-જપતાં તેનો અર્થ હૃદયમા સમાય છે. ॐકાર મનુષ્ય છે, છવાત્મા તેનું બાણ છે અને બ્રહ્મ લક્ષ્ય છે. શ્રદ્ધા-વિદ્યા-દૃઢ ધનુષ્ય હાથમાં લેવું જોઇએ; પછી ઉપાસના યાને અભ્યાસ યોગથી તીક્ષ્ણ બાણને તેમાં જોડવું જોઈએ. ત્યારપછી મનની બધી વૃત્તિયોને સાંસારિ[illegible] વિષયોથી હટાવીને, બ્રહ્મ રૂપ લક્ષ્યમાં [illegible] કરવું જોઇ[illegible] માં જ નિર્ગળ

માનેલ છે. एकाक्षर परं ब्रह्म. પ્રણવમાં અકાર=તત્પુરૂષ, ઉકાર=અઘોર, મકાર=સદ્યોજાત, नाद=વામદેવ, बिन्दु=ઇશ્વર, कला=નીલકંઠ, અને कलातीत=ચૈતન્ય: એ સાત અંગ છે ૐ કારને ધનુષ, આત્માને બાણ, અને બ્રહ્મને લક્ષ્ય કહેવામાં આવે છે. પ્રણવ-ધનુષ પર ચિત્ત-બાણ ચઢાવી યુદ્ધનો આરંભ શિવજીએ કર્યો. ધ્યાન દ્વારા પ્રથમ સ્થૂલાધ્યાસને ઉડાવી દીધું; તે સાથેજ વૃષરૂપ વિષ્ણુની સહાયતાથી સૂક્ષ્માધ્યાસને પણ કાઢી નાંખ્યો. ત્યારબાદ મહત્તત્ત્વ નામના પ્રદેશમાં અસુરો પાછા કષ્ટ દેવા લાગ્યા ત્યારે રૂદ્ર ભગવાને પ્રણવ રૂપી ધનુષ્યના સ્થાનમાં મહાવાકય રૂપી અગ્નિની સ્થાપના કરી અને ચરમ-વૃત્તિ રૂપ બ્રહ્માસ્ત્રની સાથે ચિદાભાસ રૂપી દિવ્ય બાણ છોડયું અને એ રીતે મુળ અજ્ઞાન રૂપ ત્રિપુરનો સંહાર કરી દીધો.

પ્રણવમાં प्र=પ્રપંચ, न=નહીં, व જેનામાં.

| | |
|---|---|
| ओ—પૃથ્વી તત્ત્વ—પૃથ્વી રૂપી थं | ઓમ |
| म्—આકાશ તત્ત્વ—અન્તરિક્ષ રૂપી गीः | = ઉદ્ |
| ँ—સૂર્ય—દ્યૌરૂપી उत | ગીથ. |

પ્રણવની ૐ ત્રણ માત્રા अ, उ, म, મળીને આવાગમનથી રહિત કરે છે. અલગ-અલગ એક એક માત્રા આવા-ગમનના બન્ધનને નષ્ટ કરતી નથી. પ્રણવ સર્વવ્યાપી અનન્તતાર સૂક્ષ્મ, શુકલ, વિદ્યુત્ પરબ્રહ્મ એક રૂદ્ર શિવ-ઈશાન મહેશ્વર છે.

This pure world "I am" signifies eternal reality, the immutable truth. It is this "I am" is represented by **Om**. The pure "I am" 'I am He" is represented by **Om**. Om represents the pure idea of "I am" real life—hard cash (નગદ) is represented by Om.

(સ્વામી રામતીર્થ)

પ્રણવના જપથી સંસાર રહેતો નથી. પ્રણવનું ગાન પ્રાણ, વાક્ અને અન્નના સહયોગથી થાય છે. શ્રુતિ ભગવતી એ સંસાર ભયથી ત્રસ્ત થએલ જીવ પોતાનું દુઃખ સંભળાવવાને ભગવાનની પાસે જાય એ ઉદ્દેશથી ભગવાનનું ઓઉમ્ નામ રાખી દીધું; અને બધા જીવોને માટે તેની સાથે વ્યવહારનો માર્ગ ખોલી દીધો. મૂળમાં ભગવાનનું એકજ નામ હતું; પછી તેને સહસ્ર નામ પ્રાપ્ત થયાં. ૐ કારની ઉપાસના જપ દ્વારા કરવી જોઇએ. જીવનભર ૐ ના ઉચ્ચારણ અને સ્મરણ કરવાથી અન્ત સમય સુધી બ્રહ્મમાં અનુરાગ થઇ જવાનો અસંભવ નથી.

| | |
|---|---|
| अ—જાગૃત—સ્થૂળ<br>उ—સ્વપ્ન—સૂક્ષ્મ<br>म्—સુષુપ્તિ—કારણ | અન્તર્મુખ પ્રેરણાથી જ્યારે આ<br>ત્રણ બિન્દુ રેખા રૂપમાં અન્દર<br>પ્રવાહિત થઈ મહાબિન્દુ રૂપમાં |

પર્યવસાન થાય છે, તો તે તુરીય બિન્દુ અથવા મહા કારણ રૂપમાં અભિહિત થવાને યોગ્ય થાય છે. આ ત્રિકોણનું અન્તઃ સ્થિત મધ્યબિન્દુ છે. નાદની પછી બિન્દુ છે. ત્યાં અશબ્દ અનામિ પદ છે. નામ—રૂપ ઉપાધિનો ત્યાગ કરી કોઈ વિચારવાન પુરૂષ અન્વેષણ કરવા લાગે તો જગદધિષ્ઠાન પરમાત્મ—બ્રહ્મને ગુરૂની કૃપાથી સહજ પ્રાપ્ત કરી શકાય છે.

વિષ્ણુ ૐ બ્રહ્મા
શિવ

## (૧૨) ॐકારની મહત્તા

ॐકાર એ સર્વની કુંચી છે. વેદ શાસ્ત્રાદિનું એ બીજ છે. ॐકાર આપણા પ્રાણ યન્ત્રમાં નિરંતર ચાલે છે. વેદાદિ શબ્દ રૂપ છે. પૂતળાંમાં જીવ તેમ વ્યંજનમાં સ્વર વ્યાપી રહ્યા છે, અને વ્યંજન સ્વર ઉપર વિકાર છે. ધ્વનિમાં વ્યંજનપણું કે સ્વરપણું બન્ને નથી અને તેને બ્રહ્મનાદ કહે છે. એ સર્વનું બીજ ॐ છે. શબ્દ પ્રાણને વિષે ઉઠે છે. सोहम् એ तत्त्वमसिनું બીજ છે સોહમનું બીજ ॐ છે, કેમકે स અને ह વ્યંજનો વિકાર રૂપ શુદ્ધ ॐ ના ઉપર ભાસે છે. ધ્વનિનો વિકાર સ્વર અને સ્વરનો વિકાર વ્યંજન. ॐ अ–उ–म् છે અને ત્રણ ભેદ છતાં ધ્વનિ એકજ છે. જે અર્ધ માત્રા છે તે અખંડ અને નિત્ય છે. ॐ બ્રહ્મનો વાચક છે અને બ્રહ્મ વાચ્ય છે. વાચ્ય-વાચકનો અભેદ છે. ॐનું અવલંબન કરી ધ્યાન કરવાનું છે. આત્મામાં વૃત્તિ જોડવાની રીત એવી છે કે ॐકાર સાથે વૃત્તિનું ઉત્થાન કરી તે વૃત્તિ આત્મામાં જોડવી. ॐ શબ્દની સાથે વૃત્તિનું પણ ઉત્થાન થવાથી સાધક આત્માનું ધ્યાન કરી શકે છે.

" ॐમાં આનંદ રહેલો છે, વિલક્ષણતા કે જે તેનો ગુણ છે તે સીધીરીતે જે માણસ તેનો આનંદ જાપદ્વારા લે છે તેના મનને કાબુ નીચે આણે છે, તમામ લાગણીઓને શાંતિની સ્થિતિમાં થતા તમામ વિચારો આત્માને આરામ ને શાંતિ આપે છે; અને જ્યાં ઇશ્વરની સાથે એકતા છે એવી સ્થિતિમાં મનને મૂકે છે.



પ્રણુવના જપથી સંસાર રહેતો નથી. પ્રણુવનું ગાન પ્રાણુ, વાક્ અને અન્નના સહયોગથી થાય છે. શ્રુતિ ભગવતી એ સંસાર ભયથી ત્રસ્ત થએલ જીવ પોતાનું દુઃખ સંભળાવવાને ભગવાનની પાસે જાય એ ઉદ્દેશથી ભગવાનનું ઓ૩મ્ નામ રાખી દીધું; અને બધા જીવોને માટે તેની સાથે વ્યવહારનો માર્ગ ખોલી દીધો. મૂળમાં ભગવાનનું એકજ નામ હતું; પછી તેને સહસ્ર નામ પ્રાપ્ત થયાં. ૐ કારની ઉપાસના જપ દ્વારા કરવી જોઇએ જીવનભર ૐ ના ઉચ્ચારણુ અને સ્મરણુ કરવાથી અન્ત સમય સુધી બ્રહ્મમાં અનુરાગ થઇ જવાનો અસંભવ નથી.

અ—જાગૃત—સ્થૂળ
ઉ—સ્વપ્ન—સૂક્ષ્મ
મ્—સુષુપ્તિ—કારણુ
} અન્તર્મુખ પ્રેરણાથી જ્યારે આ ત્રણુ બિન્દુ રેખા રૂપમાં અન્દર પ્રવાહિત થઈ મહાબિન્દુ રૂપમાં

પર્યવસાન થાય છે, તો તે તુરીય બિન્દુ અથવા મહા કારણુ રૂપમાં અભિહિત થવાને યોગ્ય થાય છે. આ ત્રિકોણુનું અન્તઃ સ્થિત મધ્યબિન્દુ છે. નાદની પછી બિન્દુ છે. ત્યાં અશબ્દ અનામિ પદ છે. નામ—રૂપ ઉપાધિનો ત્યાગ કરી કોઈ વિચારવાન પુરૂષ અન્વેષણુ કરવા લાગે તો જગદધિષ્ઠાન પરમાત્મ—બ્રહ્મને ગુરૂની કૃપાથી સહજ પ્રાપ્ત કરી શકાય છે.

વિષ્ણુ ૐ બ્રહ્મા
શિવ

## (૧૨) ૐકારની મહત્તા

ૐકાર એ સર્વની કુંચી છે. વેદ શાસ્ત્રાદિનું એ બીજ છે. ૐકાર આપણા પ્રાણ યન્ત્રમાં નિરંતર ચાલે છે. વેદાદિ શબ્દ રૂપ છે. પૂતળાંમાં જીવ તેમ વ્યંજનમાં સ્વર વ્યાપી રહ્યા છે, અને વ્યંજન સ્વર ઉપર વિકાર છે. ધ્વનિમાં વ્યંજનપણું કે સ્વરપણું બન્ને નથી અને તેને બ્રહ્મનાદ કહે છે. એ સર્વનું બીજ ૐ છે. શબ્દ પ્રાણને વિષે ઉઠે છે. सोहम् એ तत्त्वमसिनुं બીજ છે. સોહમનું બીજ ૐ છે, કેમકે स અને ह વ્યંજનો વિકાર રૂપ શુદ્ધ ૐ ના ઉપર ભાસે છે. ધ્વનિનો વિકાર સ્વર અને સ્વરનો વિકાર વ્યંજન. ૐ अ–उ–म् છે અને ત્રણ ભેદ છતાં ધ્વનિ એકજ છે. જે અર્ધ માત્રા છે તે અખંડ અને નિત્ય છે. ૐ બ્રહ્મનો વાચક છે અને બ્રહ્મ વાચ્ય છે. વાચ્ય-વાચકનો અભેદ છે. ૐનું અવલંબન કરી ધ્યાન કરવાનું છે. આત્મામાં વૃત્તિ જોડવાની રીત એવી છે કે ૐકાર સાથે વૃત્તિનું ઉત્થાન કરી તે વૃત્તિ આત્મામાં જોડવી. ૐ શબ્દની સાથે વૃત્તિનું પણ ઉત્થાન થવાથી સાધક આત્માનું ધ્યાન કરી શકે છે.

" ૐમાં આનંદ રહેલો છે, વિલક્ષણતા કે જે તેનો ગુણ છે તે સીધીરીતે જે માણસ તેનો આનંદ જાપદ્વારા લે છે તેના મનને કાબુ નીચે આણે છે; તમામ લાગણીઓને શાંતિની સ્થિતિમાં થતા તમામ વિચારો આત્માને આરામ ને શાંતિ આપે છે; અને જ્યાં ઇશ્વરની સાથે એકતા છે એવી સ્થિતિમાં મનને મૂકે છે.



# પ્રકરણ ૧૫ મું—પરમાત્મા–તેના આકાર અવતાર અને જુદા જુદા વાદ.

## (૧) પરમાત્મા યા પુરૂષોત્તમ

ક્ષેત્ર–ક્ષેત્રજ્ઞ વિચાર ઉપરથી અને વ્યક્ત–અવ્યક્ત વિચાર ઉપર ઉત્પન્ન થયેલાં બે તત્વોનો પુનઃ વિચાર કરતાં એ બન્ને તત્વો જેમાંથી નીકળે છે; અને તે બેની પણ પેલી પાસ સર્વનું મૂળભુત તત્વ જે નિષ્પન્ન થાય છે તેને પરમાત્મા અથવા પુરૂષોત્તમ કહે છે. (ગીતા ૮/૨૦)

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः
यो लोक त्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥

આ બેથી જુદો એવો એક ઉત્તમ પુરૂષ છે; જેને પરમાત્મા એવું નામ આપવામાં આવ્યું છે; અને જે અક્ષય અને સર્વ શક્તિમાન હોઈ ત્રણે લોકને વ્યાપ્ત કરી તેમનું રક્ષણ કરે છે. (ગીતા ૫/૧૭). ક્ષર અને અક્ષર એટલે વ્યક્ત અને અવ્યક્ત એ બેની પેલી તરફ આ પુરૂષ છે તેથી તેને પુરૂષોત્તમ એવી યથાર્થ સંજ્ઞા આપવામાં આવી છે. (ગીતા ૧૫/૧૮). મહાભારતમાં પણ પરમાત્મા એ શબ્દની વ્યાખ્યા આપતાં :—

आत्मा क्षेत्रज्ञ इत्युक्तः संयुक्तः प्राकृतैर्गुणैः
तैरेवतु विनिर्मुक्त परमात्मेत्युदाहृतः ॥

પરમાત્મા એ શબ્દ આત્માનેજ લાગુ પાડવામાં આવેલો છે. દેહમાં રહેલો આત્મા એ સામાન્ય રીતે સુખ દુઃખની ઉપાધિઓમાં નિમગ્ન રહે છે, પણ ઈન્દ્રિય સંયમથી ઉપાધિઓનો જય કર્યા પછી તેજ આત્મા પ્રસન્ન થઇ પરમાત્મા રૂપી અથવા પરમેશ્વર રૂપી બને છે. પરમાત્મા એટલે કોઈ આત્મા નથી, જુદા સ્વરૂપનો પદાર્થ નથી, અને મનુષ્યના શરીરનો આત્મા તે તત્ત્વતઃ પરમાત્મા છે. (ગીતા ૧૩/૨૨-૩૧).

આત્મ ચૈતન્યનો પરમાત્મ ચૈતન્ય સાથે સદા અભેદ છે એ પ્રમાણે અંતર્દ્રષ્ટિએ જાણવું એજ પરમાત્મા જે મહાન્ મનાએલા આત્માનું પામવું છે માટે આપણે સદા ભગવદ્‌થી અભેદ રૂપ છઈએ એમ નિશ્ચય જાણવું જીવ ઇશ્વર એકજ છે, બે નથી. એકનાંજ બે પાસાં છે. ઉપલું પાસું ઈશ્વર છે, નીચલું જીવ છે. જીવ-ઈશ્વર બે મળીને પરમાત્મા નામ અપાય છે.

જયોતિઃ શબ્દ પરમાત્મામાં પણ વ્યવહરેલો છે.

જે પરમાત્માને કુંભક, પુરક, રેચક નામવાળો વાયુ ધારણાદિક નથી; પ્રતિમા વિગેરે ધ્યાન કરવા યોગ્ય પદાર્થ પણ નથી; જેના અક્ષરોની રચના રૂપ સ્તંભન મોહનાદિ વિષયક યંત્ર નથી; અનેક તરેહના અક્ષરોને બોલવા રૂપ મન્ત્ર નથી; અને જેના જળ મંડળ, વાયુ મંડળ, અગ્નિ મંડળ, પૃથ્વી મંડલાદિક પવનના ભેદ નથી; ગારૂડ મુદ્રા, જ્ઞાન મુદ્રા વિગેરે મુદ્રા નથી; દ્રવ્યાર્થિક નયથી અવિનાશી તથા આનંદ, જ્ઞાનાદિ ગુણરૂપ પરમાત્મા દેવ જાણવો જોઇએ.

બ્રહ્માની સૃષ્ટિ કરવાની ઈચ્છા થાય છે ત્યારે તેના એક અંશમાં આનંદ તિરોહિત થાય છે; તેમ થવાથી તેનાં બે રૂપ થાય છે. એક રૂપ સંપૂર્ણ આનંદવાળું રહે છે એ રૂપને પરબ્રહ્મ, પુરૂષોત્તમ, પરમાત્મા કે કૃષ્ણ કહે છે. બીજું રૂપ બૃહત્ અથવા

અક્ષર બ્રહ્મ કહેવાય છે, તેમાં સત્, ચિત્ અને આનંદ પરબ્રહ્મના કરતાં ઓછા હોય છે તેથી તે ગણિતાનંદ કહેવાય છે. (વલ્લભાચાર્ય)

તે શરીરમાં નિદ્રિત તથા સ્વસ્થ છે માટે તેને પુરૂષ કહેવામાં આવે છે એમ સમજવું; અને માયા રૂપી પ્રતિવ્રતાના એક પતિ વ્રતમાં પડવાને લીધે તેને પુરૂષ એ નામ પાસ થયું છે, પરંતુ વેદોએ પુષ્કળ ઉપાયો કર્યા છતાં એ જેનું આંગણું સુદ્ધાં દ્રષ્ટિએ પડયું નથી, અને જેમાં આકાશનો સમાવેશ થયો છે એમ જાણીનેજ યોગી લોકો તેને જીવ અને પ્રકૃતિથી અતીત ગણે છે. તે એકનિષ્ઠ ભક્તોનો શોધ કરતો કરતો તેને ઘેર આવે છે. (જ્ઞાનેશ્વર).

શિખ પરમાત્માને પોતાની અંદરજ ઢૂંઢે છે. પરમેશ્વર પાંચ પ્રકારથી વ્યવસ્થિત છે.

(૧) પર—અક્ષર ધામમાં મુક્ત પુરૂષોના રૂપથી દર્શન દે છે.
(૨) વ્યૂહ—વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ.
(૩) અન્તર્યામી—બધાના હૃદયમાં બિરાજમાન.
(૪) વિભવ—કોઇપણ એક ઐશ્વર્યથી પ્રકટ થવું.
(૫) અર્ચા—મૂર્તિ, પ્રતિમા સ્વરૂપથી મંદિરોમાં બિરાજમાન.

ઈશ્વર તથા પરમેશ્વર વિભિન્ન વસ્તુ છે. ઈશ્વરને માયાની ઉપાધિ છે; માયાની પાર અક્ષર બ્રહ્મ લોક છે તે અક્ષર બ્રહ્મના સ્વામી પરમેશ્વર પરબ્રહ્મ છે. કોઇ તેના ચોવીશ અવતાર ગણે છે અને કોઈ ૪૮ ગણે છે, બધી જગાએ રમી રહેલ બધી વસ્તુઓને અંદરથી મેળવવાવાળી જે એક સર્વગત વસ્તુનો અનુભવ થાય છે તે પરમેશ્વર છે. બ્રહ્મ, ઇશ, અને વિરાટ્ એ ત્રણે સચ્ચિદાનંદ પરમાત્માનું રૂપાન્તર છે. જેમ જગતનાં બધાં નગર, ઘર, મકાન આકાશમાં છે, અને બધાની અંદર પણ આકાશ છે તે પ્રમાણે પરમાત્મા સર્વવ્યાપક છે. આકાશ સમષ્ટિ—અહંકારના એક અંશમાં છે; પરંતુ પરમાત્મા એ માયાનો પણ આધાર છે જે માયાના

એક અંશમાં મહત્તત્ત્વ છે; અને તે મહત્તત્વના એક અંશમાં સમષ્ટિ—અહંકાર છે. માયા વિશિષ્ટ પરમાત્માનું સૂચન થાય છે. મનનો લય થવાથી સર્વ પદાર્થ લય થઈ જાય છે ત્યારે સર્વ કાર્ય—પ્રપંચથી રહિત થએલ એક અદ્વિતીય પરમાત્માજ પરિશેષ રહે છે.

પરમાત્માનાં લક્ષણુ બે પ્રકારનાં છેઃ—

(૧) સ્વરૂપ લક્ષણુ—વિજ્ઞાન તથા આનન્દ.

(૨) તટસ્થ લક્ષણુ—સુખ દુઃખ રૂપ ફળના દાતાપણું બ્રહ્મનું તટસ્થ લક્ષણુ છે.

મહર્ષિ વ્યાસજીએ અનેક સ્થાનો પર પ્રકૃતિ નટીને નચાવવા વાળો સૂત્રધાર કહેલ છે.

" રમ રહે વિશ્વમેં ફિરભી, રહતે હો ન્યારે ન્યારે;
પર સુના પ્રેમકે પીછે, ફિરતે હો મારે મારે.
તુમ હમેં ભૂલ મત જાના, એ મેરે જન, મન, રંજન;
હે તુમ્હૈ સમર્પિત સાદર, અપમાન યહ તન, મન જીવન.

ભગવાન શબ્દના બે અર્થ છેઃ–

(૧) યોગાર્થ–પરમાત્મા, (૨) પારિભાષિકાર્થ–ઔપાચારિક ભગવાન પતંજલી, વ્યાસ આદિ–

જે બ્રહ્મા વિષ્ણુ શિવની ઉપર છે તેજ મહેશ્વર છે. ઉપનિષદોમાં મહેશ્વરને બ્રહ્મ અને ઇશ્વરને બ્રહ્મા કહેલ છે. જે ઇશ્વર છે તેજ એકજ કાળમાં નિર્ગુણુ, સગુણુ, આત્મા અને અવતાર છે. સર્વ સાધારણુ જનતા મુખ્યરૂપથી નામનું અવલંબન કરે અને સર્વદા ભગવાનનેજ પોતાનું વિશ્રામ સ્થાન બનાવે. જે કાંઇ દેખાય, સંભળાય અને મનમાં ઉઠે તેને ભગવાન સમજી માંનમસ્કુરુ નો અભ્યાસ કરવો એ ઘણુંજ સહજ સાધન છે. અવલંબન વગર ધ્યાન, ભક્તિ, પ્રપત્તિ, અનુરાગનો પણુ સંભવ થઇ શકતો નથી.

જ્યારે પ્રીતિ, પ્રતીતિ, ગતિ ત્રણે હોય ત્યારેજ ઇશ્વર અપીલ સાંભળે છે. જેનું સાચું અવલંબન છે તે મોટા સુખથી સંસારને છોડે છે. મનુષ્યનું હૃદય સાચું અવલંબન ચાહે છે.

आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः
मावमंस्था स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥

આત્માજ આત્માનો સાક્ષી છે; આત્માજ આત્માની ગતિ છે; એમ જાણી મનુષ્યોનો ઉત્તમ સાક્ષી તેના આત્માનું અપમાન (જુઠું બોલીને) ન કરવું. પરા પ્રકૃતિ રૂપી દર્પણ ઉપર અપરા–પ્રકૃતિનો લેપ થઇ જવાથી તેમાં વ્યાપક સર્વેશ્વરનું દર્પણમાં જે પ્રતિબિંબ પડે છે તેને બ્રહ્મદેવ અથવા જીવેશ્વર કહે છે. મહાવિષ્ણુ શ્રી શિવની સમાન ત્રિદેવાન્તર્ગત વિષ્ણુજી ઉચ્ચ છે અને તે વૈષ્ણવોનું ઇષ્ટ છે. તેના અવતાર શ્રી રામ અને શ્રી કૃષ્ણ થયા હતા.

"The core of the doctrine of સ્વામી સંપ્રદાય is the belief in the living Personal God who is known as the પુરૂષોત્તમ, the Supreme Person. He is the creator Preserver and sustainer of the Universe. He is the one who gives the reward for good as well as evil deeds, and He is also the saviour of those who trust themselves to His care. He incarnates himself out of His infinite mercy again and again in history and faith in the Incarnate, One brings grace and salvation." ( સ્વામીનારાયણ )

"When any one knows the Person of God, he will not be attached to and bound by any pleasures of the senses This pure light is spirit or બ્રહ્મ or અક્ષરધામ, and the Person of God who is in that light is the essence of the spirit or પરબ્રહ્મ or પુરૂષોત્તમ. It is

this God who incarnates Himself as Ram, Krishna & from time to time in order to save souls."

( સ્વા. ના. )

"જ્યારે આત્યંતિક પ્રલય થાય છે ત્યારે અક્ષરના ગાઢા તેજમાં કાળ મહા પુરૂષ અને મહામાયા તિરોભૂત થયાં તે વખતે અક્ષર ધામમાં અક્ષરથી પર સર્વેના આધાર સર્વજ્ઞ અને પુરૂષોત્તમ એવા એક શ્રી હરિજ રહે છે બ્રહ્માંડોને પોતાની દ્રષ્ટિથીજ સૃજવાને ઇચ્છતા એવા તે પરમેશ્વર મહામાયાના સ્વામી પ્રભુ જે પુરૂષ તેને પ્રબોધ કરતા હવા. જે જીવને પુરૂષ, બ્રહ્મ અને અસંખ્ય બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરનાર એવું અક્ષર કહે છે તે પુરૂષના આત્મારૂપે થઇને તે સર્વ દ્રષ્ટા પ્રભુએ બ્રહ્માંડોને સૃજવા માટે મહામાયાને દ્રષ્ટિથી જાગૃત કરી. એટલે તે મહાકાળ રૂપી પુરૂષે પોતાની ઇચ્છાથી તે પ્રબુદ્ધ મહામાયાની સાથે ઘણો કાળ રમણ કર્યું. એટલે તે મહા કાળે મહામાયામાં ગર્ભ મુકયો અને તે ગર્ભને મહામાયાએ ઘણો કાળ ધારણ કર્યો પછી તે મહામાયાએ કરોડો પ્રધાન પુરૂષોને ઉત્પન્ન કર્યાં. સર્વેના ઇશ એવા પ્રભુની ઇચ્છાથી પુરૂષો અને પ્રધાનોના યોગ વડે અનેક કોટિ બ્રહ્માંડ થયાં. તે પુરૂષના અંગે ક્રીડાના શ્રમથી 'પરસેવાનું જળ નીકળ્યું' તે બ્રહ્માંડોના સમાશ્રય રૂપ હોવાથી "નારા" કહેવાય છે. પ્રકાશિત અને આનંદ રૂપ એવા તે પુરૂષના કોઈ પણ બિંદુથી વિશ્વમાં રહેનારા જીવો અને ઇશ્વરો ભારે સુખ મેળવે છે. તે પુરૂષે પોતાના અંગમાંથી ઉત્પન્ન થયેલા જળમાં શયન કર્યું તેથી જળને નારા અને મૂળ પુરૂષને નારાયણ શ્રુતિમાં કહેવાયા. તે મૂળ પુરૂષને અક્ષરના આત્મા, કૂટસ્થ, અવ્યક્ત, પ્રકૃતિથી પર, અપ્રમેય અને મહાપુરૂષ એ નામે ડાહ્યા પુરૂષોએ કહ્યા છે. દિવ્ય આકૃતિ વાળા અને સર્વ વ્યાપી એવા તે સૂઇ ગયેલા નારાયણની પ્રાપ્તિ માટે તે વખતે મહામાયા તેમનાં ચરણ ચાંપે છે. તે સર્વને વિષે

વાસુદેવ ભગવાન પોતાની સત્ય, જ્ઞાન આદિ શકિતઓ સાથે રહેલા છે તેમજ તેથી વ્યતિરિકત પણ છે."

(ગુણાતીતાનંદ-જ્ઞાન વિલાસ-પાનું ૫૮-૫૯)

"ગીતા એ અક્ષર પુરૂષ યા આત્માથી પણ ઉચ્ચતર સત્યનો પતો આપેલ છે. તે છે પુરુષોત્તમ—અક્ષર પુરૂષ એ પુરૂષોત્તમની સત્તાનું એક અંગ છે, તે પોતે ક્ષરથી પણ અતીત છે, ક્ષરથી પણ ઉત્તમ છે—પુરૂષોત્તમ છે, જગતમાં પુરૂષોત્તમની ઈચ્છા અને કર્મ પુરાં કરવાવાળું યંત્ર—નિમિત્ત માત્રમ્— એ ગીતાનો પૂર્ણ યોગ છે—તેમાં કર્મ, જ્ઞાન અને ભક્તિનું અપૂર્વ સમન્વય છે."

(શ્રી- અનિલવરણ ગીતા. તત્વાંક પા. ૧૧૮)

"સગુણ અને નિર્ગુણ—એ બન્ને ભાવો યુક્ત પરબ્રહ્મ છે અને તેજ ગીતાના પુરુષોત્તમ છે."

( શ્રી અનિલવરણ ગીતા તત્ત્વાંક પા. ૧૧૯ )

"સંપૂર્ણ જગતનો કર્ત્તા, હર્ત્તા અને સંચાલક તેમજ મર્યાદા પુરૂષોત્તમ હોઇને અસાવધાની કરે તો સૃષ્ટિ ચક્રમાં ભારે મોટી ગડબડી મચી જાય."

( ગીતા તત્ત્વાંક પાનું ૩૧૦ )

"પરબ્રહ્મ, પરમાત્મા અને ભગવાન વસ્તુતઃ એકજ છે. જીવરૂપા ભગવાનની ચેતન પરાપ્રકૃતિજ ભગવાનનો પોતાનો ભાવ છે."

( ગી. ત. ૫૩૨ )

"પરમાત્માનું ॐ, તત્ અને સત્ એ ત્રણ નામો વેદોમાં પ્રધાન માનેલાં છે." ( ગી. ત. ૮૭૧ )

પરમેશ્વરના સત્ નામનો પ્રયોગ થાય છે અર્થાત્ તેને સદ્‌ભાવ્ કહેવાય છે." ( ગી. ત. ૮૭૪ )

"વસ્તુતઃ અક્ષર પુરૂષ અને પુરૂષોત્તમ બ્રહ્મ અંગાગી ભાવથી એકજ છે. લીલા-ભેદથીજ સ્વરૂપ ભેદનું વર્ણન કરવામાં

આવે છે. લીલા વિગ્રહ ભગવાન શ્રી કૃષ્ણમાં ગીતાના પુરૂષોત્તમ અને અક્ષર આદિ બધાં પદ અવિરોધ રૂપથી ઘટે છે. "

( ગી. ત. ૧૦૦૮-૮૯ )

## (૨) પરમાત્માનો આકાર.

પરમાત્માનો કોઈ પ્રકારનો પ્રાકૃત આકાર હોઈ શકતો નથી; કેમકે એ પ્રકૃતિથી બનેલા નથી. તોપણ એમને રૂપ છે એમ શ્રુતિ કહે છે. રૂપ આકાર વગર હોઇ શકતું નથી, તેથી એમને આકાર છે એમ કહેવામાં આવે છે. મુંડક ઉપનિષદ્માં કહ્યું છે કે आनंद रूपममृतं यद्विभाति—જે આનંદ રૂપ અને અમૃત રૂપ ભાસે છે. આ રૂપને ધીર પુરૂષો જોઈ શકે છે એમ પણ શ્રુતિ કહે છે તેથી પરમાત્માને આનંદાકાર વાળા કહેવાય છે. પરમાત્મા સર્વ શક્તિમાન અને સર્વ ભવન સામર્થ્યયુક્ત હોવાથી એ અનેક રૂપ ધારણ કરી શકે છે. બ્રહ્મવાદને વિષે આનંદને આકાર સમર્પક ગણવામાં આવે છે તેથી ભગવાનના હાથ, પગ વિગેરે તમામ આનંદકાર છે એમ કહેવામાં આવે છે. आनंद मात्र करपाद मुखोदरादि. ( શ્રી વલ્લભાચાર્ય ).

પરમાત્મામા સાકાર હોય છતાં પણ નિરાકાર છે, અને નિરાકાર છતાં પણ સાકાર છે. ભક્ત પુરૂષોને માટે ઇશ્વર નરાકાર છે, તોપણ વાસ્તવિક સ્વરૂપ નિરાકાર છે; અર્થાત્ ઇશ્વરનો કોઇ આકાર નથી. ઉપાસકો ઉપરના અનુગ્રહને કારણે ઇશ્વર મનુષ્ય રૂપ ગૃહણ કરે છે. પરમાત્માના કોઈ પણ નામ-રૂપની નિષ્કામ ભાવથી ઉપાસના કરવાવાળો પુરૂષ શીઘ્ર એ નિત્ય વિજ્ઞાનાનન્દઘન પરમાત્માને પ્રાપ્ત થાય છે. બધું સાકારજ દ્રષ્ટિ ગોચર થાય છે પરન્તુ અભ્યાસ દ્વારા નિરાકારની ઉપલબ્ધિ થાય છે, તથા તેમાં સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે. બધાના ઉપકાર માટે નિરાકાર છતાં સાકાર થાય છે. સાકારના બે ભેદઃ—

સ્થૂળ-હસ્ત પાદાદિ પૂર્ણાંગ દિવ્ય;
સૂક્ષ્મ-શિવલિંગ વિશ્વસ્યૈકં પરિવેષ્ટારં જ્ઞાત્વાદેવં મુચ્યતે સર્વ પાશૈઃ

નન્દ નન્દન સાકાર બ્રહ્મને જોઇ નિરાકાર બ્રહ્મની કોને યાદ રહે ?

"ચાહે તૂં યોગકર, ભૃકુટિ મધ્ય ધ્યાન ધર;
ચાહે નામ-રૂપ મિથ્યા, જાનિકે નિહારી લે.
નિર્ગુણ નિરંજન, નિરાકાર જ્યોતિ વ્યાપ રહી,
ઐસો તત્ત્વજ્ઞાન, નિજ મનમેં તૂં ધારી લે.
નારાયણ અપને કો, આપહી બખાન કર;
યાતે વહ ભિન્ન નહીં, યા વિધિ પુકારી લે.
જો લોં તો હિ નંદ કો, કુમાર નહિ દ્રષ્ટિ પર્યો;
તો લોં તૂ બૈઠી ભલે બ્રહ્મકો વિચારી લે.

નિરાકાર છે માટે ગોચર નથી. સાકાર છે અને જે પ્રકારે લોઢામાં અવ્યકત અગ્નિ રગડ ખાઇને વ્યકત થાય છે તે પ્રકારે ભકતોની ભકિતથી પ્રસન્ન થઇ નિરાકારમાંથી દેવાદિ રૂપમાં સાકાર પ્રકટ થઇ જાય છે. નૃસિંહાવતાર આકારત્રય, અનન્ય શેષત્વ, અનન્ય ભોગ્યત્વ તથા અનન્ય શરણત્વનું લક્ષણ છે.

શ્રી વૃન્દાવન ધામ અને કરવાનું એકજ કામ છે કે શ્રી વૃન્દાવન વિહારીનું અહર્નિશ નામ સંકીર્તન શ્રી કૃષ્ણ-શ્રી કૃષ્ણ કહેવું અને વૃન્દાવનમાં વસવું તેમાં પરમ કલ્યાણ છે. પ્રાણી માત્રના ઉદ્ધારનો તે શ્રેષ્ઠ ઉપાય છે.

"પ્રભુ એટલે શું ? તેની પ્રાર્થના કરતાંજ તે સામે ઉભો રહે છે એવા સ્વરૂપની કલ્પના કરીએ તો પછી તેના વૈભવ કયાં રહ્યા ? તેની મોટાઇ મારી દ્રષ્ટિએ તો નાશ પામશે પ્રભુની કલ્પના એ માનવ મનની દુર્બળતાનું ચિન્હ છે-સાક્ષી છે. તેના ચરણમાં પડવું અને પ્રાર્થના કરવી એ કૃતિનો અર્થ એજ કે તેના સ્વરૂપને

ઓળખવાનું મારામાં બુદ્ધિ બળ નથી પણ તે નિયમ અને શક્તિનું સમવાથી રૂપ છે.” ( કાઉન્ટ ટોલસ્ટોય ).

"પરમ પુરૂષ ભગવાનના ત્રણ નિરન્તર શાશ્વત પદ છે:—

(૧) સનાતન અક્ષર આત્મ સ્વરૂપ છે.

(૨) પ્રકૃતિસ્થ ક્ષર સ્વરૂપ છે.

(૩) પરમ પુરૂપ સ્વરૂપ છે.” (ગીતા તત્ત્વાંક પાનું ૮૮).

## (૭) પરમાત્માનો અવતાર

બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર શ્રી ભગવાનના ગુણાવતાર છે. શ્રી રામ મર્યાદાના આદર્શ અને સત્ત્વગુણ સંપન્ન છે. શ્રીકૃષ્ણ લીલામય અને સર્વગુણ સંપન્ન છે. સચ્ચિદાનંદઘન પરમાત્મા અનાદિ માયાના સંબંધથી ઈશ્વરરૂપને પ્રાપ્ત થાય છે; તથા એ માયાના સંબંધથી ભક્તો પર અનુગ્રહ તથા દુષ્ટોનો વિનાશ કરવા માટે શ્રી રામ, શ્રીકૃષ્ણ આદિના રૂપમાં પોતાની ઇચ્છા માત્રથી અવતરિત થાય છે. અવતાર દિવ્ય જન્મ-કર્મ માટે છે. ( ગીતા ૪/૯ ).

અવતાર ભેદ :—

મુખ્ય—દિવ્ય સ્વરૂપથી અકસ્માત્ પ્રકટ થવાવાળા. નૃસિંહાદિ.

ગૌણ—નિયત કાર્ય માટે પ્રકટ થવાવાળા. વિષ્ણુ. આદિ.

પૂર્ણ—અનેક કલાઓથી પરિપૂર્ણ શ્રીકૃષ્ણ, શ્રીરામચન્દ્રાદિ.

અંશ—કોઇ કલા વિશેષથી જીવમાં પ્રવેશ કરી પ્રકટ થનાર.

આવેશ—જેમાં સ્વયં ઇશ્વર પ્રવેશ કરી પ્રકટ થાય.

દશ અવતાર મુખ્ય ગણાએલ છે. સંકલ્પ માત્રથી બધું કરવામાં સમર્થ છતાંએ શ્રી ભગવાનને પોતાનો ભક્ત એટલો પ્યારો છે કે તે પ્રેમવિવશ થઇ સ્વયં પ્રકટ થાય છે. આસ્તિકોને ઇશ્વરના સામાન્ય અને વિશેષ બન્ને રૂપોનાં દર્શન થાય છે રામ, કૃષ્ણ, વિષ્ણુ, શિવ આદિ અવતાર વિશેષ રૂપથી છે; અને સચ્ચિદાનંદ

ઇશ્વરનું સામાન્ય રૂપ છે. અવતારોમાં કોઈ વખત પરાત્પર સ્વયં અવતાર લીએ છે, અને કોઇ વખત સીમિત શકિતથી કાર્ય કરવાવાળા ત્રિદેવોમાંથી કોઇનો અવતાર થાય છે. જગતની સૃષ્ટિ સ્થિતિ અને સંહાર કરવો પરાત્પરનો અસાધારણ અભિજ્ઞાન છે. પરાત્પર સચ્ચિદાનંદ પરમેશ્વર શિવ એક છે શિવલિંગ રૂપમાં પિતા અને પ્રકૃતિ–યોનિરૂપમાં માતા (ગીતા ૧૪/૩). અવતારોનું પ્રાકટ્ય મનુષ્યપિંડ, સહજપિંડ અને અલૌકિક પિંડ ધારણ કરીને થાય છે.

જગત કાર્યને માટે શકિત પ્રકાશક જે અવતાર થાય છે તે છ પ્રકારના હોય છે. પુરૂષાવતાર, લીલાવતાર, યુગાવતાર, મન્વન્તરાવતાર, શાક્ત્યાવિશાવતાર, ગુણાવતાર (શિવ). નિર્ગુણ અવસ્થામાં શિવ અને કૃષ્ણ એકજ છે. અવતાર ન થવાથી મનુષ્યની ચિત્ત શુદ્ધિ કોઇ પ્રકારે થતી નથી. ચિત્ત શુદ્ધિ વગર જ્ઞાન થવાનો સંભવ નથી. પરમાત્માના મૂળ સ્વરૂપ અને અવતારોમાં ગુણ–પૂર્તીના વિષયમાં કાંઇ ભેદ નથી, પણ ગુણ પ્રકાશનમાં ભેદ છે. એ ભેદને લઈ અંશાવતાર અને પૂર્ણાવતારનો વ્યવહાર પ્રવૃત્ત થએલ છે. શ્રી કૃષ્ણમાં જ્ઞાન, શકિત, બળ, ઐશ્વર્ય, વીર્ય અને તેજ એ છ ગુણોનો પૂર્ણ ઉન્મેષ હોવાથી તે પૂર્ણાવતાર છે. સંસારના સંતાપથી સંતપ્ત લોકોને પ્રેમ અને ભકિત પ્રદાન કરી. સાંસારિક કલેશો છોડાવવાવાળી દિવ્ય–લીલાઓ કરવાને માટે એ અવતાર લીધો હતો. ગુણાવતાર–બ્રહ્મા, વિષ્ણુ, શિવ; અને અર્ચાવતાર શ્રી શાલિગ્રામ કિંવા મૂર્તિયો.

જીવન મુક્ત મહાત્મા–ગણની પ્રાર્થના ઉપર અવતાર થાય છે एतेचांश कलापुंसः कृष्णस्तु भगवान् स्वयंम. નૃસિંહ, વામન, અને પરશુરામ આદિ સ્વરૂપ ભગવાનનના અંશ અથવા કલા છે; પરન્તુ શ્રી કૃષ્ણ તો સ્વયં ભગવાનજ છે શ્રી કૃષ્ણના અવતારનું રહસ્ય અત્યન્તજ ગૂઢ અને જટીલ છે. અવતારને માટે પાર્થિવ

ઉપાધિ યા માનુષી તનુ (Phisycal vehicle) જોઈએ. નારાયણ રૂષિએ પોતાનું શરીર દાન કર્યું અને તેથી નર અર્જુન રૂપમાં તેની સહાયતાને માટે આવિર્ભૂત થયા. તેથી કહેવામાં આવે છેકે શ્રી કૃષ્ણનું માનુષી તનુ છે તે શ્રી નારાયણ રૂષિનું છે. ગીતામાં अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् (ગીતા ૯.૧૧)

કૌરવોની દાનવી સભામાં ભગવાનનો વસ્ત્રાવતાર થયો.

"દશહજાર ગજ બલ થકયો, ઘટયો ન દશ ગજ ચીર."

હિંદુ ધર્મમાં બે પ્રધાન મત છેઃ-(૧) પુરૂષાર્થદ્વારા પ્રભુ તરફ અગ્રસર થવાને માટે મનુષ્યોને ઉપદેશ કરે છે; (૨) પ્રભુ સ્વયં દયા કરીને મનુષ્યોને દર્શન દેવા આવે છે; તેને પ્રેમધર્મ અથવા ભગવત્ કૃપાનો માર્ગ કહેવામાં આવે છે. ભગવાનના અવતાર ત્રણ પ્રકારના થાય છેઃ—(૧) પુરૂષાવતાર; (૨) ગુણાવતાર; (૩) લીલાવતાર. ભગવાનના બધા અવતાર ચાર પ્રકારોમાં વિભક્ત છે.

(૧) આવેશ—નારદ, ચતુઃસન, પૃથુ, પરશુરામ, કલ્કિ.

(૨) પ્રાભવ—શ્રી મોહિની, હંસ અલ્પકાળના છે
મુનિચેષ્ટા-વેદવ્યાસ, કપિલ, દત્તાત્રેય, ધનવંતરિ, રૂષભ.

(૩) વૈભવસહ—કૂર્મ, મત્સ્ય, નરનારાયણ, વારાહ, હયગ્રીવ, પ્રશ્નિગર્ભ, બલભદ્ર, યજ્ઞ આદિ ૧૪ મન્વન્તર; શ્રીહરિ, વૈકુંઠ, અજિત, વામન વૈભવ+પરાવસ્થા.

(૪) પરાવસ્થ—નૃસિંહ, શ્રી રામ, શ્રીકૃષ્ણ સમાન મુખ્ય, શ્રીકૃષ્ણાવતાર પરાવસ્થ લીલાવતાર છે. પ્રત્યેક માનવી બુદ્ધિ, માનવી શક્તિની અનન્ય સત્યાનુશક્તિની પરાકાષ્ટાથી પર અવતાર દિવ્ય અન્ધકારમાં થાય છે. જન્માષ્ટમીનો ભગવાનનો જન્મ એવોજ પૂર્ણાવતાર હતો. ભગવાનના અંગોની પ્રભાથી અંધકારમય કારાગૃહ પરમ પ્રકાશમય થઈ ગયું.

. ' મનોવેદ્ય સુખ–દુઃખાદિ બીજાને બતાવી શકાતાં નથી તે પ્રમાણે યમ–નિયમાદિ અનેક પ્રકારના ઉપાયો તથા અનુષ્ઠાનોથી પવિત્ર લા મનદ્વારા જાણવા યોગ્ય ઈશ્વર બીજા કોઈને બતાવી શકાય નહીં.

ઇશ્વર કહે છે કે–"હું મનુષ્યોના હૃદયમાં રહું છું. જે મને પુકારી શકે છે, અને મને દેખવાનું જાણે છે તે મારૂં દર્શન પામી શકે છે." શ્રદ્ધાળુ મનુષ્ય પોતાની અનન્ય–ભકિત દ્વારા પોતાની ભાવના અનુસાર કલ્પિત સાકાર સ્વરૂપથી પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન કરી શકે છે તેમાં કાંઇ સંદેહ નથી. ઈશ્વરની સાથે પ્રત્યક્ષ કથા–વાર્તા (વાતચીત) પણ કરી શકાય છે તેનો સંભવ બે પ્રકારે છે.

(૧) સાધક મનની દઢતા ઉપર અવલંબિત થઈ વિરાટ ચૈતન્ય દ્વારા ઈચ્છાનુરૂપ સૃષ્ટિનો વિકાર કરી શકે છે અથવા

(૨) જે ચૈતન્ય સત્તા નિરંતર મનની પાછળ રહે છે તે કોઈ કોઇ વખત દયા કરી તે ભકતને દર્શન દેતી રહે છે.

પરમેશ્વર સર્વત્ર વિદ્યમાન છે; ભકતોએ તેને ભિન્ન ભિન્ન સ્થાનોમાં પ્રકટ કરી દીધેલ છે.

"પોતાની સૃષ્ટિમાં કોઈને દુઃખ ન થાય એ જોવામાંજ વિષ્ણુ અવતારનો આનંદ છે." (મૃત્યુના મ્હોંમાં)

" When God incarnates Himself in this ભરતખંડ for the salvation of souls. He comes either as a King in which condition he has thirty nine qualities, and when He comes as a સાધુ ( like દત્ત and કપિલ ) He has thirty qualities The Incarnate God looks exactly like other men, but He is divine as such different from other men, just as there are stones and magnet stones both of which look alike, but

are very different in their properties. The quality in the latter is that when a ship goes in the direction of a mountain made of such stone, all its nails are drawn out by the force of magnetism of that mountain In the same way when human beings look upon the Incarnate God, their senses are drawn away from them and they enter into સમાધિ It was in this way that the people of ગોકુળ were led into trance on seeing શ્રીકૃષ્ણ and God showed them His abode, In this same way at whatever time God incarnates Himself, there is always this miraculous power in His Person vig that whosoever sees Him with faith, his senses are drawn away from him, and he enters into સમાધિ. moreover some times when God wants to lead many souls to salvation, such સમાધિ comes to unbelivers and even animals, and so it is no wonder if the believers have it."

( સ્વામીનારાયણ )

"Sixteen signs are said to exist in the soles of the feet of one who is God Incarnate."

( સ્વા. ના. )

"If you want the One Immanent Formless Impersonl God, I can show Him to you, but if you want the Incarnate One, you go to him who is at Gangaram's house in જુનં." વસિંહાત્ replied:—"I do not want the Immanent omnihresent God, I want the Incarnate One"

રામાવતારનાં પાત્રોનાં આદર્શો

રામ—સત્ય નિષ્ઠા અને પ્રજા રંજન

લક્ષ્મણ—બ્રહ્મચર્ય અને સેવા ભાવ

ભરત—ત્યાગવૃત્તિ અને નમ્રતા

સીતા—પતિભક્તિ અને તેજસ્વિતા

ઉર્મિલા—તિતિક્ષા અને આત્મ વિલોપન.

કૌશલ્યા—પુત્ર પ્રેમ.

વિભિષણ—ન્યાય નિષ્ઠા.

ગુહ—મિત્રભક્તિ

હનુમાન—આદર્શ સેવક—સચિવ.

( આદર્શ ચરિત્ર સંગ્રહ ).

"જીવોના કલ્યાણને માટે આ પૃથ્વી ઉપર ભગવાન અવતારો ધારણ કરે છે. તેમના પ્રસંગથી મનુષ્યો નિશ્ચે મોક્ષ પામે છે."

( ગુણાતીતાનંદ—જ્ઞાનવિલાસ પાનું ૯૦ ).

"આ પૃથ્વી ઉપર મનુષ્યોના કલ્યાણને માટે ભગવાનના જે અવતારો થાય છે તે વિજ્ઞાન, જ્ઞાન તથા ધ્યાન મનુષ્યોને શિખવે છે." ( ગુ. જ્ઞા. વિ ૧૦૫ )

"કૃષ્ણાવતાર કેવળ યોગી ન હતો એ યોગ બ્રાહ્મણ અને ક્ષત્રીયોના વ્યવહારને ઉદ્દેશીને સંસારને પરિપાક આપતો હતો.

કેવળ યોગને બળે, કેવળ ઉપદેશને બળે બુદ્ધાવતારે નવો યુગ પ્રવર્તાવ્યો." (સરસ્વતીચંદ્ર ભાગ ૪)

"લીલા કરવાને માટે પ્રભુ અવતાર થાય છે. અને પ્રભુની લીલામાં અસાધ્ય કાંઈ ન હોય તે લીલામાં સદેહ કરવો નહીં."

(કલ્યાણ-ફેબરવારી ૧૯૪૦, પાનું ૧૫૧૧)

## (૪) અદ્વૈત ભાવ.

વેદાંત કથિત અદ્વૈત ભાવ અથવા ભાવાતીત સંબંધી 'એ બધું અંતીમ અવસ્થા છે. કેવી રીતે તે જાણી શકાય છે?' જેમ શેઠ નોકરને બળપૂર્વક તાણી ખેંચી પોતાની ગાદી પર બેસાડી કહે કે 'કેમ હવે સંતોષ થયો? જે તું છે તેજ હું છું.' એ પ્રમાણે સમજવાનું છે. વેદમાં દ્વૈત અને અદ્વૈત બેઉ છે. હૃદયમાં અદ્વૈતવાદનું મુળ તત્ત્વ—હું અને આ સમગ્ર જગત એકજ છીએ; હું અને બ્રહ્મ એકજ છીએ એ ભાવનાનો ઉદય થાય છે. દ્વૈતવાદના સિદ્ધાંત પ્રમાણે જીવાત્માનું વ્યકિતત્વ અનંતકાળ પર્યંત પૃથક્ રહે છે એટલે તે જીવાત્માજ રહે છે; અને કદી પણ બ્રહ્મની સાથે એકાકાર થઈ જતો નથી. ઇશ્વર જગતનું નિમિત કારણ છે, જગતનું ઉપાદાન તો અનાદિ કાળથી હતુંજ. અદ્વૈતવાદીઓનો મત એથી જુદો છે. તેમના મત પ્રમાણે ઇશ્વરજ જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ બેઉ છે. તે જગતનો એકલો કર્ત્તાજ નથી, પણ ઉપાદાન ભૂત પોતાના શરીરમાંથીજ જગતને વ્યકત કરે છે. એટલે કે સૃષ્ટિની રચના થઈ નથી પણ પરબ્રહ્મમાંથી તેનું માત્ર પ્રકટીકરણજ થયું છે, એવો અદ્વૈતવાદનો સિદ્ધાંત છે

અદ્વૈત ભાવનારૂપ સમાધિદ્વારા અતદવ્યા વૃત્તિથી બ્રહ્માનુભવ કરવાનો છે. એ અદ્વૈત ભાવનારૂપ સમાધિ વડે બ્રહ્માનુભવાત્મક વૃત્તિનો તિરોભાવ અદ્વૈત અવસ્થાન રૂપ નિર્વિકલ્પ સમાધિ છે. જે પરમ પુરૂષાર્થ છે.

"દો બુંદ આંસુઓમેં, દો પ્રેમ કે બોલોમેં
મૈં એકસે દો હોકર, સંસાર મેં રહા હું."

મનુષ્ય પણ દ્વૈતરૂપી રાત્રિના ફંદામાં ફસાઇને સંસારરૂપી ધોબીનો ગધેડો બનીને ભાર લાદે છે. મનુષ્ય અસલમાં પરબ્રહ્મનું સ્વરૂપ છે, પરંતુ તેમાં ફસાઇને અજ્ઞાન દશાનો ગધેડો બનીને

જન્મ-મરણ રૂપી લાદીના ભારથી દુઃખી થઈ રહેલ છે. જીવ, પ્રકૃતિ અને બ્રહ્મનું સ્વરૂપ ભિન્ન ભિન્ન છે તેટલા માટે દ્વૈત-પ્રતિપાદક વચન સ્વાર્થમાં વિશ્રાન્ત છે-દ્વૈત છે; અને પ્રકૃતિ તથા જીવોની સ્થિતિ-પ્રવૃત્તિ ભગવાનને આધીન છે, અને તેમાં ભગવાન ઓતપ્રોત છે માટે અદ્વૈત છે. બે વગર રસનો સ્વાદ ન આવે તેટલા માટે ભગવાન સ્વયં બે થઇ જાય છે-આત્મા અને પરમાત્મા જીવ-રૂપથી ભોગ કરે છે, અને પોતાના સ્વરૂપથી તેના સાક્ષી રહે છે; એ ભોગને વ્યવસ્થિત રાખે છે, તેનું નિયમન કરે છે તેટલા માટે તે પ્રત્યક્ષ ભોગ નહીં પરંતુ પરોક્ષ ભોગ છે. ભગવાનનો પ્રત્યક્ષ ભોગ પણ છે. ભગવાનનું સ્વરૂપ अक्षर आनन्द છે તેને લલિત ભાષામાં લક્ષ્મી કહે છે. બધા જગતમાં જે લક્ષ્મી છે (આનન્દ દેવાવાળો પદાર્થ છે) તે બધાની તે અધિદેવતા છે.

આદિમ દ્વંદ્વ-પહેલું જોડું પુરૂષ અને પ્રકૃતિ છે. મહાલક્ષ્મીના પાંચ કાર્ય છેઃ—

(૧) તિરોભાવ-જીવાત્માના કર્મરૂપ અવિદ્યાથી તિરોહિત યા આચ્છાદિત થવું.

(૨) સૃષ્ટિ.

(૩) સ્થિતિ.

(૪) સંહાર.

(૫) અનુગ્રહ-મોક્ષને કહે છે.

પતિ અને પત્નિનો સંબંધ રથી અને સારથિનો છે. ભાગવતમાં નારીને ઇન્દ્રિયો અને આત્માના યુદ્ધમાં મનુષ્યની સહાયતા માટે પરમાત્માએ આપેલ સહાયક બતાવેલ છે. સંસારમાં મોટી ઉત્પાદક શકિત સ્ત્રી છે. સ્ત્રીમાં બુદ્ધિ, અવિવેક, ધૈર્ય, કામ તથા ક્રોધ એ પાંચ ગુણ અધિક કહેલ છે. કાન્તા-કનક આ ભવસાગરમાં બે ભયંકર ભંવર છે; તેમાં પડયા પછી માણસ તો શું પણ મોટા મોટા જ્ઞાનીઓ-જ્ઞાનના જહાજ પણ તેમાં ડૂબી ગયા છે.

"અદ્વૈતની સિદ્ધિ તો લક્ષ્યાલક્ષ્ય સિદ્ધાંતમાંજ છે. અલક્ષ્ય લક્ષ્યનું સાક્ષિ એટલે પોતાનુંજ સાક્ષિ"

(સરસ્વતિચંદ્ર ૩)

"હું તૂં થયો તૂં હું થયો, હું દેહને તૂં પ્રાણ છે;
કોઇ હવે નવ કહી શકે હું કોણ ને તૂં કોણ છે!"

(અશો. જ. ગીતાંજલી).

"વહૈ અત્યંતા ભાવ હૈ, યહૈ જુ તુરિયા તીત
યહ અનુભવ સાક્ષાત્, હૈયહ નિશ્ચે અદ્વૈત."

(મહાત્માઓની મસ્તી).

"પુરૂષ અને પ્રકૃતિના અદ્વૈતમાંથી દ્વૈત જન્મે છે અને એ દ્વૈત પાછું અદ્વૈતમાં શમે છે-શાશ્વત શાંતિને પામે છે.

(પરમાનંદ)

## (૫) અદ્વૈત વાદ.

શ્રી શંકરાચાર્યનું એમ કહેવું છે કેઃ—

(૧) હું તું, અથવા મનુષ્યની આંખોથી દેખાનારૂં આ જગત—એટલે સૃષ્ટિમાંના પદાર્થોનું નાનાત્વ—તે ખરૂં ન હોઇને તે સર્વમાં એકજ શુદ્ધ અને નિત્ય પરબ્રહ્મ ભરેલું છે; અને તેની માયાથી મનુષ્યની ઇન્દ્રિયનો નાનાત્વનો ભાસ થાય છે; તેમજ

(૨) મનુષ્યનો આત્મા પણ મૂળમાં પરબ્રહ્મરૂપીજ છે; અને

(૩) આત્મા અને પરબ્રહ્મના ઐક્યનું પૂર્ણજ્ઞાન એટલે અનુભવાત્મક સાક્ષાત્કાર થયા વિના કોઇને પણ મોક્ષ મળવો શક્ય નથી. આનેજ અદ્વૈતવાદ કહે છે.

આરંભવાદ નૈયાયિકોનો છે. ગુણ પરિણામવાદ સાંખ્યોનો છે. અને વિવર્તવાદ અદ્વૈત વેદાંતીઓનો છે. અદ્વૈત વેદાન્ત પરમાણું

અથવા પ્રકૃતિ એ બે સગુણ વસ્તુઓને નિર્ગુણબ્રહ્મથી ભિન્ન અને સ્વતંત્ર માનતું નથી. મૂળ પ્રકૃતિ એજ ભાસરૂપ છે, સત્ય નથી એટલુંજ અદ્વૈત સિદ્ધાન્તિનું મુખ્ય કહેવું છે.

ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैवनापरः

(૧) બ્રહ્મ સત્ય છે (૨) જગત એટલે જગતનાં સર્વનામ રૂપો મિથ્યા અથવા નાશવંત છે, (૩) અને મનુષ્યનો આત્મા અને બ્રહ્મ એ એકજ છે, બે નથી એ શબ્દોમાં અદ્વૈત વેદાન્તનો સાર વર્ણવેલો છે

વેદાન્ત એવો ખુલાસો કરે છે કે હે મનુજ ! તારી અંદર एकमेवाद्वितीयम् એવો આત્મા રહેલો છે તે અપ્રતિમ હોઇ બ્રહ્માંડમાં તેનું કોઇપણ પ્રતિસ્પર્ધી નથી, પરંતુ અજ્ઞાનતા અને ભ્રાંતિથી એવા એ અદ્વિતીય આત્માનું એકપણું અને મહિમા આપણાં શરીરમાં કલ્પવામાં આવે છે; આથી હું એકલો અને કોઇપણ પ્રતિસ્પર્ધી વિનાનો હોઉં એનું દરેકનું સ્વભાવિક વલણ હોય છે. અદ્વૈતવાદ દ્વૈતવાદનો વિરોધી હોઇ શકેજ નહી; દ્વૈત વાદ ત્રણ અવસ્થાઓમાંની એક અવસ્થા છે. દરેક ધર્મમાં એવી ત્રણ અવસ્થાઓ હોય છેજ. પહેલી અવસ્થા તે દ્વૈતવાદ છે. એ પછી મનુષ્ય જે ઉચ્ચતર અવસ્થાને પ્રાપ્ત કરે છે તેનું નામ વિશિષ્ઠાદ્વૈત છે. આખરે મનુષ્યને જ્યારે એવું ભાન થાય છે કે તે અને જગત્ બન્ને એકજ છે ત્યારે તેનું નામ અદ્વૈત છે. આ પ્રમાણે ત્રણે અવસ્થાઓ એક બીજાની વિરોધી નથી પણ તે એક બીજાની ઉપકારક છે.

ઈસાઇઓના બાઇબલમા—Age are Gods. The Kingdom of God is within you. આ સિદ્ધાંતતો અદ્વૈત સિદ્ધાન્તજ છે. મુસલમાનોમાં પણ જ્ઞાનકાંડનો વિચાર કરવાવાળા સૂફીઓનો મત તો અદ્વૈતજ છે. મોટા મોટા તત્વવાદીઓએ પણ Realism (સૃષ્ટિ

—દ્રષ્ટિવાદ યા અદ્વૈત) ને અપ-સિદ્ધાન્ત બતાવી Idealism (દ્રષ્ટિ-સૃષ્ટિવાદ યા અદ્વૈત) નેજ માનેલ છે. ભગવાન શંકરાચાર્ય નો Monism (અદ્વૈત) સિદ્ધાન્ત છે. જીવ અને ઈશ્વરની પૂર્ણ એકતાજ પ્રત્યેક ધર્મના રહસ્યવાદનો આદર્શ છે. જ્યારે મનુષ્યની પ્રજ્ઞા સાથે સંયોગ થાય છે તે સમય તેને બહારનું કે ભીતરનું જ્ઞાન રહેતું નથી. અદ્વૈત ભાવજ સ્થિતિ યા સિદ્ધિ છે. દ્વૈત ઉપાસના સાધન છે. નમઃનો અર્થ ન મમ કરે છે. મનુષ્ય મારૂં મારૂં કહીને ઘોર નરકમાં પડે છે.

"ભાગવત પુરાણ અને ભગવદ્ ગીતા—Philosophy enjoined is that modified form of the વેદાન્ત called qualified non-duality=વિશિષ્ઠાદ્વૈત as taught by the first great વૈષ્ણવ leader રામાનુજ. In fact it is clear that with the exception of the substitution of વિષ્ણુ or કૃષ્ણ and his consorts for બ્રાહ્મણ; the philosophical doctrines differ very little from pure Brahmanism."

(સ્વામીનારાયણ).

(૧) શ્રી શંકરાચાર્યનો અદ્વૈતવાદ-દ્રષ્ટા=આત્મા, દૃશ્ય=અનાત્મા-પ્રપંચ-અસત્ય; એને અધ્યાસવાદ યા માયાવાદ પણ કહે છે. તેમાં સર્વ કર્મ સંન્યાસની આવશ્યકતા છે."

(૨) શ્રી રામાનુજાચાર્ય-વિશિષ્ટાદ્વૈતવાદ-બ્રહ્મ એક છે અને તેમાં ત્રણ વસ્તુઓ છેઃ-

(૧) અચિત્=જડ પ્રકૃતિ.

(૨) ચિત્ =ચેતન આત્મા.

(૩) ઇશ્વર =સ્થૂળ, સૂક્ષ્મ ચેતના વેતન વિશિષ્ટ બ્રહ્મજ ઇશ્વર છે.

જગત (જડ) અને જીવ (ચેતન) બ્રહ્મનું શરીર છે.

મુક્તિ—

ભગવાનના દાસત્વની પ્રાપ્તિ એજ મુક્તિ છે—ભગવાનની સાથ જીવનું અભિન્નત્વ કદી થઇ શકતું નથી–કેમકે જીવ નિત્ય છે અને દાસ તથા અણુ છે. તે કદી વિભુ થઇ શકે નહીં. વૈકુંઠમાં દાસત્વને પ્રાપ્ત થઈ દિવ્ય આનન્દનો અનુભવ કરે છે.

સાધન—માં જ્ઞાન નહીં પણ ભક્તિ છે. ભક્તિનું સર્વોત્તમ સ્વરૂપ આત્મ સમર્પણ છે.

(૩) શ્રીમધ્વાચાર્ય—દ્વૈતવાદ—ઇશ્વર સર્વજ્ઞ છે, સગુણ અને સવિશેષ છે–જીવ અણુ છે. જગત સત્ય છે–ભેદ સત્ય છે.

મુકિત—ભગવાનના દિવ્ય લોક અને સ્વરૂપની પ્રાપ્તિ થાય એજ મુકિત છે.

(૪) દ્વૈતાદ્વૈતવાદ—નિમ્બકાચાર્ય.

જીવ બ્રહ્મનો અંશ છે, બ્રહ્મ અંશી છે.

મુકિત—પરમાનન્દને પ્રાપ્ત થવું.

સાધન—ભકિત ચિન્તન, ધ્યાન, ઉપાસના.

(૫) શુદ્ધાદ્વૈતવાદ—શ્રી વલ્લભાચાર્ય

ગોલોકાધિપતિ શ્રી કૃષ્ણજ બ્રહ્મ છે.

જીવ—બ્રહ્મનો અંશ અને અણુ છે. તે પણ શુદ્ધ છે.

જગત—માયિક નથી. ભગવાનનું અવિકૃત પરિણામ છે. ભગવાનથી અભિન્ન છે. આવિર્ભાવ તિરોભાવ હોવાથી જગત સત્ય છે.

મુકિત—શ્રી કૃષ્ણની પ્રાપ્તિ. સ્વામી રૂપમાં શ્રી કૃષ્ણની સેવા કરી તે પરમાનન્દ રસમાં તન્મય રહે છે.

સાધન—ભકિત-ભગવાનનો અનુગ્રહ પુષ્ટિ છે.

(૬) અચિન્ત્ય ભેદાભેદવાદ—શ્રી ચૈતન્ય મહા પ્રભુ ઈશ્વર, જીવ, પ્રકૃતિ અને કાળ એ ચાર પદાર્થ નિત્ય છે-ઇશ્વરને આધીન છે. જીવ ઈશ્વરની શકિત છે.

જીવ અને બ્રહ્મ, ગુણુ અને ગુણી ભાવથી અભિન્ન અને ભિન્ન બન્નેય છે.

જગત સત્ય છે પરંતુ અનિત્ય છે.

મુકિત—ભગવાનનું સાનિધ્ય પ્રાપ્ત કરવું સેવાનો પરમાનન્દ પ્રાપ્ત કરતા રહે છે.

સાધન—ભકિત, જ્ઞાન, વૈરાગ્ય તેના સહકારી સાધન છે.

(ગીતા તત્વાંક પાનું ૧૩૦ થી ૧૩૨).

"મહાત્માશ્રી ઉમ્રાનંદજી મહારાજે કહેલ છે કેઃ—

"હમ હૈં ખુદ ખુદા, ન વહ હમસે જુદા
જો જાને જુદા, સો ન પાવે ખુદા."

(કલ્યાણ ફેબરવારી ૧૯૪૦ પાનું ૧૫૪૦)

## (૬) શુદ્ધાદ્વૈત.

ભક્તરાજ નરસિંહ મહેતાને તો શ્રી વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તની ઝાંખી થઇ હોય એમ નીચેના પદ ઉપરથી જણાય છે.

"પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઉપન્યાં,
અણુ અણુ માંહિ રહ્યાં રે વળગી;
ફૂલને ફળ તે તો વૃક્ષના જાણવાં,
થડ થકી ડાળ તે નહિ રે અળગી.
વેદ તો એમ વદે, શ્રુતિ સ્મૃતિ સાખ દે,
કનક કુંડળ વિષે ભેદ નોયે;
ઘાટ ઘડયા પછી, નામ રૂપ જુજવાં,
અંતે તો હેમનું હેમ હોયે.

ખ્યાતિ માને છે; ક્ષણિક વિજ્ઞાનવાદીઓ આત્મખ્યાતિ માને છે; નૈયાયિકો અન્યથા ખ્યાતિ માને છે; સાંખ્ય અને મીમાંસાવાળા અખ્યાતિ માને છે; અને માયાવાદી અનિર્વચનીય ખ્યાતિ માને છે.

સ્વભાવવાદ—

લૌકિક બુદ્ધિ પ્રવીણ પુરૂષોના મનમાં બ્રહ્મવાદ એકાએક ઠસતો નથી માટે પ્રથમ સ્વભાવવાદને આગળ કરવામાં આવે છે. અર્જુનને ભેદ બુદ્ધિ હોવાથી તેના હૃદયમાં બ્રહ્મવાદ આરૂઢ નહીં થવાને લીધે ભગવાને પ્રથમ લોકમાં પોતાની જણાતી સ્વભાવરૂપ શક્તિને બતાવી બોધ કરેલો છે તેથીજ ગીતાના ઉક્ત શ્લોક (પાંચમા અધ્યાયના ૧૪ અને ૧૫ મા શ્લોક) માં ભગવાન કહે છે કે, સર્વ સમર્થ પ્રભુ લોકને કર્તાપણું કે કર્મ સૃજતા નથી; તેમજ કર્મફળનો સંયોગ પણ સૃજતા નથી, પણ સ્વભાવજ પ્રવૃત્ત થાય છે. સર્વ વસ્તુમાં સ્વભાવ વિદ્યમાન હોવાથી તેને આગળ કરી તરત બોધને માટે આ કહેલું છે. વસ્તુ વિચાર કરીએ તો સ્વભાવ પણ ઈશ્વરની શક્તિરૂપજ છે. ભાગવતના દ્વિતીય સ્કંધમાં (૨–૫/૨૧) પરમેશ્વરે સૃષ્ટિ કરવાની ઇચ્છાથી પોતાને વિષે લય થયેલા કાળ, કર્મ અને સ્વભાવને પોતાની શક્તિવડે પાછા પ્રકટ કર્યા. સ્વભાવ ભગવાનની એક શક્તિ હોવાથી, અને શક્તિ અને શક્તિમાનનો અભેદ હોવાથી સર્વત્ર ભગવાનનુંજ પ્રવર્તાવવાપણું છે. (શ્રીવલ્લભાચાર્ય)

પરમાણુવાદ—

જગતનું કારણ હોઈ શકતાં નથી. વળી શ્રુતિમાં પણ પરમાણુથી જગતની ઉત્પત્તિ કહેલી નથી, પણ બ્રહ્મથીજ કહેલી છે તેથી પરમાણુવાદ માન્ય કરી શકાતો નથી. ( શ્રી વલ્લભાચાર્ય ) પ્રત્યેક અણુ એક મહાન શકિતનું કેન્દ્ર છે.

પ્રકૃતિવાદ—

એટલે જડાદ્વૈત અને બ્રહ્મવાદી એટલે ચૈતનાદ્વૈત. પ્રકૃતિ=જડ અને પુરૂષ=ચેત. એ બન્નેનો દ્વૈતવાદ નિરરથક જણાય છે.

નાનાત્વવાદ—

| | |
|---|---|
| જીવ = અગણ્ય ભિન્ન ભિન્ન | ઇશ્વરના અસ્તિત્વથી દૂર |
| જડ = નાનાં પ્રકારનાં ભિન્ન ભિન્ન | થઇ શકતી નથી. |

જડાદ્વૈતવાદ—

કોઈ મહાન શકિત અને ચેતનતા કાર્યકરતી હોવાનું પ્રતીત થાય છે.

ચૈતનાદ્વૈતવાદ—

યુકિત યુક્ત પ્રતીત થતું નથી. દ્વૈત નથી, ઐકય નથી, શૂન્યતા નથી, પરમ તત્ત્વ ચેતન નથી, જડ નથી—ચુપજ રહેવું પડે છે; લેકિન ચુપ પણ રહી શકાતું નથી.

"સામ્યવાદિને માટે ગીતા અમૃતમય સંદેશથી પૂર્ણ છે."

(ગીતા તત્ત્વાંક પાનું ૬૭)

"સાંખ્ય અને યોગમાં નાનાત્મવાદ છે. ગીતામાં એકાત્મવાદ છે." (ગી. ત. ૭૧)

"અપને-અપને મતકી કોઈ નહિં ચાહત હાનિ
જો ઇશ્વર સર્વ વ્યાપક હૈ, (તો) કયોં હૈ ખેંચા-તાનિ"
(મહાત્મા શ્રી ઉમાનંદજી-કલ્યાણ ફેબ્રુઆરી ૧૯૪૦ પાનું ૧૫૪૦)

સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે, અને સર્પનું સ્મૃતિ જ્ઞાન છે એવો વિવેક થતો નથી. એ બે જ્ઞાનના અવિવેકનેજ સાંખ્ય અને મીમાંસકના મતમાં ભ્રમ અથવા અખ્યાતિ કહે છે.

અનિર્વચની ખ્યાતિ—

અનિર્વચનીય ખ્યાતિ વાળા એવું કહે છે કે અંતઃકરણની વૃત્તિ નેત્રાદિ દ્વારા નીકળી વિષયના સમાન આકારને પામે છે. તે વૃત્તિથી વિષયનું આવરણ બંધ થઇ વિષયની પ્રતીતિ થાય છે ત્યાં પ્રકાશ પણ સહાયક થાય છે. કેમકે, પ્રકાશ વગર પદાર્થની પ્રતીતિ થતી નથી. જ્યાં રજ્જુમાં સર્પની બ્રાંતિ થાય છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્ર દ્વારા નીકળે છે અને રજ્જુ સાથે સંબંધ પણ થાય છે, પરંતુ તિમિરાદિ દોષ પ્રતિબંધક હોવાથી વૃત્તિનુ સ્વરૂપ રજ્જુના સમાન આકારવાળું થતું નથી તેથી રજ્જુનું આવરણ ભંગ થતું નથી. એ રીતે આવરણ ભંગ નિમિત્ત અને વૃત્તિનો વિષય સાથે સંબંધ થયાથી પણ જ્યારે રજ્જુનું આવરણ ભંગ થાય નહીં ત્યારે રજ્જુ ચેતનમાં સ્થિત અવિદ્યામાં ક્ષોભ થઇને તે અવિદ્યા સર્પાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. તે અવિદ્યાનું કાર્ય સર્પ સત્ય હોય તો રજ્જુના જ્ઞાનથી તેનો બાધ થાય નહીં, અને અસત્ હોય તો વંધ્યાના પુત્રની પેઠે પ્રતીત થાય નહીં, પણ પ્રતીત થાય છે માટે તે સત્ કે અસત્ નથી પણ સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે.

એ પ્રમાણે પાંચ ખ્યાતિ માનવામા આવે છે પરંતુ તે યથાર્થ નથી.

માધ્વસિદ્ધાંત—નિર્વિશેષ બ્રહ્મવાદ, અદ્વૈતવાદ અને સવિશેષ



"Ramanuj the great Vaishnav teacher and Theologian. It is the Vaishista-dwaita the qualified monism." ( સ્વામીનારાયણ )

## (૯) સૃષ્ટિ ઉત્પત્તિના વાદ.

બાહ્ય સૃષ્ટિના અવલોકન ઉપરથી સૃષ્ટિના કર્તાની કલ્પના અને લોક અનેક રીતિએ કરે છે. કોઇ એમ કહે છે કે સૃષ્ટિના સર્વ પદાર્થો પંચ મહાભૂતના વિકારો હોવાથી આ પંચ મહાભૂત સિવાય મૂળમાં બીજું કોઇ તત્ત્વ નથી. બીજા કેટલાક પ્રતિપાદન કરે છે કે આ સર્વ જગત્ યજ્ઞમાંથી ઉત્પન્ન થયું છે, માટે પરમેશ્વર યજ્ઞ-નારાયણ રૂપી હોવાથી યજ્ઞ દ્વારા તેનું પૂજન થાય છે. ત્રીજા એમ કહે છે કે સૃષ્ટિનો વ્યાપાર જડ પદાર્થ જાતે કરતો નથી; તો તે પ્રત્યેકમાં કોઇ પણ ચેતન પુરૂષ અથવા દેવતા રહે છે, અને તે દેવતા તે વ્યવહાર કરે છે. અને તેથી તે દેવતાનું આરાધન આપણે કરવું જોઈએ. ચોથા પક્ષનું એવું કહેવું છે કે-મનુષ્યના શરીરમાં જેવો આત્મા છે તે પ્રમાણે પ્રત્યેકમાં તેજ વસ્તુનું કાંઇ પણ સૂક્ષ્મ રૂપ એટલે આત્મા જેવી સૂક્ષ્મ શક્તિ વાસ કરે છે અને તેજ તે વસ્તુનું મૂળ અને ખરૂં સ્વરૂપ છે. ઇન્દ્રિય ગોચર થતું નથી માટે અવ્યક્ત, સૂક્ષ્મ, એકરસ, અને ચારે તરફ ભરાઇ રહેલા એક નિરવયવ દ્રવ્યમાંથી સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઇ એ સાંખ્યોનો સિદ્ધાન્ત પાશ્ચિમાત્ય દેશોના અર્વાચીન આધિભૌતિક શાસ્ત્રીઓને ગ્રાહ્ય છે; એટલુંજ નહીં પણ આ મૂળ દ્રવ્યમાંથી ક્રમે ક્રમે વિકાસ થતો આવ્યો છે, અને આ પૂર્વાપર ક્રમ અથવા સરણીને છોડીને વચમાંજ ઘોડિયાની પેઠે કોઇ વસ્તુ આવી જતી નથી એવું તેમણે હાલમાં ઠરાવ્યું છે. આ મતને ઉત્ક્રાન્તિ વાદ કહે છે.

શાસ્ત્રીય સત્યનું જોર અધિક હોવાથી સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમના સંબંધમાં ઉત્ક્રાન્તિ મતજ અત્યારે સર્વ વિદ્વાનો કબુલ કરે

સામાન્ય પ્રત્યક્ષ જ્ઞાન છે, અને સર્પનું સ્મૃતિ જ્ઞાન છે એવો વિવેક થતો નથી. એ બે જ્ઞાનના અવિવેકનેજ સાંખ્ય અને મીમાંસકના મતમાં ભ્રમ અથવા અખ્યાતિ કહે છે.

અનિર્વચની ખ્યાતિ—

અનિર્વચનીય ખ્યાતિ વાળા એવું કહે છે કે અંતઃકરણની વૃત્તિ નેત્રાદિ દ્વારા નીકળી વિષયના સમાન આકારને પામે છે. તે વૃત્તિથી વિષયનું આવરણ ભંગ થઇ વિષયની પ્રતીતિ થાય છે ત્યાં પ્રકાશ પણ સહાયક થાય છે. કેમકે, પ્રકાશ વગર પદાર્થની પ્રતીતિ થતી નથી. જ્યાં રજ્જુમાં સર્પની ભ્રાંતિ થાય છે ત્યાં અંતઃકરણની વૃત્તિ નેત્ર દ્વારા નીકળે છે અને રજ્જુ સાથે સંબંધ પણ થાય છે, પરંતુ તિમિરાદિ દોષ પ્રતિબંધક હોવાથી વૃત્તિનું સ્વરૂપ રજ્જુના સમાન આકારવાળું થતું નથી તેથી રજ્જુનું આવરણ ભંગ થતું નથી. એ રીતે આવરણ ભંગ નિમિત્ત અને વૃત્તિનો વિષય સાથે સંબંધ થયાથી પણ જ્યારે રજ્જુનું આવરણ ભંગ થાય નહીં ત્યારે રજ્જુ ચેતનમાં સ્થિત અવિદ્યામાં ક્ષોભ થઇને તે અવિદ્યા સર્પાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. તે અવિદ્યાનું કાર્ય સર્પ સત્ય હોય તો રજ્જુના જ્ઞાનથી તેનો બાધ થાય નહીં, અને અસત્ હોય તો વંધ્યાના પુત્રની પેઠે પ્રતીત થાય નહીં, પણ પ્રતીત થાય છે માટે તે સત્ કે અસત્ નથી પણ સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે.

એ પ્રમાણે પાંચ ખ્યાતિ માનવામાં આવે છે પરંતુ તે યથાર્થ નથી.

માધ્વસિદ્ધાંત—નિર્વિશેષ બ્રહ્મવાદ, અદ્વૈતવાદ અને સવિશેષ બ્રહ્મવાદ.



"Ramanuj the great Vaishnav teacher and Theologian. It is the Vaishista-dwaita the qualified monism." ( સ્વામીનારાયણ )

## (૯) સૃષ્ટિ ઉત્પત્તિના વાદ.

બાહ્ય સૃષ્ટિના અવલોકન ઉપરથી સૃષ્ટિના કર્તાની કલ્પના અને લોક અનેક રીતિએ કરે છે. કોઇ એમ કહે છે કે સૃષ્ટિના સર્વ પદાર્થો પંચ મહાભૂતના વિકારો હોવાથી આ પંચ મહાભૂત સિવાય મૂળમાં બીજું કોઇ તત્વ નથી. બીજા કેટલાક પ્રતિપાદન કરે છે કે આ સર્વ જગત્ યજ્ઞમાંથી ઉત્પન્ન થયું છે, માટે પરમેશ્વર યજ્ઞ-નારાયણ રૂપી હોવાથી યજ્ઞ દ્વારા તેનું પૂજન થાય છે. ત્રીજા એમ કહે છે કે સૃષ્ટિનો વ્યાપાર જડ પદાર્થ જાતે કરતો નથી તો તે પ્રત્યેકમાં કોઇ પણ ચેતન પુરૂષ અથવા દેવતા રહે છે, અને તે દેવતા તે વ્યવહાર કરે છે. અને તેથી તે દેવતાનું આરાધન આપણે કરવું જોઈએ. ચોથા પક્ષનું એવું કહેવું છે કે-મનુષ્યના શરીરમાં જેવો આત્મા છે તે પ્રમાણે પ્રત્યેકમાં તેજ વસ્તુનું કાંઇ પણ સૂક્ષ્મ રૂપ એટલે આત્મા જેવી સૂક્ષ્મ શક્તિ વાસ કરે છે અને તેજ તે વસ્તુનું મૂળ અને ખરૂં સ્વરૂપ છે. ઇન્દ્રિય ગોચર થતું નથી માટે અવ્યક્ત, સૂક્ષ્મ, એકરસ, અને ચારે તરફ ભરાઇ રહેલા એક નિરવયવ દ્રવ્યમાંથી સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થઇ એ સાંખ્યોનો સિદ્ધાન્ત પાશ્ચિમાત્ય દેશોના અર્વાચીન આધિભૌતિક શાસ્ત્રજ્ઞોને ગ્રાહ્ય છે; એટલુંજ નહીં પણ આ મૂળ દ્રવ્યમાંથી ક્રમે ક્રમે વિકાસ થતો આવ્યો છે, અને આ પૂર્વાપર ક્રમ અથવા સરણીને છોડીને વચમાંજ ઘોલિયાની પેઠે કોઇ વસ્તુ આવી જતી નથી એવું તેમણે હાલમાં ઠરાવ્યું છે. આ મતને ઉત્ક્રાન્તિ વાદ કહે છે.

શાસ્ત્રીય સત્યનું જોર અધિક હોવાથી સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમના સંબંધમાં ઉત્ક્રાન્તિ મતજ અત્યારે સર્વ વિદ્વાનો કબુલ કરે

છે. આર્યવર્તનો મહાન અને પ્રાચીન ઉત્ક્રાન્તિ કર્તા પંતજલિ એમ વ્યક્ત કરે છે કે ઉત્ક્રાન્તિનું મૂળ રહસ્ય તો એજ છે કે, પરિપૂર્ણતાનું પ્રકટીકરણ કરવું કે જે પરિપૂર્ણતા સર્વ વ્યક્તિઓમાં પ્રથમથીજ રહેલી છે. માત્ર એ પરિપૂર્ણતા પ્રતિબંધમાંજ પડી ગયેલી છે, અને તેની પાછળ રહેલો અનંત પ્રવાહ પોતેજ પોતાની મેળે વ્યકત થવાની માથાફોડ કર્યા કરે છે. એ માથાફોડના પરિશ્રમો અને હોંમાનોસી અથવા ચડસા ચડસી ને માત્ર આપણી અવિદ્યાનાજ પરિણામો છે; કારણકે એ દ્વારને ઉઘડી નાંખવાનો અને પાણીના (પ્રકૃતિના) પ્રવાહને અંદર આવવા દેવાનો ખાસ માર્ગ કયો છે તે આપણે જાણતા નથી. છતાં પણ પાછળ રહેલો અનંત પ્રવાહ પોતાના સ્વરૂપને વ્યકત કરશેજ, અને તેથી જો પ્રકટી ભવનનું કોઈ મૂળ કારણ હોય તો એજ છે.

જે વેળાએ વિદ્યા (જ્ઞાન) એ અવિદ્યાનાં દ્વારને તોડી નાખે છે તે વેળાએ-તેજ ક્ષણે ઇશ્વર પોતાના શુદ્ધ સ્વરૂપમાં વ્યકત થાય છે આત્મા તથા પ્રકૃતિના સંયોગથી પ્રથમ બુદ્ધિ તત્ત્વ ઉત્પન્ન થાય છે, અને તેજ બુદ્ધિ બળવત્તર થતાં મન થાય છે. મનની સ્ત્રી મમતા છે અને તેમાંથી અહંકાર ઉત્પન્ન થાય છે, અને તેના યોગથી પંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે; અને વિષય તથા ઇન્દ્રિયોનો ભૂતોની સાથે સંબંધ હોવાથી એની સાથે તેનો પણ ઉદ્દભવ થાય છે. વિષય તથા ઇન્દ્રિયોનો ક્ષોભ થતાંની સાથેજ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોની ઉત્પત્તિ થાય છે. તેના યોગથી વાસના હોય તે પ્રમાણે જીવ ભિન્ન ભિન્ન સ્થળે જન્મ ધારણ કરે છે. જરાયુજ, અંડજ, સ્વેદજ, ઉદ્દભિજ એવા ચાર દેહ અર્થાત્ બે હસ્ત અને બે ચરણતલ હોઇને અષ્ટધા પ્રકૃતિ જેનું શિર હોય છે; ગપંચ જેનું 'મોટું' ઉદર છે, અને નિવૃત્તિ એ જેની પીઠ છે, તથા નાભિના ઉપરના ભાગમાં જેને આઠ દેવસર્ગ છે, જેને ઉપરના ભાગમાં સ્વર્ગલોક એ કંઠ છે, મૃત્યુલોક એ મધ્યભાગ

છે, અને પાતાળલોક એ કમરની નીચેનો ભાગ છે આવું એક છોકરૂં માયાને અવતર્યું. ત્રણ લોકનો વિસ્તાર આ બાળકનું પારણું છે. ચોરાશી લક્ષ યોનિ તે આ બાળકની આંગળીઓનાં ટેરવાં અને સાંધા છે. એ બાળક દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતું જાય છે. નાના પ્રકારના દેહો, અવયવો તથા નામો રૂપી અલંકારો પહેરાવી માયા એ બાળકને મોહરૂપી સ્તનપાન કરાવી ઉછેરીને મોટું કરે છે. પૃથક્ પૃથક્ સૃષ્ટિઓ તેની આંગળીઓ છે, અને ભિન્નભિન્ન શરીરો તેના વેઢા છે. આવું એકનું એક વિશ્વરૂપી બાળક અજ્ઞાન રૂપી પ્રકૃતિને પેટે જન્મ લઇ પોતાને ભાગ્યવાન માને છે. બ્રહ્મા એ બાળકનો પ્રભાત કાળ છે, વિષ્ણુ એ મધ્યાન્હ કાળ છે અને સદાશિવ એ સાયંકાળ છે અર્થાત ઉત્પત્તિ, સ્થિતિ ને લય એવા ત્રણ કાળો છે. મહાપ્રલય એજ એની શય્યા છે. તેનાપર ખેલખેલીને એ નિરાંતે નિદ્રા લે છે; અને પુનઃ કલ્પનો ઉદય થતાંની સાથે વિપરીત જ્ઞાનથી જાગી ઉઠે છે. આરીતે મિથ્યાજ્ઞાનના વ્યવહારમાં કાળગતિના યોગથી એ બાળક પગલાં ભરવા માંડે છે. સંકલ્પ એ જેનો પ્રિય સ્નેહિ છે અને અહંકાર એ જેની શોભા છે એવા એ બાળકને આત્મજ્ઞાન થતાંની સાથે મરણ આવે છે. આ પ્રમાણે માયામાંથી આ વિશ્વ ઇશ્વરની સહાયથી ઉત્પન્ન થયું (જ્ઞાનેશ્વર).

This body of six sheaths is made of the food eaten by the parents; muscles, bones, fat are from the father; skin, flesh, blood are from the mother; those two (and the following four) are the six changes of the body.

1 Born of रस (chidrasa of Essence of consciousness)
2 Born of आत्म (self)
ε Born of सत्य (Basis of existence)
4 Born of स्वत्म (one's own).

Blood, fat, marrow, spleen, liver, anus, heart, navel etc are the changes thought to be born of the mother; monstache, hair on the body hair on other parts muscles, arteries and veins throat and neck, nails teeth semen etc. are the stable things born of the father. " (Kalpak vol..33 p. 299)

" પ્રધાનોનો અધીશ્વર અને મહા પુરૂષથી ઉત્પન્ન થયેલો એવો તથા આદિ અને અંતથી રહિત દેવ એવો જે પુરૂષ તેને ઇશ્વરનો પણ ઇશ્વર કહેલો છે જે અવ્યાકૃત આદિ દેહોમાં અન્વય—વ્યતિરેક સ્વરૂપે ઇશ્વરાદિ નામોવાળા પુરૂષમાં રહેલો છે તે વિશ્વને સૃજવાની ઇચ્છા વાળો અને સગુણ બ્રહ્મ સંજ્ઞીક એવો તે પુરૂષ ભગવાનની ઇચ્છાથી પૂર્વેનાં કર્મ, કાળ, તથા સ્વભાવને પામે છે. પુરૂષ જેમાં અધિષ્ઠિત છે એવા આદિકાળથી ત્રિગુણાત્મક પ્રધાનમાં પછી ત્રણ ગુણો ક્ષોભ પામે છે પછી તે ગુણોનું સ્વભાવિક રીતેજ પરિણામ થાય છે કે પુરૂપે કરેલા અધિષ્ઠાનરૂપી કર્મથી મહત્તત્વનો જન્મ થાયછે. એ શુદ્ધ એવા ત્રણ ગુણોને શુદ્ધ અવ્યાકૃત કહેલા છે. અને એ વૈરાટ રૂપનું આદિ શરીર છે અને અવ્યક્ત છે. તે શરીરના આત્મા જે ઇશ્વર તે વૈરાટ પુરૂપ કહેવાય તેનું વર્ણન શ્રીમદ્ ભાગવતમાં વ્યાસજીએ વિસ્તારથી કરેલ છે. વૃદ્ધિને પામ્યો છે સત્વગુણ જેનો અને ત્રણે ગુણે યુક્ત એવી જે માયા તે સત્વ ગુણ દ્વારા મહત્તત્વને ઉત્પન્ન કરે છે. ઉપશમ દશાવાળું જ્ઞાનાકાર, કૂટસ્થ અને જગતના બીજભૂત જેને જ્ઞાનશકિત અને કર્મશકિતથી સૂત્રાત્મા કહે છે. કારણ અવસ્થામાં રહેલું સત્વગુણી શાંત અને સાક્ષાત્ ભગવાનના સ્થાન ભૂત વિકારે રહિત છે માટે વૃત્તિવડે કરીને તેને ચેતન કહેલું છે. જે મહાપ્રાણની પાછળથી પ્રાણો ચેષ્ટા કરેછે માટે સર્વે જંતુમાં જીવનભૂત એવા તેને સાંખ્યશાસ્ત્રના જાણનારાઓ મહાપ્રાણ કહેછે. પછી તેમાં માયાકાળ અને કર્મના

સ્વભાવથીજ વિકાર થતાં મહતત્ત્વમાંથી યુક્ત એવો અહંકાર ઉત્પન્ન થાય છે. વૈકારિક અહંકાર જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ અને દ્રવ્યશક્તિ એમ ત્રણ પ્રકારનો કહેલો છે, વળી તેને તૈજસ અને તામસ અહંકાર પણ કહે છે. એ મહતત્ત્વથી યુક્ત એવો અહંકાર ત્રણ ગુણો વડે હોય છે તેને ડાહ્યા પુરૂષોએ ઇશ્વરનું સૂત્ર નામે બીજું શરીર કહેલું છે. અવ્યાકૃત શરીરના અભિમાની એવા તે પુરૂષ રૂપી ઇશ્વર યોગસૂત્રાત્મા શરીરથી પુનઃ હિરણ્યગર્ભ એવી બીજી સંજ્ઞાને પામે છે તે વખતે સર્વે જીવોનાં સૂક્ષ્મ અને કારણ શરીરો સૂત્ર નામે દેહમાં લીન થાય છે. અને તે પછી આકાશ, જળ, વાયુ, અગ્નિ અને પૃથ્વી એ પંચભૂતો તથા શબ્દ સ્પર્શ રસ, રૂપ અને ગંધ એ પંચ તન્માત્રાઓ તેમા લીન થઇને રહે છે. હવે જ્યારે તે ઇશ્વરના દેહમાં ભગવાનની કામરૂપી શક્તિથી ક્ષોભ થાય છે, ત્યારે તેમાં જે જીવો પોતાના સંચિત એવા અનાદ કર્મોથી રહેલા હોય છે, તે જીવોનાં તે કર્મો પકવ દશાને પામીને પોતપોતાનાં કર્મના અનુસારે તે ઇશ્વરના સૂત્ર નામે દેહમા પ્રાદુર્ભાવ પામે છે. જેવી રીતે અવ્યાકૃત શરીરવાળો પુરૂષ, સૂત્રદેહના યોગથી હિરણ્યગર્ભ એવી સંજ્ઞાને પામે છે તેજ પ્રમાણે તે વૈશ્વાનર એવી તથા યોગ વડે વિરાટ પુરૂષની સંજ્ઞાને પણ પામે છે કેમકે એ જે અવ્યાકૃતાદિ ત્રણ દેહ કહ્યા અને ઇશ્વરના ત્રણ શરીરો કહ્યા છતાં તેમાં કોઇ ભેદ નથી પણ તે એકજ છે. ત્રિગુણાત્મક અહંકાર થકી ભગવાનની ઇચ્છાથી બ્રહ્માંડનો ત્રિગુણાત્મક સર્ગ થાય છે." (ગુણાતીતાનંદ—જ્ઞાનવિલાસ પાનું ૫૯. ૬૦. ૬૧.)

## (૧૦) લયવાદ.

સાંખ્ય શાસ્ત્ર પ્રમાણે મૂળ અવ્યક્ત પ્રકૃતિમાંથી, અને વેદાન્ત પ્રમાણે મૂળ સદ્રૂપી પરબ્રહ્મમાંથી સૃષ્ટિના સર્વ સજીવ અને નિર્જીવ વ્યક્ત પદાર્થો ક્રમે ક્રમે નિર્માણ થયા પછી સૃષ્ટિના સંહારનો

વખત આવે છે તે વખતે ઉદ્ભવના સંબંધમાં ગુણ પરિણામનો જે ક્રમ કહ્યો છે તથા ઉલટા ક્રમે કરીને સર્વ વ્યક્ત પદાર્થ અવ્યક્ત પ્રકૃતિમાં અથવા મૂળ બ્રહ્મમાં લય પામે છે. એવો સાંખ્ય અને વેદાંત એ બન્ને શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે. દાખલા તરીકે પંચ મહાભૂત પૈકી પૃથ્વી પાણીમાં, પાણી અગ્નિમાં, અગ્નિ વાયુમાં, અને વાયુ આકાશમાં, વળી આકાશ તન્માત્રામાં, તન્માત્રા અહંકારમાં, અહંકાર બુદ્ધિમાં અને બુદ્ધિ કિંવા મહાન પ્રકૃતિમાં, અને વેદાન્ત સિદ્ધાન્ત પ્રમાણે તે પ્રકૃતિ મૂળ બ્રહ્મમાં લય પામે છે. પિંડમાંના બે પ્રલય નિદ્રા, અને મરણ. બ્રહ્માંડમાં પણ બે પ્રલયો છે. દેહ ધારણ કરનાર ત્રણ મૂર્તિઓ (બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર) જ્યારે નિદ્રાવશ થાય છે ત્યારે બ્રહ્માંડમાં નિદ્રા પ્રલય થાય છે; અને ત્રણે મૂર્તિનો અંત થાય છે ત્યારે બ્રહ્માંડનો પણ કલ્પાંત થાય છે એનેજ બ્રહ્મ પ્રલય જાણવો. આ પ્રમાણે પિંડમાં બે અને બ્રહ્માંડમાં બે એમ ચાર પ્રલય થાય છે અને પાંચમો પ્રલય વિવેકનો છે. નામાભિધાન વાળી જે જે વસ્તુઓ છે તે સર્વ પ્રકૃતિના ગુણથી ઉત્પન્ન થયેલી છે. જો પ્રકૃતિ ન હોય તો બોલી પણ શી રીતે શકાય? પ્રકૃતિ રહેવા છતાં વિવેક કરવો એનું નામ વિવેક લય છે. મનનો કે જગતનો અભાવ કરવાનો નથી, તેનું મિથ્યાપણું જાણવાનું છે. અભાવ તો થાયજ નહીં કેમકે અભાવ તો દુઃખરૂપ છે.

## (૧૧) માયાવાદ.

માયાવાદનું સામાન્ય રીતે એમ કહેવું નથી કે, આ જગત દેખાય છે તે નથી દેખાતું; એનું તો વિશેષતઃ કહેવું છે કે આ જગત દેખાય છે તે બ્રહ્મ દર્શન થતાં જગત રૂપે નથી દેખાતું. આ વાદને કવચિત અનીશ્વર વાદ ગણવામાં આવે છે પણ યથાર્થ રીતે વિચારતાં તો ઇશ્વરનો મહિમા માયાવાદ વિના પ્રકટજ થઈ

શકતો નથી. અવિદ્યાને લીધે પિંડ રૂપ ઉપાધિ ધારણ કરનારને જીવ કહેવામાં આવે છે, અને માયાને લીધે બ્રહ્મ ડની ઉપાધિ ધારણ કરનારને શિવ કહેવામાં આવે છે; અને મૂળ માયાના ગુણથી પરમેશ્વર બ્રહ્મ કહેવાય છે માટે અનંત શકિતને ધારણ કરનારી તે મૂળ માયાજ છે. મૂળ માયા તેજ મૂળ પુરૂષ છે. સર્વનો ઈશ પણ તેજ છે. પંચ મહા તત્ત્વો આદિથીજ મૂળ માયામાં રહે છે. મૂળ માયાનું સ્વરૂપ પચ ભૂતાત્મકજ છે. બ્રહ્મમાથી મૂળ માયા, મૂળ માયામાથી ગુણ માયા, અને ગુણ માયામાંથી ત્રણ ગુણોનો જન્મ થયો છે.

સંસાર અહંતા મમતાત્મક છે, તે જીવે અવિદ્યાથી કલ્પ્યો છે. સંસારનો નાશ જ્ઞાનથી થાય. કરોડો જ્ઞાનીઓનો મોક્ષ થાય તથાપિ જગત્ તો તેમનું તેમ રહે છે; જગતનો લય તો ભગવાન કરે ત્યારેજ થાય છે.

मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते (જેઓ મારેજ શરણ થાય છે તેઓ એ માયાને તરે છે. (ગીતા ૭/૧૪). અર્થાત્ ભક્તિ પ્રાપ્ત થતા અવિદ્યાની નિવૃત્તિ થાય છે.

માયા એ ભગવાનની શક્તિ છે તોપણ તે જગતને સૃજતી નથી એમ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌થી સિદ્ધ થાય છે, કેમકે તેમાં કહ્યું છે કે "આ માયાના સ્વામી આ સર્વ વિશ્વને રચે છે, અને તેમાં અન્ય જીવ અવિદ્યાવડે બંધન પામે છે." શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યું છે કે " વિદ્યા અને અવિદ્યા એ બે મારી શક્તિઓ છે તે દેહધારી જીવને બંધ અને મોક્ષ કરનારી છે. તે મારી માયાવડે નિર્માણ કરાયલી છે. (ભાગવત ૧૧/૧૧-૩).

ભગવાન પોતાની માયા શક્તિથી આચ્છાદિત થઈ રહે છે તેથી સર્વ પ્રાણીઓમાં તે રહેતા છતાં દેખાતા નથી માટે એમને सर्व भूतेषु गूढः કહેલા છે.

"મનોયાત્રા–એજ માયા છે. અલક્ષ્ય–અલખ એવો જે માયાવી તે લક્ષ્ય-લખ માયાને આત્મ વસ્તુમાંથી આત્મ વડે વિસ્તારે છે અને આત્મમાંજ સંહરે છે." (સરસ્વતીચંદ્ર)

"માયા પણ પ્રભુની જ્ઞાન શકિત અને ક્રિયા શકિત છે."
(અરવિન્દ ઘોષનું તત્ત્વ જ્ઞાન).

"સ્ત્રીના શરીર રૂપ ઘોર વન છે, સ્તન રૂપી પર્વત વાળું છે, તેમાં વાણી રૂપ ચોર, નેત્રો રૂપી મૃગોનો સમૂહ અને કેશ રૂપ ભયંકર નાગ રહેલા છે. વળી તે વનમાં સુંદર હાસ્ય યુકત નારીની ક્રીડા રૂપી રાક્ષસી છે અને હાથણીની ગતિ જેમાં છે તથા સ્ત્રીયોની ભ્રકુટી રૂપી લતાઓ છે. એ (સ્ત્રી અંગ રૂપી) વનમાં જે કોઇ મનુષ્ય કયારેય પણ જાય છે તો તેનું કદિ કુશળ રહેતું નથી કેમકે તેમાં વસતો મહા ક્રૂર એવો કામ રૂપી સિંહ તેને હણે છે."
(ગુણાતીતાનંદ-જ્ઞાન વિલાસ પાનું ૫૩ ).

"મોહ નદી રૂપી ઉગ્ર માનિની મનુષ્યને મુકતી નથી. સ્ત્રી રૂપી વાઘણ આખા જગતનું તત્કાળ ભક્ષણ કરી જાય છે, તેનો ત્યાગ કરી ભગવાનનો ભકત ભકત વડે ક્ષેમ કુશળતા પામે છે. ……કામમા તો વેશ્યાથી બે ઘણી લાજ વિનાની એવી ભકત અને અજ્ઞાન માયા રૂપ અને ભય આપનારી કહેલી છે. …….. સ્ત્રી માયિક ગુણો વડે છેતરનારી તથા નેત્રોનાં કટાક્ષ બાણોથી હણનારી એવી મોહ મૂર્તિ છે માટે તે કરતાં સર્પિણી તો વધુ સારી."
(ગુ. જ્ઞા. વિ. ૫૫–૫૬–૫૭).

"જીવનું સ્વરૂપ માયા સાથેના સંબંધ પર નિર્ભર છે. જ્યાં આ શરીરની સાથે ભોકતા રૂપમાં તદાકાર થઇ જાય છે ત્યાં તેનું ભયંકર પતન થાય છે, કેમકે જીવનો પ્રકૃતિ સાથેનો સંબંધ સ્થૂળ સંબધ છે. જ્યાં જીવાત્મા પોતાને કર્ત્તા માને છે ત્યાં તેનો પ્રકૃતિ સાથેનો સંબધ સૂક્ષ્મ હોય છે" (ગીતા તત્ત્વાંક પાનુ ૧૦૧૯).

"કઠિન માયાથી પાર પામવાનો એકજ માર્ગ-વિનમ્ર શરણાગતિ છે.

दैवीह्येषा गुणमयी मम माया दुरत्यया
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते

( ગી. ત. પાનું ૧૦૪૮ ) ( ગીતા અ. ૭/૧૪ )

## (૧૨) મોક્ષ

કૈવલ્ય પદ એટલે કેવળપણું, એકલાપણું, પ્રકૃતિ સાથે સંયોગ ન હોય તે સ્થિતિ એવો અર્થ થાય છે; અને પુરૂષની આ નૈસર્ગિક સ્થિતિનેજ સાંખ્ય શાસ્ત્રમાં મોક્ષ કહે છે. મોક્ષ એ આત્માનીજ મૂળ શુદ્ધ અવસ્થા છે; નિરાળો સ્વતંત્ર વસ્તુ અથવા સ્થળ નથી.

मोक्षस्य नहि वासोऽस्ति न ग्रामांतर मेववा
अज्ञान हृदयग्रन्थि नाशो मोक्ष इति स्मृतः

મોક્ષ એ અમુક કોઈ ઠેકાણે રહેલો છે અથવા તો કોઈ બીજો દેશ અથવા બીજું ગામ છે એમ નથી. આપણા હૃદયમાં રહેલી અજ્ઞાન ગ્રન્થિનો નાશ તેનું નામજ શાસ્ત્રમાં મોક્ષ કહેલ છે.

अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम्
( ગીતા ૫/૨૬ )

જેને પૂર્ણ જ્ઞાન થયું છે તેને બ્રહ્મ નિર્વાણ રૂપ મોક્ષ ત્યાંને ત્યાંજ પ્રાપ્ત થાય છે.

यतेंद्रिय मनोबुद्धि मुनिर्मोक्ष परायणः
विगतेच्छाभय क्रोधो यः सदामुक्त एव सः
(ગીતા ૫/૨૮)

ઇન્દ્રિય, મન અને બુદ્ધિને જે કબજામાં રાખે છે અને ઈચ્છા, ભય અને ક્રોધ જેનાં હઠી ગયાં છે તે મોક્ષ પરાયણ મુનિ સદા સર્વદા મુકતજ છે એમ કહેવું જોઈએ.

क्षेत्र क्षत्रज्ञोरेव मंतरं ज्ञान चक्षुषा
भूत प्रकृतिं मोक्षं च ये विदुर्यान्ति ते परम्

(ગીતા ૧૩/૧૪)

જ્ઞાન ચક્ષુ વડે એટલે જ્ઞાન રૂપ ચક્ષુ વડે ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો ભેદ અને સર્વ ભૂત પ્રકૃતિની (મૂળ ભૂત) જે પ્રકૃતિ તેનો મોક્ષ જેણે જાણ્યો તે પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે.

મોક્ષ મેળવવો યા ન મળવો એ અવસ્થા આત્માની નથી, કારણ તે તો હમેશાં અકર્ત્તા અને અસંગ છે; પરંતુ પ્રકૃતિ ગુણના સંગથી તે પોતામાં કર્તૃત્વનું આરોપણ કરે છે, અને તેથી તેનું એ અજ્ઞાન નષ્ટ થાય છે ત્યારે તેની સાથે જોડાયલી પ્રકૃત્તિ છૂટી જાય છે એટલે તેનોજ મોક્ષ થાય છે; અને પછી તે પુરૂષ સમક્ષ પ્રકૃતિનો નાચ બંધ થાય છે એવો સાંખ્ય શાસ્ત્રનો સિદ્ધાંત છે એટલે બંધ અને મોક્ષ આ બન્ને અવસ્થાઓ તાત્વિક દ્રષ્ટિએ પ્રકૃતિનીજ છે એવું સાંખ્ય પ્રતિપાદન કરે છે. સન્મૃત્યુ તે મોક્ષ છે, અપમૃત્યુ તે મોક્ષ નથી. દુઃખમાંથી છુટવા મૃત્યુ શોધવું ને આપઘાત કરવો તે અપમૃત્યુ! જે વાટ ફૂંક મારીને ઓલવીએ છીએ તેમાંથી ધુમાડો નીકળે છે, દુર્ગન્ધ પ્રસરે છે, ને કાળો કોયલો રહે છે. જે વાટ પૂરેપૂરી બળી જાય છે તે શાંત થાય છે અને તેનો ચૂર્ણ થયેલો અવશેષ પંચભૂતમાં જાતેજ ભળી જાય છે. ફૂંકથી ઓલવેલ વાટ અપમૃત્યુ પામે છે. સમાપ્ત થયેલી વાટ ઇશ્વરેચ્છાને અનુસરી સ્વયોનિમાં ભળે છે—એતુંજ નામ મોક્ષ.

"ऋते ज्ञानान्न मुक्तिः" આ શ્રુતિને આધારે જે આત્યંતિક મુક્તિમા સાક્ષાત ઉપયોગી, આત્મા—પરમાત્માનુ જ્ઞાન એજ ખરૂં ગ્રાહ્ય જ્ઞાન છે; (જ્ઞાનવિલાસ મ.)

" જે મનુષ્ય ભગવાનનો ત્યાગ કરીને રાજસી કે તામસી દેવોની ઉપાસના કરેછે તે નાશવંત ફળની ઇચ્છાવાળો મુક્તિને ક્યારેય પામતો નથી." (જ્ઞાનવિલાસ. ૨૧)

"વસ્ત્ર, ભોજન, સ્ત્રી અને દ્રવ્યની સ્પૃહા નહીં રાખનારાઓને પણ જો પ્રભુનો આશ્રય નથી હોતો તો વૃક્ષની જેમ તેમનો વૈરાગ્ય મોક્ષપ્રદ થતો નથી." (જ્ઞા. વિ. ૨૨).

"ભગવાન વિના મુક્તિદાન માટે જે મનુષ્ય બીજાનો વિશ્વાસ કરે છે તે કદિ પણ નિર્ભય સ્થાનને પામતો નથી, તથા ઈચ્છિત સુખ મેળવતો નથી." (ગુણાતીતાનંદ-જ્ઞાનવિલાસ પા. ૨૩)

"જો દુર્દશા આદિને વહનાર એવું ઉદર ન હોત તો બધાય લોકો ભગવાનના ચરણ કમળમાં ઘણી પ્રીતિ કરત; મનુષ્ય પેટ ભરવા માટે જેટલું યત્ન-સાધન કરે છે એટલુંજ જો ભગવાન માટે કરે તો તેને મોક્ષ દુર્લભ નથી." (ગુ. જ્ઞા. વિ. ૩૨).

"મનને નિર્વાસનિક કરવું તેને મોક્ષ માન્યો છે. માટે મુમુક્ષુઓએ મનને નિત્ય નિર્વાસનિક કરવું." (ગુ. જ્ઞા. વિ. ૩૭).

"કામ રૂપી વનની ભૂમિમાં મન નામનો વાઘ છે માટે મુક્તિને ઇચ્છતા સજ્જનો અને પંડિતોએ ત્યાં જવું નહીં." (ગુ. જ્ઞા. વિ. ૩૮).



# શુદ્ધિ

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૫ | દૈવ-વગ્ય | દૈવોપમ્ય |
| ૭ | વિશ્ચય | નિશ્ચય |
| ૮ | તપસ્ય | તપસ્યા |
| ૯ | blieves | believes |
| ૧૦ | ફર્મનો | કર્મણા |
| ૧૧ | અપણ્યું | આપણ્યું |
| ,, | વિકર્પ | વિકર્મ |
| ૧૩ | leatitude | latitude |
| ૧૫ | ક્રિયામાણુ | ક્રિયમાણુ |
| ૧૭ | ઠરણુ | કારણુ |
| ૨૩ | અપેક્ષ | અપેક્ષા |
| ૨૯ | યતો | થતો |
| ૩૬ | મેટામાં | મોટામાં |
| ૩૭ | ગા | ગો |
| ૪૧ | scems | seems |
| ,, | conseiousness | consciousness |
| ૫૫ | આલશ્યકતા | આવશ્યકતા |
| ૫૭ | રૂખિઓએ | રૂપિઓએ |
| ૬૧ | કુંલ | કુલ |
| ૬૭ | swset | sweet |
| ૬૯ | tander | tender |
| ,, | snetified | sanctified |
| ૭૩ | શલી-શાનિ | શલી-શાંતિ |

| | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| | વરાગ્ય | વૈરાગ્ય |
| | તયાર | તૈયાર |
| | તેજામય | તેજોમય |
| | વિદ્યવાન | વિદ્યમાન |
| ૬ | વૃત્ત | વૃત્તિ |
| ૩ | યિચક્ષણા | વિચક્ષણા |
| ૦ | ર | કર |
| ૦ | તત્વનો | તત્ત્વ તો |
| ૧ | જાણાવવામાં | જણાવવામાં |
| ૧૪ | msy | may |
| ૧૫ | ચતન્ય | ચૈતન્ય |
| ૨૭ | ફળદાતા | ફળભોક્તા |
| ૯૬ | canse | cause |
| ૦૧ | ફાષ્ણ | કૃષ્ણ |
| ૦૩ | નિશ્રય | નિશ્ચય |
| ૧૧ | ઉદસીન | ઉદાસીન |
| ૪ | ચતન્ય | ચૈતન્ય |
| ૧ | હ્રમ | બ્રહ્મ |
| ૧૯ | સમાથિ | સમાધિ |
| ૩૬ | From | Form |
| ૬૦ | ઘટે | ઘટે તે |
| | પેમીને | પ્રેમીને |
| ૧૧ | ણુદ્ધ | બુદ્ધિ |
| ૪૮ | sucession | succession |
| ૪૯ | ha | has |
| ૫૩ | દી | દીએ |

| પાનું | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૪૬૪ | પાળવાની | પામવાની |
| ૪૬૯ | સધન | સાધન |
| ૪૭૧ | menifest | manifest |
| ૪૮૦ | તયા | તથા |
| ૪૮૭ | શિલ્પૈન | શિલ્પૈન |
| ૪૯૦ | ચતુર્વિંય | ચતુર્વિંધ |
| ૫૧૫ | પોતા | પોતાના |
| ,, | ૈત | દ્વૈત |
| ૫૧૬ | દ્વેત | દ્વૈત |
| ૫૧૮ | એનું | એવું |
| ૫૨૩ | ઉપત્તિ | ઉપપત્તિ |
| ૫૨૬ | વિચાર | વિકાર |
| ૫૨૮ | અનિર્વચની | અનિર્વચનીય |

